( છબી વિષે દોહરો. )

અહુંભાવ જ્યાં કૃતિ વિષે, ત્યાં તન-મન-છબિ વાત ;
વિજયવાણિ છે પ્રતિનિધી, કર્ત્તા—કુદરત માત !–1.



# વિજયવાણી.

(પુષ્કળ વધારા તથા વિસ્તીર્ણ ટીકા સહિત.)



વિજયવાણીનો લાક્ષણિક ઉદ્દેશ.

(ગીતિવૃત્ત.)

વિવિધ ખ-રંગ તરંગે, ઝબકિ વિજળિ ઝટ લિયે ઘુમટ તાણી;
શાણિ બોધ નિતિ સંગે, વ્યંગે રસ રાખતી વિજયવાણી!-૧.

---

આવૃત્તિ ૨ જી.

મુંબઈ:

"નિર્ણયસાગર" પ્રેસ.

---

સંવત ૧૯૩૮-૩૯-સને ૧૮૮૨-૮૩.

---

# ટીકા.

---

**છબી વિષેના દોહરા વિષે.**—આ કૃતિ મ્હારી છે. આ કાવ્ય મ્હારૂં કરેલુંછે, એવી રીતનો જ્યાં અહંભાવ-હુંપણું (દેવીવ્યવસ્થા વિષેનો સવૈયો જુઓ-પાને ૧ લે) હોય, ત્યાં તનની ને મનની છબી વિષે વાત કરવામાં આવે; પરંતુ, વિજયવાણી માત્ર એક પ્રતિનિધિ છે- કર્ત્તા તો સાક્ષાત્ કુદરત માતા છે: અર્થાત્ કુદરતનાં બોલવાનો વિજયવાણી માત્ર પ્રતિધ્વનિ છે.-વ્યંગાર્થ-વિજયવાણી કુદરતી છે! અર્થાત્ વિજયવાણીનું આખું પુસ્તકજ કુદરતની છબી રૂપ છે, ત્યાં પછી તનની ને મનની છબીની વાત કરવાની ક્યાં રહી.?!

એક મ્હારા મિત્રે એક દિવશ મને પુછ્યું કે "કેમ વિજયવાણી", (એ મિત્ર તસવીરનું કામ કરેછે, ને પ્રસંગે વિનોદમાં એ પ્રમાણે પુસ્તકનાં નામથીજ મને બોલાવેછે)-"પુસ્તકમાં છબી બબી મુકવાનો વિચાર કેમ છે?" ત્યારે તેના પ્રશ્નના ઉત્તરમાં, એ છબી વિષેનો દોહરો બન્યો હતો!

**વિજયવાણીના લાક્ષણિક ઉદ્દેશ વિષે.**—ખ-એટલે આકાશ, અને એ ઉપરથી ખ-રંગ એટલે આકાશી રંગો; એવા વિવિધ-એટલે તરેહ તરેહના આકાશી રંગો, ને તેના તરંગ એટલે જે લ્હેર (જેમ નદીની લ્હેર તેમ) તેને વિષે જેમ વિજળી ઝબકારો કરીને પાછી અલોપ થઈ જતી હોય, તેમ મન રૂપી આકાશના તરેહ તરેહના રંગ, અને તેના તરંગ-એટલે તર્ક, તેમાં અર્થચમત્કૃતિ રૂપી વિજળી સહજ ઈસારો રૂપે માલમ પડીને, જાણે પાછો પોતાનો ઘુમટો તાણી લેતી હોય તેમ બેમાલુમ થઈ જાયછે; વળી જ્યારે નીતિ અને બોધના વિષયો ઉપર બોલવાનું આવેછે, ત્યારે તેવે પ્રસંગે શાણી-ઠાવકી જણાયછે; અને મુખ્યત્વેકરીને, જે કંઈ રસની વાતો હોયછે તે વ્યંગમાં એટલે ઊંડાણમાં લપેટેલી રાખેછે-એવી વિજયવાણી છે!

# અર્પણપત્રિકા.

( કવિત્ત—મનહરછંદ. )

મુંબાઇ નિવાસિ "સર" મંગળદાસ "નાઇટ,"
"સ્ટાર ઓફ્ ઇંન્ડિયા" ખિતાબ ધરનાર છો;
એસોશિયેશનમાં પ્રમૂખ-સ્થાને સાત વર્ષ,
પ્રજાના સંભાળ્યા હક નોધારાં-આધાર છો;
ધારા બાંધનારિ સભામાં બિરાજી આઠ વર્ષ,
ક્યા વળિ આપ ખરા દેશ-હિતકાર છો;
રાજીનામાં સમયે મુંબાઇ સરકારે કહ્યું:—
"ખરા તમે દેશ તણા હિત ઇચ્છનાર છો."—૧.
પ્રિન્સ ઓફ્ વેલ્સ જ્યારે મુંબાઇ પધાર્યા ત્યારે,
આપની અનેક એવી લાયકી વિચારિને;
યોગ્ય રીતે સનમાન આપ્યું આપને મુકામ,
ગિરગામ પોતે જાતે બંગલે પધારિને;
"કેવી શોભા તે પ્રસંગે! કેવાં સહુ હો ઉમંગે!"
"દિવશ શો રંગે!"—કરે વાત સહૌ સંભારિને;
એવા પ્રસંગની યાદગિરિમાંહ્ય ચાંદ એક,
મોકલાવ્યો પ્રિન્સે છેક વિલાત સિધારિને.—૨.
સિત્તેર હજાર ખર્ચિ સ્વર્ગવાસિ પત્નિ અર્થે,
દર્દિ સારૂ કલ્યાણીમાં દવાખાનું સ્થાપ્યૂંછે;
વિદ્યાભ્યાસિઓને કરવા પ્રવાસ યૂરોપમાં,
રૂપૈયા હજાર-વીસ ઉત્તેજન આપ્યૂંછે;

પચ્ચિસ હજાર દામ આપિને કપોળ-ફંડે,
નિરાશ્રિત ન્યાતિજન કેરૂં દુખ કાપ્યૂંછે;
ધર્મશાળા બક્ષિને વળિ હજાર-પચ્ચિસનિ,
નાણું સર્વે વણિકોનાં સુખ અર્થે થાપ્યૂંછે.—૩.
પેઢી દર પેઢી તણા ન્યાત કેરા શેઠે પ્હેલાં,
નાણાં પોતાની પાસે રાખેલાં આખિ ન્યાતનાં;
કોરટથી તેની પાસે ન્યાતના અપાવ્યા હક,
પંદર હજાર જર ખરચિને ગાંઠના;
દેશમાં સુધારો થવા સ્રીકેળવણી-બી વાવી,
વ્હેમ દૂર કરવા તમામ હિંદુ જાતના;—
પ્રારંભમાં કન્યાશાળા સ્થાપીછે મુંબાઇમાં જ્યાં,
બાળાઓ ભણેછે ભણતર ભલિ ભાતનાં.—૪.
વિદ્વજ્જન કેરા પરિશ્રમની કદર જાણી,
ઉત્તેજન દેવા ધરો દિલમાં ઉદારતા,
સર્વથી છે શ્રેષ્ઠ—નથિ જેવી તેવી કિરતિ એ,
નામ કરે અમર એવી છે એજ વારતા;
મુસદ્દિપણાંની હદિ અક્કલ વાપરિ કરિ,
દેશનિ ગરજ ખરેખરિ પૂરિ પાડતા;
વિજયવાણી કહેછે ધન્ય દેશ-દાઝ ધરિ,
તન મન ધન અર્પિ જન-મન ઠારતા.—૫.

# પ્રસ્તાવના.

(કવિત્ત.)

કામિનિ કંચન નિશ દિન મન રંજન,
અંજન મુહ કર સારે જગકું ઠગતહૈં;
અખંડ આનંદ વામેં મનકો ભુલાય દિયો,
કિયો સબ બસ મુહ દિખાય જગત હૈં;
કાહુ બિરલા બાનો સુનત ચોંક ઉઠે,
આહા કૈસી ફિર બિદ્યાનંદ લગન લગતહૈં;
બિજય ભવન ન્યારે ન્યારે મત પવનસોં,
કવન પતંગ બડે જોરપેં ઉડતહૈં—૧.*

---

આજથી ૧૪-૧૫ વર્ષ ઉપર એટલે સને ૧૮૬૮ ના સાલમાં બનેલું કાવ્ય વિજયવાણી એવે નામે સને ૧૮૭૦ માં છપાવી બહાર

* એ કવિત્તની પેહેલી તથા બીજી કડીના અર્થ સ્પષ્ટ રીતે સમજાય તેવા છે, એટલે તે વિષે વિસ્તાર ન કરતાં, માત્ર ત્રીજી તથા ચોથી કડીની દ્રષ્ટાંત રૂપ ટીકા લખુંછું:—જેમ મચ્છંધર યોગી એક પ્રસંગે મોહના પાશમાં નિમગ્ન થઈ જઈ નાના પ્રકારના સંસારી વૈભવમાં લપટાયો હતો, ને પછી તેની પાસે તેના ચેલા ગોરખે આવીને "ચેત મચ્છંધર ગોરખ આયા"—એવી રીતનો સૂચક આદેશ પોકાર્યો હતો, તે સમયે તે મચ્છંધર યોગી, જે પોતાની આગલી સ્થિતિ વિસરી ગયો હતો તે, પોતાના ચેલા ગોરખની વાણી સાંભળતાંજ મોહપાશ રૂપી નિદ્રામાંથી ચોંકી ઉઠીને—રાજપાટ આદિ તમામ વૈભવનો પરિત્યાગ કરી પાછો પૂર્વની પેઠે યોગાભ્યાસમાં આત્મિક સુખનો અખંડ આનંદ લેવા લાગ્યો હતો; તેમ, અરે કોઈ એવો વિરલો પુરૂષ છે, કે જે વિજયવાણી સાંભળીને ચોંકી ઉઠે? આહા, એમ થાય તો પછી વિદ્યાનંદની કેવી લગન એટલે લેહ લાગી રહે?! વિજય કહેછે કે આ ભવન એટલે જગત તે જાણે આકાશ, તેને વિષે વિવિધ પ્રકારના મત રૂપી પવનથી કાવ્ય રૂપી પતંગ બહુ જોરથી ઉડી રહેલા છે!

પાડવામાં આવ્યું હતું. એ પુસ્તકની છપાયલી પ્રતો હવે પુરી થઇછે. ત્યારપછી, ૧૨ વર્ષમાં જે નવું કાવ્ય બનેલુંછે, તે આગલાં પુસ્તકમાં ઉમેરી વિજયવાણીની બીજી આવૃત્તિ બ્હાર પાડવાને કેટલાક મિત્રો-એ મને ભલામણ કરેલી, તેમ મારી પણ એ પ્રમાણે કરવાની વૃત્તિ થઇ, તે ઉપરથી આ પ્રસંગે મેં આ બીજી આવૃત્તિ છપાવી બ્હાર પાડીછે.

કવિતા એ શબ્દ આજ કાલ ઘણો સાધારણ થઈ પડ્યોછે; પરંતુ, કવિતા કોને કેહવી, ઉત્તમ કવિતાનાં લક્ષણ કિયાં, કવિતાનો જીવ કિયો, અને કવિતાનું શરીર તથા તેનાં વસ્ત્રાભૂષણ, જે કે વાસ્તવિક રીતે તેના જીવ કરતાં ઓછાં અગત્યનાં છે, એમ છતાં, (જેમ બીજી બધી બાબતોમાં ઉપરના દેખાવ ઉપરથીજ લોકોમાં અભિપ્રાય બાંધી દેવાનો રિવાજ સુગમ પડી ગયલોછે તેમ) વધારે અગત્યનાં ગણાય-લાંછે, તે શરીર તથા વસ્ત્રાભૂષણ કિયાં,–વિગેરે બાબતોનો ભેદ પિછા-નવાની સમજ, હાલમાં લોકોમાં કેળવણીનો જોકે દિન પ્રતિ દિન વધારો તથા ફેલાવો થતો જણાયછે, તોપણ હજી, પૂરેપૂરી આવી હોય એમ જોવામાં આવતું નથી; ને વળી એ બાબતો ઉપર આધુનિક મતો ઉત્પન્ન થતા દેખાયછે. તેટલામાટે, કવિતાનો જીવ, જે કે મુખ્ય વાત છે, તે વિષે આ ઠેકાણે બે બોલ કેહવા જરૂરના છે. કવિતામાં રહેલી વ્યંગાર્થ ચમત્કૃતિ એ તેનો જીવ છે, અને એ ચમત્કૃતિ કવિતા-માં ઘણેક પ્રસંગે માત્ર મભમ આણસારા રૂપે રહેલી હોયછે–તે આણ-સારો, જે આંખ ઘણીજ તીક્ષણ અને જાગૃત હોય તેનાથીજ દેખાય; પણ આહા! તે દેખાયા પછી, મનચક્ષુની આગળ કેવું એક વિ-શાળ ને રમણીય મેદાન, પોતાનો દેખાવ, તર્ક રૂપી લીલોતરીથી ફળદ્રૂપ–લીલોછંમ–બુલંદ–ચીકાર, રસ રૂપી ઓસનાં બુંદ ઉપર બોધ રૂપી પ્ર-કાશથી સ્વચ્છ–શાંત–શીતળ–ચકચકિત, અને મસ્તી રૂપી વાયુની મોહન–મધુરી, તથા વખતે મંદ અને વખતે સમુદ્રનાં અવાજ કરતાં ને ઉછળતાં મોજાં જેવી લ્હેરથી ડોલી રહેલો, બતાવેછે?!!! કવિતા કેટલીક વખત ચિત્રનું, કેટલીક વખત ગાયનનું, અને કેટલીક વખત નીશાનું, કામ કરેછે:—વાંચનારને સ્થિતિ, સમય, સ્થળનું ભના

ન રાખી, કવિતા પોતાનાજ રસમાં તેને મગ્ન—તલ્લીન કરી નાખેછે;—તે વાંચતો નથી, પણ તેમાં વર્ણેલી વસ્તુ જાણે આબેહૂબ પોતાની આગળ દેખેછે; તે વાંચતો નથી, પણ જાણે તેના કાનમાં કંઇ સુસ્વર ઝીણા ધ્વનિના ભણકારા પડેછે; અને ટુંકામાં, તે વાંચતો નથી, પણ તે કવિતામાં કવેલી વસ્તુઓનો પોતાની સર્વ જ્ઞાનેન્દ્રિયે કરીને ઉપભોગ કરેછે; અને કદાચિત્ કોઈ વેળા કર્મેન્દ્રિયો પણ સ્ફૂર્તિ પામે તો તેમાં કશું અસંભવિત કે આશ્ચર્યકારક નથી! કવિતા, (જેને કવિતા એ નામ અપાય એવી,) પોતાની અલૌકિક—ચિત્તવેધક—જુસ્સા ભરેલી વાણીની છટાથી, સુખકર નસિહતથી, અને ચોમાસાંના વિવિધ અને ઊંડી આંખે વળગતા આકાશી રંગો જેવા (પણ તેવા ક્ષણભંગુર નહીં) તર્કના રંગોથી, દૈવિ ગંભિરતા બતાવી પોતાના ભક્તને સદા રિઝવેછે, અને પરિણામે, તેને સર્વોત્કૃષ્ટ જે શાંતિ—સુખ તે આપેછે! કોઈ અમુક કવિતામાં આ ઠેકાણે—આ કડીમાં—આ શબ્દોમાં કવિતાની ખુબી છે—એમ બતાવવું એ ઘણી કઠિણ વાત છે;—હા, કેટલીકવાર કેટલાક શબ્દોમાં માધૂર્ય લાગે, કેટલીકવાર કેટલીક કડિયો મનેન્દ્રિને હિલવે; પણ ઘણીકવાર એક આખી કવિતા તપાસી જોતાં કોઈ અમુક કડી કે શબ્દો ચુંટી ન કહડાય; ને એમ છતાં આખી કવિતા ઉપર જુમલ્લે નજર કરતાં તે કવિતા ખરેખરી અસરકારક હોય! અર્થાત્, એવી તરેહની માર્મિક કાવ્યકળા જે શબ્દ દ્વારે કવિયે બતાવેલી (અરે ભુલુંછ, કવિથી બતાવાયલી), તેનું નામ કવિતા!!! અંગ્રેજી મહાકવિ શેકસપિયરે કેવી આનંદદાયક વ્યાખ્યા આપણને વારસામાં આપેલીછે:—

"And, as imagination bodies forth
"The forms of things unknown, the poet's pen
"Turns them to shapes, and gives to airy noting
"A local habitation and a name."

—*Mid Summer Night's Dream, Act V, Sc. 1, 12–17.*

(સોરઠો.)

નવીન વસ્તુ ન સુણેલ, છાયા પાડે કલ્પના;
નામ ઠામ રૂપ એલ, નાસ્તિત્વે કવિ—કલમના!—૧.*

* નાસ્તિત્વ એટલે અસ્તિત્વ નહીં તે, એટલે એનો અર્થ એવો

પરંતુ, એ વ્યાખ્યા વિશેષે કરીને નાટક રૂપ કાવ્યને માટે આપેલી હોય એમ જણાયછે—અલબત, કવિતામાં નવિનપણું અથવા નવિનપણાનો ભાવ, ને તેટલામાટે વ્યંગાર્થ તો રહેલાં હોવાંજ જોઇયે. કવિતા ખુબીવાળી હોય કે ખોડવાળી હોય, તોપણ તેની ખરી ખુબી કિંવા ખોડ પિછાનવી એ, વાંચનારનાં વિદ્યા, અનુભવ, રસજ્ઞાન, બુદ્ધિ, તર્કશક્તિ 'અને લક્ષપૂર્વક મનન' કરવાની ટેવ,—એ ઉપર આધાર રાખેછે. એકની એકજ કવિતા કોઇને ખુબીવાળી લાગે અને બીજાને તે કદાચ ખોડવાળી લાગે, તે ઉપરથી તે કવિતા ખુબીવાળી કે ખોડવાળી ન થઇ જાય—તે તો જે હોય તેજ રહે! તોપણ, જેવી હોય તેવી તે સૂજ્ઞ અને રસિકજનોની આગળ ઢંકાયલી રેહેતી નથી—

॥ यदिसंतिगुणाः पुंसां विकसंत्येवतेस्वयं ॥
॥ नहिकस्तूरिकामोदः शपथेनविभाव्यते ॥ १ ॥

(कुवलयानंद.)

અર્થ:—જો પુરૂષોમાં (કિંવા, કંઇ પણ વસ્તુમાં—કે કવિતામાં) ગુણ હોયછે, તો તે પોતાની મેળેજ વિકસેછે—કસ્તુરીનો સુગંધ શપથે કરીને જાહેર નથી થતો, કિંતુ, તે પોતાની મેળેજ પ્રસિદ્ધ હોયછે.—

એમ છતાં, આ ગ્રંથનાં ૧૦૦ પૃષ્ઠ કિંવા અમુક ભાગ વિષે, કવિ નર્મદાશંકર, રા૦ ઝવેરીલાલ, રા૦ નગીનદાસ વકીલ, રા૦ મનસુખરામ, તથા રા૦ રાણછોડભાઇ,—એ સદ્ગૃહસ્થો તરફથી જે કંઇ તેઓના જાણ્યા તથા માન્યા પ્રમાણેના યથામતિ અભિપ્રાયો મળેલા, જે કે આ ગ્રંથને માટે નિકળેલાં પ્રસિદ્ધિપત્રમાં લોકોની આગળ મુકવામાં આવેલા છે, ને જેને માટે વિજયવાણી આભારી છે; તે અભિપ્રાયો સાથેના,—સ્થાલીપુલાકન્યાયાનુસારે આખા ગ્રંથ વિષે, સર્વમાન્ય પ્રસિદ્ધ પંડિત શીઘ્ર કવિ ગટ્ટૂલાલજીનો જે અભિપ્રાય તે, સામાન્ય લોકોને વિશ્વાસ બેસવા સારૂ મુખ્ય આધાર રૂપે, આ પ્રસ્તાવના પાછળ દરસાવ્યોછે.

ઉપર કહ્યા પ્રમાણે કવિતામાં જ્યારે વ્યંગાર્થ રહેલા હોયછે, ત્યારે તેવી કવિતાને રસિક અને વિદ્વજ્જનો ઉત્તમ કવિતા કહેછે:—

---

કે કંઇ નહીં; હવે એ કંઇ નહીં-માંથી કવિજન પોતાની કાવ્યકળાએ કરીને સર્વ કંઇ ઉપજાવેછે, ને પછી ન સાંભળી હોય તેવી વસ્તુની કલ્પનાએ કરીને છાયા પાડીને, તેનાં નામ, ઠામ, રૂપ, રંગ, સ્વભાવ, વિગેરેનું વાણીમાં કવિલોક જે ચિત્ર આપેછે, તેનું નામ કવિતા!

( દુહા. )

" દૂર્ગ કાવ્ય કુસમાંકુ કુચ, ઉખ કઠોર ત્યૌં સાર ;
તન મન બાની તુલસિદલ, ભલ કોમલ યહ ચાર."—૧.

(દયારામકૃત—સતસૈયા.)

અર્થઃ—કિલ્લો, કાવ્ય (કવિતા), કોહાળું, સ્તન, અને સેરડી—એ જેમ કઠિણ હોય તેમ સારાં; અને તન, મન, વાણી, તથા તુળસીપત્ર—એ ચાર કુમળાં હોય તો ઠીક...હવે એવી કઠિણ કવિતા સામાન્ય લોકોને અનુકૂળ પડતી નથી, માટે એવા પ્રકારની કવિતાને ટીકાની અવશ્ય કરીને જરૂર રહેછે—અને કવિતાને ( જેને કવિતા એ નામ આપી શકાય એવી હોય તેને) ટીકા તો જોઇયેજ;—કારણ કે, ગદ્યમાં ને કાવ્યમાં આટલોજ તફાવત છે કે, ગદ્યમાં સઘળા વિચારો વિસ્તારથી અને મનમાનતા ખુલાસાથી લખનાર બતાવી શકેછે, પરંતુ, કાવ્યમાં પદબંધારણના નિયમોની હદને લીધે ઘણી વાર તેમ થઈ શકતું નથી. કેટલાંક મિત્રમંડળોમાં કવિતા પ્રથમ વાંચેલી, તે વેળાના કરતાં જ્યારે તે કવિતા મેં ખુલાસો કરીને સમજાવેલી, ત્યારે તેઓને વધારે મગ્ન સ્થિતિમાં જોયલા, એટલુંજ નહિં પણ, તેઓએ પોતેજ મ્હારી કવિતાની ટીકા આપવાની મ્હને ભલામણ કરેલી તે ઉપરથી, તેમજ કવિતા બન્યા પછી તેમાંના મ્હારા મનના વિચારો લોક શુદ્ધ રીતે સમજે તેને સારૂ મ્હને પોતાને ટીકા આપવાની જરૂર માલુમ પડેલી તે ઉપરથી, હવે આ આવૃત્તિમાં મ્હને જરૂર જણાયલી તેવી ટીકા આપવામાં આવેલીછે. કવિતાની ટીકા, એ કવિતાના અર્થમાં પ્રવેશ કરાવનારૂં માત્ર સૂચક અને સાધન રૂપ એક દ્વાર છે. કવિતાના અર્થનું ગર્ભિત ગાંભીર્ય, અથવા તેનું વ્યંગચ-મત્કૃતિ રૂપ જે રંગમંડપ, તે કંઇ જેવું અસલ કવિતામાં રહેલું હોયછે, તેવુંજ સ્પષ્ટ રીતે ટીકામાં બતાવી શકાતું નથી. દૂધ, એ શરીરને પુષ્ટિ અને આરોગ્યતાને અર્થે એક સર્વોત્કૃષ્ટ અને મૂળ પ્રકૃતિ રૂપ પદાર્થ છે;—તેનું પછી દહીં—છાસ—માખણ—ઘી વિગેરે બીજા વિકૃતિ રૂપ પદાર્થો થાયછે; પરંતુ, એ બીજા પદાર્થો, શરીરની પુષ્ટિ અને આરોગ્યતા રાખવાની બાબતમાં, મૂળ પદાર્થ જે દૂધ તેના જેવા નથી,—એવો વૈદક વગેરે શાસ્ત્રોનો સિદ્ધાંત છે. તેમજ, કવિતા એ મૂળ પદાર્થ

છે, અને ટીકા એ તેનું વિકૃતિ રૂપ છે. મેં જે આ પુસ્તકમાં ટીકા આપીછે, તે ખરેખરી જરૂરની જણાયેલી તેટલીજ માત્ર આપેલીછે—કારણ કે, જેની તર્કશક્તિ અને રસિકતા ઉંચા પ્રકારની હોય એવાં વાંચનારને હદ બાંધી આપવાના કરતાં, તેઓને પોતપોતાની કલ્પના અને રસિકતા પ્રમાણે યથેચ્છ આનંદ લેવાને મુખત્યારી આપવી—એ મેં વધારે દુરસ્ત ધાર્યુંછે; કેમકે, કવિતાની ભાષા કેટલેક પ્રસંગે માત્ર સૂચક રહેછે. તેમજ વળી કેટલેક પ્રસંગે જે વિસ્તારથી ટીકા આપવામાં આવેલીછે તે સામાન્ય લોકોને સમજવા સારૂ આપેલીછે.—ઉપર બીજા પેરેગ્રાફમાં, મભમ અણસારા રૂપે રહેલી કવિતામાંની વ્યંગાર્થચમત્કૃતિ માલમ પડ્યા પછી જે વિશાળ અને રમણીય મેદાન દેખાવવાની વાત લખેલીછે, તે વિશાળ અને રમણીય મેદાન કેવા પ્રકારનાં હોયછે, તેના સ્હેજ સ્હેજ કોઇ કોઇ ઠેકાણે એવે પ્રસંગે માત્ર નમુના બતાવેલાછે.—એ ટીકામાં વગર જરૂરનું, કે આડું અવળું તાણીતુસીને—ન હુતાનું હુતું કરીને બતાવેલું હોય એવું કંઇ નથી; પરંતુ, ઘણેક પ્રસંગે ઘણાક કુદરતી વિચારો હજી પૂરતી રીતે મનમાનતી મોકળાસથી બતાવવામાં આવ્યા નથી; કેમકે, ગુજરાતી ભાષામાં એવા પ્રકારની વિસ્તારવાળી ટીકા વાળાં પુસ્તક થોડાંજ છે—બલકે આ હજી પ્રથમ અને નવીનજ છે, અને લોકો એવાં પુસ્તક વાંચવાને હજી જોઇયે તેવી રીતે ટેવયલા નથી; તોપણ, આ ગ્રંથ સામાન્ય રીતે લોકોપયોગી થાય—માત્ર એટલાજ હેતુથી, આ પુસ્તકમાં ટીકા આપેલીછે; અને ગ્રંથકારે પોતાના ગ્રંથની પોતાની મેળેજ ટીકા ન આપવી—એવો સંપ્રદાય છે, એમ છતાં, આવશ્યકતાએ એ પ્રમાણે કરવાનો ગ્રંથકર્તાને અધિકાર જણાવ્યોછે: તેટલામાટે, એ અધિકાર કીલીદારે વિજયવાણીની કેડે ફરતા ચોકરદમ ટીકા રૂપી કૂંચીઓના ઝુમખા ટાંકી દીધેલાછે—હવે, ઉપર ઉપરથી જવલ્લેજ દેખાય એવો અણધાર્યો માલ મેળવવાની જેઓને અભિરુચિ હોય તેવા ગુણગ્રાહકોએ, એ ટીકા રૂપી કૂંચીઓ વડે ગૂઢાર્થ રૂપી તાળાં ઉઘાડીને, આ પુસ્તક રૂપી પેટીના **શાહવખારા** શોધી તથા તપાસી જોઇને, તે માંહેલો મોંઘો જે માલ, તે જેમ સસ્તે ભાવે લઈ શકાય તેમ કરારે લઇ લેવો—પરંતુ, તે

પાચન થવો જોઇયે!—વિજયવાણી એ વિષે પોતાનાં ખરાં દિલની ઉદારતાથી પ્રફુલ્લિત છે!

નીચલી કવિતાઓ માંહિલા કઠિણ શબ્દોના માત્ર અર્થ, આપેલાછે અને તેમાં વર્ણેલા વિષયોના સહજ ઇસારા બતાવ્યાછે; કેમકે, એ કરતાં વિશેષ વિસ્તારવાળી ટીકા આપવાનું પ્રયત્ન કરવું, એ માત્ર પ્રકૃતિની અનુચિત વિકૃતિ કરવા સરખું છે:—

ગુલકળીનાં ફુલની લપટ.—સૃષ્ટિચિત્ર.—સદ્ગુણની સમાજ.—સત્વનું હાસ્ય.—મેળે ધારણ કીધેલો વેષ.—તર્કનીશો.—છેલ્લું બોલવું.— સમાપ્તિ.

(કવિત.)

ખલકમેં ખેલ જૈસો રેલવેંકો અજબ હૈં,
બલુનકી સ્હેલ વૈસી હવામેં ચલતહૈં;
ત્યુંહિં આગે કાષ્ટઘોડા ઘૂમતાથા ગગનમેં,
આકાશબાનીકી બાત કાહુ ન કલતહૈં;
સુનત બિજયબાની રિઝેંગા હોવૈગા જ્ઞાની,
અજ્ઞાની બોલેગા સબ બાતહીં ગલત હૈં;
બી બોયે, લેકિન, બિજયંકું હૈં યકીન,—
ઋતુ બિન કબાહૂ ન બાની—ફુલ યૂં ફુલતહૈં!—૧.*

---

મુંબઇ. કાર્તિકી પૂર્ણિમા,
વાર શનિ, સં૦ ૧૯૩૯. } વિજયાશંકર કેશવરામ ત્રિવેદી.

---

* જેમ હાલને સમયે પૃથ્વી ઉપર આગગાડીનો ખેલ અચરતી ઉપજાવનારો છે, ને હવામાં બલુનની સ્હેલ કરવામાં આવેછે, તેમજ, પ્રાચીન કાળમાં યંત્રકળાએ કરીને કાષ્ઠના ઘોડાઓ આકાશને વિષે ઉડતા હતા, ને વળી આકાશવાણીઓ થતી હતી,—એ વાતો હાલમાં કોઇના સમજવામાં આવતી નથી; તેમ, વિજયવાણી (જે તેમાં રહેલાં વ્યંગને લીધે ગેબી અવાજના સરખી છે તે) સાંભળીને જે જ્ઞાની હશે તે તો આનંદ પામશે, ને બાકી બીજા લોકો તો કહેશે કે એમાં કહેલી સઘળી વાતો ગલત—એટલે મિથ્યા સરખી છે. વિજય કહેછે કે મેં બી

તા૦ ક૦

આ ગ્રંથમાં કવિતોની નીચે ટીકા આપવામાં,—સામાન્ય લોકોને સમજવા સારૂ કીયે કીયે ઠેકાણે ટીકાની ખરેખરી જરૂર છે—એ વિષે, એક ત્રાહિત વાંચનાર તરીકે, જે કેટલીક સૂચના મિ૦ ઇચ્છારામ સૂર્યરામના તરફથી મળેલી, તે લક્ષમાં લુઇ આ વિજયવાણીની ટીકા આપવામાં આવેલીછે, અને તેને માટે વિજયવાણી આભારી છે.

મુંબઇ, મકરસંક્રાંતિ, સંવત ૧૯૩૯. વિ૦ કે૦.

---

વાવ્યાંછે, પરંતુ મ્હારી ખાતરી છે કે ઋતુ વિનાં વિજયવાણીનાં ફળ એ પ્રમાણે ફળવાનાં નથી.–એ ઠેકાણે, ઋતુ શબ્દનો ભાવાર્થ એવો–કે વિજયવાણીનું પુસ્તક સુજ્ઞ વાંચનારાઓના હાથમાં જઇને, તથા એમાં લખેલી વાતોની તુલના થઇને, પછી એમાં કહેલી નીતિ બોધની વાતોનો અમલ કરવાની આપણી આર્ય પ્રજામાં ઇચ્છા ઉત્પન થવાનો યોગ આવવો તે. અને એમાં વાણીફળનો ભાવાર્થ એવો–કે એમાં કહ્યા પ્રમાણેની મનુષ્યોની રહેણી થવી તે.

# અભિપ્રાય.



આ "વિજયવાણી" નામના ગ્રંથનો કેટલોક ભાગ મેં સાંભળ્યો તે ઉત્કૃષ્ટ છે, ને તે ઉપરથી એમ જણાયછે કે એ ગ્રંથ ઉત્તમ છે; જેમ ચરૂમાંથી એક કણ તપાસી જોતાં સંપૂર્ણ ચરૂનું જ્ઞાન થાયછે, તેમ તે ભાગ ઉપરથી, સંપૂર્ણ ગ્રંથ ઉત્કૃષ્ટ છે એમ જણાયછે. કવિતા બનાવવામાં મુખ્ય ત્રણ હેતુ છેઃ— પ્રથમ હેતુ—શક્તિ, બીજો હેતુ—શાસ્ત્ર તથા લોકવ્યવહાર વગેરેનો અનુભવ, અને ત્રીજો હેતું—કાવ્યજ્ઞ પાસે અભ્યાસ છે;— તો આ ગ્રંથ બનાવનારમાં કવિત્વશક્તિ, તથા લોકવ્યવહારાનુભવ-નિપુણતા ઘણી ઉત્કૃષ્ટ છે, તેથી આ ગ્રંથમાં સ્વભાવોક્તિ સ્થલે સ્થલે ઉત્તમ પ્રકારની છે. આ ગ્રંથ લોકોપયોગી છે, તેથી સુજ્ઞ લોકો તરફથી આશ્રયનું તે પાત્ર છે. અંકુરને જેમ પાણી સીંચવાથી વૃક્ષ થાયછે, અને તેથી વધારે લોકોપયોગ સિદ્ધ થાયછે, તેમ આવા ગ્રંથોને આશ્રય આપવાથી નવીન પ્રસિદ્ધ થતા કવિઓને મદદ થાયછે, ને તેથી લોકોપકાર સિદ્ધ થાયછે;—માટે આ કવિને સુજ્ઞ સદ્‌ગૃહસ્થો તરફથી સારો આશ્રય મળશે એવી આશા છે.

મિતિ, આશ્વિન સુદિ ૧૨, સોમે,—સંવત ૧૯૩૮. } લિ૦—પ્રસિદ્ધ પંડિત, શીઘ્ર કવિ,
**ગટ્ટૂલાલજી વિ૦ ઘનશ્યામજી.**

# અનુક્રમણિકા.

## કુદરત સંબંધી.

## નીતિસંબંધી.

# શૃંગાર.

આંક. વિષયોનાં નામ, તેના રાગનાં નમુના સહિત. પૃષ્ઠ.

## સ્ફુટ વિષય સંબંધી.

# હિંસા નિષેધક 'અષ્ટાદશી*.

(રાગ નાગદમણનો—"મારૂં માણેકડું રીસાયું રે, સામળિયા"—એ ઢાળ.)

રંક પ્રાણીનો સુણજો પોકાર રે,–લોકડિયાં;
હમો પશુપર આ શા પ્રહાર રે,–લોકડિયાં;
ધરો કંઈક વિવેક વિચાર રે;–લોકડિયાં,–રંક પ્રાણીનો સુણજો૦–ટેક.
વાચા વિનાં હમો છૈયે અવાચક, લાચાર સરવે પ્રાણી;
સુખ દુખ માત્ર સુચવિયે લક્ષણે, મૂગી હમારી વાણી રે.–લોક૦–રંક૦–૧.
તન–બળ મન–બળ સૂઝે તેવૂં પણ, વાચા ન મૂળ મળેલી;
વકિલ હમારૂં કોઈજ નથી,–એક પ્રભૂ હમારો બેલી રે.–લોક૦–રંક૦–૨.
મનમાં હમે સહુ સમજી રહિયે, નિર્દોષ છૈયે નોધારાં;
કોઈ સમે હમો મનખાદેહમાં, ભાન્ડુ હતાં રે તમારાં રે!–લોક૦–રંક૦–૩.
સાથે બેસીને સ્નેહથી જમતાં, રમતાં કરતાં ક્રીડા;
તેને ઠેકાણે આજ હવે તમે, શિદ હમને દો પીડા રે?–લોક૦–રંક૦–૪.
કર્મયોગે આ પશુ-યોનીમાં, પીડા પામિયે મ્હોટી;
લક્ષ-ચોર્યાસીની વેદ-પુરાણે, વાત નથી કહી ખોટી રે!–લોક૦–રંક૦–૫.
આજ હમારો ને કાલ તમારો, ફરતા ફરતી વારો;
નાહક શિદ સંતાપો હમને? કંઈક વિવેક વિચારો રે!–લોક૦–રંક૦–૬.
પ્રાણિમાત્રમાં ચેતન રૂપે, આત્મા સહુનો સરખો;
વાત પ્રત્યક્ષ એ વિસરી જઈને, હિંસા કરી શિદ હરખો રે?–લોક૦–રંક૦–૭.
દાક્તર જ્યારે નસ્તર મૂકે, દુખ લાગે મૃત્યૂ જેવૂં;
કહો હમોને કાપ્યાથી હમને, દુઃખ થતૂં હશે કેવૂં રે?!–લોક૦–રંક૦–૮.
માનવિનાં ખુન માટે જગમાં, દેહાન્ત દંડ દેવાએ;
ખૂન હમારાં નિત્યે કરે તે,–"ખાટકિ" માત્ર કહેવાએ રે!–લોક૦–રંક૦–૯.

---

* એ વિષય, આ પુસ્તકની સમાપ્તિનું કવિત્ત છપાઇ રહ્યા પછી, છેલ્લીવારે પ્રસ્તાવના તથા અનુક્રમણિકા છપાતી વખતેજ બનવાનો યોગ આવ્યો, એટલે એ જે છેલ્લો, તે એવી કુદરતી રીતે સહુથી પ્હેલ્લોજ આવીને, જાણે લોકોનું ખાસ ધ્યાન ખેંચવાને સરજેલો હોય તેમ, એ ઠેકાણે–વિજયવાણીને દ્વારે દ્વારપાળ બની ઉભો રહેલોછે!

હલાલ કરવાની વાત કહો એ, ખરી હલાલખોરી !
માણસ થઈને રાક્ષસ જેવાં, કર્મ કરો કાં અઘોરી રે ?–લોક૦–રંક૦–૧૦.
ગાજર ભીતર ગર ન જડે, પડ જયમ જયમ જૂદાં પાડે;
કાંદો કાપીને કંદ ખોળો તે, કહો કાંદો શો કહાડે રે?!–લોક૦–રંક૦–૧૧.
પુષ્ટી સ્વાદનાં નિમિત્ત બતાવી, શોધો તમે જે સત્વ;
તેથી અધિક વનસ્પતિમાં ને, અન્ન દૂધમાં છે તત્વ રે !–લોક૦–રંક૦–૧૨.
તન-બળ ને વળિ બુદ્ધિ-બળે જે, મહાજન જગમાં કહાવે;
વનસ્પતી ફળઅહાર વડે તે, નિજ નિર્વાહ ચલાવે રે !–લોક૦–રંક૦–૧૩.
અર્ધ દિવશના અહારને અર્થે, જિંદૃગિ હમારી લો આખી !
કોણે દુષ્ટે આવી બુદ્ધિ તમારી,છેક ભ્રષ્ટ કરી નાખી રે?!–લોક૦–રંક૦–૧૪.
એકલા ખાટકિ દોષિ નહીં પણ, દોષી ભક્ષી સઘળા !
ધિઃક છે ક્રૂર ચંડાળ જે એવા, પાપ તણા ભરે ઢગલા રે!–લોક૦–રં૦–૧૫.
દુકાળ મરકી દૈવ-કોપે કરી, શિક્ષા દિસે પ્રભુ દેતો;
તોય તમે દુષ્ટ દુનિયાંના લોકો, કેમ હજી નવ ચેતો રે?!–લોક૦–રંક૦–૧૬.
અકળામણનાં માર્યાં હમે આ, બોલ્યાં છિયેં કડવું !
સૃષ્ટિમાં સહુના હક્ જળવાય તો, શૂં કરવા પડે લડવૂં રે?!–લોક૦–રંક૦–૧૭.
દાઝ આણી આજ વિજયવાણીએ, વાચા દિધીછે હમને;
માટે, હવે સહુ મુકજો કેડો, આશિશ દેશું તમને રે !–લોક૦–રંક૦–૧૮.

---

# વિજયંવાણી.

## કુદરત સંબંધી.

### મંગળાચરણ—કુદરત દર્પણ.

( ઇંદ્રવિજયવૃત્ત. )

હે પ્રભુ આ શિ રૂચી રચના, કશિ નાજ મણા અતિ વિસ્મયકારી;
રંગ વિચિત્રથિ ચિત્રિ વિરાટ, સ્વરૂપ અગાધ શું દાખવ્યું ભારી;
આ શિ સ્વભાવ લિલા દરસાવિ, મનોમન સાક્ષિ પુરાવતિ ત્હારી;
હે પ્રભુ ઝાંખિથિ મુક્ત થયો, વળિ વીજય આજ ટળ્યો વેશધારી ![1]—૧

---

### દૈવી વ્યવસ્થા.

હૂં કરૂં હૂં કરૂં માનિ રહ્યા જિવ, એવિ જિવોનિ દિવાનિ અવસ્થા;
કો જન ભોગવતૂં સુખ પાલખિ, હેલકરી બહુ હોયજ સસ્તા;
કોઇ નસીબ કહે કોઇ ઉદ્યમ, લોક કરે અનુમાન અમસ્તા;
વિશ્વ વિષે વડિ વસ્તુ પ્રતાપિ, વખાણું હું વીજય દૈવિ વ્યવસ્થા ![2]—૧

---

૧.—એ ઇંદવ અથવા સવૈયાની પેહેલી તથા બીજી કડી સમજાય તેવી છે તેથી તેના અર્થનો વિસ્તાર ન કરતાં માત્ર ત્રીજી તથા ચોથી કડી વિષે ટીકા લખુંછું:—રજ, તમ, અને સત્વ એમ ત્રિગુણ જેમાં રહેલાછે એવા જે મનુષ્યના સ્વભાવો તે જ્યારે કામ, ક્રોધાદિ, ષડરિપુઓથી ઉશ્કેરાયછે ત્યારે હે પ્રભુ, ત્હારી નાટકલીલા અલૌકિક રીતે દિપેછે—અને એ સ્વભાવલીલા પરસ્પર આત્માએ આત્માની જાણે મનોમન સાક્ષી પુરાવેછે, અને ત્હારાં અસ્તિત્વ વિષે હમારી ખાતરી કરી આપેછે. હે પ્રભુ, એ પ્રમાણે બાહ્યાભ્યંતર કુદરતરૂપી દર્પણને વિષે ત્હારાં પ્રતિબિંબની મ્હને ઝાંખી થઇ એથી હું આ સંસારના ત્રિવિધ તાપથી મુક્ત થયોછું—અને વળી હું જે આજ લગી વેશધારી હતો તે પણ એ ત્હારી ઝાંખીના પ્રતાપે કરીને ટળી ગયો છું.

૨.—એ સવૈયામાં પણ પેહેલી તથા બીજી કડી સમજાય તેવી છે. ત્રીજી પણ સમજાય તેવી છે, તોપણ તેનું અનુસંધાન ચોથી સાથે રહેલું છે

## દુનિયાંદારી દર્પણ.

### ( રાગ ઓખાહરણનો. )

રૂપૂં દર્પણ દુનિયાંદારી, બહુ દર્શક ને ચમત્કારી;
જેવું છે તેવું તદ્રૂપ જોશો, બ્હાર ચળકાટ ભીતર દોષો.—૧
દિસે પાછલિ પાસ કહલાઈ, ઉપલી છે અતીસેં સફાઈ;
મુખે મીઠાસ મનમાં કટારી, એવી દંભિ છે દુનિયાંદારી.—૨
માયાદર્શક કાચ છે મ્હોટો, તેમાં ખેલ દિસે ખુબ ખોટો;
ચોકઠાંમાં ન લેવાય વાંધો[1], ન જડે એવો મેળવ્યો સાંધો!—૩
જોકે તકલદિ ઘાટ તમામ, તોય કુદરત જેવૂં કામ;
ભેદ અસલ નકલમાં ન ભાસે, જોતાં ભ્રાંતિથિ ચિંતભ્રમ થાશે.—૪
હવે વર્ણન કરૂં વિસ્તારી, સહુ સુણજો નર ને નારી;
બેઠી કલ્પના બાળા જોવા, લાગિ સામટિ હસવા ને રોવા.—૫
ઘડિમાં નયણે આણતિ નીર, ઘડિમાં ભયથી કંપે શરીર;
ઘડિમાં ક્રોધે લોચન રક્ત, વળિ વેરાગ ઉપજે કો વખ્ત.—૬
એમ નવે[2] રસ ભાવને ચાખે, અશ્રુ પળ પળ લૂછી નાખે;
પણ પાછી જેવી ને તેવી, બાળા જોતાં ન થાકે એવી.—૭
નાના વિધના અનુભવ જોતી, રોતી તોપણ ફરિ ફરિ મ્હોતી;
દર્પણ કારમું માયાવી એવૂં, જોતાં તૃપ્ત થવાય ન તેવૂં.—૮

---

માટે ત્રીજી તથા ચોથી એ બેની ટીકા લખુંછું:-કોઈ નસીબને મ્હોટું માનેછે ને કોઈ ઉદ્યમને મ્હોટો માનેછે એમ લોકો કંઈ કંઈ તરેહનાં અનુમાન કરેછે તે સઘળાં અમસ્તાં એટલે નકામાં છે-કારણ કે આ જગતને વિષે વિજય કહેછે કે સહુથી મ્હોટા પ્રતાપવાળી એક દૈવી એટલે ઈશ્વરી કુદરતની વ્યવસ્થાજ છે તે વિનાં બીજું કંઈ નથી અને તે વડેજ બીજું સર્વ કંઈ છે! ( ભાવાર્થઃ—કવિ પ્રારબ્ધવાદિ છે! )

૧.-એ દુનિયાંદારીનાં દર્પણનું ચોકઠું એવી રીતે ગોઠવેલું છે કે તેમાં કોઈથી કશી રીતનો વાંધો લઈ શકાય નહીં, કેમકે એમાં જે વાંધો લે તે વાંદો રહે!!!

૨.-કાવ્યશાસ્ત્રને વિષે શૃંગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્દભુત, અને શાંત એવા જે નવ રસ કહેલા છે તે નવે રસના ભાવોનો અનુભવ એ કલ્પના તરુણીને દુનિયાંદારી દર્પણમાં જોતાં મળેછે; એમ છતાં તે પાછી ફરી ફરીને એ દર્પણ જોતાં ધરાતી નથી.

જેવી ભાવના તેવું ભાસે, દાખે અનુભવ બેસી પાસે;
સ્મૃતિ સાહેલી બેઠી જોડે, જોય કલ્પના દર્પણ કોડે.—૯[1]
લુછ્યું અનુભવે દર્પણ જ્યારે, પડિ અબળા ઊંડે વિચારે;
સ્મૃતિ જોઇને અનુભવ ફૂલ્યો, એવે દર્પણનો પટ ખૂલ્યો.—૧૦[2]
કલ્પનાએ દિઠો અર્થવાદ[3], વિના સ્વાર્થ બિજો ન વિવાદ;
દિસે બાંહ્યથિ પરોપકારી, અર્થવાદિ છે દુનિયાંદારી.—૧૧
એ તો બહુરુપી છે અર્થવાદ, એની બહુ બોલી બહુ એના સાદ;
આખાં વિશ્વમાં એનો પાશ, માણુસ માત્ર એનાં છે દાસ.—૧૨
સદાચાર કિંવા દુરાચાર, સરવેનો એ દોરવનાર;
એને ઇસારે સહુ કોઇ વરતે, કો'તજે માયા કો ભજે મરતે.—૧૩[4]
અર્થ સાચો જો સમજાય, તો તો જીવનમુક્ત થવાય;
અર્થ પોતાનો જન ન પિછાને, અર્થ જાણિ અનર્થને માને.—૧૪[5]

---

૧.—એ કલ્પના તરુણીની જેવી પોતાની વૃત્તિ હોય તેવું એ દર્પણમાં તેને ભાસમાન થાયછે. એક પાસ અનુભવ બેઠેલો છે તે તેને બધું બતાવતો જાયછે; અને બીજી પાસ પોતાની બેહેનપણી જે સ્મૃતિ તે બેઠેલી છે તે તેને બધું યાદ દેવડાવતી રહેછે—ને એવી રીતે કોડીલી કલ્પના તે બેની વચ્ચે બેસીને દુનિયાંદારી દર્પણ જોયછે! (એ કડીમાં જે વર્ણન છે તેનું હાવભાવ સાથે કોઈ ચિત્રકાર ચિત્ર પાડે તો થાય એમ છે!)

૨.—અનુભવે દર્પણને લુછીને સાફ કર્યું, ને એ પ્રમાણે (જેમ કોઈ ફોટોગ્રાફર 'કેમેરા' યંત્રનું મોહોડું ખોલવાનું કરતો હોય તેમ) તૈયારી કરવા માંડી, ત્યારે કલ્પના ઊંડા વિચારમાં પડી કે હવે એમાં જોઈએ શું દેખાયછે! એટલામાં સ્મૃતિ તથા અનુભવ એ બેહુની આંખે-આંખ મળી એટલે અનુભવ ઉમળકાથી ફુલ્યો કે તરતજ દર્પણમાં અકસ્માત કંઈ દેખાવા લાગ્યું. ૩.—અર્થવાદ એટલે સ્વાર્થ—મતલબીયાપણું—હર વખતે હું ને મ્હારૂં એમ કરી રહેલો મનનો જે આગળ પડતો જોસ્સો તે; એ દુનિયાંદારી દર્પણને વિષે કલ્પનાના જોવામાં આવ્યો.

૪.—કોઈ મોક્ષપ્રાપ્તિના હેતુથી માયાનો પરિત્યાગ કરી આ સંસારમાંથી પોતાનું મન કહાડી લેછે, અને કોઈ મરતાં સુધી પોતાનું મન ઉલટું વધારે લટ્ટુ બનાવી દઈ પોતે એ માયામાંજ મચી રહેછે. હવે એ બંને જણને એ પ્રમાણે બે જુદે જુદે રસ્તે દોરવનારો એ એક અર્થવાદ પોતેજ છે.

૫.—આ મનુષ્યદેહ ધારણ કરવાનો હેતુ શો છે એ વાત જાણીને જો માણુસ પોતાનો સાચો અર્થ સમજે તો તે જીવનમુક્ત થાયછે; પરંતુ માણુસો પોતાના અર્થને ઓળખતાં નથી, અને જે અનર્થ છે તેનેજ અર્થ કરીને માનેછે, એટલુંજ નહીં પણ તે અનર્થની ઉલટી ભક્તિ કરેછે.

કલ્પનાએ દિઠા બહુરૂપી, પ્રીતિ ઉપજિ તે રાખી છૂપી ;[1]
જેનું નામ છે સ્વાર્થ વિખ્યાત, તેની વિસ્તારિ કહું હવે વાત.—૧૫
દર્પણ કારમું માયાવી એવું, માંહ્ય જોવાય સંભળાય તેવું;[2]
દર્પણમાંથી વદ્યો સ્વાર્થ આમ, સહુ સુણજો લોક તમામ.—૧૬
"આપ્યું વચન હોય મળવાનું, કામ આપણું હોય પોતાનું;"
"ત્યારે જાવું બે ઘડી પ્હેલાં, વેળા ચૂકિએ તો પડે વેલા[3]." —૧૭
"પણ કાર્ય જો હોય પરાયૂં, ક્હેવું 'મળવૂં ભૂલિ જવાયૂં';"
"કાં તો કહાડવું તબિયત બ્હાનૂં, કે અગત્યનું કામ પડયાનૂં."—૧૮
"એવાં વચન અનેક તોડાય, એ તો વહિવટ જગનો ગણાય;"
"પણ જો બને તો નવરાસે, મળ્યાથી ફળ કંઈ પણ થાશે."—૧૯
"બનિ અણસમજ ભુલિ જાવૂં, વળિ મતલબે બ્હેરાં થાવૂં;"
"વિનાં કામ સલામ ન લેવી, રીતો રાખવિ સરવે એવી."—૨૦
"કદિ આપણો લાભ ન ચુકવો, શરમાળ સ્વભાવજ મુકવો;"
"ન મુકાય તો આંખો મિચવી, અર્થ સોકટિ મુનિવ્રતે ટિંચવી[4]."—૨૧
"સગા બાપથિ ના શરમાવૂં, તે વેળા[5] તેથી સવાયાં થાવૂં;"
"લટયાથી હોય અર્થ જો સરતો, તો મુકી દેવો મમત પડતો."—૨૨
"પણ મમત છે મૂર્ખ કપૂત, હારે ત્યમ રમે બમણૂં દ્યૂત;"
"ન વિચારે પોતાનો ઉદ્દેશ[6], ધુળધાણી કરે મુજ દેશ."—૨૩
"જ્યારે ચ્હડતો પોતાને તાને, ત્યારે નાજ કદી કોનું માને;"
"માટે અંકુશમાં રાખિ મંન, દેવું એને[7] ન ઉત્તેજંન."—૨૪
"સામ દામ ભેદ ને દંડવું, કરિ અનુક્રમે ઊપાય મંડવૂં;"
"અર્થ આગળ જોવું ન કાંઈ[8], સ્નેહ, પાછલા ગુણ, સગાઈ."—૨૫

---

૧.—એ બહુરૂપી અર્થવાદને જોઈને કલ્પનાને પ્રીતિ ઉપજી પણ તે તેણે બ્હાર કોઈને જણાવી નહીં. ૨.—બીજાં સઘળાં દર્પણોમાં માત્ર જોઈ શકાયછે, પરંતુ આ દર્પણમાં શબ્દ પણ સાંભળવામાં આવેછે! ૩.—મુશ્કેલી; આપદા; હરકત. ૪.—મુગાં મુગાં આપણે આંખ મીચીને પોતાનું કામ કહાડી લેવું શરમાવું નહીં (દુનિયાંદારીના કાયદાની કલમ ૫ મી!) ૫.—સ્વાર્થની—મતલબની વખતે. ૬.—પોતાનું હિત—સ્વાર્થ. ૭.—મમતને. ૮.—પાછલા ગુણ એટલે આપણા ઉપર પેહેલાં જે કંઈ ઉપકાર થયલા હોય કે આપણને કોઈએ કંઈ ફાયદા કરયા હોય તે. સ્વાર્થની વખતે દોસ્તી, ઉપકાર, સગપણ, એ કશી વાતનો વિચાર ન કરવો, ને તમામ જાણે ભુલી જવું, આપણે તો આપણો સ્વાર્થ સાધવો (દુનિયાંદારીના કાયદાની કલમ ૭ મી!)

"હોય શિરથી ઉતરતો ભાર, સગો બાપ ન જોવો તે ઠાર;"
"સહુથી પોતાનું રક્ષણ કરવૂં, પૈસો સ્ત્રી સુત સહુ પરહરવૂં."—૨૬[1]
"થાઓ સૂઝે તેમ સામાનૂં, જોવું આપણે હીત પોતાનૂં;"
"વર મરો કે કન્યા મરો, જોશિનું તરભાણૂં ભરો."—૨૭.
"સર્વે દુર્ગુણ સદ્ગુણ બીજા, મુજ પુત્ર અને ભતરીજા;"
"પરમાર્થ છે ભ્રાતનું નામ, પૃથ્વિ મેં બલિધિ દઈ તેને ગામ."—૨૮[2]
"તે ન આવે કો દી મુજ દેશે, તેને ગામ હું જાઉં તેને વેશે;"
"તેની રીતભાત શિખિ આવૂં, ભત્રિજા ઘણા ભુરકી લાવૂં."—૨૯[3]
"ઠામ ઠામ ફરૂં તેને વેશે, કો ન ઓળખે મુજને લેશે;"
"કો ન ઊંડો લહે મુજ મર્મ, પરમાર્થનાં નામનો ભર્મ."—૩૦[4]
"દવાખાનાં નિશાળો સ્થપાવૂં, કળા હુંનર બહુ બતલાવૂં;"
"બધે પરમાર્થમાં મ્હારૂં નામ, મુદ્દે કરતો હું મ્હારૂં કામ."—૩૧
"મ્હારી વાત તો બહુ છે મ્હોટી, કલ્પના તુને નહિં કરૂં ખોટી;"
"કરજે મનન તું દિવસ ને રાત્રી, ત્યારે થાશે ત્હારી સહુ ખાત્રી."—૩૨

---

૧.—આપણા માથા ઉપરથી જોખમ કે વિઘ્ન ટળીને જો કદી તે આપણા સગા બાપને માથે પડતું હોય તો તેની ચિંતા કરવી નહીં, કેમકે આપણી જાત કરતાં સઘળું ઉતરતું ગણવાનું છે (દુનિયાંદારીના કાયદાની કલમ ૮ મી)—પૈસો, સ્ત્રી, છોકરાં વિગેરે એ બધું જતાં પણ આપણી જાત સહીસલામત રેહેતી હોય તો તે સર્વનું આપણી જાત માટે કુરબાન કરી દઈ બળિદાન આપતાં જરા પણ આચકો ખાવો નહીં. બેધડક તેમ કરવું (સદરહુ કલમ ૮ મી!).

૨.—ગામ એટલે ગામડું. પૃથ્વિનો માત્ર એક ન્હાનો ભાગ તેને રેહેવાને આપ્યોછે—બાકી આખી પૃથ્વિ ઉપર મ્હારો અમલ ચાલેછે. દુર્ગુણો તે મ્હારા પુત્રો અને સદ્ગુણો તે મ્હારા ભત્રીજા થાયછે.

૩.—તેને વેશે એટલે મ્હારા ભાઈ પરમાર્થનો વેશ લઈને હું તેને ગામ જાઉં અને તે પરમાર્થની રીતભાત—ઢબ સહુ શીખી લાવુંછું; અને મ્હારા ભાઈના છોકરા જે સદ્ગુણો મ્હારા ભત્રીજા થાય તેઓમાંથી ઘણાકને મ્હારા છોકરાઓ સાથે એટલે દુર્ગુણો સાથે દોસ્તી કરાવી તેઓને સ્વાર્થની વાતોનો ઉપદેશ કરાવીને તથા જાતે તેમ કરીને મ્હારી મંડળીમાં દાખલ કરૂંછું.

૪.—ઠેકાણે ઠેકાણે તેનો એટલે પરમાર્થનો વેશ લઈને હું ફરૂંછું. ત્યારે સ્વાર્થ છું એમ કોઈ મને નથી જાણતા—પરમાર્થજ છું એમ જાણેછે. પરમાર્થનાં નામનો ભર્મ એટલે માત્ર નામનોજ પરમાર્થ.

બોલ્યો બહુરુપી એટલિ વાત, રુપ બદલ્યું ને બદલી જાત ;
મુખ ઠાવકું ચંચળ નયનો, જાણે ધાક ન કો દી ભયનો ?—૩૩[1]
ઘરડાચાર ડહાપણ હુંશિયારી, એવાં નામો છે દુનિયાંદારી ;
કલ્પનાએ દિઠી ચતુરાંને[2], જેણે બોધ આપ્યો આ પ્રમાણે.—૩૪
" અરે સુણને તું મ્હારી બ્હેની, બોધ મ્હારો તું માની લેની ;"
"બહુ સાચું ન બોલિશ બાઈ; સાચા બોલિ સમાય ન ક્યાંઈ. "—૩૫
" જુઠાણૂં પ્રસર્યૂં છે જગમાં, વ્યાપ્યૂં તમામ રગે રગમાં ;"
" સાચ જૂઠને છે અતિ વેર, કહે સત્ય ટકે કઈ પેર ?"—૩૬
" વેર વાંઢાને પરણ્યાને, વેર મૂરખને ને ભણ્યાને ;"
" વેર અકરમી સકર્મીને, વેર પાપી ને ધરમીને."—૩૭
" સત્ય તો માત્ર છે મ્હોડીયે[3], નિકળે ભોપાળું પેટું ફોડીએ ; "
" ઊંડી નજર પરખ બુઝ ક્યાં છે, ઉપલાં ડોળથી સહુ કો રાચે.—"૩૮
"કોઠી ધોતાં કાદવ આવે, બાંધી મુઠ્ઠી લાખનિ કહાવે ;"
" રહૂલા માટીના જ્યાં જ્યાં ઘર, લાગે દૂરથી રુડા ડુંગર. "—૩૯
" ધરતી આખી કદિ ન ઢંકાય, પગે જોડા પ્હેરી લેવાય ; "
" બોલવામાં રાખવિ બારી, એ તો રીત છે દુનિયાંદારી. "—૪૦
" સુધું ભોળું અને સતવાદી, એ તો તબિયત કહેવાય માંદી[4] ; "
" જ્યારે આવડત શક્તિ ન ચાલે, ત્યારે ડોળ સાધૂનું ચાલે."—૪૧

---

૧.—પુરૂષનું રૂપ મુકી સ્ત્રીનું રૂપ લીધું, અને મુખ એવું ઠાવકુ કે જાણે આખી દુનિયાંનું ડાહાપણ તેમાં સમાઇને ઠરી રહેલું હોયની; આંખ એવી ચંચળ કે જાણે કોઈ ભલભલા મદારીની હાથચાલાકી તેની આગળ પકડાઇ ગયા વગર રહે નહીં—અને વળી જાણે કોઇ દિવસે મૃત્યુ કે રોગ કે કશી આપદા આવવાનું ન હોય એવી ખાતરી હોય ઇયા તેની પરવા ન હોય તેવો એનો ચ્હેરો દેખાયો—આંખ ચમકતી અને વગર પલકારે પલકારા મારતી હોય એવી લાગતી દેખાઈ !

૨.—એવી જે ચતુર એ દુનિયાંદારીની હોંશિયારી તેને કલ્પનાએ દર્પણમાં દીઠી. ૩—મથાળે; (જેમ ઘીના ઘાડવા કે કુંડાંને મ્હોડિયે ઘી ચોખ્ખું હોય ને અંદર તપાસતાં દગો માલમ પડતો હોય તેમ.)

૪.—દુનિયાંદારીની રીત પ્રમાણે જે ભેદ પ્રપંચવાળું, દંભી, ભિંડું, અને જુઠ્ઠુ હોય તે સાજી તબિયતવાળું—તંદુરસ્ત જાણવું અને બાકી એવું જે નહીં તે તો માદું—રોગી—બેવકુફ જાણવું (દુનિયાંદારીના કાયદાની કલમ ૧૦ મીનું દુનિયાઈ ડહાપણ !)

"વારે વારે તે[1] ઠોકર ખાય, તોય ના ચેતિ તે રસ્તે જાય;"
"લોક સૂધાંને બહુ સપડાવે, જાણીજોઈ ઠોકર ખવડાવે."—૪૨
"પડ્યા ઊપર પાટૂ[2] મારે, પડે ગંમત લોકને ત્યારે;"
"જુઠું જુગતૂં ગોઠવિ કાંઈ, સ્નેહી સાથે લડાવે લડાઈ."—૪૩
"ઘર બાંધવું છે દોહેલૂં, તોડી પાડવું તો બહુ સ્હેલૂં;"
"કજિયો પારકો ળીવા સમાન, હસવું મિનિને મુષકની હાણ[3]."—૪૪
"દુનિયાં છે તિખળી ને તોફાની, કરે સૂધાંને સહુ છેડખાંની;"
"માટે મન ડસવાનું ન હોય, બ્હાર ફુંફવાટો[4] રાખવો તોય."—૪૫
"જેને આવડત[5] તે તો મ્હાલે, દુનયાંદારીમાં ગંમત ભાળે;"
"કહેવાય બળિયાના બે ભાગ, મારે સોકટિ જોઈને લાગ."—૪૬
"ખાઈ લુચ્ચાંને છે દિવાળી, કહાડે તકરાર દલિલવાળી;"
"જમરાજાને[6] જે જિતિ આવે, કહો કેમજ અહિં તે ન ફાવે?!"—૪૭
"ઉદ્યમે ઊપાય હોય જે સાચો, રામબાણ ફરે નજ પાછો;"
"તેવિ રીત તે[7] ઉદ્યમ કરિયે, વસા નવ્વાણુ પારજ પડિયે."—૪૮

---

૧.—તેવું સુધું, ભોળું ને સાચું હોય તે માણસના ઉપર વારંવાર મિથ્યા અપવાદ આવ્યાં કરેછે. ૨.—તેવાં સાચાં માણસ ઉપર જ્યારે એવી રીતે મિથ્યા અપવાદ આવેછે ત્યારે તેવી મુસીબત ભરેલી નિરાધાર સ્થિતિને વખતે લોકો તેને ઉલટા એવી રીતે ઠપકો આપેછે કે 'બેવકુફ છે, એવું તે કાંઈ સતવાદીપણું રાખતું હશે?!' વગેરે. ૩.—લોકને હસવું થાય ને પોતાને પ્રાણસંકટ હોય. ૪.—મનમાં કદાચ કાઈને કરડવું નહીં એમ હોય તોપણ બ્હારથી બતાવવાને પણ ફુંફાડો રાખવો (વ્યવહારમાં ચાલતી સર્પની એક દૃષ્ટાંતરૂપ દંતકથા ઉપરથી)—કે કોઈ વારેવારે આપણને ઈજા કરવા આપણી પાસે આવતાં અચકાય. (દુનિયાંદારીના કાયદાની કલમ ૧૨ મીનો બેઠી બાંધણીનો બોધ!)

૫.—દુનિયાંમાં કેવી રીત રાખી હોય તો ફાવિયે છિયે અને સુખ ભોગવિયે છિયે—એ વાતની જેને માહીતી હોયછે, ને એ રીતે જાણીને તે પ્રમાણે જેને ચાલતાં આવડેછે તે. ૬.—જમરાજાને એક ઠગ જીતી આવેલો એવી લોકોમાં જે એક દંતકથા ચાલેછે તે ઉપરથી.

૭.—જેમકે કંઈ નોકરી મેળવવી હોય કે કોઈ મુકદ્દમો જીતવો હોય તો જે અધિકારીના હાથમાં તે નોકરી આપવાનું અથવા તે મુકદ્દમો ચુકવવાનું હોય તે અધિકારીની વૃત્તિ તપાસીને તે પ્રમાણે ઘટતો ઉદ્યમ કરવો.

"કામ કરવું તે હારનિ આશે, ફત્તે યોગ હશે તોજ થાશે;"
"ફત્તે ક્વચિતજ આવેછે વ્હેલી, આવે હાર અવળચંડિ પ્હેલી[1]!"—૪૯
"જે વાતનિ હોયછે ફાળ, તે તો નિશ્ચે બને તત્કાળ;"
"માટે મહૂરત જોવા ન રહેવું, તક બીડૂં ઝડપી લેવું."—૫૦
"જે વિંધાયું તે ગણવું મોતી, વાત ઉપલક રાખવિ ખોટી;"
"રાખ્યાં લટકતાં જો લગંન, તેમાં સોળસેં આવે વિઘ્નં."—૫૧
"હોય નજિવૂં સૂઝે તેવૂં, તે થકી પણ બ્હીતાં રહેવૂં;"
"દાહાડો પડતો આપણો જોઈ, સજે વેર લેવા સહુ કોઈ."—૫૨
"આવે જુથબંધ પડતિનિ દમણી[2], વાગે દુખતી આંખે ઝોક બમણી;"
"કલેશ કરવો નહીં દુખકાળ, એસવૂં લઈને કરતાળ."—૫૩
"રહેવું પડતીમાં ધૈર્ય ને આશે, કો ન જાણે કાલે શૂં થાશે;"
"પડતાં પ્હેલાં વર્સાદ તો થામે, નર જીવતો ભદ્રા પામે."—૫૪
"કરે કાળ શિ કહું બલિહારી, જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં વારી[3];"
"ચમત્કારોનો એ છે ભંડારી, શિખવે અનુભવ[4] દુનિયાંદારી."—૫૫
"ભાવી તે ક્યમ મિથ્યા થાશે, વલોપાતે રહ્યૂં હિર[5] જાશે;"
"ગઈ તિથિ ન વાંચે કોઈ, ગાવાં ગીત સમયને જોઈ."—૫૬
"જે આગલિ રાતનું મરશે, તેને રોનારાં ક્યાંલગી રડશે;"
"થાકે નિદ્રા આવશે જ્યારે, મેળે રોતાં રહેશે ત્યારે."—૫૭
"રોવું એ છે રીત જનાની, ઘી ન નિકળે વલોવે પાણી;"

---

૧.—એવો કંઈ ટુચકો જણાયછે કે હાર ઘણું કરીને પેહેલી આવેછે, ને ફત્તેહ મોડી ને છેલ્લી આવેછે.

૨.—જેમ ગાડીની એક આખી હારની હાર આવતી હોય તેમ માણસની પડતી દશા આવેછે ત્યારે તેને સઘળી પાસથી ઉપરા ઉપરી સામટાં દુઃખ આવી પડેછે. ૩.—પાણી.

૪.—કાળના પેટમાં ઘણા ચમત્કારો ભર્યાછે—જેમ જેમ કાળ જતો જાયછે તેમ તેમ નવી વાતો, નવા ચમત્કારો, ન ધારેલી વાતો, આપણા જોવામાં આવેછે—અને તેથી આપણને દુનિયાંદારીના નવા નવા અનુભવો મળેછે. ૫.—જે દુઃખ પડયું હોય તેને માટે મિથ્યા શોચ—કલેશ કરવાથી જે સ્થિતિ હોય તે કરતાં પણ ઉલટી વધારે દુઃખી થાયછે, અને દુઃખના વખતમાં હિંમતથી તે દુઃખને ખમવાની જે આપણી શક્તિ તે પણ જતી રહીને આપણે લુલાં બની જઈયે છિયે.

"એમ દુઃખ થકી ના ડરવું, નિજ ભૂલ[1] તપાસિ સૂધરવું."—૫૮
"પાણી પ્હેલી બાંધવી પાળ, જિભ રાખિયે મિઠ્ઠિ રસાળ;"
"સભા સોહતૂં બોલીયે, હા જિ કહિ રાજી દિસિ[2] ડોલીયે."—૫૯
"કાણાને કાણૂ શાને કહિયે, મરે ગોળે તો વિખ શેં દઇયે ;"
"સાકર સારી છે સારી ન સૂંઠ, બકરૂં કહાડતાં પેસે ઊંટ."—૬૦
"વળિ કોનો ન કરવો વિશ્વાસ, છાની વાત ન કરવી કો પાસ ;"
"એથી થાવું પડે તેના દાસ, ઠરિયે મૂરખ થઇયે નિરાશ."—૬૧
"થતા સેંકડો વિશ્વાસઘાત, એ તો સાધારણ છે વાત;"
"સ્વાર્થ આગળ સહુ[3] દે વિસારી, એ તો રીત છે દુનિયાંદારી."—૬૨
"ન્યાય તે સમે કો નવ જોય, કહેશે એ તો એમજ હોય;"
"ન્યાય અન્યાય અનુકુળતાનો[4], ફાવે તેમ ફરી બેસવાનો !"—૬૩

---

૧.—જે કારણથી અથવા જે ભુલથી આપણને દુઃખ પડ્યું હોય (જેમ કોઇ વખતે આપણે પોતાની સાચવટ કેમ મુકી દઇયે એવા દુનિયાંદારીની રીત પ્રમાણે ઊંધા વિચારમાં રહીને જે ભુલ કીધી હોય તે તેમ) તે કારણ અથવા તે ભુલ ફરીથી એ પ્રમાણે ન બને તેને માટે આવતા વખતમાં સાવચેતીથી રેહેવું (દુનિયાંદારીના કાયદાની કલમ ૨૦ મીનું મહાવાક્ય!) ૨.—જે વાત આપણને રૂચતી ન હોય તેવી વાત કદાચ કોઇ કરે તોપણ તે વાતમાં સામું ન થતાં વારૂ, હાજી,—એમ કહીને જાણે તે વાતમાં આપણને કશી હરકત ન હોય ને તેથી ઉલટાં રાજી થયાં હોઇયે તેવાં દેખાઇયે, એટલુંજ નહી પણ ડોલિયે, એટલે જાણે તે વાત તદન આપણને રૂચતીજ હોય તેવું ડોળ બતાવિયે.—(દુનિયાંદારીના કાયદાની કલમ ૨૧ મીના આધાર ઉપરથી આપવામાં આવતી આજ્ઞા !)

૩.—પોતાના સ્વાર્થની વાત આવે તે ઠેકાણે તે વેળા સઘળી વાતો વિસરી જઇને પોતાનો સ્વાર્થ સાધવો, એ તો દુનિયાંદારીની છચોક રીતજ છે—અને સઘળાંજ માણસો સ્વાર્થની વખતે એ પ્રમાણે કરેછેજ, અને પોતાના સ્વાર્થ આગળ આપણા તમામ ગુણ ભુલી જાયછે—માટે એ સઘળી એવી એવી રીતો શીખી લઇને તે પ્રમાણે ચાલવું—( દુનિયાંદારીના કાયદાની કલમ ૨૪ મીની ચોતરફી ચતુરાઇ ! )

૪.—ન્યાય કે અન્યાય આ દુનિયાંમાં કોઇ જોતું નથી—જેમ ફાવતું આવે તેમ વાજબી કે ગેરવાજબી પોતાની મરજી તથા અનુકુળતા પ્રમાણે માનેછે.—જો ફાવતી વાત હોય તો તે ગેરવાજબી છતાં વાજબી ગણાયછે અને ફાવતી ન હોય તો તે વાજબી છતાં ગેરવાજબી કે વગર જરૂરની ગણાયછે, એટલે પછી તેનો અમલ થઇ શકતો નથી—(દુનિયાંદારીના કાયદાની કલમ ૨૫ મીનું પ્રત્યક્ષ પ્રમાણ ! )

"સ્વાર્થ પેટનો તેની એ વેઠ, પેટથી બીજું સરવે હેઠ;"
"પેટ શિખવે ઢોંગ લુચ્ચાઈ, પેટ બાપો લડાવે લડાઈ."—૬૪
"નપટ્ટ ચાકરિ પેટ કરાવે, પેટ લજ્જા કશી ન ધરાવે;"
"પેટ વિપરીત[1] કર્મ સુઝાડે, પેટ દિપક વિવેક બુઝાડે."—૬૫
"જર જોરૂ જમીન લડાઈ, લડવામાં છે ઝાઝી વડાઈ;"
"વળિ મતલબે મમત ન મુકિયે, પાસા ચીપિને દાવ ન ચુકિયે."—૬૬[2]
"આડે લાકડે આડો વેહ, થાય લુચ્ચું તેને દઈયે છેહ;"
"પશુ ના સમજે પગે લાગે[3], ભુત ચૌદમે રતનેજ ભાગે."—૬૭
"જેની સાથે થવૂં તેના જેવૂં, એ તો ઘટિતજ છે એમ કહેવૂં;"
"માટે દોષ એમાં નવ ગણિયે, હણતાંને તો નિશ્ચે હણિયે."—૬૮
"વળિ કરવું કામ જિભેથી, ફાવે બહુશ્રુતનૂં બહુ એથી;"
"પડે મ્હેનત એમાં ન ઝાઝી, માને સહુ વળિ ગણિને કાજી."—૬૯[4]
"પણ વર્તવું સમયને જોઈ, વેળા મુનિવ્રતની હોય કોઈ;"

---

૧.—દુકાળના વખતમાં મા પોતાનાં બચ્ચાંનો જે ઘાત કરેછે એ વિપરીત કર્મ છે; વળી કેટલાંક પેટને માટે પોતાની બાળકીઓને વેશ્યાને ત્યાં વેચેછે એ પણ તેવુંજ છે—અને એવાં એવાં અનેક વિપરિત કર્મો પેટ માણસ પાસે કરાવેછે, અને વિવેકરૂપી જે દીવો તે હોલવી નાખેછે. ૨.—વડાઈ એટલે મ્હોટાઈ. વળી મતલબની વખતે એટલે આપણો સ્વાર્થ થતો હોય તેવી વખતે તો મમત કદી પણ છોડવોજ નહીં, અને લુચ્ચાઈ ડોંગઈ—પ્રપંચ કરીને વળકવળે પણ સ્વાર્થ સાધવામાં ચુકવું નહીં. (દુનિયાંદારીના કાયદાની કલમ ૨૭ મીની સૂંધી ને સાદી શિખામણ!!) ૩.—વાઘ કે સિંહ હોય તેની આગળ પગે પડીયે તેથી તે કંઈ આપણને છોડે નહી, તેમ ક્રુર અને નિર્દય મનુષ્યની આગળ કાલાવાલા કર્યાથી કે નરમાસ રાખ્યાથી કશું ફળ થાય નહીં.

૪.—બહુશ્રુત એટલે જેણે સાંભળી સાંભળીને ઘણું જાણી લીધું હોય તેવું માણસ. એવાં માણસ પોતાની જીભના તડાકાથી તથા સફાઈથીજ પોતાનું કામ કહાડી લેવામાં ઘણાં ફાવી ગયલાં હોય એમ માલમ પડેછે. એવી રીતે જીભે કામ કહાડી લેવામાં કંઈ તસદી પડતી નથી, અને વળી સઘળા લોક એવાં માણસને કાજી એટલે ઉપરી—ડાહ્યું—ખબરદાર જાણીને તેને માન આપેછે—તેટલા માટે જીભે કામ કરવું. (દુનિયાંદારીના કાયદાની કલમ ૨૯ મીની અકલમંદ ઉસ્તાદી!)

"પડે પોપટ બંધીખાને, પડે ફરવું પ્રદેશ ડાહ્યાને."—૭૦[1]
"ભાઈ સહુથી મ્હોટું છે ધંન, વસુ વિનાં પશુ છે જંન;"
"સર્વે ગુણો રહ્યાછે ટકામાં, એ વિનાં સર્વે ગૂણો નકામા[2]."—૭૧.
"પૈસાવાળાંને ઘડપણે સૂખ, થાય ચાકરિ પામેન્ન દૂખ;"
"માંમીજી ફોઈજી કહિ બોલાવે, સહુકો સગપણ કહાડતું આવે!"—૭૨
"પૈસાદારનાં છોકરાં ડાહ્યાં, નિરધનનાં કહેવાય છરાયાં;"
"પૈસાદારનુ મિઠૂ લોણી, જાય ગરિબનાં ગુણ કાંતિ કોણી[3]."—૭૩
"માટે તાક્યાં કરવો લાગ, મુલ્લો મેળવવા થવું વાઘ;"
"નીસાસાની ન ધરવી ચંત, થવું હોય જો ઝટ શ્રિમંત!"—૭૪[4]
"એમ જ્યાં ત્યાંથી કરવી પૂંજી, નથિ વાત અવશ્યનિ દૂજી;"
"દેવી બુઢ્ઢાને બાળક કન્યા, ખાવા લેવા તેમાં શેનો અન્યા?"—૭૫

---

૧.—પણ કોઈ વખત એવો હોય છે કે તે પ્રસંગે મુગા રેહેવામાંજ મઝો—ફાયદો હોય છે, કેમકે ડહાપણ કરવા જતાંમાં તે કામ આપણેજ કરવું પડેછે—પોપટને જ્યારે બોલતાં આવડેછે ત્યારે તે પાંજરે પડેછે, અને બીજાં પક્ષીઓ કરારે છુટાં ફરેછે—તેમજ વળી 'ડાહ્યો દિકરો દેશાવર ભોગવે' છે—તેટલા માટે એવે પ્રસંગે મુગાંજ રેહેવું. (દુનિયાંદારીના કાયદાની કલમ ૩૦ મીની તાજાકલમ!)

૨.—અનેક ખુબીઓ અને સારા ગુણો કોઈ માણસનામાં હોય પરંતુ તેની પાસે જો પૈસો ન હોય તો તેના તે તમામ ગુણો નકામા છે, એટલે તેની ખુબીઓ તથા ગુણો દીપી નિકળતાં નથી, કેમકે ગરીબાઈનાં સુકાં અને સાદાં પાત્રમાં ગમે એવી ખુબીઓ કે સારા ગુણો રહેલા હોય તોપણ તે તરફ કોઈ જોતુંજ નથી; અને એટલાજ કારણથી કેટલાક પાકા વેપારીઓ જુજ કિંમતની નજીવી જનસને દોઢ રૂપિયાની દમાકદાર ડબ્બીમાં રાખી તેનું મોંઘું અને મનમાનતું મુલ ઉપજાવેછે!

૩.—છરાયાં એટલે ગાંડાં. પૈસાદારનાં છોકરાં સાડીત્રણ પાંસળી હોય તોપણ તે ડાહ્યાં—ખબરદાર ગણાયછે; અને ગરીબનાં છોકરાં ડાહ્યાં હુશિયાર—ચાલાક હોય તોપણ તે ગાંડાંમાં ખપેછે. ગરીબનામાં સારા ગુણ હોય—ખુબસુરતી—સ્વરૂપવાન કાંતિ હોય તોપણ તે સાધારણમાં ખપી જાયછે.

૪.—માટે મુલ્લો મેળવવાને વાઘની પેઠે ફરતા રાખીને પણ તક જોયાં કરવી. પછી એ પ્રમાણે પૈસો મેળવવામાં જે બીચારાં ગરીબ ગરબાંઓનું નુકસાન થાય ને પછી તે નિશ્વાસ મુકે તો તેની કશી ફિકર કરવી નહીં, કેમકે એ તો કોઈને નુકસાન થયા શિવાય આપણને લાભ થઈ શકતોજ નથી. (દુનિયાંદારીના કાયદાની કલમ ૩૧ મીની ઉઘાડી વાત!)

"હશે પૈસો તો એઠી ખાશે, ચિંતા નહિં કદિ વિધવા થાશે;"
"કશિ વાતનિ પડશે ન તાણુ, સુખ મનમાનતું વધુ[1] જાણુ."—૭૬
"કર્મો[2] દુનિયાંમાં થાય જે છાનાં, બતાવાય તેનાં બહુ બ્હાનાં;"
"નથિ લોકને તે કંઈ અજાણ્યાં, તેતો પંચે છે પરમાણ્યાં!"—૭૭
"કદિ બાહ્યનિ નીતિ ન મુકિયે, દુનયાંદારિની રીત ન ચુકિયે;"
"કરિયે દેવ મંદિર ને દહેરાં, કદિ થઈયે ન કોસું નમ્હેરાં[3]."—૭૮
"હોય બોલતું જે કો પછાડી, તેને પાડવું થંડું જમાડી[4];"
"છતાં એમ જો છોડે ન લવવૂં, છો લવે તેને નાજ લેખવવૂં!"—૭૯
"બાઈ ઝલાય ન જગ મ્હોડું કેમે, એ તો આમે બોલે ને તેમે;"
"બોલે જે વેળા જેવું લાગે, ઢોલક બંને પાસનિ વાગે."—૮૦
"ઘડા ઢંગ રહિત બેઢંગી, એતો દુનિયાં છે દોરંગી;"
"લાભ થાય ત્યાં ધરવી ન લાજ, પછે ત્રંણે જગનું રાજ!"—૮૧
"બાઈ ખાધે પીધે છે દિવાળી, રખે કરતિ કસર પેટ ખાળી;"
"ઘેર દૂઝણું ને લુખું ખાય, એવો કોણ મુરખનો રાય?"—૮૨
"કો દી સ્વામિસું ધરિયે માન[5], તો ઘડાવે બુકડી કાન;"
"પ્રીતિ ક્રોધ આદિ મનોભાવ, તેનો બ્હાર[6] ન દઈયે દેખાવ."—૮૩
"કોઈ પામે ન મનનો ભેદ[7], ગમે તેવિ ખુશિ કે ખેદ;"

---

૧.—કોઈ પણ વાતનું સુખ મળવામાં કશી અડચાણ પડશે નહીં ને વળી જે સુખ પોતાની મરજી પ્રમાણેનું મળેછે તેમાં વધારે લ્હેજત પડેછે એમ સમજવું. (દુનિયાંદારીના કાયદાની કલમ ૩૩ મીનું તોળેલું તાત્પર્ય!!!)

૨.—કુકર્મો—નઠારાં—પાપનાં કર્મો. એવાં કુકર્મો દુનિયાંમાં થયાંજ જાયછે, અને તે સઘળાં લોકોએ ગર્ભિત રીતે કબુલ રાખેલાં છે; કેમકે નહિં તો અખાડા કાન કરવામાં ન આવે. ૩.—મ્હેર વગરનાં. (હંમેશાં પ્રસંન વદન રાખવું, અને મ્હોડે સાકરના રવા પિરસવા—(દુનિયાંદારીના કાયદાની કલમ ૩૪ મીની ચોખ્ખી ચાખ્યા વગરનાં ચિભડાં જેવી રીત!)

૪.—જે જેની મનકામના હોય તે તેની ઈચ્છા પૂર્ણ કરીને, અથવા તો તેના પેટમાંની ચુંક મટાડીને. (દુનિયાંદારીના કાયદાની કલમ ૩૫ મીનું પકવાન!) ૫.—જરા મોઘાં થઇને રિસાઈયે તો પછી માનુનીનું મન મનાવવાને ધરવાળો ઘરેણાં ઘડાવે. ૬.—મ્હોડાં—ચ્હેરા ઉપર.

૭.—આપણી અંદરની ખુશી કે દલગીરી જે હોય તે કોઇને જણાવિયે નહીં—ઉલટું ડોળ ઘાલીયે. (દુનિયાંદારીના કાયદાની કલમ ૩૮ મીની એવી ઉલટી રીત!)

"મનમાં ખૂશી મુખે ખિન દિસિયે, મનમાં દલગિર બ્હારથિ હસિયે!"—૮૪
"કામ ક્રોધ લોભ મદ મોહ, મત્સર મમત દંભ ને દ્રોહ;"
"જોતાં એ સરવેનાં કુટુંબો,[1] બાઇ થાકિ તું પામે અચુંબો"—૮૫
"વળિ ઉદ્યમ ધૈર્ય વિવેક, એનાં પણ છે કુટુંબ અનેક;"
"માંહોમાંહે સંબંધિ થયાંછે, એકાકાર[2] એ સરવે બન્યાંછે."—૮૬
"માટે કરતાં ન લાંબો વિસ્તાર, તુને સંક્ષેપમાં કહ્યો સાર;"
"ભેટ સહુની વતી તું મુજને, એટલે જાણું સહુ[3] ભેટ્યાં તુજને!"—૮૭
"સહુની તરફથિ કરિ વકિલાત, કહિ તુજને આ સંધી વાત;"
"જેમ જેમ કરશે તું વધતો વિચાર, તેમ તેમ સમજાશે સઘળો સાર."-૮૮
"ધાર્યો વૈભવ[4] વર આત આશે, થોડા દિનમાં લગન મુજ થાશે;"
"લઈએ સુખ હાલ જ્યાંલગિ શક્તિ, છેજ આખર ઘડપણે ભક્તિ!"૮૯
બોલો પાછલા સમજાય કાચા, પડિ બંધ દર્પણની વાચા[5];
કલ્પના અનુભવ ને સ્મૃતિ, જોય દર્પણમાં મર્મ અતી.—૯૦
માંહોમાંહે[6] ખુલાસા પૂછે, સાનંદાશ્ચર્યે કહે આહા શું છે?!
તળે ઊપર જેમ તપાસે[7], તેમ સ્વરૂપ[8] તદ્રૂપ ભાસે.—૯૧

---

૧.—એ ષડ્રિપુ આદિ લઇ તમામ દુર્ગુણોનાં કુટુંબો.

૨.—એ દુર્ગુણ સદ્ગુણોનાં કુટુંબોમાં એક બીજાંને સંબંધ થવાથી તેઓ તમામ એકાકાર અને મિશ્ર થઇ ગયાં હોય એમ હાલમાં જણાયછે.

૩.—માટે એ સહુને બદલે તું મ્હને મળ—મ્હારૂં કહ્યું માન, એટલે તું સહુને મળ્યા બરોબર છે એમજ સમજજે!

૪.—વિષયાનંદ. મ્હારી મા આશા છે, તેણે એ વૈભવ વર જોડે થોડા દાહાડામાં મ્હને પરણાવવી ધારેલી છે—હાલ જુવાનીમાં તો સુખ લઈ લઈએ—ભક્તિ તો પછી ઘડપણે છેજ તો. (દુનિયાંદારીના કાયદાની કલમ ૪૦ મીનો ચકલા વચ્ચે ચોકસી કરી ચુકવેલો ચુકાદો!)

૫.—એ પાછલા શબ્દોનો મુદ્દો કલ્પનાથી બરોબર સમજાયો નહીં અને એ પ્રમાણે દર્પણમાંથી સંભળાતું બંધ થયું. ત્યારે જે જે વાત તેમાં સંભળાયલી તે બધાંમાં કલ્પના, અનુભવ, અને સ્મૃતિ, એ ત્રણેને ઘણો મર્મ એટલે મુદ્દાની વાત રહેલી હોય તેવું હવે જણાવવા લાગ્યું.

૬.—એક બીજાંને. ૭.—દર્પણમાં અથવા આ કવિતામાં.

૮.—પોત પોતાનાં પ્રતિબિંબો જણાયાં તે, અથવા પોતપોતાના જે જે અનુભવો તે તે એ દર્પણમાં આબેહૂબ માલમ પડ્યા તે.

એવામાં બનિ ત્યાં અકસ્માત, એક અતિ દુખ દૈવનિ વાત;
એક[1] પાસથિ આવ્યો રોગ, બિજે પાસે મૃત્યૂ લેવા ભોગ.—૯૨
વળગ્યો વૈભવ વરને રોગ, લીધો કન્યાનો મૃત્યુએ ભોગ;
વાતો રહિ ગઈ મૂંનની મનમાં, ક્હેર થઈ ગયો જીવા લગનમાં.—૯૩[2]
આશા માત ને ઉદ્યમ તાતે, રોતાં રોતાં ક્રિયા કિધિ જાતે;
ત્યારે ઉપજ્યો સ્મશાનવૈરાગ, ધાર્યો કરવા સંસારનો ત્યાગ!—૯૪
પણ ઘેર આવી વાત ભૂલ્યાં, પાછાં દર્પણમાં જોઈ ડૂલ્યાં;
આશાએ દિઠું સ્વરૂપ અંમર, ઉદ્યમે પાછી બાંધી કંમર!!—૯૫[3]
કલ્પના અનુભવ ને સ્મૃતી, એવું જોઈ પામ્યાં અચરતી;
ભેદ જ્ઞાની જાણે દર્પણનો, મોહમાયા તણાં આવરણનો.—૯૬
મરે કુંવારો પરણવાને કોડે, પરણ્યો છૂટો થવા શિર ફોડે;
ત્યમ ખટપટ દુનિયાંદારી, ખરા જ્ઞાનીને લાગે અકારી.—૯૭
દાખ્યું દર્પણ દુનિયાંદારી, બંને[4] બાજુએ જોજે વિચારી;
એ તો દુનિયાંનૂં દર્પણ, કર્યું દુનિયાંને અર્પણ!—૯૮
સંવત ઓગણીસેં સાડત્રીસ, વય એ દિન બાદ[5] બત્રીસ;
કાર્તિક સુદ તેરસ રવિવાર, કવિ અનુભવિ સુચવ્યો સાર.—૯૯

---

૧.–દર્પણમાં એક બાજુએથી; ને બીજે પાસે–બીજી ગમથી.

૨.–વૈભવને મંદવાડ આવ્યો–(એ પ્રમાણે દુનિયાંમાં બનેજ છે–અતિસે ખાંનપાંન, અમિતાહાર, એ રોગનું ઘર છે.) અને કન્યા જે દુનિયાંદારીની હોંશિયારી–જે કે ઘડપણમાં ભક્તિ કરવાનું ધારતી હતી તેને એકાએક મોતે ઝડપી લીધી, જેથી તેને ભક્તિ કરી દેહનું સાર્થક કરવાનો વખત એ પ્રમાણે ન મળ્યો. (એ વાત પણ બનેજ છે.) અને એવી રીતે વિવાહને ઠેકાણે ક્હેર થઈ ગયો.

૩.–સ્મશાનજ્ઞાન તે સ્મશાનમાં રેહેતાં સુધીજ રહેછે–ઘેર આવ્યા પછી પાછું સઘળું વિસરી જવાયછે. અને આ દુનિયાંદારીનું દર્પણ એવું છે કે તેમાં જોયાથી પાછું આશાને પોતાનું રૂપ અમર એટલે ન મરે તેવું ભાસેછે; અને ઉદ્યમ સંસારનો ત્યાગ કરવાની વાત ઊંચી મુકીને કંમર બાંધી વળી પાછો ઉદ્યમ કરવા મંડી પડેછે.

૪.–આ દુનિયાંની બે બાજુ છે–એક પાસું ઉજળું અને બીજું કાળું છે, તે બંને બાજુની વાતો આ દર્પણમાં બતાવી છે, તે વિચારી જોજો. અને એ દર્પણ દુનિયાંનું છે માટે એ દુનિયાંનેજ અર્પણ કર્યુંછે–ઘટારત રીતે.

૫.–એ દિવસ પછી કવિની વય ૩૨ વર્ષની થઈ.

છે વિજીયાશંકર નામ, પિતા ત્રિવેદિ કેશવરામ ;
વડનગરો નાગર ન્યાત, જન્મભૂમિ સુરત પ્રખ્યાત. —૧૦૦
કાવ્યરસમાં રહે નિશદીન, કવિ મગ્ન ડુબ્યો તદ્લીન ;
જુએ ખેલ પોતે નિર્વિકારી, મોજ કવિજનની છે ન્યારી !—૧૦૧[૧]

---

## દુનિયઈ નાટકનો ખેલ.

### ( રાગ-ગરબો; તાલ-એક્કો. )

શ્રી મચિ હરનિશ મ્હંમાયા રે; દુનિયઈ નાટક ખેલેછે ? !
કરિ સ્વાધિન વાહન કાયા રે; દુનિયઈ નાટક ખેલેછે !—૧
મન મુનિમે આપ્યૂં[૨] ભાડે રે; દુનિયઈ નાટક ખેલેછે !
કહો કોણ હવે ના પાડે રે ? દુનિયઈ નાટક ખેલેછે !—૨
ધણિ આત્મા એહો મુનિવ્રત રે ! દુનિયઈ નાટક ખેલેછે !
મન મુનિમ ચલાવે વહિવટ રે ! દુનિયઈ નાટક ખેલેછે !—૩
દિઠું તત્વ સંધું પૈસામાં રે ! દુનિયઈ નાટક ખેલેછે !
ત્યાં આત્મિક સુખ તે શામાં રે ?! દુનિયઈ નાટક ખેલેછે !—૪
સહુ કંચન કાજ વેચાણૂં રે ! દુનિયઈ નાટક ખેલેછે !
મુકિ સત્ય ગ્રહ્યૂં જૂઠાણૂં રે ;-દુનિયઈ નાટક ખેલેછે !—૫
છે રુચ્યા વિવિધ ઉપભોગો રે ; દુનિયઈ નાટક ખેલેછે !
નથિ દિસતા ભીતર રોગો[૩] રે ! દુનિયઈ નાટક ખેલેછે !—૬
સહુ ઇંદ્રીઓ બહુ દોડે રે ; દુનિયઈ નાટક ખેલેછે !
ત્યમ મુનિમ દોડતો જોડે રે ! દુનિયઈ નાટક ખેલેછે !—૭[૪].

---

૧.—કવિને એ દુનિયાંદારી દર્પણમાં કહેલી તમામ વાતોમાં કશુંએ લેપન નથી—કારણ કે તેનો આનંદ એમાં રહેલો નથી—તેનો આનંદ તો કંઈ ન્યારો— જુદા પ્રકારનોજ છે !

૨.—કાયારૂપી વાહન.

૩.—જે ઇંદ્રીયોના વિષયભોગો છે તેજ મૂળ રોગની ઉત્પત્તિનાં કારણો છે; માટે એ ભોગરૂપી ગુપ્તિઓને વિષે રોગરૂપી જે છુરીઓ રહેલી હોયછે તે લોકો તપાસીને જોતા નથી—માત્ર ઉપરનોજ દેખાવ જોયછે.

૪.—જેમ ઇંદ્રીયો દોડેછે, એટલે આંખ કે કાન જેણીગમ દોડેછે, તેમ તેણીગમ તેની સાથે મુનીમ જે મન તે પણ દોડેછે, અને જયાં ત્યાં માથું મારીને આગળ પડીને પોતે મોખરે રહીને કારભાર કરવા લાગેછે.

એ તો જ્યમ કોબાવાળો રે[1]! દુનિયઈ નાટક ખેલેછે!
ગળિ લાગે એને ગાળો રે! દુનિયઈ નાટક ખેલેછે!—૮
સહુ મળિને ફરતાં ફુદડી રે; દુનિયઈ નાટક ખેલેછે!
ખુબ ધમર ચકર ઘૂમરડી રે; દુનિયઈ નાટક ખેલેછે!—૯
અતિ તાલ પડેછે ઠમકેરે! દુનિયઈ નાટક ખેલેછે!
બહુ ધરણી ધ્રૂજે ધમકે રે; દુનિયઈ નાટક ખેલેછે!—૧૦
મનવિકાર બ્હોળા ઘૂમે રે; દુનિયઈ નાટક ખેલેછે!
મુકિ હદ આખરપર[2] ઝૂમેરે! દુનિયઈ નાટક ખેલેછે!—૧૧
આ ભવાબ્ધિ મોજાં મ્હાંએ રે; દુનિયઈ નાટક ખેલેછે!
બહુ નાવ[3] તણાયૂં જાએ રે; દુનિયઈ નાટક ખેલેછે!—૧૨
છે ગાઢ અજ્ઞાન અંધારૂં રે; દુનિયઈ નાટક ખેલેછે!
બહુ વેગળું રહિ ગયું બારૂં[4] રે; દુનિયઈ નાટક ખેલેછે!—૧૩
મહામોહનિ દીવાદાંડી રે! દુનિયઈ નાટક ખેલેછે!
જ્યમ નજરબંધિની હાંડી રે! દુનિયઈ નાટક ખેલેછે!—૧૪[5]

---

૧.—એ મન મુનીમ જાણે કોબાવાળો હોય અને ઇંદ્રિયો કોબાવાળીયો હોય તેમ તેઓની વચ્ચે ઊભો રહીને તે તેના ભેગો નાચવા કુદવા લાગેછે, અને તેઓ જ્યારે કોઈ વખતે "અરે જાજા, ત્હારે લીધે હમે ફસાયાં છઇયે"—એમ કહીને એને ગાળો દેછે ત્યારે તે ગાળો ખાવી એને બહુ ગળી લાગેછે—અને એવી રીતે ગાળો ખાવામાં પણ તે લ્હાવો ઓરિયો માની લેછે!

૨.—મનોવિકાર એટલે મનના જોસ્સા—ક્રોધ, મમત, વગેરે તે એટલે લગી જાયછે કે છેક ટોચપર—ઓનપર વાત આવે ત્યાંલગી આવી જતાં તેઓ જરા પણ અચકાતા નથી કે વાર લગાડતા નથી ને પછી એ પ્રમાણે હદ મુકીને આખર ટોચ ઉપર ઝઝુમતાં પડી મરવાથી પણ ડરતા નથી.—(એ ૧૧ મી કડી સુધી પૃથ્વિ ઉપરના ખેલનું વર્ણન થયું.)

૩.—(હવે એ ૧૨ મી કડીથી પાણી ઉપરના ખેલનું વર્ણન શરૂ થાયછે.) આ કાયારૂપી નાવ—વ્હાણ ભવસાગરને વિષે મોજાંમાં ઊંચું નીચું અફળાતું તણાતુ જાયછે.

૪.—જે મુકામ—મુદ્દા—ધોરણ—હેતુ ઉપરથી એ નાવ આ ભવસાગરમાં ચાલવું શરૂ થયું (જે કારણસર—જે હેતુથી મનુષ્યદેહ ધારણ કરવામાં આવ્યો) તે મુકામ—મુદ્દો—ધોરણ—હેતુ રૂપી બારૂં.

૫.—દીવાદાંડી તો વ્હાણવટીઓને રસ્તો બતાવવાને ઉપયોગી હોયછે, અને વળી તે પ્રકાશ આપેછે; પણ આ મહામોહની દીવાદાંડી

છે માઝમ[1] રાત ઝમકતી રે; દુનિયઈ નાટક ખેલેછે!
વિજળી ઘનઘોર ચમકતી રે, દુનિયઈ નાટક ખેલેછે!—૧૫
બહુ વા વંટોળ તોફાને[2] રે! દુનિયઈ નાટક ખેલેછે!
ન રહે ધોરણ સૂકાને[3] રે; દુનિયઈ નાટક ખેલેછે!—૧૬
તવ નાવ ખડક અથડાએ રે; દુનિયઈ નાટક ખેલેછે!
ફુટિ પેટું પાણિ ભરાએ રે! દુનિયઈ નાટક ખેલેછે!—૧૭[4]
પછિ મુનિમ ઘણા પસ્તાએ રે! દુનિયઈ નાટક ખેલેછે!
ઓવારો[5] ન જડે ક્યાંએ રે! દુનિયઈ નાટક ખેલેછે!—૧૮
આત્માની ઉઘડી આંખો રે! દુનિયઈ નાટક ખેલેછે!
આવી ચૈતનને પાંખો રે! દુનિયઈ નાટક ખેલેછે!—૧૯[6]
આ એવો ખેલ ભયંકર રે! દુનિયઈ નાટક ખેલેછે!
જોઈ ખિન્ન થયું વિજીયાશંકર રે! દુનિયઈ નાટક ખેલેછે!—૨૦

---

## વાનપ્રસ્થ આશ્રમ હાલને સમે વિસારી મુકવામાં આવ્યોછે તેવિષે.

(કવિત.)

નિત્ય ઉઠી એનું એજ ખાવું પીવું સુવું સ્હેજ,
તોય તેમાં માને જનો નિરંતર સ્વાદ છે;
સંસારમાં એજ[7] સાર એવા સર્વના વિચાર,

---

એવી છે કે જેમ કોઈ વાદીગરની હાંડી હોય તેવી છે. તે ઉલટો સુધો રસ્તો ભુલાવીને આડે રસ્તે દોરવેછે, અને એનો પ્રકાશ એવો છે કે તે પ્રકાશ વડે માત્ર અંધઃકારજ જણાયછે—અર્થાત્ તેનો પ્રકાશ તેજ અંધઃકાર રૂપ છે! ૧.—ઝમ ઝમ અવાજ થઈ રહેલો અને ઘોર અંધારી એવી.

૨.—દુનિયઈ ગિરફતારીમાં. ૩. જે સુધે રસ્તે હાંકવું જોઈએ તે સુધા રસ્તાનું ધોરણ પણ ન રહે. ૪ પછી ગમે તેવે આડે રસ્તે જઈને મુસ્કેલી રૂપી ખડકની સાથે એ કાયા રૂપી નાવ અથડાયછે, ત્યારે પછિ તેમાં ગભરામણ રૂપી પાણી ભરાયછે.

૫.—કીનારો—ઉપાય—ઈલાજ—રસ્તો. ૬.—ત્યારે પછી આખરે આત્માને પશ્ચાત્તાપ કરવાનો વખત આવ્યો—સમજ પડવા માંડી, પણ એટલામાં આંખો ઉઘડી ગઈ—દોળા ચ્હડાવી દીધા, ને ચૈતનને પાંખો આવી—એટલે મૃત્યુ થયું. ૭.—ખાવું, પીવું, ને સુવું.

ઉદ્યમ વ્યાપાર મૂળ હેતુ એજ નાદ[1] છે;
વિસાર્યો એકાંતવાસ[2] વિદ્યાભ્યાસ[3] હેતુ ડુબ્યો,
ભક્તિનો આભાસ માત્ર વાદ[4] ને વિવાદ છે;
અર્થવાદ[5] બાદીએ વિજય વિશ્વ વ્યાધિગ્રસ્ત,
વાનપ્રસ્થ આશ્રમને કરી મુકયો બાદ છે !—૧
માનવને મુકાબલે જહાંનમાં શ્વાન પણ,
સાનવાળા, કે અમુક[6] કાળે કામ ઈચ્છતા ;
પદભ્રષ્ટ[7] થયા લોક મુકે પોક હવે ફોક,

---

૧.—લોકો જે ઉદ્યમ વ્યાપાર કરેછે તે કરવાનો મૂળ હેતુ પણ એજ છે,—એવી રીતે જન્મનો હેતુજ જાણે કંઈ એજ હોય તેમ લોકોને એ બાબતનો નાદ લાગી રહેલો જણાયછે. ૨.—વસ્તીનો જ્યાં ઓધાટ નહીં તેવે ઠેકાણે રેહેવામાં જે આનંદ છે તે હાલના વખતમાં સહુએ વિસારી મુકયો છે. ૩.—વિદ્યાભ્યાસ શા માટે કરવો, ને તેનો ખરો હેતુ શું છે, એ સમજ પણ હાલમાં હોય એમ જણાતું નથી; કારણ કે ભણવાનો હેતુ નોકરી કરીને પગાર લાવવા શિવાય બીજો કંઈ હોય એમ આજકાલ કોઈ સમજતું નથી !

૪.—ઈશ્વર ભક્તિ પણ કોઈ ખરા ભાવથી ને શુધ્ધ મનથી કરતું હોય એમ જણાતું નથી—માત્ર હમે ધર્મની બાબતમાં સારૂં જ્ઞાન ધરાવીયે છૈયે—એમ બતાવવાને વાદવિવાદ ને તકરાર ચલાવવાને શોખીન હોય એવા ઘણા લોક માલમ પડેછે. ( એ પ્રમાણે જે હાલની સ્થિતિ જોવામાં આવેછે તેનું કારણ નીચે બતાવેલું છે તે છે. )

૫.—અર્થવાદ એટલે સ્વાર્થ—મતલબિયાપણું તે રુપી જે બાદી એટલે અજીરણવાયુ તેણે કરીને વિજય કહેછે કે આખું વિશ્વ એટલે જગત વ્યાધિગ્રસ્ત એટલે રોગી બની ગયલું છે; અને તેથી કરીને શરીર અને મન એ બંને જેનાં નિરોગી-તંદુરસ્ત હોય તેઓનેજ અનુકુળ આવે એવો જે વાનપ્રસ્થ આશ્રમ તે હાલને સમે બાદ કરી મુકવામાં આવ્યો છે, એટલે હવે કોઈ એ આશ્રમના ધર્મ પાળવાની વૃત્તિ કરતુંજ નથી !

૬.—મનુષ્યજાતને મુકાબલે શ્વાન પણ સાનવાળા જણાયછે, કેમકે વર્ષમાં એક મુકરર ઋતુને વિષેજ તેઓને કામેચ્છા થાયછે.

૭.—પરંતુ પોતાના મનખાદેહનો જે હેતુ તેથી ભ્રષ્ટ થયલા એવા જે લોક તે હવે કોઈ વાર આવી પોતાની અધમ સ્થિતિ વિષે પશ્ચાત્તાપ કરે તે ફોકટ છે.

કોકનો ઉદ્દેશ[1] કોક વિરલાજ પ્રીછતા;
દેહને લડાવે લાડ આત્માનાં ભીડી કમાડ,[2]
બગાડના[3] છોડને એ કોડે પાણી સીંચતા;
વિશ્વમાં હવે વિજય આવ્યો છે એવો સમય,
વાનપ્રસ્થ આશ્રમને ગૃહસ્થાશ્રમિ નિંદતા[4] !—૨
ચૈતન્ય સ્વરુપ આત્મા ભુલી ગયા નીજ[5] રૂપ,
તનસું બન્યા તદ્રૂપ[6] અહંભાવ[7] ધરીને;
પોતાનાં[8] વિસારી દેહનાં વિચારિ દુખ સુખ,
દેહને પ્રીસંતાં[9] નીજ ભૂખ ગેઈ મરીને;
ઇંદ્રિ વશ કરતા તે થયાછે ઇંદ્રિને[10] વશ,
દિવસ કે રાત તે ન જોય પાછા ફરીને;

---

૧.—કોકશાસ્ત્ર લખનારનો ઉદ્દેશ-હેતુ કોઈ વિરલા પુરુષ હોય તેજ સમજેછે-તેનો હેતુ લોકોને નિયમમાં રાખવાનો તથા પ્રજાવૃદ્ધીની રીત વધારે સુધરેલી અને વિવેકી કરવાનો છે.

૨.-૩.—આત્મબોધ-આત્મકલ્યાણ-આત્માનંદ એ રુપી જે છોડ તેને હવા, પાણી, પ્રકાશ વગેરે ન મળે એવી રીતે તેના માર્ગ બંધ કરીને-દેહને સહુ લોક લાડ લડાવેછે; અને એ પ્રમાણે વિષયાસક્તપણાં રૂપી જે બગાડનો છોડ તેને ઘણી હોંસથી પાણી સીંચેછે.

૪.—વિજય કહેછે કે વાનપ્રસ્થ આશ્રમને ગૃહસ્થાશ્રમી લોક નિંદેછે, એવો વખત હાલમાં આવ્યોછે-પૂર્વે એમ ન્હોતું.

૫.—પોતાનું રૂપ. ૬.—તદાકાર-તેજ,-જુદા-ભિન્ન નહીં એવા.

૭.—એ પ્રમાણે દેહાભિમાન ધરીને હમારી જુવાની, હમારી ખુબસુરતી, હમારી તંદુરસ્તી, હમારૂં બળ, હમારૂં સર્વ કંઈ, એમ હમે ને હમારૂં કરી માની રહેલાછે, અને દેહ તેજ પોતે છે એમ સમજેછે.

૮.—આત્માનાં વિસારીને માત્ર દેહનાંજ દુખ સુખને વિષે કાળજી રાખતા હોય એમ જણાયછે.

૯.—દેહને પીરસતાંમાં-દેહના સુખદુખનીજ કાળજી રાખતાંમાં આત્માની ભુખ છવાઈ જાયછે, એટલે નહીં સરખી થઈ જાયછે.

૧૦.—જે પૂર્વે ઇંદ્રિયોને સ્વાધીનમાં રાખતા તે હાલમાં પોતે ઉલટા ઇંદ્રિયોને સ્વાધીન થઈ રહ્યાછે,—અને દિવસ છે કે રાત છે તે પણ પાછું ફરીને જોતા નથી.

વાનપ્રસ્થ આશ્રમનું કામ શું વિજય હવે,
પોતાની કદર[1] પોતે ગયાછે વિસરીને !—૩

---

## કવિની સ્થિતિ અને તેનાં કારણ.

( કવિત. )

કવિનાં કવનનું મનન કોઈ કરે નહીં,
કવિજન કવે તે તો લોક જાણે[2] લવેછે;
તન રોગ વૈદ ને વકીલ દાખે ધન–જોગ,
મનના વિકાર ભોગ કવિજન કવેછે;
વૈદ ને વકીલની જરૂર પડે જગતમાં,
કવિની જરૂર કો ક્વચિત્ત અનુભવેછે;
જડબુદ્ધિ જમાનો બે[3] જડ ચીજો જાળવેછે,
એજ અનુભવ વિજયને થયો હવે છે ! !—૧

---

૧.—હવે એવા કાળને વિષે વાનપ્રસ્થ આશ્રમનું શું કામ રહ્યું ? કામ કંઈજ નહી, કારણ કે આત્માઓ હાલમાં પોતાનાં સ્વરૂપની તથા પોતાનાં અંશીપણાંની કદર પોતેજ વિસરી ગયલાછે.

૨.—લોક જાણે લવેછે–એમાં દ્વ્યર્થ છેઃ–એકનું તો ઉદાહરણ એવું કે ઘણા લોકો તુળસીદાસ કવિની "તુલસી યા સંસારમેં, ભાત ભાતકે લોક; હિલિયેં મિલિયેં પ્રેમસોં, નદી નાવ સંજોગ"—એ સાખી મ્હોડે બોલેછે, અને તેઓ જાણે માત્ર બોલવામાંજ તે સાખીના કર્ત્તા તુળસીદાસના કરતાં વધારે બડાઈ માનેછે. પણ તે માત્ર મ્હોડે બોલેછે એટલુંજ, કેમકે તે લોકો તે પ્રમાણે સમજીને જો વર્તતા હોય તો પછી દેવ લોકોને રેહેવાનું સ્થળ જે સ્વર્ગ તેનાં જેવાં સુખનો અનુભવ આ જગતને વિષે થાય; પરંતુ તેમ નથી, એ તો લોકો જાણે કવિનાં કવનનું મનન કર્યા વગર પોપટની પેઠે માત્ર લવારો કરેછે–લવેછે ! બીજો અર્થઃ–લોકો એમ જાણેછે કે કવિઓ જે કવિતા કરેછે તે લવેછે, પણ એમ જે લોકો ગણેછે તે તેઓની ભુલ છે, કારણ કે મનના જે વિકાર–રોગ અને મનનાં જે ભોગ–આનંદ–સુખ તેનું કવન કરનારા કવિજન છે.

૩.—તન અને ધન એ બે જડ પદાર્થોને.

સ્વર્ગ નર્ક પૃથ્વિ વર્તમાન ભૂત ને ભવિષ્ય,
જ્ઞાન વડે કવિ સંધું સાનમાં બતાવેછે;
જ્યાં ન પ્હોંચે રવિ ત્યાં કવિની ગતિ એવી કહેતી[1],
વાસ્તવિક[2] વિશ્વ પાસે કબુલ કરાવેછે;
માનસીક સ્થિતિયોનો કવિ અનુભવિ વૈદ,
કવિ આગે કોની કદિ ઉસ્તાદી ન ફાવેછે[3];
જડ[4] આ જમાનો ક્યાંથી જાણે ચૈતન્ય-પ્રતાપ[5],
અનુભવિનેજ કવિનું કવન ભાવેછે !–૨.
પૈસે કોઈ પૂરો ને અક્કલે અધુરો પોતાને,
માને નહિં નિશ્ચે કરી આખા આ ભૂવનમાં;
કવિને વખાણનારા થોડા તેનું કારણ કે,
ઘણા પોતાનેજ કવિ માનનારા મનમાં[6] !
ભુત વાસ પીપળે સુથાર-ચિત્ત બાવળિયે,
જડ આ જમાના તણું[7] તન અને ધનમાં !

---

૧.–કહેવત. ૨.–ખરેખરી, યોગ્ય; ઘટારત.

૩.–જેમ શરીરની સ્થિતિનો અનુભવ વૈદને હોયછે તેમ માનસિક એટલે મનની અનેક પ્રકારની સ્થિતિયોનો અનુભવ કવિને હોયછે, અને તેનાં ઔષધ-ઉપાય કરવાને માટે કવિઓ તેના વૈદ છે. વળી કવિ આગે એટલે કવિની આગળ કોઈ પણ માણસની ઉસ્તાદી એટલે તે કવિને છેતરવાની તદબીર કદી પણ ચાલી શકતી નથી. કવિલોક સામાંના મનની વાત સ્હેલથી પિછાની લઈ શકેછે. ૪.–જડ બુદ્ધિવાળો.

૫.–ચૈતન્ય વસ્તુમાં કેટલું દૈવત-સામર્થ્ય-પરાક્રમ-રહેલું છે તે વાત.

૬.–મ્હોડેથી જણાવે નહીં તોપણ પોતાના મનમાં એમ ધારે કે "એમાં શું? આપણને અભ્યાસ હોત તો આપણે પણ કવિતા કરી શકત—વખતે આપણે પણ મનમાં ખાનગી કેવા કેવા તરંગો કરીયે છિયે, અને કેવા કેવા આપણા મનમાં પણ કવિ લોકોના જેવા બુદ્દાઓ ઉડેછે ? ! હવે એ સઘળા આપણા તરંગ અને બુદ્દાઓને સંભારીને એકઠા કરી કવિતાના આકારમાં બ્હાર કહાડી બતાવિયે તો આપણે પણ કવિ કહેવાઈયે એમાં શું ? !" એમ ઘણાં લોકો મનમાં "હમે પોતે પણ કવિજ છિયે" એમ માનેછે. ( કહેવું સ્હેલ કરવું મુસ્કેલ–એવાં વળણની, જીભનાં જોર વિષેની કવિતા આ પુસ્તકમાં છે તે જુઓ. ) ૭.–જમાનાનું ચિત્ત.

જાગૃત કે સ્વપ્નમાંહ્ય વિજય કવિતા ગાય,
અહોનીશ કવિનું ચિંતન છે ચૈતંનમાં[1] !—૩

કવિ થવા કો ન કરે મંન[2] તેનાં બે કારણ,—
ગાંઠનું[3] ગોપીચંદન ઘસવાનો ખેલ છે !
વળિ જેની પાસે ધંધ વિદ્યા ભણિ કરે મંન,
સંસ્કાર વિના કવન કરવું મુશ્કેલ છે;
શબ્દ[4]—રચના ને કો કો ચુટકા[5] અભ્યાસે આવે,
વ્યંગ અર્થચમત્કૃતિ[6] આવવી ન સ્હેલ છે;
વિજય જ્યાં જડ ને ચૈતન્યનો વિવેક નથી,
ન સુઝે[7] કિયો તંબાકુ કિ નાગરવેલ છે !—૪

જ્ઞાન અને તર્ક તણી ખાંણ[8] જાણો કવિને,

---

૧.—જાગૃદવસ્થામાં કે પછી સ્વપ્નાવસ્થામાં કવિનું ધ્યાન નિરંતર ચૈતનમાંજ રમી રહેલું છે—તન અને ધન જેવા જડ પદાર્થોમાં વળગેલું નથી!

૨.—મરજી; ઈચ્છા. ૩.—કવિતાનાં પુસ્તક છપાવવા કરવામાં.

૪.—પદબંધારણના નિયમો પ્રમાણે માત્ર કવિતાનું સાધારણ વિચારોવાળું ખોખું બનાવવું તે.

૫.—૬.—મધ્યમ અને કનિષ્ઠ વર્ગના લોકોને જરા સ્હેલથી સમજ પડી જાય તેવા હાસ્યરસ વાળું સ્હેજ લ્હેજે માત્ર જે કંઈ બટકબોલું કરવું તે. કોઈ પણ સાધારણ બુદ્ધીનો મનુષ્ય હોય તે એ પ્રમાણે જો કવિતા કરવાનો અભ્યાસ રાખે તો તે એવી શબ્દરચંના વાળી અને ચુટકાવાળી કવિતા તો બનાવી શકે; પરંતુ વ્યંગ અર્થચમત્કૃતિ એટલે ગુઢાર્થ વાળી અને ઉત્તમ વર્ગના લોકોને આનંદ પમાડે એવા ચમત્કારિક અર્થ વાળી કવિતા કરવી એ ઘણી કઠિણ અને દુર્લભ વાત છે.

૭.—વિજય કહેછે કે જ્યાં જડ અને ચૈતન્ય એ બે પદાર્થો વચ્ચે જે ભેદ રહેલોછે તેજ પિછાનવાનો જેનામાં વિવેક નથી તેવાં મનુષ્યને કઈ કવિતા નાગરવેલનાં પાન સરખી છે અને કઈ કવિતા તંબાકુ જેવી ગણવા સરખી છે એ વાત તે કેમ સુઝી શકે ? નજ માલમ પડે, કારણ કે વિવેક ચક્ષુઓ તો ગયલાં હોય.

૮.—જેમ ધાતુની, રત્નની, ખાણ તેમ તર્કનો ખુટે નહીં તેવો ખજાનો.

લુંટાવે ખોભે કાવ્યદાન[1] કો કાળે ન ખોટ છે;
લૂંટો ભાઇ લૂંટો અંશિ રસિક જનો રહો લૂંટો,
કવિસ્થિતિને ન કો દી ભરતી કે ઓટ[2] છે !
એથી[3] કો અમસ્તિ[4] કે ન સસ્તિ[5] જાણો કવિતાને,
કિંમત કદર જાણી ભોજરાજે મ્હોટ છે;
જડ ઓ જમાના તુને ભોજરાજાની છે આણ,
વિજયવાણિને જાણ ચૈતનની ચોટ[6] છે !–૫

---

## કાવ્યસ્તોત્ર.

( ગીતિવૃત્ત. )

ઉદ્દીપન[7] કરિ અનુભવ, ભેદિ હૃદય દેતિ જ્ઞાન આનંદ;
પૂર્ણ પ્રેમરસ પાતી, કવિતાદેવી તું ભક્તસુખકંદ[8].–૧

( દોહોરા. )

કવિતા હૂં તુજને લહૂં[9], અર્થ તર્કની ખાણ[10];
ચિત્ર દર્દ શૈલી જહાં, હોય ભરી રસ વાણ[11].–૧

---

૧.–જેમ ઘરણ વખતે સોનાદાન, રૂપાદાન, તાંબાદાન, વસ્ત્રદાન, કહેવામાં આવેછે તેમ કાવ્યદાન.

૨.–જેમ સમુદ્રને વિષે ભરતી અને ઓટ થાયછે તેમ કવિની સ્થિતિને વિષે કોઈ કાળે ભરતી ઓટનો સંભવ નથી–તે તો નિરંતર કાવ્ય કરી કરીને લોકોની આગળ મુકયોજ જાયછે. ૩.–એ ઉપરથી.

૪.–વિસાત વગરની. ૫.–સોંઘી કિંમતની.

૬.–જેમ બંદુક ઇયા તીર કરીને, તેમ ચૈતને કરીને મારવા ધારેલું એવું જે નિશાન તે. ૭.–ઉસ્કેરીને; જાગૃત કરીને.

૮.–ભક્તનાં સુખનું મૂળ. ૯.–સમઝુંછું.

૧૦.–અર્થોનો તથા તર્કોનો અખુટ ભંડાર. ૧૧.–એ પ્રમાણે કવિતા એ તર્કનો ભંડાર છે; પણ તેમાં વર્ણેલા વિષયનું આબેહુબ વાણીએ કરીને ચિત્ર આપેલું હોય, વળી તેમાં દર્દ એટલે લાગણીનું મસ્તપણું–– રસની ખુબીને વિષે તલ્લીનપણું, અને માર્મિક છુપા ભેદો રહેલા હોય, ને તે વળી શૈલી એટલે તેની રીતે–તેની ઢબમાં તે દર્દ દરસાવેલું હોય, તેમજ

આશ્ચર્યે હૂં જોઉંછું, સલુણૂં સુંદર રૂપ;
ભોળો ભાવિક ભક્ત હૂં, વર્ણિ ન શકું તું અનૂપ[1].–૨
સ્વચ્છ શીત[2] રસ પિયું ઝરે[3], હરખે આંસૂ વેહ;
વધતો જયમ મુજ ભાવ બહુ, વર[4] ત્યમ તૂં શુભ દેઅ.–૩
દાખવતી[5] શાં જ્ઞાન[6]–વટ, પ્રૌઢપણે અનહદ[7];
કોમળ હેડૂં ઠારતી, નેક[8] થાય જો બદ.–૪
ભક્તિરસે ભીંજાઉં હૂં, કવિતા તૂં તો દેવિ;
ભાન કરે જગદેવનૂં, સેવી ભાવે એવિ[9].–૫
સ્તવન કરૂં હે દેવિ આ, વિજય ભક્ત હૂં તૂજ;
થતાંજ દર્શન મુક્ત છૂં, ઉપમા છે આ જૂજ[10].–૬
જોરસે તર્ક વિંટાયલો, વાણિ મસ્તિરસ[11] પાઈ;
તે કવિતા ઊંચી વિજય, દાખે જે દુનિયાઈ.–૭

---

તે કવિતાની વાણી રસની ભરેલી હોય, ત્યારે તેવી કવિતા તે તર્કનો ભંડાર અને ઉત્તમ પ્રકારની કવિતા કેહેવાય (એવી જે કવિતા તેને હું અર્થનો તથા તર્કનો અખુટ ભંડાર સમજુંછું.) ૧.–અતુલ્ય; સર્વોત્કૃષ્ટ.

૨.–થંડો. ૩.–રસના ઝરામાં અથવા ઝરણમાં.

૪.–વરદાન (જેમ જેમ મ્હારો ભાવ હે કવિતા દેવી, ત્હારા ઉપર વધતો જાયછે તેમ તેમ તું ત્હારે કૃપાપ્રસાદે કરીને મ્હારો અનુગ્રહ કરેછે.)

૫.–બતાવેછે. ૬.–જ્ઞાની પુરૂષોના કેવા ટેક હોય છે તે.

૭.–સોહં સોહં એટલે તે હું તે હું એવો જે વેદાંતનો મત તે.

૮.–જો હૈયું બદ એટલે નઠારૂં–મલીન–અપવિત્ર હોય તો તે ત્હારી કૃપાએ કરીને નેક એટલે સ્વચ્છ–પવિત્ર–નીતિમાન્–ભલું–સખી બનેછે.

૯.–જો ભાવથી ત્હારી સેવા કીધી હોય તો તું એવી છે કે જગતનો દેવ જે જગદીસ્વર–ચૈતન્યબ્રહ્મ તેને વિષે તું સમજણ–બોધ આપેછે.

૧૦.–ત્હારાં દર્શન મને થયાં તેવાજ હું આ સંસારના ત્રિવિધ તાપ થકી મુક્ત થઈ ચુકોછું એમ હું સમજુંછું–અને એ જે હું કહુંછું તે ઉપમા જુજ છે એટલે કશામાંજ નથી, કારણ કે, તું તો અનુપ–અતુલ્ય–સર્વોત્કૃષ્ટ છે એમ હું પૂર્વે કહિ ગયોછું.

૧૧.–તલ્લીનપણાંના રસથી ભરેલી હોય તેવી વાણી.

# ગુલકળીનાં ફુલની લપટ*.

(કવિત.)

લપટ શી ત્હારી ઠારે મગજ ઓ વ્હાલાં ફુલ,
મિઠાસ શિયાળે સ્હીરા ખીર ને ગેભરસી;[1].
કોમળ પાંખડિ સકુમાર અંગ રંગ ત્હારો,
સંગ કેમ છોડું હું તો ચાંપું છાતી સરસી;[2]
જન્મ ત્હારો ત્યાં જ્યાં ચંદ્ર ચંદ્રિકા[3] શિતળ અમિ,
શુધ્ધ અંતઃકર્ણ પ્રેમઝર્ણું રહ્યાં વરસી;
ધન્ય સ્વર્ગી[4] વ્હાલ ભુલાવે ફ્રની જંજાળ,
એક ત્હારેજ માટે વિજય રહ્યો ઝાઝો તરસી.—૧
મસ્ત પાછો રાગે[5] ઉપજાવ્યો અનુરાગ તેં,

---

* સને ૧૮૭૧-૭૨ માં રેલવે ખાતામાં ટેલેગ્રાફ હાઉસમાં હું તારના કામ ઉપર હતો, તે વખતે વડોદરાના સ્ટેશન ઉપર જ્યાં સુધી હું રહેલો ત્યાં સુધી તે સ્ટેશન ઉપરના બાગમાંથી ગુલકળીનાં ફુલ લઈ આવી હું ટેલેગ્રાફ હાઉસમાં તારના યંત્ર પાસે તેની લપટ લયાં કરાય એવી રીતે રાખીને તારનું કામ કરતો હતો, કેમકે એ ફુલનો મને બહુ શોખ હતો. એ પ્રમાણે એ ફુલ ઉપરનો જે મ્હારો પ્રેમ તે તે હાઉસમાંના એક મ્હારા મિત્રને જાણીતો હતો. પછી જ્યારે વડોદરેથી સાબરમતીનાં સ્ટેશન ઉપર મ્હારી બદલી થઈ ત્યારે એક પ્રસંગે તે મ્હારા મિત્રે એક પત્ર મોકલ્યો તેની સાથે તેમાં એ ગુલકળીનાં થોડાં ફુલ પણ બીડીને મોકલ્યાં. તે પ્રસંગે એ ફુલો જોઈને તથા મ્હારા મિત્રનો ભાવ જોઈને મ્હારો પ્રેમ ઉભરાઈ ગયો હતો, અને તે ઉભરામાં એ કવિતો લખાયાં હતાં. એ વખતે મ્હારાં મનની વૃત્તિ ઉદાસી રેહેતી હતી, અને મ્હારૂં વૈરાગ્ય તરફ વળણ હતું, તે એ કવિતોમાં સ્પષ્ટ જણાયછે. મ્હને કવિતા શિવાય બીજા કશામાં આનંદ લાગતો નહોતો તે પણ એમાં માલમ પડેછે. એ પ્રમાણે એ કવિતો માંહેલા વિષયનો ઈસારો કર્યો.

૧.—શીયાળાની ઋતુમાં બીજે દિવસે ટાહાડો સ્હીરો, દુધપાક, અને ગેભર ખાવામાં જેવી મિઠાસ અને લ્હેજત લાગેછે તેવી મિઠાસ, અરે પત્રમાં બિડાઈ આવેલાં ગુલકળીનાં ફુલ, ત્હારે વિષે રહેલીછે.

૨.—છાતી સાથે (ચાંપીને). ૩.—ચંદની.

૪.—સ્વર્ગલોકના સરખો નિર્મળ—પવિત્ર પ્રેમ. ૫.—કવિતાના રાગ ઉપર.

અથાગ ને હોલાવી આગ વ્હાલાં ફુલ આવીને;[1]
ફાવી ફાવી આખર ન ફાનીસું[2] ફાવ્યો વિજય,
તોફાની લુચ્ચિને જીતી[3] જ્યાં વિસાર્યું ભાવીને;
કુળિ પ્રેમાળી એ ગુલકળિ પાણી સીંચવે,
વિજય હવે બેવફા[4] ન થાઉં કદિ વાવીને;
સુતાં પણ સ્હોડ[5] માંહ્ય રાખી ત્હારી લેશ મઝા,
તું તો સ્હૌ વિસારે દુવધા લપટે લડાવીને.—૨[6]
કપટની[7] વાસે ખટપટિ જનો લપટાય,
ઝપટમાં કો દી ચપટાય[8] તેમાં શી નવાઇ?
કામિનિ કંચન આ સંસારે એ બે ફુલ એવાં,
એની વાસે[9] ધાનાગની જેવા જેવી છે ભવાઇ!
તેઓ તો તથાપિ પોતાનેજ ડાહ્યા માને,
પણ એ બેથી વિરક્ત ભક્તોનોજ અંતે બેલી સાંઇ;[10]
વિજય કવિતા કળિ શાંતિ રસ ફુલ છે,
અમુલ આહા કો વિરલો કળે એમાં જે કમાઇ?!—૩[11]
સંતોપને વૃક્ષ શુદ્ધ આનંદનું પુષ્પ,
તેને પ્રેમફળે પૂજતાં દેવિ કવિતા રીઝશે;

---

૧.—પત્રમાં ખીડાઇ આવીને. ૨.—આ ક્ષણિક-પ્રપંચી દુનિયાંની સાથે. ૩.—ભાવીને વિસાર્યું,—એટલે પ્રવૃત્તિને છોડી દઇને નિવૃત્તિ રાખી,—એટલે પછી એ તોફાની અને પ્રપંચી દુનિયાંને જીત્યા બરોબર છે. ૪.—ત્હારી સાથે મેં જે પ્રેમ બાંધ્યોછે તે હવે વધારવામાં હું કદી ચુકનાર નથી. ૫.—ઓછાના ઉપર મ્હારી પાસે. ૬.—ત્હારી સુગંધી આવી મ્હને લાડ લડાવીને.
૭.—માયિક પ્રપંચની ઝીમળે. ૮.—સંકટમાં આવી પડે.
૯.—સ્ત્રી અને સુવર્ણ એ બે ફુલની ઝીમળ પાછળ દોડનારાની.
૧૦.—કનક અને કામિની એ બેમાં જેનું મન નિમગ્ન થયું નથી એવાજ ભક્તના ઉપર પરમેશ્વર પ્રસંન રહેછે. ૧૧.—વિજય કહેછે કે કવિતાની કળી જ્યારે ખીલેછે ત્યારે તેનું શાંતિ રસ ભર્યું ફુલ પ્રાપ્ત થાયછે; તે ફુલ અમુલ્ય છે, અને એમાં જે કમાઇ (પૈસાની નહીં પણ વિદ્યાની) જેને વિદ્વાન લોક સાચી કમાઇ ગણેછે તે કેવી ઉંચા પ્રકારની છે, એ વાત આહા કોણ કળે એટલે પિછાને-જાણી શકે?!

કુદરત બાગે સમીસાંજે ને સ્હવારે,
ઋતુ ઋતુ કેરે બ્હારે મન રસાનંદે ભીંજશે ;
છ રિપુ ન દમે ત્રણ ભવતાપ સમે,
કાવ્ય કલ્પવૃક્ષે[1] રમે સંધા મનોરથ સીઝશે ;
શાંતિ રસ વાસે મગ્ન આત્માનુભવે વિજય,
કહો દુનિયાંઇ વાયુ પછે કોને[2] વીંજશે ?!—૪.

---

## ઉત્તમ કવિતાનું લક્ષણ.

[કવિત—મનહરછંદ.]

કવિતા તે ટીકા વનાં નજ સમજાઇ જાય,
કેમકે તે વિષયોનો વિષય બનાવેછે;
શબ્દમાં જુદો વિષય અર્થમાં જુદો વિષય,
રસમાં ન્યારો વિષય ભાવથી બતાવેછે ;
ઉપર ઉપરથી વિજય રહો કો વાંચી રાચે,
ભિતરનો નાચ તે જવલ્લેજ[3] નચાવેછે ;
અષ્ટરસ સરિતાથી તારે ગદ્યતુંબિ પણ,
શાંતિ છતાં મસ્ત નાવ કાવ્યજ[4] તરાવેછે.—૧.

---

૧.–જે જે મનની ઇચ્છાઓ હોય તે તે બધી પુરી પાડે એવું જે કવિતા રૂપી કલ્પવૃક્ષ તેને વિષે રમ્યાથી. ૨.–વિજય તો શાંત રસનાં ફુલની સુગંધ લેવામાં નિમગ્ન થયલો અને વળી આત્માના અનુભવમાં દેહના અહંભાવથી નિરાળો રહેલોછે ત્યાં પછી દુનિયાંનો વાયુ કોને પંખો નાખનાર છે ?! ૩.–જ્યારે વાંચનારનાં વિદ્યા, અનુભવ, રસજ્ઞાન, બુદ્ધિ, તર્કશક્તિ, એ સહુ ઊંચા પ્રકારનાં હોય, અને વળી જ્યારે લક્ષપૂર્વક મનન કરવાની તેને ટેવ હોય ત્યારેજ.

૪.–કાવ્યશાસ્ત્રને વિષે જે નવ રસ કહ્યાછે તેમાંના આઠ રસનાં વર્ણન ગદ્યમાં એટલે સાદી ઇબારતમાં થઇ શકેછે, પરંતુ શાંત રસને વિષે વાંચનારને તલ્લીન–નિમગ્ન–મસ્ત બનાવી દઇને તેને મઝા આપવાનું કામ તો જે ઉત્તમ કવિતા હોય તેજ એકલી કરી શકે.

## સૃષ્ટિ ચિત્ર.*

(ગરબી—રાગ પરજ)

દેખું કેવો દેખાવ, વિજય આ, દેખું કેવો દેખાવ;
ઉપજે અદકો ભાવ. વિજય આ, દેખું કેવો દેખાવ ?!–દેખું કેવો૦–ટેક.
કવિ ચિતરે વાણી વડે, સૂર વડે ગાનાર;
ચિત્રકાર વળિ કલમથી, ચતુરાઈનો નહિં પાર.–વિજય આ, દેખું૦–૧.
નાટકરૂપે દાખવ્યૂં.[1] સૃષ્ટિ તણૂં મંડાણ;
અનેક ચિત્રો એકમાં, ચિતર્યાં કરું શું વખાણ!–વિજય આ, દેખું૦–૨.
જન્મ થકી તે મર્ણ લગી, અનેક અનુભવ થાય;
જગમાં જિવતાં જંતને, હરખ અને વળિ હાય.–વિજય આ, દેખું૦–૩.
ત્રણ અવસ્થા માંહ્ય તો, ત્રણસેં સ્થિતિ બદલાય;
તે સરવે દરસાવિયૂં, એકજ ચિત્રની માંહ્ય.–વિજય આ, દેખું૦–૪.
સત્ય અસત્યનિ લડાઈમાં, ફાવતું અસત જણાય;
પણ અંતે જય સત્યનો, જોઈ અસત હિજરાય.–વિજય આ, દેખું૦–૫.
હિજરાતાં પણ અસત-મદ, ઉલટો વધ્યો જણાય;
ધન્ય ચિતારાની ખુબી, સત્ય જરા ન ભુલાય.–વિજય આ, દેખું૦–૬.
રંગ પુર્યા શા કુદરતી, છાયાથી વધુ સ્હોય;
હાવભાવ તે તો વળી, અસલજ જાણે હોય.–વિજય આ, દેખું૦–૭.
પણ નીહાળી નિરખતાં, અજબ ખુબી છે એક;
મધ્યબિંદુ શી ભભમ[2] ઢબ, પાંખડિ ફર્ણ અનેક !–વિજય આ, દેખું૦–૮.

---

*એક કલ્પિત તખતામાં જાણે સૃષ્ટિનું ચિત્ર જણાયછે તે જોઈને વિજય જાણે પોતાના આત્મા પ્રતિ આત્મભાષણ કરતો હોય તેવી રીતે એ કવિતામાં સૃષ્ટિ ચિત્રનું સંક્ષિપ્ત વર્ણન કરેલું છે. એ કવિતામાં કરેલાં વર્ણન ઉપરથી એ પ્રમાણે ચિત્ર પણ ચિતરી શકાય.

૧—દરસાવ્યું છે–બતાવ્યું છે. (કોણે ?—જે નાટકકાર—સૂત્રધાર—ચિત્રકાર તેણે !)

૨.–ચિત્ર વર્તુલાકારમાં છે, તેની વચમાં જાણે મધ્યબિંદુની જગાએ એવી રીતની કંઈ ભરમ ભરેલી–ભ્રાંતિ ઉપજે તેવી રંગની મેળવણીએ કરીને અને માર્મિક ચિત્રકળાએ કરીને ભભમ ઢબમાં એક કંઈ મધ્યબિંદુ

આગળ વધતાં રંગ તો, ઘેરા ઘણા જણાય ;
પણ તે પાછા પરિધમાં, લય કેવા થઇ જાય !–વિજય આ, દેખું૦–૯.[1]
રૂપાંતર[2] વિસ્તારતાં, ચિત્ર ચોગણૂં થાય ;
વિજય•વસ્તુ વિરલૂ લહે, ચિતરી ટૂંકા માંહ્ય !–વિજય•આ, દેખું૦–૧૦.

---

## જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ.

### (પદ—રાગ ધનાસરી.)

નવિનપણૂં ચિજ નથી; જગતમાં, નવિનપણૂં૦–ટેક.
જે કંઈ છે કહેવાય અનાદી; તેનું તેજ મૂળથી. જગતમાં, ન૦–૧.
એકજ દીસે અનેક રૂપે ; રૂપાંતર ભેદથી.[3]–જગતમાં, ન૦–૨..
અસલ નકલમાં ભેદ ન હોયે; દ્વૈતભાવ[4] ક્યાંહથી?–જગતમાં,ન૦ ૩.
સ્થાવર જંગમ જડ ચેતન સહુ ; ભેદ કહૂં શા કથી[5]?–જગતમાં૦ ૪.

---

દરસાવેલુંછે કે જાણે તમામ મુદ્દો તેતીજ અંદર સમાયલો હોય, અને તેમાંથી પછી અનેક પાંખડીઓને રૂપે અથવા કિરણોને રૂપે આ સૃષ્ટિના બીજા અનેક–વિવિધ પ્રકારના રંગો ફુટી નિકળતા હોય તેવું માલમ પડેછે.

૧.–પછી એ પ્રમાણે નિકળેલા રંગો આગળ વધતાં એટલે મધ્યબિંદુ અને પરિધની વચમાં ઘણા ઘેરા એટલે ભરેલા હોય તેવા જણાય છે, પણ તે પાછા ધીમે ધીમે પરિધ સાથે મળતી વખતે છેક આછા અને બેમાલુમ થઈ જતા હોય તેવા જણાયછે.

૨.–હવે એ ચિત્રનાં રૂપાંતર કરિયે એટલે એના નવાં નવા આકાર–ધાટ બતાવિયે અને વિસ્તારથી અર્થ કરવા જઈયે તો ચોગણો વિસ્તાર થઈ જાય, માટે ટુંકામાં એ ચિત્રનું વર્ણન કર્યુંછે તેની મઝા કોઈ વિરલું. તરંગી વાંચનાર હશે તેજ લઈ શકશે.

૩.–એકજ વસ્તુ ભિંન ભિંન રૂપે ભાસવાનો જે તે વસ્તુને વિષે માયાવી ચમત્કાર–માર્મિક મુદ્દો રહેલોછે તે મુદ્દાને લીધે.

૪.–અસલ એટલે મૂળ વસ્તુ અને નકલ એટલે મૂળ વસ્તુ ઉપરથી જે બીજો તેનાજ જેવો તદ્રૂપ નમુને નમુનો એવી જે બીજી વસ્તુ તેનું નામ નકલ. હવે એ અસલ અને નકલ એ બે વસ્તુમાં વસ્તુતઃ કંઈ ભેદ—તફાવત નથી— તસ્માત્ તે બંન્યો વસ્તુ એકજ છે, તો પછી દ્વૈતભાવનો સંભવજ ક્યાંથી ?

૫.–સ્થાવર, જંગમ, જડ, ચેતન, આદિ લઈ તમામ પદાર્થો જે ભાસેછે તે વસ્તુતઃ એકજ છે, તો પછી તે સઘળાને વિષે વિસ્તારથી આ ઠેકાણે કથન કરવાનું કંઇ પ્રયોજન નથી.

અનુભવસિદ્ધ વસ્તુ છે એકજ; ભેદ માત્ર ભેખથી[1].—જગત૦—૫.
ફર્યો જાયછે સતત[2] જગતનો; કોહોલૂ કે કાળથી !—જગત૦—૬.
બહુ પીલાયું બહુ ચૂસાયૂં; ફરિ ફરિ શોધ્યૂં મથી[3].—જગતમાં૦—૭.
જે જે અનુભવ ભૂતકાળના; તેજ વર્તમાનથી.[4]—જગતમાં૦—૮.
ભવિષ રૂપ લે વર્તમાનનૂં; ભૂત તણૂં ત્યાંહથી.—જગતમાં૦—૯[5].
ત્રિગુણાત્મક સહુ ત્રિગુણિ[6] અવસ્થા; મૂળ પ્રથમ ઐક્યથી.—જ૦૧૦.
રથ તો જૂનો પણ તે નવિનજ; નવિન હોય સારથી.[7]—જ૦—૧૧.
ભેદ નવિનપણૂં નથિ બંનેમાં;[8] થયું વિસ્મૃતિ[9] માંહ્યથી !—જ૦—૧૨.
જે જયમ ધાયો તે ત્યમ પાયો; દિસે નવિન દૂરથી[10] !—જગત૦—૧૩.

---

૧.—દેખાતા વેશ—રૂપ—આકારથી.

૨.—નિરંતર; હંમેશ. ૩.—જેમ જેમ નવા નવા જમાનાની નવી નવી પ્રજાઓ ઉત્પન્ન થતી ગઈ તેમ તેમ તેઓએ પાછા નવા નવા શોધો કર્યા, અને ફરી ફરીને મથન કરીને તપાસ્યું. એમ છતાં જે મુખ્ય મુદ્દાની વાતો છે તેને વિષે કંઈ નવિનપણું તેઓને માલમ પડી શક્યું નથી.

૪.—આપણા પૂર્વજો જે જે કરતા તે તે આપણે કરિયે છૈયે, આપણો વર્તમાનકાળનો અનુભવ ભૂતકાળના અનુભવ કરતાં કંઈ જુદો પડતો હોય એમ નથી. ૫.—હાલ જે ભવિષ્યકાળ ગણાયછે તેજ નજદીક આવતાં આવતાં કોઈ સમે વર્તમાનકાળનું રૂપ લઈ લેશે, એટલે હાલ જે ભવિષ્યકાળ છે તેજ કોઈ સમે વર્તમાનકાળ થશે, અને પાછો તેજ કાળ એજ પ્રમાણે વર્તમાનકાળનું રૂપ બદલીને ભૂતકાળનું રૂપ લેશે એટલે ભૂતકાળ ગણાશે—પરંતુ વસ્તુતઃ કાળ તો એકનો એકજ છે, તે નિરંતર એ પ્રમાણે રૂપાંતરના ભેદે કરીને જૂદે જૂદે રૂપે ભાસેછે, તથા જૂદે જૂદે નામે ઓળખાય છે. ૬.—સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણ વાળી અને તેમજ વળી ઉત્પત્તિ, સ્થિતિ, અને લય જેનો છે એવી જે આ સૃષ્ટિની સર્વ વસ્તુઓ તેની એ જે ત્રણ પ્રકારની અવસ્થા તે પણ મૂળ પ્રથમ ઐક્યમાંથીજ ઉત્પન્ન થયલીછે. ૭.—નવો રથ હાંકનાર આવે તેને તો તેના આગલા સારથીના વખતનો જે રથ તે નવોજ જોવામાં આવે એટલે પછી જુનો છતાં તેના મનથી તો તે નવોજ લાગે એમાં નવાઈ નથી. ૮.—જુનામાં અને નવામાં અથવા જુના અને (ભાસતા) નવામાં એ બંન્યેમાં. ૯.—એ જે નવિનપણું ભાસેછે તેનું કારણ ચૈતન્યબ્રહ્મ જે આત્મસ્વરૂપ તેની વિસ્મૃતિ છે (માયિક અજ્ઞાન રૂપી નિદ્રાવસ્થાને લીધે.) ૧૦.—આઘેથી નવું માલમ પડેછે (ડુંગરા દુરથી રળિયામણા—નવાઈ ભરેલા.)

નવિનપણું જનમી જીવેછે; સંશય અજ્ઞાનથી[1] !–જગતમાં૦–૧૪.
જ્ઞાન થતાં નહિસૂં[2] તે થાયે; તિમિર[3] જેમ સૂરથી.[4]–જગતમાં૦–૧૫.
પછે સહજધર જનમ મરણ નહિં; વિજય મુક્ત વ્હેમથી[5] !–જગત૦–૧૬.

---

## તત્વોપદેશ.

(કવિત.)

જેમાં મુખ જોયાથકી ઉલટું બેડોળ દીસે,
એવાં દરપણને જરૂર ભાગી નાખવૂં;
જેની દવા ખાવી નવાં રોગ–બી રોપ્યા જેવી છે,
એવા ઊંટવૈદ તણું ઔષધ ન ચાખવૂં;
જે હમેશ સૂચવે, વિશેષ ઉપજાવિ[6], દોષ,
એવા દંભિ મિત્રસું ન મિત્રપણું રાખવૂં;
વિજય જે જે સંશય વ્હેમના પ્રસંગ[7] તે તે–
ઉમંગના ભંગ[8] જાણી સૃષ્ટિ–ચિત્ર ઝાંખવૂં !—૧.

---

૧.–નવિનપણું જે ઉત્પંન થઈને દેખાયછે અને રહેછે તે જ્યાં લગી વેહેમ અને અજ્ઞાનપણું હોયછે ત્યાં લગી તે નવિનપણું ભાસેછે અને રહેછે, અર્થાત્ સંશય અને અજ્ઞાનતામાંથીજ એ નવિનપણાંની ઉત્પત્તિ છે, અને તેની સાથે એની સ્થિતિ રહેછે. તેમજ વળી અંતે એ સંશય અને અજ્ઞાનપણાંના લયની સાથે એ નવિનપણાંનો પણ લય થાયછે. ૨.–નહીં સરખું. ૩.–અંધારૂં.

૪.–સૂર્યથી (જેમ સૂર્યોદય થતાં અંધારૂં નાશ પામે તેમ.)

૫.–કંઈ નવિનપણું ચિજ છે એવા વ્હેમથી (વિજય મુક્ત છું.)

૬.–નવાં વધારે દોષ–ભુલ–ખોડ–ખામી–કસુર–એબ ન હુતાનું હુતું કરી ઉત્પંન કરીને–બનાવીને આપણને સુચવે એવા દંભી–કપટી (હિતશત્રુ) સાથે મિત્રાચારી ન રાખવી. ૭.–વિષય–બાબત–પ્રકરણ.

૮.–નાશ–ભાંગી પડવું તે. (જે જે સંશય ઉત્પંન થઈને તેમાંથી પછી મનને વિષે વ્હેમની બાબત ઉભી થાય તે તે સંશય. ઉમંગમાં ભંગ કરનારા–ઉમંગનો નાશ કરી તેને ભાંગી પાડનારા છે એમ સમજીને આ તમામ સૃષ્ટિ–ચિત્ર જોવું !)

## તર્કરંગ.

### (કવિત.)

અરે તર્કરંગ તુંથિ રંગ રંગ જોઉં,
સદા ઉમંગમાં સ્હોઉં[1] છોડું નાજ ત્હારા સંગને;[2]
હજિ લગિ રાખી તંગ[3] જંગમાં[4] જીતાડ્યો મ્હને,
કરે હવે ડંગ[5] તોય વફા[6] રાખું ઢંગને;
દુનિયાંના બેઢંગિ પ્રસંગથી તું રાખે દૂર[7],
પૂર દરસાવે હૃદે હરીરંગ બંગને;[8]
વિજય છ રિપૂ જીતી થવાય જીવનમુક્ત,
ત્હારી સ્હાયતા વડે પમાય ઉક્તિ વ્યંગને.–૧[9]

---

૧.–શોભું–દીપું. ૨.–ત્હારી સાથે જે મ્હારે મિત્રાઇ–સ્નેહ થયોછે તે હવે હું કદી છોડનાર નથી. ૩.–ટટાર.

૪.–( ષડ્રિપુ સાથે ચાલતાં ) યુદ્ધમાં. ૫.–તટસ્થ–વિસ્મય પામેલો. ૬.–અતિસેં તરંગના ઘરમાં ગયાથી અતિ વિસ્મયે કરીને હું કદાચિત્ દિંગમૂઢ બની જાઉં તોપણ ત્હારી સાથે જે મ્હારે પ્રીતિ બંધાયલીછે તેમાં હું કદી બેવફા થનાર નથી.

૭.–૮.–આ પ્રપંચી અને બેઢંગી દુનિયાંની સાથેના વ્યવહારથી તું મ્હને વેગળો રાખેછે; દુનિયાંની ખટપટમાં મચ્યા રેહેવાના કરતાં એકાંતવાસમાં રેહેવાથી વધારે ઉજ્વલ અને ઉંચા પ્રકારનો આનંદ પ્રાપ્ત થાયછે એવો તું મ્હને અનુભવ કરાવેછે, અને ભરપૂર રીતે ઇશ્વરની લીલાના તરેહ તરેહના રંગો મ્હારાં હૃદયને વિષે તું દરસાવે એટલે બતાવેછે.

૯.–વિજય કહેછે કે કામ ક્રોધાદિ જે છ શત્રુઓ તે ષડ્રિપુને ત્હારા સમાગમના અનુગ્રહે કરીને જીતીને જીવનમુક્ત થવાયછે, અને વળી ત્હારી સ્હાયતાએ–કૃપાએ કરીને, ઉક્તિ એટલે બોલવું–વાણી તે કેવી કે વ્યંગ વાળી એટલે ગુહ્ય–ગર્ભિત અર્થ વાળી એવી જે વાણી તેને પામી–સમજી શકાયછે.

## સૃષ્ટિ સત્વ—પ્રવેશક*

### ( ગીતિ વૃત્ત. )

એક પ્રસંગે આત્મા, સ્વતઃ[1] સદા જે સાક્ષિભૂત કહાવે;
જ્ઞાન વિવેક સુમંત્રી[2], લઇ સંગે સૃષ્ટિ સત્વ દરસાવે.—૧.
સકળ વસ્તુ સૃષ્ટિની, સૃષ્ટીસંગ્રહસ્થળે મળી મેળે[3];
છે ફરમાસુ નવાઇ, જે જેને મન ગમે તેહ તે લે.—૨.
રત્ન ભરી છે પેટી, ગુઢાર્થ તાળૂં, ટિકા કુંચી ઝુમખા;
ખોલિ પઢો પુસ્તક આ, મેવો છે રસભરયો દ્રાક્ષ લુમખા!—૩.
ફરિ ફરિ ખોળી જોશો, લક્ષ દઇને ખુણા ખોચરામાં;
મળશે મથને નૈવનિત, માત્રા[4] પડિકાં ભર્યાંછ બહુ આમાં!—૪.
નવિન[5] વાત સુવિચારો, તરંગિ રંગો વ્યંગ ચમત્કારો;
વાંચિ ગ્રંથ આ જોશો, મનરંજન છે સુબોધ કરનારો.—૫.

---

* સૃષ્ટિસત્વ,—એ નામનો મેં એક ગ્રંથ લખવો ધાર્યોછે, તેના પ્રવેશકને માટે ઉપલી કવિતા બનેલીછે તે ઉપરથી તેમજ એ ગ્રંથનાં નામ ઉપરથી તે કેવા પ્રકારનો થશે તે સહજ વાંચનારના ધારવામાં આવશે, એટલે તે વિષે આ ઠેકાણે વિસ્તારથી લખવાનું મ્હને કંઇ પ્રયોજન જણાતું નથી; તોપણ ઉપલી કવિતામાં આત્મપ્રશંસા છે એવો અગાઉથી અપવાદ મુકવાનું લોકને કારણ ન રહે એવા હેતુથી મ્હારે આટલું તો કહેવું જોઇયે કે હાથ્થી તે દરબારેજ શોભે તેમ ઉપલો પ્રવેશક સૃષ્ટિસત્વ ગ્રંથને આરંભેજ શોભે—કારણ કે આ ઠેકાણે તો એમાં જે કહેલુંછે તે વાસ્તવિક છે કે શી રીતે તે વિશે લોકની ખાત્રી કેમ કરી શકાય? એમ છતાં આ ઠેકાણે એ કવિતાને જગા આપવામાં મ્હારો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે એ કવિતા ઠેકાણે રહે.

૧.—પોતાની મેળે. ૨.—સારા પ્રધાનો.

૩.—સૃષ્ટિ રૂપિ જે સંગ્રહસ્થાન તેનો જે મેળો એટલે તમાસો તેમાં એ સઘળી વસ્તુઓ ગોઠવાયલી છે;—બીજો અર્થઃ—એ સંગ્રહસ્થાનને વિષે એ તમામ વસ્તુઓ મેળે એટલે પોતાની મેળે—સ્વાભાવિક રીતે આવી મળેલી છે;—ત્રીજો અર્થઃ—એ સઘળી વસ્તુઓ જુમલે એકઠી—કુલ સરવાળે મળેલી છે. ૪.—જાજ્વલ્યમાન ઔષધની માત્રાઓ તથા પડિકાંઓ—ઉપદેશ—બોધ—અને અસર તથા હિતકારક, ગુણ લગાડ્યા વિનાં નજ રહે તેવી નસિહતની વાતો. ૫.—નવી નવી વાતો, સારા વિચારો, તર્કના રંગો, અને વ્યંગમાં રહેલા ચમત્કારો, એ સઘળું એ ગ્રંથને વિષે છે, તે ગ્રંથ વાંચી જોશો એટલે અનુભવશો.

અતિશયોક્તિ નવ ગણશો; હેતુ નથિ મુજ આત્મપ્રશંસાનો;
હેતુ માત્ર સુચનાનો,-કે આ પુસ્તક રખે પોથું માનો!—૬.
કદાપિ હાલ મનાશે-થોથૂં, તથાપિ પરિણામે સાને;
માલ જણાશે મોંઘો, જ્યમ જ્યમ જન અનુભવશે સ્વાત્માને[1]!—૭.
કવિના ગુણ ન જણાએ, જિવતાં લગિ નજ દિસે સ્વરુપ[2] કવિનૂં;
પાછળથી કહેવતમાં, કવિબળ ગણાય જહાં નહીં રવિનૂં!—૮.
સમાન સ્તુતિ કે નિંદા, દ્રવ્ય કીર્તિ લોભી નથિ મન કવિનૂં;
પૂર્ણ આત્મસંતોષે, વિજય માત્ર ઇચ્છે હિત માનવિનૂં.—૯.
રસિક વાંચનારાં જન, કરો વાંચિને એક ચિત્ત મનન;
પ્રથમ ગ્રંથ આરંભે, સુણો હવે બુધ્ધિદેવિનૂં સ્તવન.—૧૦.

## બુદ્ધિ દેવનું સ્તવન.

(છપ્પય વૃત્ત.)

અહો બુદ્ધિ તવ બૂઝ, કરૂં શી કહું બલિહારી;
અમલ ચાલતો તુજ, અગર જો કહાવે નારી![3]
વિદ્વાની તોફાન,[4] માન એ સંઘૂં તૂને;
ઉંડા નવિન સુબોધ, શોધ જે સુખદ[5] સહૂને;

---

૧.—એમ લખવાનું કારણ એ છે જે એ ગ્રંથને વિષે બહુધા વેદાંતની વાતો લખવામાં આવશે; અને વળી તમામ જે મનોવિકારો—ષડ્રિપુ આદિ લઇ તમામ દુર્ગુણો, તથા સદ્ગુણો—છે, તે સઘળાઓના નાના પ્રસંગે નાના પ્રકારના આ સૃષ્ટિને વિષે જે વ્યાપારો ચાલતા જોવામાં આવેછે, તે સઘળાનો આબેહુબ ચિતાર' એ ગ્રંથને વિષે દરસાવી, સ્વાત્માનું એટલે મનુષ્યના પોતાના ચૈતન્ય આત્માનું સ્વરૂપ દરસાવી આપવામાં આવશે.

૨.—અમુક કવિ કયા વર્ગનો છે એ તેની હયાતીમાં જોવાતું નથી.

૩.—(વ્યાકરણની રીતે બુધ્ધિ એ શબ્દ નારી જાતિમાં (સ્ત્રીલિંગે છે.) હે દેવી, તું નારી કહેવાયછે તેમ છતાં આખાં વિશ્વમાં ત્હારોજ અમલ ચાલેછે—(જે બુધ્ધિવાન હોય તેજ રાજ કરેછે.)

૪–૫.—વિદ્વાન લોકો જે કઇ કઇ તરેહના નવિન વિચારો—મતો—ગ્રંથો—ધર્મસંબંધી વાદવિવાદો—અને કઇ કઇ 'તરેહનાં હાસ્યરસજનક તોફાનો— ઉત્પંન કરેછે, નવા નવા સારા સારા બોધો—ઉપદેશો કરેછે, વળી સુખદ એટલે સહુને સુખ આપે તેવી વરાળ યંત્રોની—વીજળીના તા-

પશુ પક્ષી તેં વશ કરિ લિધાં, વળિ વશ કીધાં તત્વને;[1]
તુજ બળ ખગોળ[2] લગિ પ્હોંચિયું, દાખ સૃષ્ટિનાં સત્વને.—૧

---

## મન રૂપી રત્ન.

(ગરબી.)

એક અમુલ્ય અનુપ રતંન, સુખનૂં મૂળ[3] કહાવે ;
જન ન કરે તેનું જતંન, સુખ ક્યાંથી પાવે ?—એક અમુલ્ય૦—ટેક.
તન મન ધન જગમાં ત્રણ વસ્તૂ સર્વ થકી છે મ્હોટી રે ;
એ ત્રણનૂં સુખ મેળવવા જન, કરે પ્રયત્નો કોટી.—સુખનૂં મૂળ કહાવે.—૧
મન રાજા ને પ્રધાન તન છે, ધન વળી સુખ સાધંન રે ;
એ ત્રણમાં શું અસલ અધિક છે, એ નથી જોતાં જંન.—સુખનૂં૦—૨[4]

---

રની અને એવી બીજી અનેક જાતની શોધો કરેછે, એ સઘળી વાતોનું માન–યશ તુનેજ છે, કેમકે એ સઘળું તું બુદ્ધિ દેવીની કૃપા વડેજ થાયછે.

૧–૨.—મ્હોટા મ્હોટા સિંહ, વાઘ, હાથ્થી, સર્પ, આદિ પ્રાણીઓને તેં વશ કરી લીધાંછે; વળી તત્વને એટલે પંચમહાભૂતને પણ તેં વશ કીધાંછે, ને એ તત્વો પાસે તું ત્હારી ઇચ્છા પ્રમાણે કામ કરાવેછે; તેં ખગોળવિદ્યા પણ ઉપજાવી છે, અને ગ્રહો તથા નક્ષત્રોનાં માપ, સ્થિતિ, પરસ્પરનાં અંતર, ગતિ, એ સહુ જાણી લીધેલું છે; માટે એવી જે તું બુદ્ધિદેવી તે આ સૃષ્ટિમાં સત્વ–સારાંશ શો રહેલોછે તે બતાવવાની કૃપા કર.

૩.—સુખનું મૂળ મનને પોતાને વિષેજ રહેલું છે. આ સંસારના અનેક વૈભવો અને સુખો કદાચિત્ કોઇને સાનુકુળ હોય, તથાપિ જો જ્ઞાને કરીને તેનાં મનને વિષે શાંતિ અને સમાધાનિ–સંતોષ પ્રાપ્ત થયાં નથી, તો પછી તે સર્વ દેખાતાં સુખ છતાં તેને સુખ નથીજ નથી; અને જેનાં મનનું જ્ઞાને કરીને સમાધાન થયું છે, તેને એ સર્વ દેખાતાં સુખને અભાવે પણ નિરંતર સુખજ છે.

૪.—મન એ રાજા છે અને શરીર એ તેનો પ્રધાન છે; ધન એ માત્ર એ મન અને શરીર એ બેને સુખ થવાનું સાધન એટલે એક ઉપાય છે—અર્થાત્ મન અને શરીર એ બેથી ધન છેક કનિષ્ઠ પંક્તિનું છે, અને મન તથા શરીર એ બેનો ધન એટલે પૈસો જાણે એક ખવાસ અથવા ચાકર હોય તેવો છે. હવે એ તન, મન, અને ધન એ ત્રણ વસ્તુઓમાં કઇ વસ્તુ મુખ્ય અને શ્રેષ્ઠ છે, એ વાત વિષે કોઈ વિચાર કરતું નથી.

તન મનને જીવજાની દોસ્તી, ક્ષણ પણ ન રહે ન્યારાં રે;
તન કુંદનમાં દીપે રતન-મન, ધન ઓપે બેહુ પ્યારાં.—સુખનું૦—૩.[1]
મિત્ર-સુખે સુખી મિત્ર-દુખે દુખી, એ દોસ્તીની રીત રે;
અવઘડ નડતી દુર કરવાને, ધનસું બાંધી પ્રીત.—સુખનું૦—એક૦-૪.[2]
મન પારો તન સીસીમાં ઘાલ્યો, ધન ચ્હડઉતર કરાવે રે;
સીસી ફાટે પારો ભાગે, ધન પછી નાજ તરાવે!—સુખનું૦—એક૦-૫.[3]
ઘણા ગણે ધન વધુ મન તનથી, કે રાખે તન તાજું રે;
ઠિક નહીં મન મણિ મેલું કરવું, વળિ વ્હેમી ઘસી આજું.—સુખનું૦—૬.[4]

---

૧.—મન અને શરીર એ બેને જીવજાની એટલે, મરતાં લગી તેઓ એક બીજાંને ન છોડે તેવી મૈત્રી છે, અને એક ક્ષણ વાર પણ એક બીજાંથી તેઓ વેગળાં થતાં નથી. શરીર એ જાણે એક સુવર્ણની વીંટી છે, તથા તે વીંટીમાં મન રૂપી રત્ન બેસાડેલુંછે, અને ધન એ જાણે તે બેહુનાં જોડાંને ઓપેછે, એટલે ચળકાવે-દીપાવેછે.

૨.—મિત્રને સુખ હોય તો પોતાને સુખ, અને મિત્રને જો દુખ હોય તો પોતાનેજ દુખ જણાય, એવું સાચી મૈત્રીનું લક્ષણ છે. તેમજ મન અને શરીર એ બેનું જોડું એક બીજાંનાં સુખથી સુખી, અને એક બીજાંનાં દુખથી દુખી રહેછે; અને આ સંસારના સઘળા વ્યવહાર ચલાવવામાં, તથા પોતાનું રક્ષણ કરવામાં, તેમજ પોતપોતાના આનંદ મેળવવામાં, જે અડચણ નડે તે સઘળીના નિવારણાર્થે, એ મન અને શરીર એ બે જણાંએ ધનની સાથે સ્નેહ બાંધ્યોછે.

૩.—મન રૂપી પારો જાણે કાયા રૂપી કાચના જેવી કાવલી સીસીમાં ઘાલ્યોછે, તે ધનની તેજી મંદીની ગરમી શરદીથી ચ્હડતો ઉતરતો માલમ પડેછે. એ કાયા રૂપી સીસી કોઇ દાહાડો ફુટી જાયછે-એટલે મનુષ્યનું મૃત્યુ થાયછે, ત્યારે તે માંહેલો એ મન રૂપી પારો ભાગી જાયછે, અને જે ધનની તેજીથી એક વખતે એ પારો ફુલાતો હતો, તેજ ધન પછી એવે આખર વખતે તેને તરાવતું નથી-એટલે પેહેલાંની માફક ઊંચો આણી શકતું નથી, પણ ઉલટું ડુબાવેછે,-એટલે તેને વિષે તે મનની વૃત્તિ રેહેવાથી તે પ્રાણીને અંતે એપ્રમાણે અસદ્‌ગતિ પ્રાપ્ત થાયછે (એવો વ્યંગાર્થ છે.)

૪.—હજારે નવસેં ને નવ્વાણુ માણસો મનને અને શરીરને ધનના કરતાં ઉતરતી અગત્યતાનાં ગણેછે, કેમકે ધનને માટે જેટલી તેઓ કાળજી અને ચિંતા રાખેછે, તેટલી કાળજી અને ચિંતા તેઓ મન અને શરીરને માટે રાખતાં હોય એમ જોવામાં આવતું નથી! વળી કેક જણા કસરત, ખાનપાન, લુગડાં ઘરેણાં, વિગેરેથી શરીર

ત્રણ શોભે સંબંધ પ્રમાણે, સુખ સંપૂરણ થાય રે ;
ન્યૂનાધિકતા એમાં થાતાં, ઉણાપણું કહેવાય.—સુખનું—એક૦—૭.[1]
ફિલસુફી દુર્લભ, ખેતિ જરુરની, હુંનર વળી અનેક રે.;
જગવ્યવહાર ન એક ચાલે, પણ ઉપરી તો એક.—સુખનું—૮.[2]
રુપે પવન આકાશી રંગે, મહિમા જેનો મ્હોટો રે ;
જેની કુશળતા જાળવતાં રહે,—ન બિજાં એનો ટોટો.—સુખનું—એક૦૯.[3]

---

ની મ્હાવજતમાં હમેશાં મશગુલ રેહેતા હોય એમ માલમ પડેછે, પરંતુ વિજય કહેછે કે મન રૂપી રત્નને વિષે એ પ્રમાણે છેક ગફલતીમાં રહીને તેને વિદ્યા તથા કેળવણીથી ન સુધારતાં મેલ ચ્હડવા દેવો, ને ઝાંખું પડવા દેવું, એ વાત દુરસ્ત નથી; તેમજ વળી છેક તેને વિદ્યા અને કેળવણીની સાથે નિરંતર અતીસેં નકામું—હદથી જાદે—ધસધસ કર્યાં કરીને, (નકામાં ટાયલાં ભરેલાં પુસ્તકો જે હાથમાં આવે તે, તેની યોગ્યતા અયોગ્યતાનો વિવેક—વિચાર રાખ્યા વગર, વાંચેજ સિદ્ધિ, એમ જાણીને વાંચ વાંચ કર્યાં કરીને,) અમુલ્ય વસ્તુ જે મન રૂપી રત્ન તેને વ્હેમી—ફાંટાદાર—વિલક્ષણ વૃત્તિનું બનાવી દેવું, એ વાત પણ ઠીક નથી !

૧.—તન, મન, અને ધન એ ત્રણેમાં જેને વિષે જેટલી અને જેવી સંભાળ રાખવી યોગ્ય જણાય, તેને વિષે તેટલી અને તેવી સંભાળ રાખવામાં આવી હોય, તોજ સંપૂર્ણ સુખ પ્રાપ્ત થાયછે, અને તેમાં જેટલું કમી—જાસ્તીપણું થયું હોય, તે પ્રમાણમાં તેટલી સુખને વિષે ખામી રહેલી જાણવી. ૨.—જગતને વિષે ફિલસુફી એટલે તત્વજ્ઞાન એ દુર્લભ વસ્તુ છે, ખેતીવાડીનું કામ જરૂરનું છે, અને એ શિવાય બીજા અનેક લોકોપયોગી હુંનરો છે, જેણે કરીને આ જગતનો તમામ વ્યવહાર ચાલી રહેલો જોવામાં આવેછે—એકલાં તત્વજ્ઞાને કરીને કંઈ આખો આ સંસારનો વહિવટ ચાલી શકે નહી, એ વાત ખરી છે, તોપણ એમ છતાં, સહુથી શ્રેષ્ઠ અને સર્વનો ઉપરી—રાજા તો જે બુદ્ધિવાન—વિદ્વાન—તત્વજ્ઞાની હોય તેજ ગણાયછે—અર્થાત્ તન—બળ અને ધન—બળના કરતાં મન—બળ ચ્હડતું છે. ૩.—રૂપ જેનું પવનના જેવું છે, રંગ જેનો આકાશના રંગો જેવો છે, અને વળી જેનો મહિમા—પ્રતાપ ઘણો મ્હોટો છે— ન્હાનો નથી, કેમકે જેના ગુણ અને ચરિત્રોનું નિરૂપણ કરતાં પુસ્તકોનાં પુસ્તકો લખ્યાં હોય તોપણ જેનો પાર ન આવે, એવો વિસ્તિર્ણ વિષય જેનો છે, એવું જે આ મનુષ્યનું મન, (જેની કલ્પના વડે આખી આ સૃષ્ટિ ઉત્પંન થઈછે,) તે મનની કુશળતા જો જાળવવામાં આવે, તો પછી બીજાં બે જે તન અને ધન તેને વિષે કદી ઉણાપણું રહેજ નહીં.

આગ્રહ ઉદ્યમ વિવેક શાંતી, વળિ સંતોષ ઉમંગ રે;
આરોગ્યતા કસરત એ સહુ મળી,રાખે રૂડો રંગ.–સુખનું૦–એક૦–૧૦.[1]
નિરોગી તન, મન રસિક હોય તો, જગલીલા ભરપૂર રે;
નવલરંગિ નભઘટા થઈ રહે,ઉમંગ માય ન ઊર !–સુખનું૦–એક૦૧૧.[2]
ખરી પરખ જે કરે ઝવેરી, દુઃખ સહુ તેનાં વામે રે ;
રાખે નિર્મળ રતન જતન કરિ, વિજય વતન નિજ પામે!–સુખનું૦–૧૨.[3]

---

## કલ્પના.

( પદ. )

અજબ તૂં કરે કલ્પના ગજબ ;—અજબ તું૦
હું તો જોઈ રહૂં કરીને અદબ !—અજબ તું૦—ટેક.
કલ્કી[4] ઘોડો તુંથિ પોઈશ છે, તેજિ એવિ તુજ જલદ ;
લઈ અસ્વાર[5] તું અંતરિક્ષ ઊડે, રહડે ગગનને તબક[6].–અજબ તું૦–૧.
ગતિ અમાપ તુજ ગણતાં થાકે, સંખ્યા કોટી અબજ ;
ત્રૈલોક્યે ધુમિ આવી પાછી, પડે તું મુકામપરજ[7] !–અજબ તું૦–૨.

---

૧.–એ કડીમાં જેટલી વાતો ગણાવેલીછે, તે સઘળી વાતો જ્યારે એ મન રાજાની તેહેનાતમાં નિરંતર હાજર રેહેતી હોય, તોજ તે રાજાનો વિજયી પ્રતાપ–રંગ વિરાજતો રહે.

૨.–શરીર નિરોગી હોય, અને મન રસિક હોય, તો આ જગતની લીલા ઓછી નથી–ભરપૂર છે; નવા નવા અને વિધ વિધના રંગોની એ મન રૂપી આકાશને વિષે એવી જાણે એક રસીલી ઘટા થઈ રહે. કે તેથી તે મનનો જાણે આનંદ ઉભરાઈ જતો હોય, એવો અનુભવ થાય !

૩.–એ મન રૂપી રતનની ખરી પરિક્ષા કરે એવો જે ઝવેરી હશે, તેનાં સઘળાં દુઃખો જતાં રેહેશે; અને વિજય કહેછે કે જે પુરૂષ એ મન રૂપી રતનનું જતન કરીને તેને નિર્મળ રાખશે, તે પરિણામે પોતાને વતન એટલે સ્વદેશ જશે–અર્થાત્ પોતાનો કર્ત્તા અને આ જગતનો પિતા એવો મૂળ જે પરબ્રહ્મ તેના વિષેનું જ્ઞાન તે પામશે.

૪.–જેના જેવો વેગ (કલ્પના શિવાય) બીજા કોઈનો નહીં એવો પાણીદાર લીલો ઘોડો. ૫.–આત્મા રૂપી અસ્વારને.

૬.–ઊંચામાં ઊંચું સ્થાનક જે સમભૂમિકા કહેવાયછે ત્યાં.

૭.–પ્રથમ જે વિષય ઉપરથી ઉપડેલી હોય તેજ વિષય ઉપર આખરે ઉતરીને તું પાછી પોતાના મુકામ ઉપર આવેછે.

ખઞ્જુન બિચારૂં દેખાદેખી, કરે ઊડવા તલ્લપ;[1]
ઉડતાં તો તે રહડે હવાપર, પણ પછિ આખર ગલ્લત.[2]—અજબ તું૦—૩.
વળિ હુવાઈ પણ ગગને ઉડતી, છુટિને સરરર સડપ;
પણ તે ઝડપનિ હદ ઝટ આવે, ગતિ ત્હારીની ન[3] હદ.—અજબ તું૦—૪.
અચરત ઉપજે એવી કરતા, વાદીગર બહુ રમત;
પણ તે તુચ્છજ ત્હારી આગળ, અધિક[4] ગહન તુજ ગમત.—અજબનું૦—૫.
વિવિધ રંગિ ભવરચના[5]—ચિત્રે, કૌતુક ત્હારો કસબ;
નીજ રંગે તું નયનજ રંગી, ચલાવતી નીજ કુરબ.[6]—અજબ તું૦—૬.
જાગ્રત કરતાં અધિક સ્વપ્નમાં,[7] ખેલે તૂ બેધડક;
સ્વેચ્છાએ તું ગ્રીષ્મજ દાખે, હોય ઋતૂ જો શરદ.—અજબ તું૦—૭.
નવિનજ ગ્રંથ તું સ્વપને વાંચે, ગ્રંથકાર બનિ તુરત;
છટા દલિલથી કરતી ભાષણ, યોજ્યૂં એ કે વખત ? !—અજબ તું૦—૮.[8]
દિવસે આ સંસારી ખટલે, વિચાર ત્હારા ગરક;

---

૧.—આતુરતા ભર્યું પ્રયત્ન. ૨.—જેનું ઠામ ઠેકાણું-પાયો નહીં એવું (થઈ જાયછે.) ૩.—હવાઈ એકદમ ઊંચી રહડેછે ખરી, પણ તેની ગતિ તરત થાકી જઈ તે અધવચ ફસકી જાયછે; પરંતુ ત્હારી ગતિ તો બેહદ છે. ૪.—વાદીગરના ખેલ કરતાં ત્હારી ગમત અતિસેં ગહન એટલે ઊંડી-છુપી, અને સમજવી અઘરી પડે તેવી છે.

૫.—આ સૃષ્ટિની રચનાનાં રંગબેરંગી ચિત્રને વિષે.

૬.—(કેમકે), ત્હારો પોતાનો જે રંગ હોય તેજ રંગ તું હમારી આંખને બતાવેછે (જેમ લીલાં ચશ્માં પ્હેરીને જોયાથી સઘળું લીલું દેખાયછે, અને લાલ અથવા બીજા કોઈ રંગનાં ચશ્માં પ્હેરીને જોયાથી સઘળું તે પ્રમાણે દેખાયછે તેમ;) અને પછી તું ત્હારો કુરબ એટલે અધિકાર-દોર-સત્તા-અમલ મનમાનતી રીતે ચલાવેછે. ૭.—સ્વપ્નાવસ્થામાં કલ્પનાનું જોર વિશેષ ચાલેછે.

૮.—કોઈ દિવસે વાંચ્યામાં આવ્યો ન હોય એવો નવોજ ગ્રંથ તું સ્વપ્નને વિષે વાંચેછે-હવે એ ગ્રંથનો કર્ત્તા કોણ જાણવો ? કર્ત્તા બીજો કોઈ નહીં-એ તુંની તુંજ તરત એકજ વખતે ગ્રંથકાર પણ પોતેજ બનેછે, અને પાછો તે ગ્રંથ વાંચેછે પણ તું પોતેજ. વળી છટા અને દલિલની સાથે તું કોઈવાર ભાષણ કરવા મંડી પડેછે-હવે એ બધું તેં યોજ્યું એટલે ગોઠવ્યું-ઘડયું કઈ વખતે ? (તે સમજાતું નથી એવી ત્હારી ગહન ગતિ છે.)

પણ રજનીએ બારિક ભરતી,[1] તર્ક તણું તુ ભરત.—અજબ તું૦—૯.
એવામાં કદિ મળે નિશો તો, વધી જાય તુજ ઝમક !
પછે ત્હારિ ગતિ તુંજ જાણતી,પડે ન બિજાંને સમજ[2]!!—અજબ તું૦—૧૦.
ગુણ ત્હારા ગણતાં ન ગણાએ, અગમ્ય ઊપજ નિપજ ;
સારી કુદરત વાડીને તું, કરિને બેઠી કબજ[3].—અજબ તું૦—૧૧.
રે માળણ મનમાન્યાં ફૂલો, ચુંટી લેતિ તૂં ચડપ ;
અદલ બદલ ફળ ફૂલ કરીદે, ખુશિ દલગિરિ સુખ દરદ.—અજબ તું૦—૧૨[4].
વિશાળ નિર્મળ રસિક કલ્પના, મોજે તુજને મફત ;[5]
જાણે તુજ ખુશિ માટે મળિયો, મિલાવડો આ જગત!—અજબ તું૦—૧૩.
ઓછીની વધુ વધુની ઓછી, છાયામાં દે તસર ;
ગમતાંમાં તું ગુણજ દાખે, અણગમતાંમાં કસર.—અજબ તું૦—૧૪.[6]

---

૧.—પણ રાત્રિએ નિરાંતની વખતે. તું તર્કનાં બારિક ભરત ભરેછે, એટલે નાના પ્રકારના ઊંડા તરંગો અને બુટ્ટાઓ ઉઠાવેછે.

૨.—તે વખતે પછી ત્હારા તર્કના તરંગોના ભાવાર્થ એવા ઊંડા હોયછે, કે તેમાં બીજું કોઈ પૈસી શકતું નથી,-અને ત્હારા મુદ્દા પછી એવે પ્રસંગે કોઈ બીજાનું સમજી શકતું નથી. ૩.—આ સૃષ્ટિ રૂપી આખો બાગ તેં ત્હારે ઈજારે રાખેલોછે, ને તે તમામ તેં ત્હારે સ્વાધીન કબ્જે કરી લીધેલોછે, તે ઉપર તું ત્હારા માલીકીપણાંના અને મુખત્યારીના તમામ હકો મનમાનતી રીતે બજાવી જાયછે.

૪.—અરે એ સૃષ્ટિ રૂપી આખા બાગની તું માળેણ છે–તું એ બાગમાંથી ત્હારી ઈચ્છામાં આવે તેવાં ફુલો ચપળતાથી ચુંટી લેછે, અને પછી ખુશી, દલગીરી, સુખ, દુખ, વિગેરે અનેક તરેહનાં જે ફળ અને ફૂલ તેને તું અદલ બદલ કરીદેછે, એટલે ખુશીને ઠેકાણે દલગીરી અને દલગીરીને ઠેકાણે ખુશી, તેમજ વળી સુખને ઠેકાણે દુખ અને દુખને ઠેકાણે સુખ, એમ ત્હારી નજરમાં આવે તેવી રીતે તું ખુશી, દલગીરી, સુખ, દુખ, એ સહુ પોતાની મેળે મિથ્યા માનીલેછે–અર્થાત્ વાસ્તવિક રીતે વિચાર કરી જોતાં એ પ્રમાણે માની લેવાનાં યથાર્થ કારણો હોતાં નથી ( એવો વ્યંગાર્થ છે. )

૫.—અહો વિસ્તીર્ણ, સ્વચ્છ, અને રસિક કલ્પના, ત્હને વગર પૈસે અનેક આનંદો અને મોજ મઝાઓ મળેછે-- આ આખાં જગતનો મિલાવડો–પ્રદર્શન–તમાસો એકઠો મળેલોછે તે જાણે ત્હારેજ માટે મળ્યો હોયની ! ૬.—ઓછાંનું વધતું અને વધતાંનું ઓછું બનાવીને તું બતાવેછે, કેમકે ચિત્રમાં છાયાની અંદર જેમ રંગની

વિવિધ મોહિની ભર્યું માયાથી, સૃષ્ટિ-ચિત્ર જે અજબ;
તે સજિવન રસિલૂં દિસવાનો, એકજ તૂં છે સબબ.—અજબ તું૦—૧૫.[1]
જ્ઞાની સુણુતો લેહ ધ્યાનમાં, બ્રહ્મનાદની ભણુક;
અરે કલ્પના સૃષ્ટિ ત્હારિથી, વિજય થયો છૂં સડક!—અજબ તું૦—૧૬.[2]

---

## મન રૂપી દુનિયાં.

(દોહોરા.)

આ મન મ્હોટી દૂનિયાં, એવી દુનિયાં ક્રોડ;
અરે શોધતાં ના જડે, વળી એક પણ જોડ.—૧.[3]
એકકથી ન્યારી અતી, પણ વળિ જુમલે એક;

---

તસર-છાંટ રેખાઓ પાડેલી હોયછે, તેમ આ સૃષ્ટિનાં ચિત્રમાં તું ઓછીની વધતી અને વધતીની ઓછી એમ છાયા પાડેછે—ગમતી વસ્તુમાં ગમે તેટલા અવગુણ ભર્યા હોય તેમ છતાં તે સઘળા અવગુણો નજરે ન પાડતાં તું તે વસ્તુમાં સઘળા સારા ગુણોજ દેખાડેછે, અને અણગમતી વસ્તુમાં ગમે તેટલા સારા ગુણો હોય તેમ છતાં તે સઘળા સારા ગુણો ઢાંકી નાખીને તે વસ્તુમાં તું તમામ કસુર, ખામીઓ, અને અવગુણોજ ઉપજાવી દેખાડેછે.

૧.—નાના પ્રકારની મોહિનીથી ભરપૂર એવું મોહરૂપ જે આ અજબ તરેહનું સૃષ્ટિનું ચિત્ર તે સજિવન એટલે પાછું જીવતું થયલું—ચૈતન્યવાળું—ચાલાક—અને રસિલું—રસભર્યું એવું જે દેખાયછે તેનું કારણ બીજ—મૂળ પાયો—નિમિત્ત—તુંજ છે (કેમકે સુષુપ્તિ અવસ્થામાં એટલે ઘોર નિદ્રાની વખતે આ તમામ સૃષ્ટિ જડરૂપ સરખી રહેછે, પણ જાગૃત અવસ્થામાં કલ્પનાનો વ્યાપાર પાછો જારી થતાં વારનેજ તે તમામ સૃષ્ટિ પાછી જાણે સજિવન થયા સરખી બની જાયછે.)

૨. જ્ઞાની પુરૂષ પોતાનાં જ્ઞાનની લેહમાં—ધ્યાનમાં સોહં સોહં એવો જે ધ્વનિ—અનહદનાદ સાંભળેછે તે પણ ત્હારેજ પ્રતાપે કરીને. અરે કલ્પના, ત્હારી જે આ તમામ સૃષ્ટિ તે જોઈને હું વિજય તો જાણે વિસ્મય પામીને તટસ્થ સ્તબ્ધ—ચિત્રરૂપ બની ગયલો છું!

૩.—આ મનુષ્યનું મન એજ એક મ્હોટી દુનિયાં છે, અને એવી દુનિયાં એટલે મન કંઈ કરોડો છે, એમ છતાં તે કરોડો મનમાંથી એક પણ એવી જોડ મળી આવતી નથી કે જે બે મન એક બીજાં સાથે તમામ વાતે મળતાં આવતાં હોય.

ગણાઈ, એજ દૃષ્ટાંત લે, જુમલે શક્તી એક.—૨.[1]
જેમ નિચે ત્યમ થઈ ઉપર,—પાન, ગણાયા બેઅ;
જોનિ પાન મન વલ્લિ વળિ, વળિ ત્રગડે તે રેહ.—૩.[2]
અજબ કળા કુદરત તણી, અવર ન એવિ નવાઈ;
ડબ્બિ જેવડાં મગજમાં, દુનિયાં આખિ સમાઈ!!!—૪.[3]

---

## ભાવી પદાર્થ.

### (પદ—રાગ ખમાચિ.)

ભલા ભલા ભૂલ્યાછે ભવમાં, ભાવી પદારથ મ્હોટો રે;
ભાવી પદારથ ભારે ભવમાં, ભાવી પદારથ મ્હોટો રે.—ભલા ભલા૦—ટેક.

---

૧.—એવી જે એ મનરૂપી કરોડો દુનિયાં જે કે એવી રીતે એક એકથી ભિંન ભિંન પ્રકારની તથા જુદા જુદા દેખાવની માલમ પડેછે તે તમામ વળી જુમલે એકઠી મળીને આ આપણી આખી દુનિયાં બનેલીછે—અને એનેજ આપણે વ્યવહારમાં દુનિયાં ગણાયે છૈયે. એજ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું છે કે પરબ્રહ્મની અનેક શક્તિઓ જેને કે અનેક દેવ દેવીઓનાં રૂપ આપવામાં આવેલાંછે તે સર્વ શક્તિઓ એજ પ્રમાણે જુમલે એકઠી મળીને પરબ્રહ્મ વસ્તુ મૂળ એકજ છે.

૨.—એકડો કેવો છે? તો કે એનું માથું શૂન્યનું બનેલુંછે, અને એનું નીચલું શરીર એક પાનનું બનેલું છે.—હવે જેમ નીચે એક પાન છે તેમજ ઉપર એક પાન ખેંચીને વધારીયે એટલે બે (બગડો) ગણાયછે. અરે મન, તું જોની કે વળી એજ નીચલી અને ઉપલી એ બે પાનો વાંકી વળી એટલે ત્રગડો બન્યો, અને એ પ્રમાણે ત્રગડો બન્યો કે એકડાની એક પાનની બગડામાં જે બે પાન બની હતી તે પાછી ત્રગડામાં વલ્લી રહેછે, કેમકે બગડામાં જે બે પાનને લીધે બેકી ગણાઈ હતી તેજ બે પાન ત્રગડામાં વાંકી વળી એટલે ત્રગડો પાછો એકીમાં ગણાયો!—બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર; ઉત્પત્તિ, સ્થિતિ, અને લય; સત્વ, રજ, અને તમ; એ પ્રમાણે આખી આ સૃષ્ટિ ત્રિગુણાત્મક છે. પછી ત્રણથી તે તેત્રીસ કરોડ સુધી અને તે ઉપરાંત જઈયે તોપણ એકીની ગમે તેટલી બેકી થઈને પરિણામે પાછી એકીજ આવી રેહેવાનીછે એવો સિદ્ધાંત છે!

૩.—એક ન્હાનું સરખું દાબડી જેવડું મગજ—માથું (કેમકે વિચાર કરનારી વસ્તુ મન—કલ્પના—તર્કશક્તિ એ તાળવાંની—ખોપરીની જગાએજ રહેલી છે) તે ન્હાનાં સરખાં મગજમાં આ મ્હોટી આખી દુનિયાં સમાઈ રહેલી છે (આખી દુનિયાંનું જ્ઞાન તેમાં રહેલુંછે) એના જેવી બીજી નવાઈની વાત શી છે?!!

જ્ઞાની મૂની મ્હોટા તે પણ, ભાવી આગળ ભૂલે રે;
કૂચી એની પ્રભુને સ્વાધિન, ભેદ કોથિ નવ ખૂલે રે.—ભલા ભલા૦—૧.
બિચારૂં[1] બુધ્ધિબળ બહૂ ચલાવી, કરતા શોધ અનેક રે;
પણ અહિં[2] આગળ હદ આવી રહે, જડે ઉપાય ન એક રે.—ભલા ભલા૦—૨.
હરિયે દોરી હાથ રાખિછે, ખેલાવેછે પ્રાણી રે;
સ્વેચ્છાએ તે નમતી મૂકે, સ્વેચ્છાએ લે તાણી રે.—ભલા ભલા૦—૩[3].
ચેતિ ઈસારો હદમાં રમતાં, પ્રભૂ પ્રસન બહુ થાય રે;
પણ નમતીમાં મુકી મર્યાદા, જન બહુ ઠોકર ખાય રે.—ભલા ભલા૦—૪[4].
વળિ આનૂં ફળ આવુંજ થાશે, નક્કિ ન તે કેહેવાય રે;
કયમકે ઉલટ સુલટ બહુ વચમાં, યોગ વડે થઈ જાય રે.—ભલા ભલા૦—૫[5].

૧.—અનેક વિદ્યાની શોધો કરવામાં, અને તેમાં અવસ્યકરીને ખગોળવિદ્યા સંબંધીનું જે ગહન જ્ઞાન તે મેળવવામાં.

૨.—ભાવી પદાર્થ ખોળવા જતાંમાં આખરે બિચારાં બુધ્ધિબળની આગળ જાણે એક મ્હોટી અભેદ્ય આડી ભીત આવીને તેને અટકાવેછે; તે અભેદ્ય ભીતમાં પ્રવેશ કરવાને કંઈ પણ રસ્તો, મથી મથીને મરી જતાં પણ, તેને મળી શકતો નથી.

૩.—આ જગત જાણે એક નાટકશાળા છે, તેમાં પરમેશ્વર સઘળાં પ્રાણીઓની દોરી પોતાના હાથમાં રાખીને તેઓને રમાડેછે—અને પછી તે પોતાની ઇચ્છા પ્રમાણે વખતે તે દોરીને નમતી મુકેછે, અને વખતે તાણી રાખેછે, એટલે એનો અર્થ એવો કે વખતે તે મનુષ્યને ચ્હડતી હાલતમાં લાવીને તેને મનમાનતી રીતે વર્તવા દેછે, અને વખતે તેને પડતી હાલતમાં આણીને તેને પાછો કસોટી ઉપર લેછે.

૪.—હવે એ દોરીની લગામનો ઈસારો સમજીને જે મનુષ્ય વિવેકમાં રહીને વર્તે—એટલે ચ્હડતી દશામાં ફૂલાઈ ન જતાં અને પડતી દશામાં ક્લેશ ન કરતાં સમાધાની રાખી પરમેશ્વરનો ઉપકાર માને તો તેવો પ્રાણી તે પ્રભુની પ્રીતિને પાત્ર થઈ તેને પછી પરિણામે આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં સર્વોત્કૃષ્ટ જે શાંતિસુખ તે મળેછે; પરંતુ ઈશ્વરે નમતી દોરી મુકેલી જોઈને એટલે ચ્હડતી દશામાં જેમ વર્તીયે છૈયે તેમ ઈશ્વર આપણને વર્તવા દેછે—પુછતો નથી—એમ ધારીને, અને "કસાઈને ઘેર કુશળ અને ધર્મીને ઘેર ધાડ," એ કહેવતનાં ધોરણ ઉપર રહીને જે મનુષ્ય દુરાચરણથી વર્તેછે તે પછી પરિણામે બહુ ઠોકર ખાઈ દુઃખી થઈ પસ્તાયછે.

૫.—આ રૂડું કે ભુંડું કર્મ કરીયે છૈયે તેનું ફળ આ ભવમાં રૂડું કે ભુંડુંજ થશે એ વાતનો નિશ્ચય થઈ શકતો નથી; કારણ કે વચમાં તરેહ

ભવિષજ્ઞાનિ વળિ ચિન્હ ઉપરથી, ભાખિ અટકળે કહેતો રે;
વસા નવ્વાણું આપ લિયે પણ, એક ભાવિને દેતો રે!—ભલા ભલા૦—૬[1].
માણસ મિથ્યા મથન કરે ને, ડહાપણ દરિયો ડોહોળે રે;
સાવધાનિની ઢાલ ધરે પણ, ઉડતો ગોળા[2] ગોળે રે!—ભલા ભલા૦—૭.
તન, મન, ધન, જન, સર્વે[3] પાસથી, ભય નથિ એવું જાણે રે;
ત્રેવડ તદબિર બહૂ કરે પણ, તે સહુ રહે ઠેકાણે રે!—ભલા ભલા૦—૮.
ઉમંગથી કામો આરંભે, રાખિ આશ વિશ્વાસ રે[4];
અધવચ[5] વાડી લુંટઇ જાય ને, આખર થાય નિરાશ રે.—ભલા ભલા૦—૯.
શોક, ક્રોધ, ડહાપણ, પરતાવો, એ સહુ ત્યાંહ નકામું રે[6];

---

તરેહના યોગની ઉલટ સુલટ એવી રીતની થઇ જાયછે કે તેને લીધે વખતે રૂડાં કર્મનું ફળ રૂડું થતું જોવામાં આવતું નથી અને ભુંડાં કર્મનું ફળ રૂડું થતું દેખાયછે ( પણ એ ઠેકાણે દેખાવ ઉપર ભુલવાનું નથી. )

૧.—ભવિષજ્ઞાનિ એટલે ભવિષ્યનું જ્ઞાન હમને છે—હમે કહી શકિયે છિયે—એવો ફાંકો ધરનારા લોકો આગલી પાછલી હકીકત જોઇને અનુમાન કરીને કહેછે કે આ વાત આમ બનશે, પરંતુ એવી રીતનું ભવિષ્ય કેહેનાર જે કહેછે તે એવી યુક્તિ અને પોતાને નિકળી જવાનું બારૂં રાખીને કહેછે કે "જોજો ભાઇ હું કહુંછું કે આ વાત એવી રીતે નવ્વાણુ વસા બનશે—પછી તો ભગવતને હાથ !"

૨.—ભાવી પદાર્થ રૂપી ગોળા તોપના ગોળાએ કરીને.

૩.—એટલે એમ કે "શરીરે આપણે ધાબડધિંગા અને નિરોગી છિયે, વિદ્યા પણ ભણ્યા છિયે, અને બુદ્ધિમાં પણ કંઇ કસરા—કોઈથી ગાંજ્યા જઇયે તેમ નથી, વળી પૈસો પણ આપણી પાસે પુષ્કળ છે—બે ત્રણ પેહેડી સુધી ખાતાં ખુટે તેવું નથી, તેમજ આપણી પાસે માણસોની પણ કંઇ ખોટ નથી—સગાં વ્હાલાં, નોકર ચાકર, અડધી રાતે 'અરે' કેહેતાં તરત બિછાનાંની આસપાસ રક્ષણ કરવાને વિટલાઇ વળે તેટલાં છે—હવે મિથ્યા ભય રાખવાનું શું કારણ છે?"—એવી રીતે કદાચિત કોઈ ધારે; પરંતુ એ સઘળી ત્રેવડ અને તદબીર ભાવીપદાર્થની આગળ ઠેકાણે રહી જાયછે—એટલે તે વેળા તેમાંની કશી કામ આવતી નથી.

૪.—તે કાર્યને વિષે ફતેહ—સારૂં ફળ મળશેજ એવી આશા અને ખાતરી રાખીને.

૫.—અધવચ તે કામ ધુળ મળી જાય—બિગડે.

૬.—એવી વખતે દલગીરી—ચિંતા—અફસોસ કરવો, રહીડવું—પોતાના ઉપર તથા બીજાં માણસોના ઉપર ગુસ્સો કરી કકળવું, ડહાપણ કરવા જવું,—અને ફલાણું આમ કીધું હોત તો સારૂં એમ કહીને અનેક રીતનો પશ્ચાત્તાપ કરવો, એ સઘળું ભાવીપદાર્થની આગળ મિથ્યા છે.

ખામોશીથી સહે[1] છૂટકો, ભાવિ આવી જ્યાં સામૂં રે.–ભલા ભલા૦–૧૦.
વર્તમાનમાં દુખ જો હોએ, ગણગણવૂં નહિં મૂખ રે;
કાળચક્રનો નિયમ જાણવો, થશે ભવિષમાં સૂખ રે.–ભલા ભલા૦–૧૧[2].
વર્તમાનમાં સૂખ હોય તો, ભાવિ–કલ્પના[3] કરિને રે;
ક્લેશ ન કરવો સૂખ–ભોજને[4], રહિ વિશ્વાસે હરિને રે!–ભલા ભલા૦–૧૨
ભાવિ યોગ તો સહજ આવતો, જે સપને નહિં ધાર્યો રે;
શિકાર ધાર્યો આવિ હાથ પણ,છટકિ જતો પરભાર્યો[5] રે!–ભલા૦–૧૩.
એમ[6] મંન જો નહીં વાળિયે, દિસે અવર ન ઉપાય રે;
શિરપર ભાવી ઝુમે નિરંતર[7], ભાવીની છે છાંય રે!–ભલા ભલા૦–૧૪.

---

૧.–ધીરજ પકડીને–છાતી કઠણ કરીને જે દુખ પડ્યું હોય–તે સહન કરેજ છુટકો,–ભાવીપદાર્થની આગળ એ શિવાય બીજો એક પણ ઉપાય નથીજ નથી. ૨.–ચાલતી સ્થિતિમાં જો કદાપિ દુખ હોય તો મ્હોડે બબડવું નહીં; કેમકે ચ્હડતી, પડતી, સુખ, દુખ, શીળું, તડકો, એ પ્રમાણે વારા ફરતી આવ્યુંજ જાયછે, એવો કાળનાં પૈડાંનો નિયમજ છે, માટે એ દુખનો વખત પણ જતો રહેશે એમ સમજીને ભવિષ્યમાં સુખ મળશે એમ ધારવું. ૩.–એ આગ લાગશે ને આપણું ઘર બળી જશે, એ ચોર આવીને આપણું ધન ચોરી જશે, એ આપણે માદાં પડીને મરી જઈશું.–એ દુકાળ પડશે–એ ધરતીકંપ થશે–એ ડટાંડર આવશે ત્યારે આપણે શું કરશું, એવી એવી અનેક તરેહની ભાવી વિષેની મિથ્યા કલ્પના કરીને.

૪.–ચાલતી સ્થિતિમાં જે સુખ–અનુકુળતા હોય તે સુખ રૂપી ભોજનને વખતે ભાવીનો નકામો ઉચ્ચાટ રાખીને ક્લેશ ન કરવો–આનંદવૃત્તિમાં રેહેવું–નહિંતો એ ભોજનના સ્વાદની લ્હેજત ઓછી થઈ જાયછે, અને વળી ભોજન વેળા આનંદવૃત્તિમાં અને પ્રબળ ચિત્તે રેહેવું એવી વૈદકશાસ્ત્રની આજ્ઞા છે તે પાળવી અને સૂખી રેહેણીથી વર્તી એ સુખના આપનાર પ્રભુનો ઉપકાર માની નિરંતર તેની ભક્તિની લેહમાં રેહેવું.

૫.–કંઈ લાભ એ એમ જાણવું કે આપણને મળ્યો એમ આપણે ધારતા હોઈયે, અને તે લાભ નજદીક મળવાની ટોચ ઉપર આવેલો જણાતો હોય અને વખતે આપણા હાથને પણ સ્પર્શ થયો હોય તેમ છતાં ઓચિંતો એવો કંઈ યોગના પવનનો સપાટો આવે કે તે તેને બીજી દિશામાં ધસડી લઈ જઈ બ્હારોબ્હાર બીજાને હાથ ચ્હડાવી દે.
૬.–ઉપર જે બધું કહેલું છે તે પ્રમાણે. ૭.–જ્યાં જઈયે ત્યાં સઘળે હંમેશાં ભાવીપદાર્થ તો માથા ઉપર ઝઝુમીજ રહેલો છે.

શુદ્ધ[1] બુદ્ધિથીએ સુધા ચાલતાં, મળશે સ્થીતી સારી રે;
વિજય રાખ વિશ્વાસ પ્રભુનો,તે[2] નહિં મુકે વિસારી રે!-ભલા ભલા૦-૧૫.

## પ્રભાત.

### (રાગ—રામકળી.)

રંગિલૂં પ્રભાત આજ રંગ રંગ લાગે.—રંગિલૂં પ્રભાત આજ૦—ટેક.
રંગિલૂં પ્રભાત આજ, શો સજ્યો સુનેરિ[3] સાજ;
પવન લ્હેકિ ટંડિ તાજિ, ખિલ્યાં પુષ્પ બાગે.-રંગિલૂં પ્રભાત આજ૦-૧.
પારિજાત ગૂલકળી, મોગરા ગુલાબ તણી;
લપટમાંહ્ય લટ્ટુ[4] ભ્રમર, ભમે જાગ જાગે![5]—રંગિલૂં પ્રભાત આજ૦—૨.
મિઠા સૂર પક્ષિ કરે, અંગમાં ઉમંગ ભરે;
ભેરવી—અલાપ સુણી, ભીંડ[6] સંધિ ભાગે.—રંગિલૂં પ્રભાત આજ૦—૩.
ઉદ્યમે ઉમંગિ મંન, સ્નાનથી પવિત્ર તંન;
ઉત્તમ અભ્યાસ થકી, ભાગ્ય–ઉદય આગે!—રંગિલૂં પ્રભાત આજ૦-૪.[7]
સર્વોત્તમ બ્રહ્મગાન, ઉદ્યમ નહિં એ સમાન;

---

૧.—નિર્મળ–પવિત્ર–સૂધા માર્ગની.

૨.—પરમેશ્વર સરખો દાતાર છે. તે ત્હારા મનના સઘળા મનોરથ પૂર્ણ કરશે.—"રામ ઝરખે બૈઠકે, સબકા મુઝરા લેત; જૈસી જિનકી ચાકરી, વૈસા ઉનકૂં દેત!"–માટે હે વિજય તું એક તેનાજ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને નિવૃત્તિથી રહે!

૩.—ઉદય થતા સૂર્યનાં કુમળાં કિરણોએ કરીને આ પ્રભાતના પોહોરમાં સૃષ્ટિરૂપી તરુણીએ જે સુંદર સુનેરી શૃંગાર સજેલોછે તે આહા કેવો દિવ્ય ભાસેછે!

૪.—સુગંધની લપટમાં મસ્ત–નિમગ્ન બનેલો.

૫.—ઠેકાણે ઠેકાણે–એક જગા ઉપરથી બીજી જગા ઉપર એમ ભમતો ફરતો.

૬.—આધિની–મનના પરિતાપની સઘળી ગુંચવણની બાબતો ભેરવીનો અલાપ સાંભળતાં વારનેજ એકદમ ભાગી જાયછે.

૭.—ઉદ્યમે કરીને આજ મનને વિષે બહુ ઉમંગ અને આનંદ આનંદ વ્યાપી રહ્યોછે, પ્રાતઃકાળમાં સ્નાન કર્યાથી શરીર પણ પવિત્ર અને જાણે હલકું તથા વધારે ચપળ થયલું લાગેછે; અને આ પ્રભાતના પોહોરમાં વિદ્યાભ્યાસ કરવો એ ઉત્તમ વાત છે–એથી કરીને ભાગ્યનો ઉદય આગે એટલે પોતાની પાસે–આગળ જણાયછે!

સફળ દિવશ ધન્ય આજ, અનુભવ અનુરાગે!—રંગિલૂં પ્રભાત આજ૦—૫.[૧]
ત્રિવિધ તાપ ટળે રોગ, નિત્ય નિત્ય નવા જોગ;
વિજય પાકું તેજ જે, પ્રભાતે રંગ રાગે!—રંગિલૂં પ્રભાત આજ૦—૬.[૨]

---

## દુનિયઈ નાટક..

### (રાગ—કેરબો.)

ખૂલ્યો પડદો,[૩] શો નવો[૪] આ દેખાએ; જૂનો[૫] કેવો સમાએ;
સ્વામી, દરસાવે બની સૂત્રધાર[૬]—જ્ઞાને[૭] જોતાં; ખૂલ્યો૦—ટેક.
દુનિયાં નાટક, દરપણમાં દુનિયઈ રંગો; આહા શા ઉંડા બંગો;
આબેહૂબજ દરસાવે ચીતાર—જ્ઞાને જોતાં;. ખૂલ્યો૦—૧.[૮]
જોતાં જોતાં, આ ફાની—સ્વાંગ ઝાંખો; આ ફાની—સ્વાંગ ઝાંખો;

---

૧.—પરંતુ પ્રભાતના પોહોરમાં પરબ્રહ્મના ગુણનું ગાન કરવું એ સર્વોત્તમ વાત છે, અને એના સમાન બીજો કોઈ ઉદ્યમ નથી; અહો ધન્ય આજનો દિવશ સફળ થયોછે કે આવી રીતે આજ મ્હને બ્રહ્મગાન ઉપર અનુરાગ કહેતાં પ્રીતિનો અનુભવ થાયછે!

૨.—એવી રીતે ત્રિવિધાના તાપ અને રોગ સઘળા ટળી જાયછે, અને રોજ રોજ નવા નવા જોગ એટલે જોગવાઈ—અનુકુળતા—અનુભવ મળેછે; વિજય કહેછે કે જે મનુષ્ય હંમેશાં પ્રભાતના પોહોરમાં આનંદ વૃત્તિમાં અને રંગરાગમાં રેહેછે તેનેજ હું પાકું—પોહોચેલું—ડાહ્યું—જ્ઞાની સમજુંછું તથા તેમ માનુંછું (કેમકે જેનું પ્રભાત આનંદમાં તેનો આખો દિવશ આનંદમાં જાયછે એવો એમાં વ્યંગાર્થ તથા બોધ છે!)

૩.—નાટકની રંગભૂમિનો પડદો ખુલ્યો—હવે નાટકના નવા પ્રકારના ખેલનો આરંભ થાયછે. ૪.—નવો સ્વાંગ—વેશ પડદામાંથી રંગભૂમિ ઉપર આવતાં કેવો તેજસ્વી ભાસેછે!

૫.—જુનો (હમણાં સુધી જે પ્રકારનો આ દુનિયઈ વેશ આપણા જોવામાં આવ્યો તે) વેશ કેવો સમાયછે એટલે પડદાની પાછળ અલોપ થઈ જાયછે. ૬.—સ્વામિ જે જગતકર્ત્તા પરમેશ્વર તે સૂત્રધાર કહેતાં નાટકકર્ત્તાને રૂપે રહીને એ દુનિયઈ નાટકના ખેલો દરસાવેછે. ૭.—જ્ઞાનચક્ષુ વડે જોતાં.

૮.—દુનિયાંદારી દર્પણમાં જેવા જેવા રંગો આપણે પૂર્વે આ પુસ્તકમાં જોઈ ગયા છૈયે તેવા તેવા અનેક તરેહના રંગો એ દુનિયઈ નાટકને વિષે જોવામાં આવેછે—અરે આહા એ રંગોમાં કેવા કેવા ઊંડા ઊંડા બંગો માલમ પડેછે—એ સૂત્રધાર જે ચિતાર—ચિત્ર—તસવીર દરસાવેછે તે આબેહુબ—તદ્રૂપ બતાવેછે.

તે તો, ડૂબ્યો અજ્ઞાને નિરધાર-જ્ઞાને જોતાં; ખૂલ્યો૦-૨.[1]
વચમાં વચમાં, શો મુકતો રંગ રંગલો; શો મુકતો રંગ રંગલો;
કો એ, ન્યારોજ રંગલાનો એક તાર!-જ્ઞાને જોતાં; ખૂલ્યો૦-૩.[2]
આહા નવો, શો સ્વાંગ આ સોહાએ; આનંદમાં મળાએ;
શું થાય વર્ણન તેજ નિરાકાર!-જ્ઞાને જોતાં; ખૂલ્યો૦-૪.[3]
છેલ્લૂં છેલ્લૂં, એ નાટક જોવાયૂં; ત્યાં મનડું પ્રોવાયૂં;
વિજય, ગુણ શા ગાય નટી નાર!-જ્ઞાને જોતાં; ખૂલ્યો૦-૫.[4]

---

૧.-આ જોતાં જોતાંમાં ફાની-નાશવંત દુનિયાંનો સ્વાંગ-વેશ ઝાંખો પડી ગયો, અને જે અજ્ઞાને કરીને તે ભાસમાન થતો હતો તે અજ્ઞાન નાશ પામતાંની સાથે તે સ્વાંગ-વેશ પણ ડુબી ગયો એ વાતમાં સંશય રહ્યો નથી.

૨.-અરે પણ આ વચ્ચે વચ્ચે વિદૂષક કેવો રંગ-ટોકો મુકતો જાયછે! એની વળી વૃત્તિ અને છટા કંઈ વિચિત્ર અને વિલક્ષણ રીતની જણાયછે કે આવો શાંત રસનો અને જ્ઞાનનો પ્રસંગ ચાલેછે તેમાં પણ વચ્ચે પોતે કંઈ બોલ્યા ચાલ્યા વગર આવીને અમથો ઉભો રહીને માત્ર ચેષ્ટા કરીને પણ ટોકો કરી હસાવ્યા વગર એને ચાલતું નથી!

૩.-આહા ધન્ય ધન્ય, આ નવો જ્ઞાનાનંદનો સ્વાંગ શો વિરાજમાન-શોભાયમાન દેખાયછે-જાણે એ આનંદને વિષે આપણે જોનારાં તલ્લીન થઈ જઈને એ સ્વાંગની અને આપણી ઐક્યતા થઈ જઈને આપણે તેમાં મળી જઈયે છઈયે; અરે એ પરબ્રહ્મ નિરાકાર તેજસ્વી સ્વરૂપ પોતેજ છે-એ સ્વાંગનું વર્ણન કોનાથી કેવી રીતે કરી શકાય?!

૪.-એ છેલ્લું નાટક જોવામાં આવ્યું ત્યારનું એ નાટકનું ચિત્રજ જાણે મનચક્ષુની આગળ રમી રહ્યુંછે-એ નાટક હજી થયાંજ કરેછે-તેમાં જોયલા સ્વાંગોની ઝંખના-છાયા જ્ઞાનચક્ષુની આગળ નિરંતર રમી રહેલીછે-તેમાં શ્રવણ કરેલાં ગાયન-બ્રહ્મનાદના સ્વરની છાયા છવાઈ રહેલી-છે, અને તેના ધ્વનિ-ભણકારા નિરંતર સંભળાયાંજ કરેછે-એવી રીતે એ નાટકને વિષે મન જાણે પ્રોવાઈ રહેલુંછે-એવું જે એ નાટક તેને વિષે વિજયવાણી રૂપી નટી-સૂત્રધારની પ્રિયા-સ્ત્રી કેવી માર્મિક અને વ્યંગ ભરેલી રીતે ગુણ ગાઈ રહેલીછે!

## જ્ઞાન પ્રભાત.

### ( ઝુલણાવૃત્ત. )

ઊઠવા[?] માંડિને આળસે સુઇ રહ્યો, ઊંઘ આવી ગઈ પાછિ તુને;
નથિ ઊઠાડ્વાનું ઊઠ્યા વિનાં જીવડા, ઊઠ તું ચટપટી થાય મુને.—ઉઠવા૦—ટેક.

---

૧.—કેટલીક વખત પ્રભાતના પોહોરમાં વેહેલાં ઉઠવાનું આપણે મન કરીયે છીયે, પણ પાછું શરીરમાં આળસ ભરાઈને આપણને સુઈ રેહેવાનું મન થાયછે, અને આપણે તે વેળા આમ વિચારીયે છીયે કે સુઈ રહોની—વ્હેલાં ઉઠીને કરવુંછ શું—થાયછે, ઉઠાયછે—હજી મોડું નથી થઈ ગયું—એવા વિચાર કરતાંમાં પાછી એક મિઠ્ઠી ગુલાબી ઊંઘ આવી આપણી આંખોનું હળવે રહીને ચુંબન લેતી કે તેને મીચાવી દેછે. પછી એવી ગુલાબી ઊંઘ પુરી થઈ રહેછે તોપણ ટહાડમાં ઉઠવાનું આપણને ગમતું નથી, ત્યારે પછી તેવી વખતે જીવાત્મા પોતાનાજ જીવ સાથે વિચાર કરેછે કે ઉઠ રામ, ઊઠ જીવ, ઊઠ્યા વિનાં ઊઠાડ્વાનું નથી! એક તો એવો એનો સાધારણ શબ્દાર્થ છે. હવે બીજો વ્યંગાર્થ એવો છે કે—બ્રહ્મજ્ઞાન મેળવવાની ઈચ્છા જીવે કીધી પણ તેને માટે અભ્યાસ કરવામાં જે શ્રમ લેવો પડે તે ન લેતાં આળસુ જીવ જેની તે સ્થિતિમાં પડી રહ્યો, એવામાં પાછો તેને અજ્ઞાન રૂપી ઊંઘે ઘેર્યો એટલે પાછો તે જીવ અજ્ઞાનીનાં જેવાં કર્મો કરવા લાગ્યો, પછી તે કર્મો કરતાં કરતાં આખરે જ્યારે તે તૃપ્ત થઈ ગયો—થાકયો—કંટાળ્યો ત્યારે તેવે પ્રસંગે તે પોતાના આત્માને વિષે વિચાર કરેછે કે અરેરે પ્રયત્ન અને શ્રમ કર્યા વિનાં કદી પણ બ્રહ્મજ્ઞાન મળવાનું નથી માટે અરે જીવ તે પ્રયત્ન અને શ્રમ હવે તું કરવા માંડ—આમ પડી રહે ત્હારી સિદ્ધિ નથી. વળી એમાં ત્રીજો ભાવાર્થ એવો છે કે—આ દુનિયાંમાં આપણે જે જે કૃત્ય કરવાની ઈચ્છા ઉત્પંન થાયછે તે તે કૃત્યો ઈચ્છા થતાં વારને તરતજ આપણાથી કરી શકાતાં નથી, કારણ કે સંકલ્પ વિકલ્પ અને આળસ એ ત્રણ આવીને વચમાં વિલંબને ઉભો કરેછે, અને આપણને તે કૃત્યો કરતાં એવી રીતે અટકાવ કરેછે—પછી એવે પ્રસંગે એ સંકલ્પ, વિકલ્પ, આળસ, અને વિલંબ એ ચારે જણને પૂરો પડે તેટલો અને તેવો જો આગ્રહ આપણી મદદે આવેછે તોજ આપણાથી તે કૃત્યો કરી શકાયછે, નહિંતો તે કદી કરી શકાતાં નથી—માટે સુવર્ણ કરતાં મોંઘો એવો જે કાળ તેનો ઉપયોગ કેમ કરવો એ વાત જે હાલમાં આપણી આર્ય પ્રજા વિસરી ગયલીછે તે આપણે હજી યુરોપિયન પ્રજાનો દાખલો જોઈ પાછી ફરીથી શિખવાની છે તે શીખી લઈને આગ્રહ રાખી આપણે આપણો અમુલ્ય કાળ મિથ્યા ગમાવવો નહીં—

કાન દે જો અલ્યા કૂકડો[1] ચેતવે, કેમ તૂ સુઈ રહ્યો મંદ[2] આંખે;
નિર્મળો જોનિ પરકાશ આકાશમાં,ઊડ તું વાયુની પ્રૌઢ પાંખે[3].—ઉઠવા૦ ૧.
ઉદ્યમે ઊડ તૂં શૂં સુતો મૂઢ તૂં, સમજિ ગુઢ મૂક અંધારિ ઊંઘ;
રાતની જોઈ ભવૈ[4] રાનમાં ઊંઘિગયો, ચમકિ આ વાટિકા ફૂલ સૂંઘ.
—ઉઠવા૦ ૨.

---

નિદ્રાની વિષે જેટલો કાળ ઓછો જાયછે તેટલો આપણાં આવરદામાં વધારો થવા બરોબર છે; અને પ્રભાતમાં વ્હેલાં ઉઠવાથી અનેક લાભ છે એ વાતમાં સંશય નથી માટે એ પ્રમાણે નિદ્રામાં મિથ્યા કાળ ગુમાવવો નહીં. વળી એક ચોથો વિશેષાર્થ એવો છે કે– સુધારાએ થોડા વખત ઉપર ઉઠવા માંડયું હતું પણ તે પાછો આળસ કરીને લાંબી સ્હોડ તાણી સુઈ ગયલોછે ને હાલમાં ગાઢ નિદ્રામાં ઘોરતો હોય એમ જણાયછે; માટે તે પોતાની મેળે કદી ઉઠનાર નથી તેને આપણે આગ્રહ ધરીને પાછો ઉઠાડવો જોઈયે.—હવે એ પ્રમાણે આ પુસ્તકમાં સઘળી કવિતાના વિસ્તારથી અર્થ કરી બતાવતાં પુસ્તક આખું ટીકાથી ભરાઈ જઈ ઘણું વધી પડે અને તે છપાવતાં ખર્ચ પણ તે પ્રમાણે વધી પડે એટલા માટે સઘળે ઠેકાણે તેમ ન કરતાં માત્ર આ ઠેકાણે એક દાખલા સારૂ આ ખુલાસો કરી બતાવ્યા છે.

૧.—આ ઠેકાણે કુકડો કોણ? વિજયવાણી નિરભિમાની છે તે પ્રભાતના સુરનું ગાયન ગાઈ સહુને ચેતાવેછે—અરે વ્હેલાં ઉઠવાની ટેવ પડશે તો અનેક લાભ થઈ આખી જીંદગી સુખી થશે—માટે વિજયવાણીનું પુસ્તક પ્રભાતમાં વ્હેલાં ઉઠવાની ટેવ સર્વ આર્યજનોને પાડે—અસ્તુ !

૨.—અજ્ઞાનની ઊંઘથી હજી જે ઊંઘટી છે અને જ્ઞાનપ્રભાતનું તેજ જેનાથી એકદમ જોઈ શકાતું નથી અને એ તેજથી જે આંખ ઝંખવાઈને મિચાઈ જાયછે તેવી મંદ આંખે.

૩.—પ્રૌઢ—ગંભીર જ્ઞાનના વિષયો સંબંધીના વિચારો કરતાં કરતાં પરિણામે જે નિશ્ચય અને અનુભવ મળી આવેછે તે નિશ્ચય અને અનુભવ રૂપી બે પાંખે કરીને તું ઊડ—એટલે આ સંસારની મોહમાયામાં ત્હારૂં મન જે આવું આસક્ત અને નિમગ્ન થઈ ગયલુંછે તેમનું તેમ તેવી સ્થિતિમાં તેને તું રેહેવા ન દે.

૪.—અજ્ઞાન રૂપી રાત્રિયે કંચન અને કામિની કહેતાં પૈસો અને સ્ત્રી એ બેને માટે અનેક તરેહના ભવેડાના વેશો ભજવવાના ખેલની જે ભવાઈ થઈ હતી તે ભવાઈ જોતાં જોતાં તું વગડામાં—જંગલમાં ગમે ત્યાં ઊંઘથી ઘેરાઈ ગયલો (જેમ કોઈ મદ્યપાન કરીને બેભાનમાં ગમેત્યાં ગમે તેવી સ્થિતિમાં પડી રેહેછે તેમ ) પડી રહ્યો હતો, પરંતુ હવે તો આ જ્ઞાનપ્રભાત થયુંછે અને એ બાગમાંનાં ફળો અમૃત રસથી ભરેલાંછે

ફુની સ્હવારની સનુણિ આ લ્હેકિ તે, ગેલ[1] કરિને રુએ દુઃખ હરતી;
સત[2] શો મ્હોર છે જ્યાં ન ઉપાધિ કંઈ, ઘોર સુણિ સૂર સહુ ઇંદ્રિ ઠરતી.
—ઉઠવા૦ ૩.

મંન ક્શિતારમાં તાર[3] આવૈ રહે, મોહમાયા ઉંઘે કાંઈ ન સૂઝે;
સૂક્ષ્મ જોવાય અજ્ઞાન ઉંઘ જાય, પછિ શાંત ચિત્ત થાય સહુ મર્મ બૂઝે.
—ઉઠવા૦ ૪.

અનુભવાનંદમાં સહજથી સહુ સુખદ, વાય શી વાયુની આજ લ્હેકી;
વિજય સહુ ઇંદ્રિ કરિ ગેલ રમતી બહૂ, તોય ઠરતી ન જે જાય બ્હેકી!
—ઉઠવા૦ ૫.[4]

---

અને સુવાસિત પુષ્પો અહિંયાં ઠામ ઠામ ખિલી રહ્યાંછે તેની સુગંધી લીધાથી ત્હારૂં મગજ જે રાતની ભવાઈની ઝંખનામાંથી હજી બરોબર ઠેકાણે આવ્યું નથી તે ઠેકાણે આવી ત્હને શાંતિ સુખનું અમૃતફળ મળશે.

૧.—પવનની લ્હેર આવેછે તે જાણે શરીર ઉપરની રૂઆંટીઓ—કુમળા બાલો સાથે લાડ કરેછે—ખેલેછે અને તેથી કરીને સઘળું દુઃખ જતું રેહેછે. ૨.—સત્વગુણ ભર્યો—શાંતિ ભર્યો. ૩.—એક તારૂં થઈ રહે—લય પામીને તલ્લીન બની જાય.

૪.—અનુભવાનંદને વિષે સહજથી, એટલે સહજાનંદ કહેતાં સ્વાભાવિક રીતે પ્રકૃતિથીજ મળતા આનંદે કરીને સર્વ કંઈ વાત સુખદ કહેતાં સુખ દેનારી અનુભવાયછે—એજ વાત રૂપી જે વાયુની લ્હેકી—લ્હેર તે કેવી વાયછે; અથવા એનો બીજો અર્થ એવો કે પ્રભાતના પોહોરમાં આજ વાયુની લ્હેકી—લ્હેર કેવી વાયછે—એ પણ સુખ દેનારી છે—અરે અનુભવાનંદને વિષે સહજ સ્વભાવે રેહેવાથી સર્વ કંઈ સુખ દેનારૂં અનુભવાયછે; એ વાયુની લ્હેકીના યોગે કરીને વિજયની સર્વ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો મસ્ત બની જઈને ગેલ કરેછે અને રમેછે, તોપણ તેમ છતાં તે સઘળી ઠરેલ છે—બ્હેકી ગયલી નથી! એ પ્રમાણે તે સઘળી મસ્ત બની જઈને જે ગેલ કરતી રમેછે તે આ જ્ઞાનપ્રભાતના પોહોરની લેહેરની ધુનમાં—નિર્મળાનંદના અનુભવે કરીને શાંતિમાં મસ્ત બનીને બ્રહ્માનંદનું જે સર્વોત્કૃષ્ટ સુખ તે તે લેછે!

## જ્ઞાન—જ્યોતિ.

### ( ઝૂલણા વૃત્ત. )

આજ[1] આ નીચું તે ઊંચું જોવાયછે, ગગન દેખાયછે જ્ઞાન—જ્યોતી;
ખસિ અવિદ્યાપડળ જ્ઞાનચખ સ્હાય છે, આજ પ્રોવાયછે હીર મોતી.
આજ૦—ટેક.

જગત મોહજાળ આ નિચે દેખાયછે, જેમ આ આંખની હોય હેઠે;
જેથિ હૂં અંધ જેને ન દેખૂંવળી, તે[2] હું આ આજ દેખૂંછ છેટે.—આજ૦ ૧.
શી તૂજ અટપટી ગાંઠની બાંધણી, કરિ લપટલટ્ટુ દેતી ફસાવી;
અલ્પ અજ્ઞાન જિવ પક્ષિ ત્યાં ફૂસિ પડે, કયમ શકે નીકળી કેમ[3] ફાવી?
આજ૦—૨.

ઘણિ ઘણી વાર હૂં ઊડવા માંડુ ને, પગ સુજે બંધને નાજ ફાવું;
આજ નિશ્ચય બિજો અનુભવ પામિ બે, પાંખ સદ્જ્ઞાન બન્નું સહજ સ્હાવું.
આજ૦—૩.

પાય જૂના[4] ગયા ગાંઠ પછિ શાનિ રહિ, છટકિ ઊડ્યો ગગન રંગ જોતી;

---

૧.—આજ સુધી આ પૃથ્વિ તરફ—નીચે જગત ભણી જે જોઈ રહી હતી તેવી અવિદ્યાનાં પડળ એટલે અજ્ઞાન—માયાનાં પડળવાળી આંખોનાં આજે પડળ જતાં રહીને જ્ઞાનચક્ષુની સાહ્યતા વડે ઊંચે આકાશ ભણી જ્ઞાનનો પ્રકાશ જોવામાં આવેછે. હવે એ પ્રકાશે કરીને મોતીમાં હીર પ્રોવાયછે, એટલે પરબ્રહ્મને વિષે મન એકતાર થઈ જઈને તેમાં લય પામીને તે તલ્લીન બની જાયછે.

૨.—જે મોહજાળ પોતેજ પડળ રૂપ હતી, અને જેથી કરીને હું અંધ બનીને જેને જોઈ શકતો નોહોતો તે જગતની મોહજાળને આજે હું આ આંખથી નીચે દુર પડેલી દેખુંછું.

૩.—એ જગતની મોહજાળમાં ફસાઈ પડેલો જીવ રૂપી પક્ષી તેમાંથી છુટવાનું પ્રયત્ન કરવામાં કેમ ફાવી શકે? તેને તે બંધનમાં પડી રેહેવાના બીજા જીવ રૂપી પક્ષીઓના બહુ દાખલા હોયછે, અને તે જો કદાચ પોતે એકલો હિંમત ધરીને તેમાંથી છુટવાનું પ્રયત્ન કરેછે તો તેને તેના બીજા સાથીઓ તે વેળા તેના હિતશત્રુ જેવા થઈને અટકાવેછે.

૪.—આજ સુધી જે અજ્ઞાનને લીધે સંદેહ—વ્હેમ—સંશય રેહેતો હતો એક તો તે સંદેહ, તથા બીજો ગાડરિયા પ્રવાહનો વહિવટ,—એ બે જુના પગ મ્હારે પેહેલાં હતા તે હવે જતા રહ્યાછે.

નિચે આ જોઉંછૂં છ છુપા પારધી, ઓળખ્યા ચોર પછિ શાનું ખોવૂં ?
આજ૦-૪.

રોવું હસવૂં ગયૂં ખોવું લેવૂં ગયૂં, સહજ આનંદ સુખકંદ પેખ્યૂં;
ગગનમાં જ્ઞાનનો અર્ક ઊદે હવો, નહિં નિશા ચોર જ્યાં નાજ દેખ્યૂં.
આજ૦-૫[1].

નિર્મળાકાશમાં જ્ઞાનપ્રકાશથી, તન આભાસ ત્યમ જગત ભાસ્યૂં;[2]
તિમિર અજ્ઞાન ગયું કલ્પના[3]-ભય ગયાં, આપ આપે[4] ઠગાઇ મન હાસ્યૂં.
આજ૦-૬.

પછિ રહ્યૂં મૂગું ને મોજ ઘુંટડે પિયે, ખોજ[5] ને ખીજવૂં આઘું ન્હાસ્યૂં;
વિજય પરભાતમાં ગાય પરભાતિસુર, પ્રફુલ્લિત આજ અર્વિંદ[6] પ્રકાશ્યૂં !
આજ૦-૭.

---

## અજ્ઞાનનું તિમિર અને જ્ઞાનનો પ્રકાશ.

( ગરબી. )

ધન ધન દરસાવે ઓચિંતો, પ્રભુ મુજને જ્ઞાન-પ્રકાશ ;
અનુભવ નાજ ભુલૂં હૂં હવે, એ પ્રકાશ જ્યાંલગિ શ્વાસ[7].-ધન ધન૦-ટેક.

---

૧.-શોક, હર્ષ, ભય, લોભ, એ તમામ જતા રહ્યા-હવે સહજ આનંદ એટલે સ્વાભાવિક રીતે પ્રકૃતિથીજ મળતા આનંદ રૂપી સુખકંદ એટલે સુખનું મૂળ પેખ્યું કહેતાં દેખ્યુંછું; અને મનરૂપી આકાશને વિષે જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થયોછે તેથી કરીને અજ્ઞાનરૂપી રાત્રિ મટી ગઇછે અને કામક્રોધાદિ છ ચોર હવે જણાતા નથી.

૨.-આ શરીર મિથ્યા નાશવંત-માત્ર આભાસ છે, તેમજ જગત પણ મિથ્યા આભાસ છે એવો નિશ્ચયાનુભવ થયો.

૩.-કલ્પનાનાં ભય-કલ્પિત ભયો.

૪.-અનેક પ્રકારની કલ્પનાઓ કરી કરીને પોતે પોતાની મેળેજ મિથ્યા ઠગાયું હતું એમ જોઇને હવે મનને પોતાની આગલી મૂર્ખાઇ વિષે વિચાર કરતાં હાસ્ય ઉપજ્યું.

૫.-શોધ-તપાસ-પુછપાછ.

૬.-મન રૂપી અર્વિંદ એટલે કમળફૂલ તે જ્ઞાનનો સૂર્ય ઉગ્યો જોઇને પ્રફુલ્લિત બની તે સૂર્યના સનમુખ ઉભું રહીને ખિલતું વિકાસ્યું !

૭.-જીવતાં સુધી.

વાટે અંધારી હીંડતાં, મળિયા મુજને છ ચોર;
પગલાં મૂકું તે બ્હીકે ધિમાં, પ્હેલેં ન સુણાયો શોહાર.—ધન ધન૦—૧
જોઈ શકૂં નહિં હૂં તેમને, અંધારે પંથિ અજાણ;
ચાલ્યો જાતાં રે ઝૂમમાં, હોંસે[1] રહે નહિં ભય ભાન.—ધન ધન૦—૨
પાસે આવ્યા રે હળૂ હળૂ, કરવા માંડી કંઈ વાત;
બોલે હિતકારી મીઠડૂં, કયમકે 'કરવીછે ઘાત!—ધન ધન૦—૩
"ભાઈ કો છે આ બાપડો, કો છે આ પંથિ અજાણ;
આવ્યો હામ બિડી આ મારગે, નથિ લ્હેતો જાશે પ્રાણ!"
—બોલ્યા ધીમે રહિ ચોર તે.—૪

તવ હૈયાફૂટો હૂં વદ્યો, મદ તરુણપણાંનો જેમ;
"ભય શો આપણને રે હવે, છો સાથિ મરદ બિહક કેમ?"
—હૈયાફૂટો હૂં બોલિયો!—૫

ષડ્રિપુ કેરા રે સાથમાં, હૂં મઝોથિ ચાલ્યો જાઉં;
લાડ લડાવે બ્હો મુજને, પણ છુપિ મસલત ન હું પાઉં.
—ચાલ્યો જાતાં રે વાટમાં.—૬

કિલ અંધારી છે રાતડી, અજ્ઞાનનિ ભવરણ માંહ્ય;
ચોર ન ઓળખ્યું શબ્દ સુણૂં[2] ખરો, મદમાં હુંથિ શૂં સમજાય?
—ચાલ્યો જાતાં રે૦—૭

જોસ્સાવાળો જાણુ જુવાનિયો, તક લહિ ચાલ્યા લઈ સાથ;
ઇંદ્રજાળની[3] રે વિદ્યા કરી, અવિદ્યાનો[4] ઝલાવ્યો હાથ!—ચાલ્યો જાતાં૦—૮
ભાન નહીં હૂં ક્યાં છઉં કો કને, ઉંઘમાં લ્હેલિન ચકચૂર;
ધારણ મૂક્યૂં બોલે ઘોર રે, બહુ રુધિર ચુસે ત્યાં ક્રૂર—
સાતે મળિ તેઓ એકઠાં!—૯

---

૧.—જુવાનીની હોંસ ભરી મુસાફરીમાં જિંદગાનીને રસ્તે આગળ શાં શાં ભય નડશે તેનું ભાન રહેતું નથી.

૨.—રસ્તે લુંટારાનો—ચોરનો ભય છે અને તે લોકોને લુંટેછે એવી વાત મેં સાંભળેલી ખરી, પરંતુ મ્હને મળ્યા તેજ ચોર છે એમ સમજીને મેં તેને ઓળખ્યા નહીં. ૩.—વાદીગરની.

૪.—અજ્ઞાનનો—માયાનો.

તેની અસર[1] થઇ સ્વપ્નમાં, ભય જોઈ બન્યો હૂં સૂમ ;
ધડકે ઉર મ્હારૂં દહેશતે, પડિ ધિરો પાડિ નહિ બૂમ.–ઉડવા માંડી ઉંઘ
અજ્ઞાનની.–૧૦.
જાગિ ઉઠુંછ તો નહિં કો સ્હોડમાં, છૂં એકલ અરણ્ય માંહ્ય ;
તન મન ધન બળ સહુ ગૂમાવિયૂં, નહિં લંગોટી પણુ ત્હાંય.–ઉડવા૦–૧૧.
વિચાર કરતાં મર્મ હું પામિયો, સમજ્યો સહુ માયા–ઠાઠ ;
મદાદિ અરિયોએ છળ્યો મુને, અધવચ રઝળાવ્યો વાટ.–ઉડવા૦–૧૨
હાય હું ન્હોતો રે માનતો, વડિલો દેતાં શિક્ષાય ;
ઠોકર વાગી કળ ચ્હડિ કવિ આ, અનુભવે પાકું શીખાય !–ઉડવા૦–૧૩.[2]
ઘુમતાં ફરતાં રે સાતૂ[3] એ, આ ભવ અરણ્ય મોઝાર ;
બાજિ રમાડે રે પ્રપંચની, દઈ જિત પછિ મારે ઠાર.[4]–ઉડવા માંડી૦–૧૪.
ફરિથિ હવાં હૂં નાજ ઠગાંઉ રે, દિઠિ માયા–સુખમાં લાહ્ય ;
યુક્તિ પ્રપંચ હું બહુ સમજૂં પણ, મુજથી નજ ત્યમ વર્તાય.[5]–ઉડવા૦–૧૫.
થોડામાં લિધું મેં જોઈ બ્હો, નવ થાઉં હવે લોટપોટ ;
કંચન કામિનિ રે ત્યાગવાં, લહ્યું કસતાં દીઠી ખોટ.[6]–ઉડવા માંડી૦–૧૬.
સાચ્ચૂં સુખ છે રે સદ્‌જ્ઞાનનૂં, ઉજવળ ઊગ્યો સંતોષ ;
દોષ[7] ન દેખે જે કોઈમાં, સદ્‌ગુણી રહિત વળિ રોષ.–ઉડવા માંડી૦–૧૭.

---

૧.–લોહીનાં ફરવાંને અને સ્વપ્નને સંબંધ હોવાથી.

૨.–જ્યારે વડિલો શિખામણુ દેતાં કે ભાઈ જુવાનીનો મદ ન રાખિયે ત્યારે હું તેઓનું કહેવું માનતો નોહોતો, પણુ હવે આ ઠોકર એવી વાગી કે તેથી જે મ્હને કળ ચ્હડી તે એક મ્હારૂં મનજ સમજે; પણુ હોય, એ તો જાતના અનુભવ વગર પાકી સમજ કદી આવતીજ નથી !

૩.–ષડ્‌રિપુ અને સાતમી અવિદ્યા.

૪.–પ્રથમ લલચાવવાને સારૂ તથા રમવાની ટેવ પાડવાને સારૂ તેઓ એ બાજીમાં થોડી વાર આપણુને જાણી જોઇને જીતાડેછે, પણુ પછી પાછળથી આપણને ઠાર મારેછે–આપણું સર્વ વિત્ત ચુસી લેછે.

૫.–હું બીજાંના કરેલા સઘળા છળપ્રપંચને સમજુંછું ખરો પણુ મ્હારાથી તેઓની સાથે સામું તેમ ચલાતું નથી.

૬.–કસોટી ઉપર કસ કહાડી જોતાં એ બંને સાથે વ્યવહાર ચલાવતાં પરિણામે ખોટજ–આત્માનું અકલ્યાણુજ છે એમ જણાયું.

૭.–જે ખરૂં જ્ઞાન છે તે કશામાં દોષ છે એમ જોતુંજ નથી–તેને સંધું સમાન–બ્રહ્મમય ભાસેછે.

પશ્ચાત્તાપ રૂપી પ્રાયશ્ચિત્તે,[1] પ્રભુ મુજને થયો પ્રસન્ન;
જ્ઞાનપ્રકાશ હવો અંતરે, તવ ભાસ્યાં સાતે જંન-મુજથી ન્હાસંતાં બ્હીકમાં.-૧૮
મટિ ગયું તિમિર રજની અજ્ઞાનનૂં, ધુડ ચોર ગયાં સંતાઈ;
ઇંદ્રિયજીત જિવનમુક્ત તે ખરે, જે રહે સાચવટ સ્હાઈ.-ધન ધન૦-૧૯.
વિજય હું દૃઢ સાચો ટેકિલો; પ્રકાશથિ ટળિયો દાસ;
માયાપાશ હવે ન પિડે મુને, થયો સહજે[2] દૃઢ વિશ્વાસ.-ધંન ધન૦-૨૦.

---

## સદ્ગુણની સમાજ.*

### ( પદ—રાગ પરજ. )

( " તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાંના વાસી. "—એ ઢાળ. )

શ્રી આ સદ્ગુણ કેરિ સમાજ રે; સલુણૂં સુખ દેતી;
મન સિંહાસને મહારાજ[3] રે, શાંતી ઠરિ રહેતી-શ્રી આ૦-ટેક.
શાંત સલૂણું આ ધામ શૂં રે, ઊરે જોતાંમાં ઠરાય;

---

૧.—પૂર્વે જે હું જુવાનીના મદમાં રસ્તે ષડ્રિપુ તથા અવિદ્યાના સાથમાં થોડી વાર ભમાયો હતો તેને માટે પશ્ચાત્તાપ રૂપી પ્રાયશ્ચિત્ત કરીને મેં મ્હારાં મનની શુદ્ધિ કીધી તેથી કરીને. ૨.—સહજાનંદે—સહજ સ્વભાવે રેહેવાથીજ મોક્ષ છે એવો નિશ્ચયાનુભવ થયો.

* એ પદના વિષયમાં એવું છે કે સદ્ગુણની એક સભા મળેલીછે, તે સભામાં તેઓનો રાજા જે સત્વગુણ તે સિંહાસન ઉપર વિરાજેલોછે, તે સ્થાનકેથી તેને પદભ્રષ્ટ કરીને તેની મન રૂપી રાજગાદી તેની પાસેથી છીનવી લેવા માટે, અજ્ઞાન રૂપી રાત્રિએ દુર્ગુણોનો રાજા જે મહામોહ તેણે પોતાનું સૈન્ય બોલાવીને પોતાના કામ, ક્રોધાદિ છ પ્રધાનોને આજ્ઞા આપી કે " જાઓ એ સત્વગુણને ચલિત કરીને તેની રાજગાદી આપણે સ્વાધીન કરો;" અને તે ઉપરથી તે દુર્ગુણોનું સૈન્ય સત્વગુણનું રાજ્ય છીનવી લેવા સારૂ આવેછે, પરંતુ સત્વગુણનો ભવ્ય પ્રતાપજ એવો છે કે તે જોતાંજ વારને તત્કાળ વગર લડાઈએ તે સામાં સૈન્યનો પરાજય થઈ જાયછે, અને પછી તે સૈન્ય પોતે ન્હાસેછે એટલુંજ નહીં પણ પોતાના રાજા મહામોહની પાસે જઈને સત્વગુણના પ્રતાપનું તેની આગળ જે બ્યાન કરેછે તે ઉપરથી તે મહામોહ એવો તો ભયભિત થાયછે કે તે ક્ષણવાર પણ તે ઠકાણે ઉભો રેહેતો નથી, અને પોતાના તંબુ ઉપાડી એકદમ પાછી કૂચ કરેછે. ૩.—સત્વગુણ.

આધિ ઉપાધિ ત્રિવિધ ભવ—તાપો, સંધા સદ્ય સહજમાં સમાય[1] રે.
સલુણું૦—શી આ૦—૧.

દખિતું ફળ નથી ભક્તજનોને, જે છે કળે કોણ યાર?
આહા મટી ભવ, ભાવ જોવાએ, મટે શંકા દેખી છૂપો તાર રે!
સલુણું૦—શી આ૦—૨.[2]

જ્ઞાન પ્રકાશે શું ગગન જોવાએ, એક[3] અનેક જ્યાં રંગ;
પ્રૌઢ ગંભીર ઘટા આહા કેવી, તર્ક—સિંધુએ સુખના તરંગ રે!
સલુણું૦—શી આ૦—૩.

રાત્રે[4] માયાપૂરે[5] મંડળી મળી'તી, છ પ્રધાન દૈત્યનો રાય;[6]
આજ્ઞા કીધી છ પ્રધાનને એવી, "જાઓ પાડો તખ્તથી સત્વ[7] ભાય રે."
સલુણું૦—શી આ૦—૪.

---

૧.—આધિ, વ્યાધિ, અને ઉપાધિ, એ જે ત્રણ તાપ તે સદ્ય એટલે તુર્તજ સહજમાં એટલે સહજાનંદને વિષે સમાઇ જાયછે.

૨.—એ સદ્ગુણોના જે ભક્ત છે એટલે જે સદ્ગુણી જનો છે તેઓને દખીતું—સ્પષ્ટ—ઉઘાડું ફળ મળતું ઘણીવાર જણાતું નથી, પરંતુ તેઓને જે હંમેશાં નિઃસંશયરીતે પોતાનાં અંતઃકરણના સંતોષ—શાંતિ રૂપી ફળ પ્રાપ્ત થાયછે તે આહા કોનાથી કળી શકાય—સમજી શકાય? કેમકે તે ફળ અલૌકિક અને એવી રીતનું છે, કે ભવ કહેતાં જે આ જગત તે મટી જઇને એટલે મિથ્યાભાસીને પછી ભાવ એટલે તેનો છુપો ભેદ, અથવા તો માયાનો જે હાવભાવ—હાવ અને ભાવ કહેતાં તેની ચેષ્ટા અને ચાળો તે જણાયછે; અને પછી આ મનની તમામ કલ્પના—સૃષ્ટિ મિથ્યા ભાસીને, તે સર્વ મટી જઇને, સત્ય વસ્તુ જે એક પરબ્રહ્મ તેને વિષે એ મન લય પામીને, એકતારૂં બની જાયછે, અને પછી એવી પરબ્રહ્મ સાથે મનને જે લેહ—લગન લાગી રેહેછે તે લેહ રૂપી છુપો તાર જોઇને મનની તમામ શંકાઓ મટી જાયછે. ૩.—એક પરબ્રહ્મ વસ્તુજ માત્ર સત્ય છે, બાકી તમામ આ જગતનો આભાસ કેવળ મૃગજલ સરખો મિથ્યાભાસ છે; અને જેમ સૂર્યના એક પ્રકાશમાંથી નિકળતાં કિરણોમાં અનેક રંગો જોવામાં આવેછે તેમ મૂળ એક પરબ્રહ્મ વસ્તુ તેનું પ્રતિબિંબ જે માયા ને તેથી ઉત્પંન થયલું જે આ જગત તેને વિષે અનેક રંગો ભાસેછે.

૪.—અજ્ઞાન રૂપી રાત્રિએ. ૫.—માયા રૂપી પુરી—નગરીને વિષે.

૬.—કામ ક્રોધાદિ ષડ્રિપુ તથા દુર્ગુણોનો રાજા મહામોહ.

૭.—સદ્ગુણોના રાજા સત્વગુણને.

ન્હાનાં લેતાં રાજ્યો ફાવ્યા તેથી મદે, આવ્યા અજાણ્યા અહાંય;
પ્રબળ રાજ્ય સત્વગુરનૂં ન જાણે, જેનો દૃઢ તખ્ત પાયો છે ભાંય રે.
સલુણૂં૦—શ્રી આ૦—૫.[1]

એમ અજ્ઞાન તિમિરમાં પડેલૂં, સૈન્ય આવ્યૂં ભર્યું આશ;[2]
ચક્ષુ મિચાયાં[3] ગયાં ઝંખવાઈ, દેખી ધામમાં જ્ઞાન પ્રકાશ રે!
સલુણૂં૦—શ્રી આ૦—૬.

ઢાલ—ક્ષમા શસ્ત્ર ભવ્ય પ્રતાપનું, વણ લડે રિપૂ સહુ હણાય;
દેખી એવો સત્વ અરિ—સૈન્ય ન્હાઠૂં, જઈ ન્હસાડ્યો ભડકાવિ નિજ રાય રે!
સલુણૂં૦—શ્રી આ૦—૭.[4]

---

૧.—તેવા બિજા અધુરા—કાચાપોચા સદ્‌ગુણોને ભમાવીને તેઓનાં ન્હાનાં અને હલકાં રાજ ખુંચાવી લેવામાં કોઈ કોઈ વખતે ફાવેલા તે ઉપરથી તે વાતનું અભિમાન રાખીને આ વખતે સત્વગુણને પણ હરાવીશે એમ ધારી સત્વગુણના સામર્થ્યથી અજાણ્યા એવા જે દુર્ગુણો તે સદ્‌ગુણની સમાજ જે ઠેકાણે હતી તે ઠેકાણે આવ્યા; પરંતુ શૂરવીર સત્વગુણનું રાજ્ય ઘણું પ્રબળ છે, અને ગમે તે થાય તોપણ કોઈ દિવશે ચલિત ન થાય એવો દૃઢ તેનાં મન રૂપી તખ્તનો પાયો છે, એ વાતની તે દુર્ગુણોને કશી ખબર નથી.

૨.—જીતવાની આશા રાખીને.

૩.—અજ્ઞાનના અંધઃકારમાંજ હંમેશાં પડી રહેલા અને પ્રકાશ વસ્તુજ શી છે તેનું જેને જ્ઞાન નથી એવા જે દુર્ગુણો તે જ્યારે સદ્‌ગુણની સમાજ આગળ આવ્યા ત્યારે તે સ્થળે કોટી સૂર્યનાં તેજ સરખો જે ઝળઝળાટ જ્ઞાનનો પ્રકાશ થઈ રહેલો હતો તે એકદમ ઓચિંતો તેઓની નજરે પડતાં વારને તરતજ તેઓની આંખો (જેમ કોઈ નિદ્રામાંથી ઝબકીને જાગી ઉઠનારાં મનુષ્યની આંખો એકદમ ઓચિંતાં સૂર્યનાં તેજથી ઝંખવાઈને મિચાઈ જાયછે તેમ) ઝંખવાઈને મિચાઈ ગઈ: વ્યંગાર્થઃ—તેઓ અંધ બની ગયા. ભાવાર્થઃ—એ સત્વગુણની સામાં કયે પ્રકારે લડવું તે તેઓને સુઝ્યું નહીં!

૪.—ક્ષમા રૂપી જેની ઢાલ છે અને ભવ્ય પ્રતાપ રૂપી જેનું શસ્ત્ર છે જેણે કરીને વગર લડાઈ કીધે તમામ શત્રુઓનો પરાજય થઈ જાયછે એવો જે સત્વગુણ તેનાથી તેઓ ક્ષોભ પામીને તથા તેનું તેજ સહન ન કરી શકીને સઘળા દુર્ગુણો ત્યાંથી એકદમ ન્હાઠા, અને પોતાના રાજાને તે સત્વગુણના પ્રતાપનાં બ્યાનથી એવો ભડકાવ્યો કે તે પણ તે ઠેકાણે એક ક્ષણ વાર ઉભો રેહેવાની હિંમત ચલાવી શક્યો નહીં; અને પછી તેણે

એવાં અચળ ધામે ઊંચું સુખ લે રે, અનુભવિ અંશી જે હોય;
શાંતિ સહજ ઘર[1] વિજય તો મ્હાલે, કોક વિરલું એ જોવામાં જોય[2] રે !
સલુણૂં૦-શી આ૦-૮.

---

## બ્રહ્મધામ વર્ણન.

### (પદ—રાગ પરજ.)

("તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાંના વાસી."—એ ઢાળ.)

નિરખૂં બ્રહ્મધામે આ શી શોભા રે; નિરમળ આનંદ;
જોતાં ટળતી ત્રિવિધ ભવ તોબા[3] રે; નિરમળ આનંદ.-નિરખૂં૦-ટેક.
આનંદ-મેહુલો ઝરમર વરસે, જાણે મોતીઓની હાર;[4]
શીતળ વાયૂ શો લાગે મનોહર, કરતો રૂઆંટીસું લાડ[5] રે !
નિરમળ૦-નિરખૂં૦-૧.
કોયલડી ટોકા કરે રે, જાણે અનહદનાદ;
સર્વ ઇંદ્રિ ઠરી સ્થીર રહી, એક શ્રવણેંદ્રિયે લઊં સ્વાદ રે.
નિરમળ૦-નિરખૂં૦-૨.[6]

---

એકદમ પોતાના તંબુઓ ઉપડાવ્યા, ને પછી તે સઘળાઓએ એપ્રમાણે પાછી દોડતી કૂચ કીધી.

૧.—શાંતિના તથા સહજાનંદના ઘરમાં.

૨.—એ પ્રમાણે એ વિષયનો ઉપલો દેખાવ જોવામાં આવ્યો તેટલા ઉપરથી એમાં એટલોજ સારાંશ રહ્યોછે એમ ન જાણતાં, એ વિષયમાં વધારે ઊંડાં પેસીને ભિતરનો દેખાવ જોય એવા પુરૂષ તો વિરલાજ હોય.

૩.—આ સંસારને વિષે જે ત્રિવિધના તાપ—આધિ, વ્યાધિ, અને ઉપાધિ છે તે વિષેની સઘળી તોબા—ત્રાહિ-ત્રાસ ટળી જાયછે, અને મનને વિષે નિર્મળ આનંદ વ્યાપી રહેછે, એવી એ બ્રહ્મધામની શોભા છે, અને એ શોભા જોયાનો મહિમા એવો છે.

૪.—એ આનંદ વૃષ્ટિનાં બિંદુઓની જે ધારા પડેછે તે જાણે મોતીની હાર—સેર જેવી માલમ પડેછે.

૫.—મંદ મંદ વાયુ આવીને શરીર ઉપરના કુમળા બાલની સાથે જાણે રમેછે—ખેલેછે—ગેલ કરેછે,—તે બાલનું તે વાયુ જાણે ચુંબન લેછે.

૬.—સોહં સોહં એવો ધ્વનિ થઈ રહ્યોછે એ જે અનહદનાદ તે જાણે કોયલના ટોકા હોયની તેમ સંભળાયછે—મ્હારી સર્વ બીજી ઇંદ્રિયો ઠરીને

આહા ગંભિર નભ[1] કેવું શોભે, આનંદ ઘનની[2] શી રેલ;
વમળ[3] તાણુ એ ધામે ન કાંઈ, મીચી આંખ કરૂં ઊંચા ગેલ રે!
નિરમળ૦—નિરખું૦—૩.

ભ્રાંતિ ઉપાધિ સહુ ધોવાઈ ગયાં રે, જ્ઞાને અવિદ્યા લોપાઈ;
મુક્ત થાઊં પીતાં તલ્લિન સુખ-રસ, લીલા કેમ શકે વરણાઈ રે ? !
નિરમળ૦—નિરખું૦—૪[4].

સઘું પવિત્ર સોહામણું રે, જ્ઞાનચક્ષુએ દેખાય;
અવિદ્યા પડળ ખસી આમેહૂબજ, સત્ય વસ્તુનું[5] ચિત્ર જોવાય રે.
નિરમળ૦—નિરખું૦—૫.

ચંદ્રિકા[6] ખિલે સદ્જ્ઞાનની રે, થયો તિમિર સંહાર;

---

સ્થિર થઈ રહેલીછે—એક માત્ર શ્રવણેંદ્રિયે એટલે કાને કરીનેજ એ ટો-કાનો સ્વાદ—આનંદ લઉંછું—શ્રવણ કરૂંછું. ૧.—આકાશ (જ્ઞાન રૂપી.)

૨.—વરસાદની ( આનંદના વરસાદે કરીને આવેલું પૂર ) રેલ.

૩.—એ રેલને વિષે વમળ—તાણુ એમાંનું કશું નથી—આંખ મીચીને—નિર્ભયપણે એ રેલમાં ચતો તરતો રહીને ઊંચા પ્રકારના ગેલ કરૂંછું.—વ્યંગાર્થ:—અંતરચક્ષુ—મનચક્ષુએ કરીને જ્ઞાનનાં આકાશ માંહેલા વિ-વિધ રંગો જોઉંછું.

૪.—જે જે ભ્રાંતિઓ અને આ સંસારના ઉપાધિઓ હતાં તે સર્વે એ રેલમાં ધોવાઈ ગયાં, અને નિર્તર્યો—નિર્મળ આનંદજ કેવળ મનને વિષે તમામ વ્યાપી રહ્યો; વળી જ્ઞાને કરીને અવિદ્યા—માયાના અંધ:કારનો લોપ થઈ જઈ સર્વત્ર પ્રકાશ થઈ રહ્યો. પરબ્રહ્મ વસ્તુમાં જે મનની તલ્લી-નતા તે તલ્લીનતાનાં સુખનો રસ પીતાં હું સંસારના સર્વ પરિતાપથી મુક્ત થઈ જાઉંછું—અરે એ બ્રહ્મધામને વિષે જે લીલા—રચના—શોભા છે, અને તે શોભા જોતાં જે સુખ પ્રાપ્ત થાયછે, અને જેને આપણે સ્વર્ગસુખ ક-હિયે છૈયે, તે લીલા અને તે સુખનું વર્ણન કોનાથી કેવી રીતે કરી શકાય ? !

૫.—પરબ્રહ્મ એજ માત્ર એક જે કંઈ સત્ય વસ્તુ છે તેનું.

૬.—ચાંદરણું—ચંદની. ( વૃષ્ટિ થઈ ગયા પછી ખિલેલી ચંદનીમાં નિર્મળી—રસીલી—રમણીય ચમત્કૃતિ જણાયછે!)

વિજય સભરભર્યો[1] બ્રહ્મ[2] દેખું સંધે, નવ જાણું કેવો હોય સંસાર[3] રે !
નિરમળ૦—નિરખું૦—૬.

---

## અનુભવાનંદ.

### ( પદ—રાગ પરજ. )

("તારું ગોકુળ જોવાને આવરે, મથુરાંના વાસી."—એ ઢાળ.)

આ શો ઊલટ્યો અનુભવાનંદ રે, સિંધુ સહજે હું મ્હાલું ;
ઊંચાં ગગને બ્રહ્માનંદ-ચંદ રે; પરયું નડતું જહાં જાણું![4]—આ શો૦—ટેક.
જ્ઞાનચક્ષુવતે જાતાં જતાં મેં, લિધું જોઈ ન હું હવે જોઊં;
રે માયા અભ્ર ભમાવતા ગાભા ! જ્ઞાને૦ નિશ્ચય ભમિ ન હું ખોઊં રે.
સિંધુ૦—આ શો૦—૧[5]

રે ગાભા દેરે[6] તું ઢાંકતો'તો, જ્ઞાન—આકાશનો ચંદ;

૧.—સઘળે પસરી રહેલો—ભરેલો—સર્વવ્યાપક. ૨.—અવિનાશી પરમાત્મા—પ્રભુ. ૩.—સંસાર એ વસ્તુ શી છે એ વાતના જાણે વિસ્મૃતિજ થઈ રહી હોયના તેવી રીતે !

૪.—અનુભવના આનંદનો સાગર ઉલટ્યો—જોરસામાં ઉભરાઈ આવ્યો. તેણે કરીને હું સહજાનંદના એટલે પ્રકૃતિથીજ મળતા આનંદના તરંગને વિષે મ્હાલુંછું—અહિં તહિં ચતો તરતો રમુંછું; અને ઊંચાં જ્ઞાન-આકાશને વિષે પરબ્રહ્મના આનંદ રૂપી જે ચંદ્ર તે જોઈને તેનો અમૃતરસ ચકોર પક્ષીની પેઠે પીવુંછું. કેમકે એ ચંદ્રને આચ્છાદન કરનારૂં—ઢાંકી નાખનારૂં વચમાં જે અવિદ્યા—માયા રૂપી વાદળું ( જાણું ) હમણાં લગી નડતું હતું તે હવે પસાર થઈ ગયુંછે—જતું રહ્યુંછે !

૫.—એ માયાનું વાદળું મેં જોઈ લીધું, પરંતુ હવે ફરીથી એને જોવા ઈચ્છતો નથી. અભ્ર એટલે વાદળું. અરે એ માયાનાં વાદળાં, તું ઉપરથી રૂના ગાભા સરખું નિર્દોષ, ઉજળું, અને કુમળું દેખાયછે; પરંતુ બ્રહ્માનંદના ચંદ્રનું તું ગ્રહણ કરેછે—તું રાહુ છે—તું અપવિત્ર છે—તું દોષયુક્ત છે—તુને દેખીને સ્નાન કરવું ઉચિત છે,—ત્હારાં ભિતરમાં પાપ-મેલ-કાળો કાજળ ભર્યોછે,—અને તું સંકોચને કરીને કઠણ કોરડા સરખું થઈ જાયછે—જો એ પ્રમાણે ન હોય તો તું મનુષ્યોનાં મનને આવી રીતે ભમાવે નહીં, પણ તું તો તેને અવળે રસ્તે દોરવી લઈ જઈને ભમાવનારૂં છે—માટે તું એવી રીતે જો કે ઉપરથી રૂના ગાભા સરખું નિર્દોષ, ઉજળું, તથા કુમળું ભાસેછે, તોપણ ભિતરમાં તું દોષયુક્ત, કાળું, અને કઠિણ છે, એવો આજે મ્હારા મનને વિષે જે નિશ્ચય થયોછે તે હવે હું કદી પણ ત્હારાથી ભમાઈને ભુલી જનાર નથી. ૬.—પડદાએ—ચક્રે કરીને.

રે તે પ્રસાર[1] પ્રકાશ મોહમાયા, ભુલવે સત્ય હું સમજ્યો સહુ ફંદ રે !

સિંધુ૦—આ શો૦—૨.

ટેરો[2] ખુલ્યો આહા કેવું પ્રકાશે, સુખ સહજાનંદ ધામ;

આનંદ કંદ ભાસ્યો જ્ઞાનચંદ્ર આ, પીતાં મુક્ત પ્રીતિરસ જામ[3] રે !

સિંધુ૦—આ શો૦—૩.

સત્વગુણે[4] ઠરી ઇંદ્રી સહુ રહોએ, તોએ[5] અનુભવે મસ્ત;

વિજય જે મસ્તિથિ વ્હાલે જોતાએ, ભુલિ બિજિ મસ્તિ સત્ય જે વસ્ત રે !

સિંધુ૦—આ શો૦—૪

---

૧.—જ્યારે ચંદ્રને વાદળું ઢાંકેછે ત્યારે ચંદ્ર પોતે તેમાં કયે અમુક ઠેકાણે છે તે આપણાથી સમજાતું નથી, પરંતુ તે વાદળાંમાં જાણે સઘળે પ્રકાશ પ્રસરી રહ્યો હોય—તે પ્રકાશનો પ્રસાર થઇ રહ્યો હોય એવું ભાસેછે; તેમજ અરે ઓ આ સંસારની મોહમાયા. ત્હારે વિષે પ્રકાશનો પ્રસાર ભાસેછે—કંઈ કંઈ સદ્‌ગુણ, પુન્ય, ભક્તિ, ધર્મનાં, નીતિનાં, યશનાં કર્મો, સુખ, સ્વાદ, લ્હાવા, એવું એવું વેરાતું અહિં તહિં ભાસેછે, પરંતુ એ સઘળો ત્હારો ફંદ છે એમ હું સમજ્યુંછું—એવી રીતે તું અપૂર્ણ, ક્ષણિક, અને અનિશ્ચિત આનંદનો મિથ્યાભાસ દેખાડીને જે પૂર્ણ, અખંડ, અને નિશ્ચયાત્મક સત્ય બ્રહ્માનંદ તેને તું ભુલાવી દેછે. એટલુંજ નહીં, પણ વખતે તું કેટલાંએક મનુષ્યનાં ચિત્તને એવાં તો ભમાવી દેછે કે તેઓ પછી એમજ માનેછે કે બ્રહ્માનંદ એવી કંઈ વસ્તુ મૂળેજ નથી !

૨.—જેમ મંદિરોમાં ટેરો ખુલીને દર્શન થાયછે તેમ.

૩.—પ્યાલો (એ ચંદ્રની પ્રીતિના રસનો)—(જે પીતાં આ મન રૂપી ચકોર પક્ષી ત્રિવિધ તાપથી મુક્ત થઈ જાયછે.)

૪.—મનની શાંતિને વિષે સર્વ ઇંદ્રિયો ઠરીને શોભી રહેલીછે.

૫.—તોપણ એમ છતાં, એવી શાંતિ છતાં, અનુભવાનંદની મસ્તી કહેતાં નિમગ્નતા—લેહ એવી લાગી રહેલીછે, કે એ મસ્તીએ કરીને વિજય કહેછે કે આ ફાની દુનિયાં માંહેલા બીજા તમામ વિષયોની મસ્તી વિસરી જઇને એક સત્ય વસ્તુ જે પરબ્રહ્મ તેને વિષેજ પ્રેમાનંદમાં આ મન મસ્ત બની જઇને એને ઐક્યતાની રંગ—તાળી—લેહ લાગી રહેછે !

## જ્ઞાન થયા પછીનો સંતોષ અને આનંદ.

(પદ-રાગ કાફી.)

જિવડા, જોની જાગીને તું જોત[1]!—જીવડા, જોની°—ટેક.
આજલગી તો અજ્ઞાન લઘુ-વયે;અથડાઈ અથડાઈ ખોયું પોત.-જિ૦જો૦-૧[2].
આનંદ આશ્ચર્યે હસાઈ જવાએ; એ જોવું ક્યાંથી તુને હોત?-જિ૦જો૦-૨[3].
જો ન રહ્યો હત વિદ્યાનંદે સ્હેજે; તોડી કુદરત નિમ કેવો રોત?-જિ૦જો૦-૩[4].
સમજ્યો તો હાવાં મ્હાલ સાગરમાં; જોતાં રહ્યો ન ભે મોત.-જિ૦જો૦-૪[5].
શક્તિની લ્હેરો રંગ શો ઘેરો; જો જિવડા મૂકી વિજય-ઓથ.-જિ૦જો.-૫[6].

---

૧.—અરે જીવ. તું ત્હારી નિદ્રામાંથી જાગી ઉઠીને આ જ્યોતિનો પ્રકાશ જોની. ૨.—જ્યાં લગી ત્હને જ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાં લગી તો દુનિયાંદારીની રીતે ત્હારી ઉંમર ગમે તેટલી મ્હોટી ગણાતી હોય તોપણ તે લઘુ વય કહેતાં બચપણ—ન્હાની ઉંમરજ ગણાય; અને એ અજ્ઞાનના બચપણમાં ઘણી ઘણી નિરર્થક ઠોકરો ખાતાં ખાતાં ત્હારૂં પોત છેક જીર્ણ થઈ ગયુંછે—ઘસાઈ ગયુંછે—ત્હારી શક્તિ, બુદ્ધિ, તર્ક-વિચાર, કલ્પના, એ સહુ. જે અજ્ઞાનની નિદ્રાને વિષે કદી પણ શાંતિ—સુખ મળતુંજ નથી તેને વિષે તે સુખ મેળવવાને નકામાં આમ તેમ ફાંફાં મારવામાં; મિથ્યા અથડાઈ અથડાઈને નબળાં પડી ગયાંછે.—ભાવાર્થ:—(તોપણ હજી તું અજ્ઞાનની નિદ્રાથી તૃપ્ત થયો—ધરાયો નહીં ? !)

૩.—વાહ વાહ, ભલે ધન્ય છે, હવે તું વિજયવાણી શ્રવણ કરીને જાગી ઉઠયો જણાયછે ખરો ! વિચાર કર કે હવે આ તું જાગી ઉઠયો ત્યારે (જેમ શિશુ કહેતાં બાળક બચ્ચું દીવાની જ્યોત સામું જોયછે ત્યારે તેનાથી જેમ સાનંદાશ્ચર્યે હસાઈ દેવાયછે તેમ) ત્હારાથી હવે એ જ્ઞાનની જ્યોત જોઈને હસાઈ જવાયછે;—અરે એવી રીતે સાનંદાશ્ચર્યે એ જોવામાંજ જે કંઈ સુખ રહ્યુંછે તે સુખ ત્હને ક્યાંથી પ્રાપ્ત થાત તેનો તું વિચાર કર.

૪.—જો તું વિદ્યાના આનંદમાં તથા સહજાનંદમાં રહ્યો ન હોત તો—ત્હારાં મનનું એ તરફ જે કુદરતી—સ્વાભાવિક વળણ તે વળણથી વિરૂદ્ધ ચાલીને તું કેવો પસ્તાત? તેનો તું વિચાર કર. ૫.—હવે તું મ્હારાં કહેવાંનો ભાવાર્થ સમજ્યો હોય એમ ભાસેછે; ભલે, સમજ્યો તો હવે બ્રહ્મસાગરને વિષે મ્હાલ—જ્ઞાનચક્ષુએ જોતાં મૃત્યુનો પણ હવે ભય રહ્યો નહીં—(કેમકે ચૈતન્ય સ્વરૂપ આત્મા અવિનાશી છે !)

૬.—આહા એ ચૈતન્ય બ્રહ્મસિંધુના તરંગો કેવા છે!—આહા એના રંગનું શું ઘેરાપણું—ગાંભીર્ય છે ! અરે ઓ જીવ, હું વિજય છું-હું વિજય છું—એવો

## જ્ઞાનાનંદ.

(પદ—રાગકાફી.)

આ શો, ઉજ્વળ આનંદ; મન આકાશે મળે!—ટેક.
મન આકાશે જ્ઞાન પ્રકાશે; ઝગ ઝગ જ્યોત જળે.—આ શો૦—૧.
માયા તડકાનાં ઝીણાં પરમાણાં[1]; પિગળિ સહુ આઘાં પળે.—આ શો૦—૨.
કેવળ આત્મસંતોષે કરી; કુડાં પાતક[2] રહેજે બળે.—આ શો૦—૩.
એ જ્યોતમાં છે બહુ શીતળતા; ત્રિવિધના તાપ ટળે.—આ શો૦—૪.
નિશ્ચય કરતાં નામ છુપ્યું રહ્યું; માયા કોને ત્યાં છળે?!—આ શો૦—૫.[3]
વિદ્યા આનંદે તરંગે તરતાં; અંશી તે મુક્તી ફળે.—આશો૦—૬.[4]
વ્હાલું વિજયનું તે જન જગમાં: વિજયનું વાળ્યું વળે!—આશો૦—૭[5].

---

## વિદ્યાનંદ.

(ગરબી.)

સહુથી સાચૂં સુખ છે વિદ્યાનંદમાં,
હોય અનુભવી જાણે એ આનંદ જો;

---

જે તું દેહાભિમાની થઇ રહીને અહંભાવ ધરી રહ્યોછે તે અહંભાવ રૂપી ઓથ—આશ્રય મુકી દઇને પછી જો, એટલે તું સત્ય સ્વરૂપ નિરાલંબ સ્થિતિને પામીશ! અસ્તુ!

૧.—સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં સૂર્યના તડકાને વિષે અસંખ્ય ઝીણા જીવો હવામાં રમણ કરી રહેલા જણાયછે, તેમ માયાના તડકાનાં ઝીણાં જે પરમાણુઓ છે તે સહુ એ જ્ઞાનની જ્યોતિથી પિગળી જઇને જતાં રેહેછે.

૨.—પોતાના આત્માને વિષે જે એ જ્ઞાનાનંદે કરીને કેવળ સંતોષ રેહેછે તેણે કરીને તમામ કુડાં પાતક સહજ નાશ પામેછે.

૩.—હું, એવું દેહાભિમાન ધરીને કેહનારો કોણ છે—તેનું નામ શું? એવો પ્રશ્ન કરતાં તેનું નામ જડ્યું નહીં, તે ઉપરથી નિશ્ચય થયો કે ચૈતન્ય આત્મા નામ રહિત છે, તો પછી હવે માયા કોને છળનાર છે?

૪.—વિદ્યાના આનંદના સાગરને વિષે જે તરંગો એટલે તર્ક રૂપી મોજાંઓ તેને વિષે તરવામાં મુક્તિ—મોક્ષ છે, એમ સંસ્કારી પુરુષો સમજે છે—જાણે છે.

૫.—વિજય જે બીજાંઓને જ્ઞાનાનંદને રસ્તે દોરવવાનું કરેછે. તે ઉપરથી બીજાં મનુષ્યો તેની વાત સાંભળીને તે રસ્તે તે આનંદ લેશે એટલે એ વાતથી વિજયને અતિ સંતોષ થશે, અને તેવાં મનુષ્યો ઉપર તેને અતિ પ્રેમ ઉપજશે.

બીજાં તો સહુ ગાફિલ ફાંની ફંદમાં,
પણ ઠરેલ ચિત ચાખે ક્યમ સુખકંદ જો ?–સહુથી૦–૧.
સદા માતનું દીસે પ્રસન વદન રે,
માતાજીના ગુણ શું હું વરણૂં દાસ જો;
બ્હેન[1] સમજિ મુજથિ ન આ સુખ મુજ જનને,
એ ઈર્ષા ને લાજથિ નાવે[2] પાસ જો !–સહુથી૦–૨.
લક્ષ્મી બ્હેને એમ સગીને સાવકી,
કરી અવિદ્યા સાવકિને સગિ બ્હેન જો;
પણ વળિ કદિ સગિને મળતી થઈ ઠાવકી[3] !
એ ઘર ભમતાં ચ્હડચું જડપણ રુપ ઘેન જો !–સહુથી૦–૩.
ભક્તજનો સહુ સમજ્યા વિદ્યા દેવિના,
ઘેન–ભક્તિએ[4] ચ્હડે અવિદ્યા–ઘેન જો ;
જો કે સાધન રુપ સુખ નથિ બહુ તે વિનાં,[5]
તોય ઉપાધી છે અતિ, નથિ આ ચ્હેન[6] જો.–સહુથી૦–૪.

૧–૨.–એ વિદ્યા દેવીની બ્હેન જે લક્ષ્મી તેણે વિચાર્યું કે જેવું વિદ્યાના ભકતોને તેનાથી સુખ પ્રાપ્ત થાયછે તેવું સુખ મ્હારાથી મ્હારા ભકતોને (શ્રીમંતોને) આપી શકાતું નથી–તેથી એ લક્ષ્મીને અદેખાઈ તથા લજ્જા ઉત્પંન થઈને પછી એ કારણને લીધે વરચસમાં લક્ષ્મીએ વિદ્વાનોને ત્યાં જવલેજ જવું એવો સંકલ્પ કર્યો !

૩.–એ પ્રમાણે લક્ષ્મી બ્હેને પોતાની સગી બ્હેન જે વિદ્યા તેને સાવકી બ્હેન જેવી ગણવા માંડી, અને તે પોતાની સાવકી બ્હેન જે અવિદ્યા–માયા તેને સગી બ્હેન કરી ગણવા લાગી ;–પરંતુ વળી કોઈ કોઈ વાર મ્હોડું ચ્હડાવીને ભારેખમ થઈને–ઠાવકપણામાં–લોકાચારને લીધે સગી બ્હેન વિદ્યાને ઘેર પણ એ લક્ષ્મી મળવા આવે ખરી (વિદ્વાનોને કોઈ કોઈ વાર પૈસો મળેછે ખરો.) એવી રીતે વિદ્યાને અને અવિદ્યાને એમ બે ઘેર ભમતાં ફરતાંમાં એ લક્ષ્મીને જડપણ રૂપી ઘેન–કૈફ–નીશો ચ્હડયોછે, અને તેથી લક્ષ્મી એ પોતે જડ પદાર્થ રૂપ બની ગયલી છે ! ૪.–લક્ષ્મીની ભક્તિ કર્યાથી અવિદ્યા–માયા રૂપી ઘેન–નીશો ચ્હડેછે એમ સહુ વિદ્વાનો સમજેછે.

૫–૬.–તે વિનાં એટલે લક્ષ્મી વગર અગરજો આ સંસારવ્યવહારને અર્થે સાધનરૂપ સુખ ઝાઝું નથી, એટલે વિદ્યા શિખવી, પુસ્તકો ખરીદવાં, તેનું સાધન લક્ષ્મી છે એ વાત ખરી છે, તોપણ એ લક્ષ્મી માત્ર

ધન ધન ઊંચા જ્ઞાન તણા સંતોષ[1] જો,
અકળ કળા કુદરતના જોતા તાર[2] જો;
જોતા નહિં જે કૃતિમાં કો પણ દોષ રે,
જ્ઞાન-પ્રકાશે મટી જાય અંધકાર જો.—સહુથી૦—૫.

ભક્ત સદા સુખ લે ઊંચું ઉજળું નવૂં નવૂં,
જિવનમુક્ત જેને ન ઉપાધી લેશ જો;
કવિ કહેછે હું સુખજ લહુંછ આ જે કવૂં,
જડે રાહ ઝટ આવી ન પડે ઠેશ જો!—સહુથી૦—૬[3].

તન ધન બળ કરતાં મનબળ વ્હડતૂં બહૂ;
સદ્ચિદ આનંદ સુખ મનથિજ લેવાય જો;

સાધન રૂપે ઉપયોગની છે, એ કરતાં ઉપરાંત બીજું વિશેષ તેમાં કંઈ દૈવત નથીજ નથી;—ઉલટા લક્ષ્મીથી અનેક પ્રકારના આ સંસારને વિષે આત્મકલ્યાણ થવામાં ઉપાધિઓ નડેછે; અને વિદ્યાને વિષે જે સ્હેન-શાંતિનું સુખ છે તે લક્ષ્મીને વિષે કોઈ કાળે નથીજ નથી.

૧.—જે ખરા જ્ઞાની પુરૂષો છે તે એ પ્રમાણે સાધનને અર્થે પણ એ લક્ષ્મીની સ્પૃહા રાખતા નથી—ધન્ય છે એવા ઊંચા પ્રકારના જ્ઞાનના સંતોષને!

૨.—જેની અકળ કળા છે એવી જે કુદરત તેના છુપા ભેદો—મુદ્દાઓ એવા જ્ઞાની પુરૂષો જ્ઞાન વડે જોયછે; અને વળી આ સૃષ્ટિની કૃતિને વિષે કોઈ પણ ઠેકાણે કોઈ પણ રીતનો દોષ—ખામી છે એમ જે જોતાજ નથી. કારણકે એવા દોષ જોવા એ અજ્ઞાનના અંધઃકારનું (લક્ષણ) જેવું છે. તે અંધકારજ જ્ઞાનના પ્રકાશે કરીને તેઓનો મટીને જતો રહેલો હોયછે!

૩.—વિદ્યા દેવીના ભક્તો—વિદ્વાનો હમેશાં ઊંચા પ્રકારનું, ઉજળું—પવિત્ર—નિર્મળ, તથા નિત્ય નવું નવું સુખ અનુભવેછે; અને બીજાં સહુ તો મુવા પછિ મુક્તિની આશા રાખે, પરંતુ વિદ્વાનો જ્ઞાને કરીને જિવતાંજ મુક્ત દશાને પામેછે. તેઓને પછી કશી રીતના ઉપાધિ નડતા નથી. કવિ કહેછે કે હું આ કવિતા ગાઉંછું એ પણ સુખજ અનુભવુંછું. અને વિદ્યાનંદની વળી સહુથી મ્હોટી ખુબી એક એ છે કે કોઈ પણ વાતમાં—ગુંચવણની વખતે તેમાં ગભરાઈને ઠેસ ન વાગતાં રોકાણ ન થતાં—એ વિદ્યા દેવીની કૃપા વડે તે વાતનો તરત રસ્તો સુઝી આવેછે, અને તે વાતનો ઝટ નિકાલ થઈ જાયછે. (એ ઠેકાણે કવિતા કરતી વખતે એ છઠ્ઠી કડીની ચોથી લીટી શું લખવી તેનો વિચાર કરતાં પછી એમાં લખ્યા પ્રમાણેનોજ વિચાર સુઝી આવ્યો તે એ ઠેકાણે લખાયલોછે એવું હાલ આ ટીકા લખતી વખતે મ્હને યાદ આવેછે!)

વરસતિ મધુરી જ્ઞાનનિ જ્યાં હેલી લહૂં,
વિજય સદા શારદના ગુણલા ગાય જો.—સહુથી૦—૭[1].

(પદ—રાગ ધનાસરી.)

શું વરણું વિદ્યાનંદ, ઉદ્યમે, શું વરણું૦—ટેક.
સુવર્ણ સમ મનનભે દિસે શી. ઝગઝગ જ્યોત અખંડ ?—ઉદ્ય૦ શું૦—૧[2].
દૈવિ ગંભિરતા ભિતર ધામની, શિતળચંદ સુખકંદ.—ઉ૦ શું૦—૨[3].
પણ ઉદ્યમ મનનભે રહ્યો ઘુમિ, જેનું તેજ પ્રતિબિંબ.—ઉ૦ શું૦—૩[4].
એ કસરતથી કુદરત ખિલિ રહિ, દિસિ જાગૃત જે મંદ !—ઉ૦ શું૦—૪[5].
સંસારી આનંદો સંધા, બિજા જહાં પછિ ફંદ !—ઉદ્યમે૦ શું૦—૫[6].
અરુણોદય વેળા વરણું વિજય, વાયુ-લ્હેર મિઠિ થંડ !—ઉ૦ શું૦—૬[7].

---

૧.—શરીર તથા પૈસાનાં બળ કરતાં મનનું—બુદ્ધિબળ ઘણું અધિ-યાતું છે ;—સચ્ચિદાનંદ—બ્રહ્માનંદનું સુખ મનથી કરીનેજ લેવાયછે—શરીર કિંવા પૈસાથી એ જે ઉત્તમ સુખ તે કદી પણ લઈ શકાતું નથી. જ્યાં—એટલે એ વિદ્યાનંદને વિષે હમેશાં જ્ઞાનની મધુરી હેલી, કહેતાં વૃષ્ટિ, વરસી રહેલીછે એમ હું લહું—એટલે સમજ્યુંછું. શારદના, એટલે વિદ્યાદેવીના. ૨.—મન રૂપી આકાશને વિષે અખંડ સુવર્ણ સરખો ઝગઝગાટ જ્યોતિનો પ્રકાશ થઈ રહ્યો ભાસેછે.

૩.—એ વિદ્યાનંદની ભિતરની બાજુની દૈવી ગંભિરતા છે; અને એ વિદ્યાનંદ જાણે શીતળ ચંદ્ર જે સુખનું મૂળ તેના સરખો છે.

૪.—પણ ઉદ્યમ રૂપી સૂર્ય મનનાં આકાશને વિષે ઘુમી રહ્યોછે, તે ઉદ્યમ રૂપી સૂર્યનું પ્રતિબિંબ તેજ એ વિદ્યાનંદ રૂપી ચંદ્ર છે—સૂર્યનું તેજ—પ્રકાશ એ ચંદ્રને વિષે પરાવર્તન પામીને એ ચંદ્રને વિષે તે સૂર્યનું પ્રતિબિંબ પડવાથી એ ચંદ્ર પ્રકાશમાન ભાસેછે.

૫.—એ પ્રમાણે મનને વિષે જે સૂર્ય ચંદ્રની કસરત—ક્રમણગતિ થઈ રહેલીછે તેણે કરીને આ આખી કુદરત—સૃષ્ટિ રૂપી વાડી ઋતુ ઋતુઓના બ્હારથી ખીલી રહેલીછે—અને જે વાડી એ બે સૂર્ય ચંદ્રને અભાવે મંદજ રહી હોત તે વાડી એ બે સૂર્ય ચંદ્રને પ્રતાપે કરીને જાગૃત—તેજવાળી માલમ પડેછે. ૬.—એવો એ જે વિદ્યાનંદ સર્વોપરી તેની આગળ મુકાબલે બીજા સઘળા સંસારી આનંદો પછી કેવળ અજ્ઞાન તથા ફિતુરી છોકરાંઓની રમત સરખા છે.

૭.—વિજય કહેછે કે એ વિદ્યાનંદનાં સુખનું વર્ણન હું કેવી રીતે કરી શકું ?—જો કંઈ વર્ણન કરી શકું, તો માત્ર આટલુંજ કે—અરુણોદય

## વિદ્યાદેવીની આરાધના.

( ૫૯. )

આ શા ત્હારા ચમત્કાર રે !– ઓ વિદ્યાદેવી.–આ શા૦–ટેક.
આ શા ત્હારા ચમત્કાર; ગણતાં તો છે અપાર;
ક્હેતાં થાકે કથનાર રે.– ઓ વિદ્યાદેવી.– આ શા૦–૧.
કળા કૌશલ્યતા જગમાં રે;–ઓ વિદ્યાદેવી;
કળા કૌશલ્યતા જગમાં; બક્ષિશો ભરિ તેં તો ઢગમાં;
જોર આપ્યૂં જનના પગમાં રે.–ઓ વિદ્યાદેવી.–આ શા૦–૨.
પંચમ્હાભૂતો વશ કીધાં રે;–ઓ વિદ્યાદેવી;
પંચમ્હાભૂતો વશ કીધાં; પશુ પક્ષી જીતી લીધાં;
શોધો શિખવી દાન દીધાં રે.–ઓ વિદ્યાદેવી.–આ શા૦–૩.
યંત્રકળા તેં દેખાડી રે;–ઓ વિદ્યાદેવી;
યંત્રકળા તેં દેખાડી; ચલાવી તેં આગગાડી;
તાર જઈ પ્હોંચ્યો [૧]અગાડી રે !–ઓ વિદ્યાદેવી–આ શા૦–૪.
આકાશનાં ભાળ્યાં ભણતર રે;–ઓ વિદ્યા દેવી;
આકાશનાં ભાળ્યાં ભણતર; ગણ્યાં ગણિતે ગતિ અંતર;
એજ કહિયે શાસ્ત્ર મંતર રે.—ઓ વિદ્યાદેવી–આ શા૦–૫.
જ્યોતિષ વિદ્યા ચમત્કારી રે;–ઓ વિદ્યાદેવી;
જ્યોતિષ વિદ્યા ચમત્કારી; આગળથી ભાવી ક્હેનારી !
એ સર્વે ત્હારી બલિહારી રે !–ઓ વિદ્યાદેવી–આ શા૦–૬.
વૈદકે પણ હદ વાળી રે;–ઓ વિદ્યાદેવી;

---

એટલે સૂર્યોદય વેળા એક પ્રકારનો વાણીમાં સમજાવી ન શકાય તેવો ઉદ્યમી ઉમંગ અને આનંદ તન તથા મનને વિષે પ્રસરાવી દેતી મધુરી અને થંડી પવનની જે લ્હેકી–લ્હેર આવેછે ને તેને વિષે જે સુખ અનુભવાયછે, તેવું સુખ એ વિદ્યાનંદને વિષે અનુભવાયછે !

૧.–વિજળીનો તાર આગગાડી ઉપડવા વગેરેની ખબર આગગાડીની અગાડી પોંહોંચાડેછે. આગગાડી કોઈ સ્ટેશન ઉપર આવી પોંહોંચવાની પેહેલાં તે આવેછે એવી ખબર તારની મારફતે તે સ્ટેશનવાળાઓને અગાઉથી કરવામાં આવેલી હોયછે.

વૈદક પણ હદ વાળી; વિદ્યા ભણે ભાગ્યશાળી;
દર્દિનાં દે દર્દ ટાળી રે.—એ વિદ્યાદેવી.—આ શા૦-૭.
ફોટુગ્રાફી ચિત્રો કેવાં રે;—એ વિદ્યાદેવી;
ફોટુગ્રાફી ચિત્રો કેવાં! જાણે હવડાં વદશે[1] એવાં!
નહિં નભ ખુદ જેવાં રે!—એ વિદ્યાદેવી—આ શા૦-૮.
નીચે ઊપર બાંધ્યા સેતૂ રે?—એ વિદ્યાદેવી;
નીચે ઊપર બાંધ્યા સેતૂ; વચ્ચે પાણી જોરસે વ્હેતૂં;
આકાશે[2] ઊડાવે છે તૂં રે!—એ વિદ્યાદેવી.—આ શા૦-૯.
કાવ્યકળા સર્વોત્તમ રે;—એ વિદ્યાદેવી;
કાવ્યકળા સર્વોત્તમ; વરતૂ એ તો અનૂપમ;
બ્રહ્મજ્ઞાને પાડે ગમ રે.—એ વિદ્યાદેવી.—આ શા૦-૧૦.
ગાનકળા નથી સ્હેલી રે;—એ વિદ્યાદેવી;
ગાનકળા નથી સ્હેલી; અંશીનેજ આવે વ્હેલી;
આનંદની વરસાવે હેલી રે.—એ વિદ્યાદેવી.—આ શા૦-૧૧.
નથિ રાખી કશી બાકી રે;—એ વિદ્યાદેવી;
નથિ રાખી કશી બાકી; સંધી વાતો શિખવી પાકી;
સરસાઇ કરતાં લક્ષ્મી થાકી રે!—એ વિદ્યાદેવી.—આ શા૦-૧૨.
ઊપકારો અગણીત રે;—એ વિદ્યાદેવી;
ઊપકારો અગણીત; કર્યા તે હૂં કહું શી રીત;
સાચી એક ત્હારી પ્રીત રે.—એ વિદ્યાદેવી.—આ શા૦-૧૩.
નિર્મળ આનંદકારી રે;—એ વિદ્યાદેવી;
નિર્મળ આનંદકારી; મસ્તી ત્હારી ખરે ન્યારી!
અમૃત પાનારી ઝારી રે!—એ વિદ્યાદેવી.—આ શા૦-૧૪.
કર્તા કુદરત કેરૂં જ્ઞાન રે;—એ વિદ્યાદેવી;
કુદરત કર્તા કેરૂં જ્ઞાન; તેનૂં તૂં કરાવે પાન;
અધિક શૂં ભાગ્યવાન[3] રે?!—એ વિદ્યાદેવી.—આ શા૦-૧૫.

---

૧.—તે તસબીરો જાણે જીવવાળી હોય ને હમણાં બોલશે-વાત કરશે એમ લાગે એવી. ૨.—બલુનથી. ૩.—એના કરતાં બીજી વધારે હિતની-કલ્યાણની-ભાગ્યની વાત શી છે?

ભક્તોને તૂં મૂક્તિ આપે રે ;—ઓ વિદ્યાદેવી ;
ભક્તોને તૂં મૂક્તિ આપે ; ચિત્તે તેને શાંતિ સ્થાપે ;
કષ્ટ ન્હાસે ત્હારે જાપે[1] રે.—ઓ વિદ્યાદેવી.—આ શા૦—૧૬.
વિજય હૂં શૂં વખાણૂં રે ;—ઓ વિદ્યાદેવી ;
વિજય હૂં શૂં વખાણૂં ? મોજો તૂંથી અદકી માણૂં !
ગમે નહિ બીજૂં ગાણૂં રે.—ઓ વિદ્યાદેવી.—આ શા૦—૧૭.

---

## જ્ઞાનપૂર્વક ઇશ્વરસ્તુતિ.

( ૫૬. )

પ્રભુ તવ કૃતિ જોઇ રે;—લ્હેરે હું ડોલૂં;
પ્રભુ તવ કૃતિ જોઇ; આઓ હૂં તો રહું મ્હોઇ;
નાસ્તિકબુદ્ધી ના રહે કોઇ રે.—લ્હેરે હું ડોલૂં.—૧.
પંચમ્હાભુતમાં માયા ભુતડૂં રે!—લ્હેરે હૂં ડોલૂં;
પંચમ્હાભુતમાં માયા ભુતડું; જગતમાં બેસી અદુકડૂં;
રાહે જતાનું તાણે લુગડૂં રે!—લ્હેરે હું ડોલૂં.—૨.[2]

૧.—જપ પ્રાધે—સેવા પ્રાધે;—ત્હારો અભ્યાસ કરવો એજ ત્હારાં જપ અને સેવા કરવા બરોબર છે તે પ્રાધાથી.

૨.—પંચમહાભુત એટલે પંચતત્વ જે પૃથ્વિ, પાણી, વાયુ, તેજ, અને આકાશ, તેની સાથે વળી માયા ભુતડું એટલે માયા રૂપી એક પ્રકારનો મેલો અને ચિકણો ( ગુંદર જેવો ) પદાર્થ છે તેણે કરીને એ પંચ તત્વો એકઠાં જોડાઇને સંધાયલાંછે તથા એક બીજાને આકર્ષણ કરી રહ્યાંછે, અને એવી રીતે એ પંચમહાભૂતમાં વચ્ચે માયા ભુતડું સામેલ થવાથી આ સ્થાવર જંગમ જડ ચૈતન આદિલઇ તમામ આખી સૃષ્ટિ ઉભી થઇછે. એ માયા ભુતડું જગતને વિષે અદુકડું એટલે જેમ અટકચાળાં વાંદરાંનું બેસવું—અંગસ્થિતિ—ડોળ—ઢબ—બેઠક—આસન જેવી રીતનું આપણા જોવામાં આવેછે તેવી રીતનું તેમ માત્ર બે પગ ટેકવીને ડગમગતી આંખે લાગ જોતું તથા હેકડો—કુદાકડો મારવાને હંમેશાં ટાંપી રહેલું ગુપચુપ બેસી રહેલુંછે. તે રાહે જતાંનું એટલે સૂધે રસ્તે—બ્રહ્મજ્ઞાનને રસ્તે—નીતિને—વૈરાગ્યને—ધર્મને—પરમાર્થબુદ્ધિને રસ્તે જે મનુષ્યને જતું જોયછે કે તેના સામું આમ તરત ઓચીંતુ આંખ મ્હોડું મચમચાવી તથા દાંત કચકચાવીને તેનું લુગડું—પલ્લો પકડીને ખેંચાખેંચ કરી તોફાન કરી મુકેછે,તેથી

છોડવવૂં બહુ છે મુસ્કેલ રે;-હ્હેરે હું ડોલૂં;
છોડવવૂં બહુ છે મુસ્કેલ; હોય ભલો મદારી[૧] છેલ;
એ તો કો વિરલો એકલ[૨] રે!-હ્હેરે હું ડોલૂં.-૩.
મ્હોય ભુતડૂં એ તો શક્તી રે;-હ્હેરે હું ડોલૂં;
મ્હોય ભુતડૂં એ તો શક્તી; મોહિનિ રૂપ તેજે તકતકતી;
સોકલડી[૩] છે ત્હારી ભક્તી રે!-હ્હેરે હું ડોલૂં.-૪.
વ્યાપી શક્તી એ તો સંધે રે;-હ્હેરે હું ડોલૂં;
વ્યાપી શક્તી એ તો સંધે; પંચમ્હાભુતને સંબંધે;
સૃષ્ટિ કેવી બાંધી બંધે[૪] રે!!-હ્હેરે હું ડોલૂં.-૫.
શી શોભા જોઉં આકાશે રે;-હ્હેરે હું ડોલૂં;
શી ખુબિ જોઉં આકાશે; શશિ રવિ શા પ્રકાશે;
તારા ચમકે ઝૂમટ ભાસે રે!-હ્હેરે હું ડોલૂં.-૬.
ચોમાસે રંગ ન્યારા ન્યારા રે;-હ્હેરે હું ડોલૂં;
ચોમાસે રંગ ન્યારા ન્યારા; બને તે બહુ લાગે પ્યારા;
જોતાં આશ્ચર્ય હારે[૫] ચિતારા રે!-હ્હેરે હું ડોલૂં.-૭.

---

જો તે મનુષ્યને તે પોતાને રસ્તે જવાનો ખરેખરો તથા પૂરો રંગ લાગ્યો નથી હોતો અને તે વાતનો દૃઢ આગ્રહ તેના મનમાં નથી હોતો તો પછી તે કંટાળી જઈને તે રસ્તે આગળ ન વધતાં પાછો ફરેછે ને ત્યારે પછી એ માયા ભુતડું પાછું વેશ ફેરવીને મોહિનીરૂપ બની જતું જોવામાં આવેછે! ૧.-બાંકો ટેડો અને "અરે એવાં તો કેક માકડાંઓ રમાડી નાખ્યાંછે" એવી મિથ્યા મ્હોડાંની સફાઈ કરી વડાઈ હાંકનારો વાદીગર છું એવો ફાંકો ધરનારો હોય તેવો.

૨.-એ માયા ભુતડાંએ પકડેલો છેડો-પલ્લો છોડવવો એટલે તેથી મુક્ત થવું એ તો કોઈ એકલ-એકલ એટલે જેને બીજાં કોઈ સાથીની જરૂર નથી એવા એકાંતવાસ સ્હાનારા વિરલા પુરૂષનુંજ કામ છે!

૩.-હે પ્રભુ, ત્હારી ભક્તિ તે એ માયાની સોકલડી-સોક્ય છે.

૪.-આહા એ માયાના બંધને કરીને-એ માયાપાશે કરીને આ આખી સૃષ્ટિને હે પ્રભુ, તેં કેવી ચમત્કારિક રીતે બાંધી રાખેલીછે?!

૫.-ચોમાસાંમાં વાદળાંઓમાં જે અનેક રંગો ભાસેછે અને તેમાં પછી એક રંગ બીજામાં મળી જાયછે તે એવી રીતે કે કયે અમુક ઠેકાણે કયો રંગ બદલાઈને બીજો રંગ શરૂ થાયછે એ જોવું સમજવું અને કહેવું અઘરૂં થઈ પડેછે એવી જે તે રંગોની છાયાઓની ખુબીઓ તે અતિ સાનં-

સાગર શો છે ગંભીર રે!–લ્હેરે હું ડોલું;
સાગર શો છે ગંભીર; પ્રૌઢ ભયાનક વીર;
ડોલે મ્હાણો મસ્ત સમીર[1] રે.–લ્હેરે હું ડોલું.–૮.
ધરાપર ધાતુ પ્હાડ રે;–લ્હેરે હું ડોલું;
ધાતુ ખાણો ગુફા પ્હાડ; રાની પશુ કરતાં રહાડ;
કાલાં પંખી ભર્યાં[2] ઝાડ રે.–લ્હેરે હું ડોલું.–૯.
વનસ્પતિ લતા સાર રે;–લ્હેરે હું ડોલું;
વનસ્પતિ લતા સાર; ઋતુ ઋતુના શા બ્હાર;
નીમોમાં ડહાપણ અપાર રે.–લ્હેરે હું ડોલું.–૧૦.
સૃષ્ટિસૌંદર્યે હું મ્હોઊં રે;–લ્હેરે હું ડોલું;
સૃષ્ટિસૌંદર્યે હું મ્હોઊં; લિલોતરીએ આંસુ[3] લ્હોઊં;
વિસરી દુઃખો શાંત સ્હોઊં રે!–લ્હેરે હું ડોલું.–૧૧.
વિધ વિધ રંગે મનુષ્ય–જાતી રે;–લ્હેરે હું ડોલું;
વિધ વિધ રંગે મનુષ્ય–જાતી; છ રિપૂ મદે મદમાતી;
( પણ ) અંતે કાળને તાબે[4] થાતી રે!–લ્હેરે હું ડોલું.–૧૨.

---

દાશ્ચર્યથી જોઈને મ્હોટા ચિત્રકારો પણ પોતાની ચિત્રકળાનો જે કદાચ ગર્વ રાખતા હોયછે તો તે મુકી દેછે ને પછી કુદરતની કળાને આફ્રીન કહેછે! ૧.–વાયુ. ૨.–કાલું કાલું–મૃદુ–સુસ્વરૂં–મધુરૂં–મિઠું બોલે એવાં પક્ષિઓ જેના ઉપર બેઠેલાં હોય એવી ઘટાવાળાં ભરાઉ વૃક્ષો. ૩.–ચોમાસામાં લીલાં ઝાડપાનના ઉપર વરસાદનાં મોતી જેવાં બુંદો–ટીપાંઓ જોઈને હું વિચાર કરૂંછું કે અરે આ આટલાં બધાં બિચારાં કુમળાં સકુમાર લીલાં ઉગતાં ઝાડ પાનના વેલા વેલીઓ કેવાં અવાચક તથા નિરાધાર દેખાયછે, તેમ છતાં તે સર્વની સંભાળ રાખનાર માળી પ્રભુ છે તો તે મ્હારી સંભાળ કેમ નહીં રાખે–એમ વિચાર કરીને પેલાં ઝાડપાન ઉપરનાં વરસાદનાં ટીપાંઓમાં મ્હારાં આંસુ–અશ્રુનાં ટીપાં ઉમેરાતાં બંધ કરીને હું મ્હારાં દરદી દિલનાં આંસુ લુછી નાખી દિલને વિષે દિલાસો લઉછું !

૪.–પ્રથમ તો એ ષડ્રિપુ જેટલો અને જેવી રીતે મદ તથા મમત કરાવેછે તેટલો અને તેવી રીતે મદ તથા મમત એ મનુષ્યજાતિ કરવામાં કંઈ કસર રાખતી નથી, પરંતુ અંતે–પરિણામે એ મનુષ્યજાતિને કાળને એટલે ભાવી પદાર્થને–કુદરતની કૃતિને–રોગ મૃત્યુ આદિલઈ કુદરતી ખ-

ચ્હડતી પડતી હર્ષે હાય રે;–લ્હેરે હૂં ડોલૂં;
ચ્હડતી પડતી હર્ષે હાય; મૂગા હક[1] બજાવ્યાં જાય;
અકળ કળા એ ના કળાય રે!–લ્હેરે હૂં ડોલૂં.–૧૩.
જાત જાતના સ્વભાવે રે;–લ્હેરે હૂં ડોલૂં;
જાત જાતના સ્વભાવે; સ્વભાવનાં ચિત્ર[2] ભાવે;
જોઉં રંગ સ્તવૂં ભાવે[3] રે!–લ્હેરે હૂં ડોલૂં.–૧૪.
પતંગ દીપકમાં પડે રે;–લ્હેરે હૂં ડોલૂં;
પતંગ દીપકમાં પડે; વારનાર ન્હારે ચ્હડે;
તોએ પડે તો શું રડે રે?!–લ્હેરે હૂં ડોલૂં.–૧૫.[4]

---

નાવોને–તાબે થવું પડેછે, એટલે એ કુદરતની આગળ તે મનુષ્યોના મદ તથા મમત જ્યારે નથીજ ચાલી શકતા ત્યારે પછી લાચારે પણ એવી રીતે પરિણામે તેઓને પોતાના મદ તથા મમત મુકી દેવા પડેછે!

૧.–બોલ્યા ચાલ્યા વગર–પોતાનાં આવવાં જવાંની મનુષ્યોને અગાઉથીસૂચના આપ્યા વગર, અને પછી પાછળ મનુષ્યો કાલાવાલા–આજીજી કરે કે ક્લેશ–કલ્પાંત કરે તે ઉપર કંઈપણ લક્ષ–ધ્યાન ન આપતાં, તથા તેઓને ન લેખવતાં, પોતાને પરમેશ્વર તરફથી આ દુનિયાંનાં મનુષ્યો ઉપર જે જે પોતાની ફરજો હંમેશાં બજાવવાને હક–અધિકાર–છુટ–સત્તા–પરવાનગી મળેલાંછે તેવા તેવા તે તે તમામ હક તેઓ મુગાં મુગાં બજાવ્યાં જાયછે! ૨–૩.–મનુષ્યોના જાત જાતના સ્વભાવો જોઇને તેનાં જે મ્હારાં મનને વિષે (કલ્પનાને વિષે) ચિત્ર પડેછે તે ચિત્રમાં, અમુક વાત બોલતી વખતે અથવા અમુક કર્મ કરતી વખતે તે મનુષ્યોને આંખ–હાથ વગેરે અવયવોની ચેષ્ટા–ચાળા કરવાની જેવી ટેવ હોય તેવાં તેઓનાં સ્વભાવનાં ચિત્રમાં તેના હાવભાવ મ્હારા જોવામાં આવેછે, અને એવા હાવભાવમાં અનેક ચિત્ર વિચિત્ર તથા વિલક્ષણ રીતના રંગો જોઇને હે પ્રભુ, હું ત્હારૂં ભાવે–પ્રેમભક્તિએ કરીને સ્તવન કરૂંછું કે આહા મનુષ્ય જાતના સ્વભાવોને વિષે પણ કેવા કેવા તરેહ તરેહના રંગોની લીલા તેં દરસાવેલીછે! ૪.–ગરમ તેલમાં પડવા જતાં પતંગિયાંને જો કોઇ કદાચ દીવા પાસેથી દૂર ખસેડવાનું કરેછે તો તે દૂરથી પાછું ઉડી આવીને તેમાં ગમે તેમ કરીને પણ ઝંપલાવી પડીને અંતે પોતાના પ્રાણ ખોયા વગર રેહેતું નથી ત્યારે પછી ખસેડનાર શું કરે? વ્યંગાર્થઃ–આ જગતને વિષે જે જે તત્વજ્ઞાની મહાત્માઓ થયાછે તેણે તેણે મનુષ્ય માત્રનું શુભ–કલ્યાણ થાય એવા કેવળ પરમાર્થ બુદ્ધિના હેતુથી અનેક રીતના ઉપદેશ–બોધ–શિક્ષા આપી આપીને દ-

ઘણી વાર અથડાઇ મરિયે રે;–લ્હેરે હૂં ડોલૂં;
ઘણી વાર અથડાઇ મરિયે; અજ્ઞાને સહુ ઊંધું કરિયે;
જ્ઞાન આવે સુખમાં ફરિયે રે.–લ્હેરે હૂં ડોલૂં.–૧૬.
નાટકલીલા અદ્‌ભુત જોઊં રે;–લ્હેરે હૂં ડોલૂં;
નાટકલીલાં અદ્‌ભુત જોઊં; હૂં પણ[1] તેમાંહિ રહોઊં;
અદ્વૈતે દ્વૈતપણું–હૂં[2] ખોઊં રે.–લ્હેરે હૂં ડોલૂં.–૧૭.
ભૂલ્યાં માનવ માયા–પાશે રે;–લ્હેરે હૂં ડોલૂં;
ભૂલ્યાં માનવ માયા–પાશે, નથી નોખી વસ્તૂ[3] પાસે;
જગત તો સહુ મિથ્યા ભાસે રે!–લ્હેરે હૂં ડોલૂં.–૧૮.
અહંકર્તાપણું ઉપજે રે;–લ્હેરે હૂં ડોલૂં;
અહંકર્તાપણું ઊપજે; તે જ્યારે સમાય સહજે ;[4]
મટી જિવડો શિવ[5] નિપજે રે.–લ્હેરે હૂં ડોલૂં.–૧૯.
પછે શી ઉપાધિ હાય રે; લ્હેરે હૂં ડોલૂં;
પછે શી ઉપાધિ હાય; વાયૂને[6] કયમ ટ્હાડ વાય ?
પોતે ભળ્યો પોતામાંહ્ય[7] રે !–લ્હેરે હૂં ડોલૂં.–૨૦.

---

ષ્ટાંત રૂપકે કરીને સમજાવી સમજાવી કહેલુંછે કે ભાઇઓ, આ સંસારના માયાપાશમાં ન પડો–ન ઝંપલાવો–ન લટ્ટુ બની જાઓ–એ સહુ મિથ્યાભાસ છે–એજ દીપક અને તમે સહુ પતંગિયાં એમ સમજો–એથી તમારૂં અકલ્યાણ છે. પરતુ એ તમામ ઉપદેશ–બોધ–શિક્ષાની વાતોને આ જગતમાં સઘળાં મનુષ્યો જાણે એક કાને સાંભળીને બીજે કાનેથી ક્હાડી નાખતાં હોય એવું ભાસેછે, અને તેથી કેવળ ઉલટી રીતે વર્તતાં જોવામાં આવેછે–હવે એ ઠેકાણે બોધ આપનારા તત્વજ્ઞાની મહાત્માઓ શું કરે ? ! ૧.–હું વિજય છું–એવો દેહાભિમાન ધરનારો અહંભાવ જ્યાંલગી મ્હારે વિષે રહેછે ત્યાંલગી હું પણ એ જગત રૂપી નાટક લીલાને વિષે એક વેશધારીની પેઠ રમનારો છું.

૨.–પરંતુ અદ્વૈત મત જેને વિષે છે એવું જે બ્રહ્મજ્ઞાન તેણે કરીને હું–એવો જે દ્વૈતભાવ તે જતો રહેછે અને માત્ર કૈવલ્ય રહેછે.

૩.–પરબ્રહ્મ એ વસ્તુ. ૪.–સહજાનંદ–નિજાનંદને વિષે.

૫.–આ જીવ પરબ્રહ્મને વિષે લય પામી જઇને તલ્લીનતાનાં સુખનો પૂર્ણાનંદ અનુભવે. ૬–૭.–પવને કરીને બીજાંને ટ્હાડવાય એ તો સંભવિત છે, પરંતુ પવને કરીને પવનને પોતાને કેવી રીતે ટ્હાડ વાય એ વાતનો શો સંભવ ? અર્થાત્ એ વાત અસંભવિત છે, તો

આનંદપ્રલય જાણે રે!-હ્હેરે હું ડોલું;
આનંદપ્રલય જાણે! નહિં દૃષ્ટિ સ્થળ ટાણે;
એક સચ્ચિદાનંદ ભાણે રે!-હ્હેરે હૂં ડોલૂં-૨૧.[1]
દીસું ન બિજો વિજય રે!-હ્હેરે હૂં ડોલૂં;
દીસું ન બિજો વિજય; ગયો નામ રૂપ ખય;
ડોલું પણ સહુ બ્રહ્મમય રે!-હ્હેરે હૂં ડોલૂં;
વાણી અહિં રહિ મૌન રે!-હાવાં ન ડોલૂં!-૨૨.[2]

---

## ઈશ્વિર લીલા.

(ગરબી.)

આ શી જોઉં આ શી જોઉં આ શી જોઉં રે;
પ્રભુ લીલા હું ત્હારી આ શી જોઉં?-ટેક.
ઉડિ જોશમાં તોખાર આકાશે જઈ અથડાય;
તોય નહિં પત્તો જોઈ બહુ મ્હોઉં રે.-પ્રભુ લીલા હું૦-૧[3].

---

પછી ન્યાયે કરીને એવો સિદ્ધાંત થાયછે કે પોતે જે અવિદ્યાનાં આવરણે કરીને જુદો ભાસતો હતો તે બ્રહ્મજ્ઞાને કરીને પોતાને વિષે ભળી ગયો એટલે એ અદ્વૈત મતનું પ્રતિપાદન થયું. ૧.-જેમ જલપ્રલય કહેવાયછે તેમ બ્રહ્માનંદ રૂપી રસ અને તે આનંદ રસૂ પ્રલય એટલે જાણે આ મનની કલ્પના સૃષ્ટિમાંનું સર્વ કંઈ તે આનંદમય ભાસેછે, ને જ્ઞાનચક્ષુની દૃષ્ટિ, કયું સ્થળ છે કે કયો વખત-કાળ છે એ વાત ઉપર નથી, પરંતુ માત્ર એક પરબ્રહ્મ સ્વરૂપ જે સચ્ચિદાનંદ તે રૂપી ભાણ-સૂર્ય તેનાજ તરફ એકાગ્રતાથી લાગી રહેલીછે. ૨.-વિજય બીજી કંઈ જુદી વસ્તુ એવી જે મનની કલ્પના-ભાવના તે કલ્પના-ભાવનાનો લોપ થઈ રહ્યો-નામ રૂપનો પણ ખય-ક્ષય-નાશ થઈ ગયો-અને વિજય ડોલતો દેખાતા છતાં સહુ બ્રહ્મમય ભાસેછે.-એ ઠેકાણે વિજયવાણી મુગી થઈ રહી, અને તેની સાથે ડોલવું પણ તેમજ બંધ થઈ રહ્યું!

૩.-તોખાર એટલે ઘોડો (કલ્પના રૂપી). તોપના ગોળાના કરતાં વધારે સણસણાટાથી એ કલ્પનાનો ઘોડો ઉંચો ઉડીને માનવ બુદ્ધિનાં આકાશે એટલે મનુષ્યની બુદ્ધિ ઘણામાં ઘણી જે હદ સુધી પોંહોંચી શકે તે હદે (કેમકે અવકાશ એટલે ખાલી જગા તેની હદ જોકે આપણને ભાસેછે તો પણ વસ્તુતઃ તે હોવાનો સંભવજ નથી, તેમ એ મનુ-

સ્વભાવ-લીલા બહૂ હું જોઉં;
કુદરત જોઈ ડહાપણું ખોઉં રે.-પ્રભુ લીલા હું૦-૨[1].
ખોઉં પણ બાંધું નીમ જ્ઞાનવિવેકે;
અંતરનાં કિલ્મિષ ધોઉં રે.-પ્રભુ લીલા હું૦-૩[2].
સ્હેજ[3] ઘર જોઉં રંગ નીતિથી વર્તી;
અનીતિને જાણુંછ ભો[4] હું રે-પ્રભુ લીલા હું૦-૪.
માયાના જુઠાણમાં રંગ જોવો બ્હો રુડો;
અસાર તજીને નીતિસાર દહોઉં રે.-પ્રભુ લીલા હું૦-૫.[5]

---

ષ્યની બુદ્ધિની પણ હદ ક્યાં સુધી પોંહોંચી શકે તે નક્કી થઈ શકતું નથી, તેથી એને આકાશની ઉપમા આપી શકાય, પરંતુ એ લુપ્તોપમા છે તેટલામાટે પેલાં કુદરતી આકાશની હદ તો મળેજ નથી, અને આ મનુષ્યની બુદ્ધિનાં આકાશની હદ હોવાનો સંભવ ભાસેછે, એટલામાટે તેવી સંભવિત હદે ) એકદમ જઈ પોંહોંચીને અથડાયછે, તોપણ કુદરતની અકળકળાનો કંઈ પત્તો એટલે પાર પમાતો નથી, એવી ત્હારી લીલા જોઈને હું અતિ સાનંદાશ્ચર્ય પામી તુંને નમન કરૂંછું.

૧.-મનુષ્યના જાત જાતના સ્વભાવને વિષે પણ ત્હારી અપાર લીલા જોઉંછું, પરંતુ જ્યાં જેનો ખપ ત્યાં તેની અછત અને જ્યાં જેની છત ત્યાં તેનો ખપ અથવા તેની કદર નહીં એવી વિલક્ષણ રીતની વેંહેંચણ ઘણે પ્રસંગે કુદરતને હાથે થતી જોઈને તેની અકળ કળામાં મને કશી ગમ પડી શકતી નથી, અને તેથી કરીને પછી હું મ્હારૂં ડાહાપણ જાળવી ન શકતાં વખતે તેની અવગણના કરૂંછું.

૨.-એ પ્રમાણે મ્હારૂં ડહાપણ વખતે રીસાવી જઈને મ્હોડું ચ્હડાવેછે તોપણ તેની રીસ થોડી વારજ રહીને પાછી ઉતરી જઈ, તે પાછું તરત ઠેકાણે આવેછે, ત્યારે તે વખતે હું જ્ઞાનને વિવેક કરી મ્હારે પોતાને કેમ વર્તવું તેને સારૂ નિયમો બાંધુંછું, અને પછી એવી રીતે હું મ્હારાં અંતઃકરણનાં કિલ્મિષ એટલે પાપ-મળ ધોઈ નાખી અંતઃકરણની શુદ્ધિ કરૂંછું. ૩.-સહજાનંદને વિષે જે જે રંગો જોવામાં આવેછે તે તે રંગો જોઉંછું. ૪.-ભય આણનારી.

૫.-વરઘોડાની વાડી લુંટાતી વખતે અથવા છોકરાઓ કનકવા લુંટતા હોયછે તે વખતે જે રંગો જોવામાં આવેછે તેના જેવા ખેંચાખેંચીના તથા તાણાતાણીના રંગો આ દુનિયાંનાં માયિક પ્રપંચનાં જુઠાણાંમાં જોવામાં આવેછે. હવે એ બધા છળ પ્રપંચ મિથ્યા માથાકુટ સરખા છે-કેવળ માયાનું જુઠાણું છે-એમ જે જાણેછે તેવા પુરૂષો એવા

પણ એ પ્રભુજિ તૂં ક્યાં લગિ કસિશ મુને ;
એવચની હું તેવો ન્હોઉં રે.-પ્રભુ લીલા હું૦-૬.[1]
બહુ જોયૂં બહૂ વાગી ઠોકર ;
બહૂ ઘડાયો હવે ના રોઉં રે.-પ્રભુ લીલા હું૦-૭.
રોઉં નહી જોઉં લીલા ભારી હૂં તો એમાં ;
એમાંજ[2] વિજય હું તો પૂરો સ્હોઉં રે.-પ્રભુ લીલા હું૦-૮.

---

(માત્રામત્તમયૂર.)

આ શી લીલા જોઉં પ્રભુ જોઉં આ શી ;
પુણ્ય હું સમજૂં એમાં વધુ[3] નહિં જવું કાશી.-૧.
જોતાં અંતે જન મન જાએછે હારી ;
વિદ્યા અનુભવ બુદ્ધિથિ,અટકળ બહુ ધારી.-૨.
અદ્‌ભુત કુદરત ન કળિ શકાએ રે ત્હારી ;
અલ્પ જીવડો લ્હે શૂં અગાધ ગુણ ભારી?-૩.
છે કેવો, શી ઇચ્છા, શામાટે આ સહુ;
નથિ જાણ્યૂં, ન જણાશે, જનથી મથતાં બહુ.-૪[4]
વિધ વિધ રંગે માનવિ અહિંયાં દીસેછે ;

---

રંગો જોઇને પછી અનીતિ રૂપી અસારને તજી દેછે અને નીતિના સાર-રૂપી દૂધને દોહી લેછે. ૧.-પણ હે પ્રભુ, તું મ્હને કષ્ટ-અવઘડમાં નાખી મુકીને ક્યાં લગી મ્હારૂં પારખું જોયાં કરશે ? નીતિથીજ ચાલવું એવી મેં જે પ્રતિજ્ઞા લીધીછે તે પ્રતિજ્ઞા પાળવામાં જેટલું સહન કરવું પડે તેટલું કરીશ પણ તે પ્રતિજ્ઞા પાળવામાં કદી લઠી જાઉં તેવો નથી. ૨.-એ જે તું મ્હને કસેછે તેમાંજ, એવી રીતે ( જેમ ગમે તેવું નરસ સોનું-સુવર્ણ હોય તેમ છતાં તેને ચીપાના તાપ દેવામાં આવે એટલે તે સરસ બનેછે તેમ ) મ્હારા આત્માનો સુધારો-મ્હારા આત્માનું કલ્યાણ છે !

૩.-કેટલાએક લોકો કાશી તીર્થયાત્રા કરવામાં અધિક પુણ્ય સમજીને તેમ માનેછે, પરંતુ તું અને ત્હારી લીલા સર્વ ઠેકાણે સરખી દીસેછે-માટે જ્યાં બને ત્યાં રહીને ત્હારી લીલા જોવામાં જે પૂણ્ય હું સમજુંછુ તેના કરતાં કાશી જવામાં કંઈ વિશેષ પુણ્ય છે એમ મ્હને જણાતું નથી.

૪.-તું કેવો છે, ત્હારી ઇચ્છા શું છે, અને આ તમામ સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં મૂળ ત્હારો હેતુ શો છે, એ ત્રણ વાતો મનુષ્યોથી મથી મથીને

પણ ખટઅરિ ખટપટથી મન આ ડીસેછે.—૫.
દુનિયાંદારી તો છે બહુ તોબાકારી;
ચરિત્ર જોતાં ચમકૂં ઢંગ ભુંડા ભારી.—૬.
સ્વારથ લોભ અદેખાઇ પ્રપંચને પાશે;
બંધાયાં જન રડતાં દયાંમણાં ભાસે.—૭.
ઊંધી સમજે વ્હોરી ઊંધી ઊદાસી;
એ ઊદાસી દાસી થઇ તો નહિં ફાંસી!—૮[1].

ભૂત પ્રેત સુર અસુર વળી ખાજા વ્હેમે;
પડ્યાં કુપે અંધારે નહિં નિકળે કેમે.—૯.
શંક્તી—શંબંધ ભેદો મૂળે ગુહ્ય હતા;
તેમાં ઢોંગ પસરિયા ખાવિ પડેછ ખતા.—૧૦[2].
જયમ જોયૂં પડતૂં અનુકુળ ત્યમ કીધૂંછે;
સારૂં માઠૂં જનનુંજ માની લીધૂંછે.—૧૧[3].
ચમત્કાર સૃષ્ટીમાં બહુ બહુ જોઊંછૂં;
જોઇ છુપા ભેદો આશ્ચર્યે મ્હોઊંછૂં.—૧૨.

---

થાકતાં પણ સર્વમાન્ય રીતે જણાઇ નથી અને ભવિષ્યમાં તેમ જણાવવાની પણ નથી. ૧.—અજ્ઞાનને લીધે ઊંધી સમજણે કરીને મનુષ્યોએ જે નિરર્થક ઉદાસી માની લીધેલીછે તે ઉદાસી જો દાસી થાય એટલે તે ઉદાસીનો અમલ આપણા ઉપર ન ચાલવા દેતાં જો આપણાથી તેને આપણા પોતાના અમલ તળે રાખી શકાય તો પછી માયાનો ફાંસો એટલે માયાજાળ મૂળેજ રહી નહીં એમ જાણવું!

૨.—ઈશ્વરની જે અનેક શક્તિઓ છે તેના પરસ્પર સંબંધો કેવી રીતના છે તે વિષેના મુદ્દાઓ મૂળ પ્રથમથીજ ગુહ્ય—છુપા—ઊંડા અને સમજવા—સમજાવવા કઠિણ તો ખરા, ને તેમાં વળી અનેક ધુતારાઓએ ધર્મને બ્હાને કઇ કઇ ઢોંગો ચલાવીને અનેક પંથો કહાડ્યા, એટલે તેણે કરીને આ આખી દુનિયાં ખરાબેહાલ થઇ ગઇછે!

૩.—સત્ય અસત્ય, ન્યાય અન્યાય, પુણ્ય પાપ, એ બધું આપણા પૂર્વજોને જેમ ફાવતું આવેલું તેમ તેઓ કરી ગયલાછે, અને આપણે ફાવતું આવેછે તેમ આપણે કરીયે છૈયે—બાકી, 'સારૂં કિંવા માઠું' એ તો માત્ર માણસોનું માની લીધેલુંછે—એવી રીતે દુનિયાંદારીમાં ચાલતો વહિવટ જોતાં એ પ્રમાણેનો અનુભવ થાયછે!

અજ્ઞાને ખરિ ડુબિ ગઈ વસ્તૂ[1] અંધારે ;
આશ રહી બહુ આથી આવે અજવાળે.–૧૩.
પણ અજવાળાંમાં વળિ બમણૂં અંધારૂં;
માટે તે શુદ્ધ જે એથી ન્યારૂં.–૧૪[2].
તિવ્ર બુદ્ધીએ જોતાં જડ રુપ સ્હેજજ છે;
તોપણ કોમળતામાં રહેતાં લ્હેજત છે.–૧૫.[3]
તરંગરંગે જોતાં તિમિર ખસે તેજે;
વિદ્યાઆનંદે લ્હે સૂક્ષ લગન સ્હેજે.–૧૬.
વસ્તૂ–મહિમા[4] મનને શુદ્ધ કરેછે રે;
વિજય હું લીલા જોઈ ડોલૂંછૂં લ્હેરે.–૧૭.

---

## જ્ઞાનપૂર્વક ભક્તિ.

### ગરબી.

રંગ જોઉં રંગ જોઉં રંગ જોઉંરે;
હું તો સભરભર્યો[5] સંધે બ્રહ્મ જોઉં.–ટેક.
બ્રહ્મરંગ જોતાં લ્હેરે ડોલાય બહૂ;
અનુભવાનંદમાં ભવાધિ[6] ખોઉં રે.–હૂં તો સભર૦–૧.
ભ્રાંતી ઊપાધિ અહંભાવ સહૂ છૂટ્યાં;
પ્રતિબિંબ[7] મુકી બિંબરંગ[8] જોઉં રે.–હું તો સભર૦–૨.

---

૧.–સત્ય વસ્તુ જે પરબ્રહ્મ તે. ૨.–આ જગતને વિષે ધર્મના અનેક પંથો છે; હવે એ પંથોમાં પેસવાથી તો અજવાળાંને બદલે ઉલટું બમણું અંધારૂં જોવામાં આવેછે, તેટલામાટે નાસ્તિક પણ ન થવું, અને એવા કોઈ પંથનો મમત પણ ન તાણવો, અને મધ્યસ્થ રહીને સર્વમાંથી સત્વ લઈને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી લેવું એ ઉત્તમ વાત છે.
૩.–એ કડીના પૂર્વાર્ધને વિષે સાંખ્યશાસ્ત્રનો મત કહી જણાવીને પછી ઉત્તરાર્ધને વિષે કોમળ વેદાંતશાસ્ત્રના મતનું પ્રતિપાદન કરવામાં આવેલુંછે. ૪.–સત્ય વસ્તુ જે પરબ્રહ્મ તેના મહિમા–પ્રતાપે કરીને આ મન શુદ્ધ–નિર્મળ–સ્વચ્છ થઈ જાયછે.
૫.–સઘળે પસરી રહેલો–ભરેલો–સર્વવ્યાપક.
૬.–આ સંસારને વિષે મનમાં ઉત્પંન થતા આધિયો.
૭–૮.–પ્રતિબિંબ જે માયા–અને તે થકી નિપજેલી જે માયિક સૃષ્ટિ–

ચૈતન્ય સાગર જેમનો તેમ હું;
રૂપે તરંગ પણ જુદો ન્હોઉં રે.—હું તો સભર૦—૩.[1]
વિજય સહજ ઘર ગાજું ઉછળું સમું;
ભક્તિજ્ઞાને બ્રહ્મમાંહિ ભળ્યો સ્હોઉં રે.—હું તો સભર૦—૪.[2]

---

## ઇશ્વર સ્તુતિ.

(પદ—રાગ વસંત.)

શૂં વરણૂં રે શૂં વરણૂં, નહિ વાણીમાં[3] જોર ;
ગુણ અગણિત પ્રભૂ તાહરા.—શૂં વરણૂં.—ટેક.

ઉપકાર અનેક ત્હારા કીધા લહું મનમાં, લહું મનમાં રે લહું મનમાં,
પણ કથિ ન શકાય, શબ્દો ન મુજને શોધ્યા જડે.—શૂં વરણૂં૦—૧.
ત્હારા ગુણ ગાતાં પાર ન પામિયા કવિ મ્હોટા, કવિ મ્હોટા રે કવિ મ્હોટા,
મ્હોટાં વેદ પુરાણ, તે પણ નેતિ નેતિ[4] વદે.— શૂં વરણૂં૦—૨.
પણ સ્તવનભક્તિ શુદ્ધ ભાવની ત્હેને ભાવે, ત્હેને ભાવે રે ત્હેને ભાવે,
મ્હારી ભૂલ અથાક, ઓ પ્રભૂ મનમાં તું નાણતો.— શૂં વરણૂં૦—૩[5].

---

તે મુકીને એટલે તેને મિથ્યાભાસ—મૃગજલ સરખી જાણીને મૂળ સત્ય બિંબ જે પરબ્રહ્મ તેનો રંગ—તેની લીલા જોઉંછું. ૧.—પરબ્રહ્મ તે જાણે ચૈતન્યનો સાગર તે પોતાની સ્થિતિને વિષે નિરંતર જેમનો તેમ છે, અને આ ચૈતન્યસ્વરૂપ જે આત્મા તે તરંગ એટલે મોજાને રૂપે જુદો ભાસેછે, તથાપિ એ તરંગ તે સાગરથી વસ્તુતઃ જુદો નથી.

૨.—એ ચૈતન્ય સાગર સહજ સ્વભાવે—પોતાની મેળેજ—પ્રકૃતિએ કરીને વેળાએ ગાજેછે, વેળાએ ઉછળેછે, અને તેમજ વેળાએ પાછો સમી જાયછે. એવો જે એ ચૈતન્ય સાગર પરબ્રહ્મ તેને વિષે ભક્તિજ્ઞાને કરીને આ ચૈતન્ય સ્વરૂપ આત્મા તલ્લીનતાનું સુખ લે તો શોભે.

૩.—ત્હારા ગુણો અવાચ્ય છે—હે પરાત્પર પ્રભુ, ત્હારા ગુણો વાણીથી પર છે—તેનું વર્ણન વાણીએ કરીને કેમ કરી શકાય ?

૪.—જે ગુણોનો ન ઇતિ—કહેતાં છેડો નથી—એવા તે અનંત—અપાર છે. ૫.—એમ છતાં જો કોઈ શુદ્ધ અંતઃકરણે કરીને ખરા ભાવથી ( પછી ગમે એવી ગાંડી ઘેલી કે તોતલી તેની વાણી હોય તેમ છતાં ) ત્હારી સ્તુતિ કરેછે તો તેને તું માની લઈને સ્વિકારેછે. નાણતો એટલે ન આણતો—આણીશ નહીં (એવી મ્હારી પ્રાર્થના છે).

હું તો કેવળ બાળ અજ્ઞાન છું છેક કાચો, છેક કાચો રે છેક કાચો,
કરૂં ઘડિ ઘડિ ભૂલ, તું વણ કોણ બચાવશે ?– શૂં વરણૂં૦–૪.
પ્રભુ શિક્ષા કરે તું તો સાનમાં મર્મવાળી, એવી માર્મિક રે મર્મવાળી,
પૂરે અંતરે શાખ ફરિ ભુલે કર્મજ હીન તે.–શૂં વરણૂં૦–પ.[1]
પ્રભુ દૃષ્ટિ સમાન છે તાહરી બહુ પ્રેમી, બહુ પ્રેમી ને વળિ નેમી,
એ તો ખુબિ ભંડાર, એમાં પ્રતાપ અપાર છે.–શૂં વરણૂં૦–૬[2].
ત્હારી કાંતિ ભરી સાક્ષાત છે જગલીલા, જગલીલા રે જગલીલા,
તેમાં વિજય હું લીન, મગન છું કુદરતિ રંગમાં.–શૂં વરણૂં–૭.

---

## ઈશ્વિર સ્તુતિ.

### (પદ—રાગ પરાજિયો.)

તુજ આશ્રય એક મ્હોટો, પ્રભુજી, તુજ આશ્રય એક મ્હોટો;
અવર કહેવાનો ખોટો, પ્રભુજી, તુજ આશ્રય એક મ્હોટો.–ટેક.
જ્યાં જોઉં ત્યાં દેખૂં, ભવરચના[3] પૂરી; તુજ કૃપામાં નહિં તોટો.–પ્રભુ૦-૧.
આ દુનિયઈ ઓથ સંધી નકામી; તારે શૂં કાણી ઓટો?–પ્રભુજી૦–૨.[4]

---

૧.–ઈશ્વરની લાકડીને અવાજ નથી; પરમેશ્વર મનુષ્યને તેનાં પાપ-કર્મને માટે જે શિક્ષા કરેછે તે તરત અને ઉઘાડી–દેખાઈતી રીતની નથી કરતો, પરંતુ એવી રીતની સાંનમાં–ઈસારા જેવી અને મર્મવાળી કરેછે કે પેલાં મનુષ્યનું પોતાનું અંતઃકરણજ સમજે, અને પછી આપો-આપ પોતાને વિષે સાક્ષી પુરે કે "અરે આ મેં ફલાણું પાપકર્મ કર્યું હતું તેનું ફળ મ્હને આજે આપ્રમાણે મળ્યુંછે–મ્હને આવી રીતે ઈશ્વરે શિક્ષા કરીછે," હવે એ પ્રમાણે સમજીને ફરીથી એ વાત ભુલી જઈને પાછાં બીજાં પાપકર્મ કરે તે ખરેખરા કર્મહીન–અક્રરમી–અભાગિયા જાણવા.

૨.–જ્યાં પ્રેમ છે ત્યાં દયા–રહેમ હોયછે; હવે જો દયા અને રહેમ હોયછે તો તેની સાથે નેમ એટલે નિયમ અને ન્યાય રહી શકતો નથી; એમ છતાં પરમેશ્વર તો એકી વખતે પ્રેમી પણ છે અને વળી નેમી પણ છે, માટે એ વાતને વિષેજ પરમેશ્વરનો મ્હોટો પ્ર-તાપ રહેલો જણાયછે, અને એમાંજ ખુબીનો ભંડાર ભરેલોછે એમ નિશ્ચય થાયછે.

૩.–સૃષ્ટિની રચના–લીલા–સૌંદર્ય.

૪.–આ દુનિયાંમાં કાઈ પણ મનુષ્યના આશ્રય ઉપર આધાર રાખીને રેહેવું એ કેવળ ન-

સાહ્ય કરે શો અદૃશ્ય કર તુજ; આણી સૂધા જિવ[1] ભોટો !–પ્રભુ૦–૩.
અહંભાવ તો અવિદ્યા ભ્રમમાં ; આખર પસ્તઈ રોતો.–પ્રભુજી૦–૪.
ઓ પ્રભુ કરને સાહ્ય આ વંઠ્યૂં મન; ભટકેછે સુંઘી માયા–ગોટો!–પ્ર૦–૫[2].
ષડ્રિપુ જિતવા અવર ન સાધન; તુજ આશ્રય એક સોટો.–પ્રભુ૦–૬.
ત્રિવિધ તાપ ટળી થાઉં શીતળ; પીતાં ભક્તિરસ લોટો.–પ્રભુજી૦–૭.
ભવપિંડ ભય સહુ વિજયનું ભાગ્યું; શાને લ્હેતાં[3] પરપોટો.–પ્રભુ૦–૮.

---

અકળ કળા ક્યમ લ્હઈયે[4]; પ્રભુ ત્હારી, અકળ કળા ક્યમ લ્હઈયે !–ટેક.
મનુષ્યનિ બુધ્ધી તે ક્યાં સૂધી ? જ્યાં જ્યમ ભાસ્યૂં[5] ત્યમ કહઈયે.–પ્ર૦–૧.
મૂળ ખરો તુજ હેતુ સમજંતાં; થાકી હારી જઈયે.–પ્રભુ ત્હારી૦–૨.
ક્રોધ કૃપા ત્હારાં ભેદે લપેટ્યાં; હમે તો ભુલમાં ભમીયે.–પ્રભુ૦–૩[6].
સમજ શુભાશુભ સાચિ ન પેહેલે; ફળ દેખી વિસ્મય થઈયે.–પ્રભુ૦–૪.
ઘણીક વેળા સુખનો ધારી; દુખનો રસ્તો લઈયે.–પ્રભુ ત્હારી૦–૫.
વળિ ઘણિ વેળા દુઃખજ કારણ,–સુખનૂં દેખી હરખઈયે.–પ્રભુ૦–૬[7].

---

કામું છે, કારણ કે જે ગાબડાંવાળું–કાણાં વાળું વ્હાણુ–હોડી–બોટ છે તે બીજાંને તરાવીને શી રીતે પાર ઉતારી શકે ?

૧.–અજ્ઞાન–બેસમજ–મૂર્ખ–ભોથડ જીવોને.–અવળે રસ્તે જતાં અજ્ઞાની મનુષ્યોને સુધે રસ્તે દોરી લાવવામાં ત્હારો હાથ અદૃશ્ય રીતની સાહ્યતા–મદદ આપેછે. ૨.–અરે પ્રભુ, આ મ્હારૂં મન વંઠી ગયલુંછે તેને માયા રૂપી ગોટો–કલગી, સુંઘવાનું વ્યસન પડી ગયલુંછે. પછી એ કલગી સુંઘેછે એટલે એને તેનું ઘેન ચ્હડી જાયછે, અને તેની ખુમારી ચ્હડી આવેછે, પછી તે ખુમારીમાં મરજીમાં આવે ત્યાં રખડતું ફરેછે, માટે એવાં એ મ્હારાં મનને ઓ પ્રભુ તું ત્હારે સ્વાધીન-ત્હારીજ ભક્તિમાં રહે તેમ કરની. ૩.–આ મનુષ્યાદેહ માત્ર ચૈતન્ય સાગર વિષેના પરપોટા સમાન છે એવું બ્રહ્મજ્ઞાને કરીને જાણવા–સમજવાથી.

૪.–સમજીયે. ૫.–જ્યાં જેવું ઉપરથી જોવામાં આવેછે તેવું ( સારૂં માઠું ) કહિયે છઈયે. ૬.–ત્હારો ક્રોધ કે ત્હારી કૃપા જે હોયછે, તે ભરમમાં વિંટાળેલાં હોયછે એટલે તે ઢંકાયલાં હમારા જોવામાં આવેછે, તેથી કરીને ત્હારી કૃપાને અકૃપા માનીને, તથા અકૃપાને કૃપા માનીને, હમે ઘણીવાર ભુલમાં પડીને ગોથાં ખાઈયે છૈયે.

૭.–અગાઉ જે દુખ પડેલું તે જો ન પડ્યું હોત તો પાછળથી જે

એમ શુભાશુભ અધુરિ સમજથી; માયામાં સપડઈયે.–પ્રભુ ત્હારી૦–૭.
આ પ્રભુ જાચૂં વિજય હું આ વર,–ન્હોમાં[1] સૂધા ન્હઈયે[2].–પ્રભુ૦–૮.

---

## ઇશ્વર સ્તુતિ અને પ્રાર્થના.

(ગરબી.)

આહા શી લીલા પ્રભુ ગાઊં તાહરી;
રહિ અદૃશ્ય કરિ કરુણાદૃષ્ટિ શિ તાત જો;
નાજ ફરે એવી હતિ મ્હારી દુર્દશા;
સ્હેજે ફરિ, દુખ સ્વપને,[3] છઊં રળિયાત જો.–આહા શી૦–૧.
દુખના દહાડા કહાડ્યા મેં બહુ દોહ્યલે;
બનિ ગઈ દુબળી માંદગિમાં નિત રોઈ જો;
દયામણી દીસૂં હૂં સાથીડાં વિનાં;
ધિરજ આપવા રહ્યૂં કને નહિં કોઈ જો.–દુખના દાહાડા૦–૨.
દુખદરિયામાં ડુસકાં ખાઈ તણાઊં હૂં;
કરું શૂં અબળા નહિં કોનો આધાર જો;
લાગે ઝાંખો ફીકો સહુ સંસારડો;
નુર મુજ ઝાંખૂં હાય બાળ્યો અવતાર જો.–દુખના દાહાડા૦–૩.
મટ્યો વ્યાધિ પણ આધિજોશ બદલે વધ્યો;
ઊગરવાને રહ્યો ન કો ઊપાય જો;
નિશદિન દમતાં ભીતરનાં દર્દો સહૂ;

---

સુખ પ્રાપ્ત થયું તે થાત નહીં–એવી રીતે સુખનું કારણ–ની ઘણીકવાર દુખ જોઈને પછી તેવાં દુખને પાછળથી સંભારતાં હરખ ઉપજેછે.

૧.–પ્રવાહને વિષે. ૨.–ગતિમાં–ચાલમાં સૂધે મારગે રહિયે.

૩.–જે દુર્દશા નાજ ફરે એવી હતી (વિધવાપણાંની) તે સેહેજમાં જતી રહી ને મેં જે તે વેળા દુખ ભોગવેલું તે જાણે સ્વપ્નમાં ભોગવ્યું હોય તેવું હવે મ્હને લાગેછે; અથવા તે દુખ હાલમાં હવે માત્ર મ્હારાં સ્વપ્નને વિષે જણાયછે–જાગૃતમાં મુળગું નથી જણાતું; અને હમણાં હું રળિયાત–સારી–જેવી જોઈયે તેવી સ્થિતિમાં છઊં–એ સર્વ, હે પ્રભુ ત્હારી કૃપા.

અકળાઈ જિવ તો મોત ભલેરૂં[1] હાય જો.—દુખના દાહાડા૦—૪.
પણ પ્રભુ ધન્ય દિધો વેળાસર સાથિડો;
આપિ ધિરજ મુજ જાણનહારો દાઝ જો;
તન મન ધન શ્રમથી રે એવો ના મળે;
ફળ્યો મ્હને શૂં સહ્યું દુખ તે તપ[2] આજ જો?—આહા શી૦—૫.
હર્ષ-ઘેલડો થઈ રહિશ્રૂ હૂં તો ખરે,
ક્યાં ગયું દુખ તે નથિ કંઈ હવડાં ભાન જો;
પણ પ્રભુ એકજ ત્હારે છૂં હૂં આસરે;
વિચાર આવે, રહેશે શું સદા આમ જો?—આહા શી૦—૬.
અંત લગી સાચો રહે મુજસૂં સાથિડો;
ઓ પ્રભુ જાચૂં કુદરત ન કરે ઘાત[3] જો;
યોગ્ય વળી રસ ઝિલવે દેવે થાઉં હૂં;
કહે વિજિયા કો દર્દી જાણે વાત જો.—આહા શી૦—૭.

---

## ઈશ્વિર પ્રાર્થના.

### (પદ—રાગ કાફી.)

સામું જોની સાહેબા તું મ્હારી રે;
સ્થીતિ આ શી ત્હારા વિજય શિશુ તણી.—સામું જોનિ૦—ટેક.
અતિ કવગી[4] સ્થીતિમાં,—છતાં રહૂંછૂં નીતિમાં;
કો ન જાણે અવર, તું એક જાણે રે;
મ્હારાં ચિત્તની જે વ્યગ્રતા[5] ઘણી.—સામું જોનિ૦—૧.
નથિ હું સ્રીમાટે કહેતો, નથિ માગ્યો પૈસો મેં તો;

---

૧.—વધારે રૂડું-બ્હેતર. ૨.—જ્યારે હું વિધવા હતી તે વખતે જે મેં દેહકષ્ટ ભોગવેલું તેના બદલામાં મ્હને શું તેનું આ વખતે આ સુખ રૂપી ફળ મળેછે? ૩.—કુદરત એવી છે કે તે માણસોનાં મનની સ્થિતિ હોયછે તેવીની તેવી હંમેશા કાયમ રાખતી નથી; માટે એ પ્રમાણે મ્હારો સાથીડો આગળ જતાં પોતાનું વચન તોડે નહિં એમ હું ઓ પ્રભુ, ત્હારી પાસે પ્રાર્થના કરી માગુંછું.

૪.—એવી રીતની કે જેમાં નીતિ જાળવી રાખવી બહુજ મુશકેલ પડે એવી કવગી. ૫.—બ્હાવરાપણું-ગુંચવણ—અકળામણ.

હું છઉં એક નિર્મળાનંદનો ભુખ્યો રે;
ક્યમ દોડું હું બીજા માયાની[1] ભણી?–સામું જોનિ૦–૨.
તે[2] માટે હું બહુ રખડ્યો, જગે ખોળતાં ન જડ્યો;
ભાળ્યો ઊંચો ભૂધર ત્હારી ભક્તિમાં રે;
કવિતા જાણી વળિ તેની નિસરણી[3].–સામું જોનિ૦–૩.
મેં તો હાથ ઝાલ્યાં એ બે[4], હાવાં તું નિભાવિ લેજે;
વિનવું પ્રભુ પાડજે પૂરાં સહુ કોડ રે;
દોષ ભુલી મુને નીજ બાળ તૂં ગણી.–સામું જોનિ૦–૪.
કષ્ટ મ્હારાં કાપજે તૂં, મતિ સુધી રાખજે તૂં;
સદા હું તો ત્હારીજ માગુંછું સેવા રે;
નથિ તૂં વણ બીજો વિજયને ધણી.–સામું જોનિ૦–૫.

(પદ—રાગ કાફી.)

આલ પ્રભુ સાચું તું સૂખ રે;કરગરી માગુંછું મૂખ હું.–આલ૦–ટેક.
જ્યમ પુરૂષને નારી, પ્હેલાં તો લાગે પ્યારી;
પરિચય થયા પછી લૂખ રે[5].–કરગરી૦–આલ પ્રભુ૦–૧.
ત્યમ માયામાં મેં મૂઢે, પ્હેલાં અતિ જાણ્યૂં સુખ;
પણ દીઠૂં હાવાં તો બહુ દૂખ રે.–કરગરી૦–આલ પ્રભુ૦–૨.
હું તો છું કંટાળ્યો એથી, એ ન જોઇયે મ્હારે ભુંડી;
છે લાગી તવ ભક્તિ ભૂખ રે.–કરગરી૦–આલ પ્રભુ૦–૩.
કહુંછું વિજય મ્હારી, દીનદયાળુ દેવા;
કર માફ મા લે દીલ ચૂક રે.–કરગરી૦–આલ પ્રભુ૦–૪.

---

૧.–મોહરૂપ–નાશવંત. ૨.–તે નિર્મળ આનંદને માટે.

૩.–તે નિર્મળ આનંદ જે ઊંચો દીઠો તે ઠેકાણે ચ્હડવાની ( કવીતા તે જાણે નિસરણી હોય તેવી જણાઈ.) ૪.–ત્હારી ભક્તિ અને કવીતા.

૫.–લુખી; રસ–તેજી વગરની–( પ્રથમ જેવો દુરથી ઉપલો તનનો ચળકાટ જણાયછે તેવો પાછળથી પાસે રહીને બુદ્ધિનો ચળકાટ જોવામાં આવતો નથી. )

## (પદ—રાગ પરજિયો.)

લોની સેવક-સંભાળ; સ્વામી ત્હમે, લોની સેવક-સંભાળ.-ટેક.
મેં ભુંડાં માછલડાંએ ભક્ષનો કીધો લોભ; ગંઠઈ શરીરે માયાજાળ.-સ્વા૦-૧.
આમતેમ ખભળું ને દાંતે હું કરડું પણ,ન ત્રુટે મુખથી પડે લાળ.-સ્વામી૦-૨.
જો નાથ જરા ત્હમે દૃષ્ટિજ કરો હવડાં; ત્રૂટે એ તડોતડ જાળ.-સ્વામી૦-૩.
વળિ મારે ફુફવાડા એ પેલા ષડ્રિપૂ; હોય જાણે ભડ વ્યાળ.-સ્વામી૦-૪.
અધુરામાં પૂરા વળિ ત્રિવિધતાપ પેલા;વરસાવે ઊન્હિ ઉન્હિ ઝાળ.-સ્વા૦-૫.
મ્હો આગળ આમ દુ:ખથી ટળવળું; નાનકડૂં હૂં બાળ.-સ્વામી ત્હમે૦-૬.
દલમાં કયમ નથી આણતા દયા મ્હારી; કહેવાઓ દીનદયાળ.-સ્વામી૦-૭.
શિક્ષા આવી સ્વામીજી દોછો તે; એવાં મેં શાં કીધાં આળ?-સ્વામી૦-૮.
આ દુ:ખ તો નથી રહેવાતાં વિજયથી; ગમેતો આણો હવાં કાળ.-સ્વા૦-૯.

## ( પદ—રાગ ધનાસરી. )

આ દુખ તે કયમ સાંખૂં, પ્રભુજી, આ દુખ તે કયમ સાંખૂં?-ટેક.
ત્રિવિધ તાપથી બળતે ઝુંપડે; શી કઠિણઈ ધિર રાખૂં?-પ્રભુજી, આ૦-૧[1].

---

૧.-આધિ, વ્યાધિ, અને ઉપાધિ-એ ત્રણ તાપે કરીને આ ઝુંપડું બળી રહેલુંછે-એ ઝુંપડું તે આ તન રૂપી ઝુંપડું છે તેને વિષે આત્મા રૂપી ધણી, મન રૂપી એ ઘરનો વહિવટ ચલાવનાર, અને ધન રૂપી સેવક (જે કે એ ઘરની બ્હાર આસપાસ ફરતો કે વખતે મેડી ઉપર ઝરૂખામાં બેઠલો ચોકી કર્યા કરેછે અને ઘરમાંથી જે જે હુકમ થાયછે તે તે બજાવતો રહેછે) એવી રીતે એ ઘરમાં વસનારાંઓ છે. હવે એ ઘરને ઉપર કહેલા ત્રિવિધ તાપની આગ લાગી રહેલીછે, પરંતુ એ આગ એવી રીતની છે કે એ ઘરને બાળીને તેની ખાખ કરી નાખે તેમ નથી-પણ તેને સદૈવ ધીમી આંચે કરીને દઝાડયાં કરીને સિઝવ્યાં કરેછે, અને એ પ્રમાણે નાશ ન કરતાં એ ઘરને તથા તેમાં વસનારાંઓને રીબાવ્યાં કરેછે-ત્યારે એવી સદૈવ આગ લાગી રહેલી જોઈને એ ઘરનો ધણી જે આત્મા તે ઈશ્વરની પ્રાર્થના કરીને પોતાની અકળામણનો ઉભરો (જેમ વરાળ-યંત્રમાંથી બાફ અને વરાળ કારમી ચીસ પાડીને બ્હાર નિકળેછે તેમ) બ્હાર કહાડીને કહેછે કે હે પ્રભુ, આવી રીતે ત્રિવિધ તાપથી બળતે ઝુંપડે હું મ્હારાં હૃદયને વિષે કેવી રીતે કઠણપણું-સહન કરવાની શક્તિ અને ધીરજ-સબુરી રાખી શકું?

ગઈગુજરી ને બનતી વાતો; ક્યમ ભીતરની ભાખૂં?–પ્રભુજી, આ૦–૨.
પેટનું ઊન્હૂં આંસુ ઉન્હાં આ; તું વણ કોને દાખૂં?–પ્રભુજી, આ૦–૩.
સત્ય રાહપર ચાલૂં તોએ; માયા મારે ડાકૂં[1].–પ્રભુજી, આ દુખ૦–૪.
સહુ ફેંકૂં ને ક્યાંલગિ હૂં તે; નુર મુજ થાતૂં ઝાંખૂં.–પ્રભુજી, આ૦–૫.
બહુ સાલે પડતા ઘા કારી; ચીસો કારમિ નાખૂં.–પ્રભુજી, આ૦–૬.
ઘણી વાર અકળામણથી તુજ; વદતો ભૂંડો વાંકૂં.–પ્રભુજી, આ૦–૭.
પણ પછિ જ્ઞાને બહુ હું સમાવૂં; અકળ કળાને માન આપૂં.–પ્રભુજી,
થઈ ધીરો હૂં સાંખૂં.–૮.
રે શૂં કરું બહુ કઠિણ થઈ હૂં; હૈડું કરતો પાકૂં.–પ્રભુજી, થઈ ધીરો૦–૯.
ખોતાં ત્રિપુટી જ્ઞાન વિચારે; શુદ્ધ પ્રેમરસ ચાખૂં.–પ્રભુજી,થઈ ધીરો૦–૧૦[2].
તલ્લિનસુખ રહેજે[3] સહુ ભુલવે; વિજય ભરૂંસો રાખૂં.–પ્રભુજી, થઈ૦–૧૧.

(પદ—રાગ જોગી અસાવરી.)

એ પ્રભુ ક્યાંલગી, જુલમી આ જામ[4];
રહેશે આ હાલતે આમનો આમ?–એ પ્રભુ ક્યાંલગી૦–ટેક.
ઝોકું આવંતાં તો રિપુ સપડાવે;
જિવડો થાકેલો ત્યાં કઈપેરે ફાવે?–એ પ્રભુ૦–૧[5].

૧.–માયા રૂપી ભૂંડ જે દિશાએ જાઉંછું તે દિશાએ મ્હને ડાકું મારવા આવેછે, અને આખરે ખુણો ખોચરો–ગલીકુચીનો રસ્તો શોધી લેવાને મ્હને ફરજ પાડેછે–પરંતુ તેનાં ડાકાંની બ્હીકથી કદી પણ હું એવા આડા રસ્તા શોધતો પણ નથી અને લેતો પણ નથી–હું આખરે બ્હાર કોઈ પણ દિશાએ જવાની વાતજ છોડી દઉંછું, અને પછી એ ભૂંડ જે ઠેકાણે ન નડે તેવું સ્થળ–એકાંતવાસ શોધી લઈને, તે એકાંતવાસને વિષે રહુંછું. ૨.–ત્રિપુટી એટલે જોનાર, જોવાની વસ્તુ, અને જોવું–અથવા જ્ઞાતા, જ્ઞેય, અને જ્ઞાન–તેમજ વળી કર્ત્તા, કર્મ, અને ક્રિયા–એમ જે ત્રણ વાત તે એવી રીતે એ ત્રણે વાત બ્રહ્મજ્ઞાનના–વિચારમાં રેહેતી નથી–જતી રહેછે–અને પછી તે વેળા બ્રહ્માનંદને વિષે તલ્લીનતાનું સુખ અનુભવાયછે. ૩.–સહજાનંદને વિષે.
૪.–જામ એટલે એક પોહોર અથવા ત્રણ કલાકનો જે વખત તે; પરંતુ આ ઠેકાણે એ શબ્દ માત્ર કાળસૂચક છે તેથી કરીને કંઈ પણ વખત–મુદત; ચોઘડિયું. ૫.–જરાક પણ જો કોઈ વખતે હું અસાવધ હોઉંછું એટલે જાગૃત નથી હોતો, અને હમેશ જાગૃતિમાં

ઘોર અંધારે દહેશત બહુ ભારી;
જોતાં જુલુમ જિંદગી થાય અકારી.—ઓ પ્રભુ૦—૨[1].
છ રિપુ ને આ એકલ તેઓ મંદ;
ગતિ શું કરે વિણ અમિ સુખકંદ?—ઓ પ્રભુ૦—૩[2].
નથિજ રહ્યૂં હાંવાં સામર્થ્ય મ્હારૂં;
નહિં ઉપચાર ત્યાં શૂં રે ઉચ્ચારૂં?—ઓ પ્રભુ૦—૪,
વિત્ત સોષે આધિ દયા નાણે કાંઈ;
તેમાં સાધન અનુકૂળતા ન્હાંઇ.—ઓ પ્રભુ૦—૫[3].
તન સોષ્યૂં ને આ અગન મનમાં તે;
ચાવતી મગજ આણી સનેપાતે!—ઓ પ્રભુ૦—૬[4].

---

રહેવાથી કોઈ વખતે થાક ચ્હડીને મ્હને જો જરાક પણ ઝોકું આવેછે તો પેલા કામ ક્રોધાદિ છ શત્રુઓ તરત મ્હને સપડાવેછે, અને એ પ્રમાણે નિરંતર એ છ શત્રુઓની સાથે લડતાં મ્હને વેળાએ થાક ચ્હડેછે, કેમકે હું એકલો ને એ તો છ જણા, તે મ્હને વારાફરતી સતાવતા રહેછે—હવે હું એ પ્રમાણે થાકેલો જીવ તે એ છ શત્રુઓની સામાં એકલો કેમ કરીને ફાવી શકું? ૧.—પછી એ પ્રમાણે એ છ શત્રુઓ મ્હને જ્યારે હરાવેછે ત્યારે તેઓ પોતાને સ્થાનકે મ્હને લઈ જાયછે; તે ઠેકાણે હંમેશાં અજ્ઞાન રૂપી રાત્રીએ કરીને કેવળ અંધઃકારજ વ્યાપી રહેલો હોયછે, અને તે અંધારાં ઘોરને વિષે અનેક પ્રકારની મનને વિષે ભય—કલ્પનાઓ ઉઠેછે, અને તેમાં ભુત પિશાચ—ડાકેણ વગેરેના વ્હેમોનો જે જુલમ જોવામાં આવેછે તેથી કરીને આ જિંદગી અકારી—ત્રાસ—કંટાળા ભરેલી થઈ જાયછે. ૨.—મંદ એટલે નિર્બળ. હે પ્રભુ, ત્હારી કૃપા—સાહ્યતા રૂપી જે અમી કહેતાં અમૃત જે કે મનુષ્યનાં સુખનું મૂળ છે તે વિનાં એ છ શત્રુઓની સામાં ગતિ એટલે સામો વેગ—એ છ શત્રુઓના ઉપર હુમલો—ધસારો મ્હારાથી કેવી રીતે કરી શકાય?

૩.—એવી એ બળતરાએ—આધિએ કરીને મ્હારૂં વિત્ત—બળ—કસ ચુસાઈ જાયછે, અને એવી જે મ્હારી દુર્દશા છે તેમાંથી છુટવાને જોઈતાં મ્હારી પાસે સાધન નથી તથા મ્હને કોઈ રીતની અનુકુળતા નથી—(બાકી જો સાધન અને અનુકુળતા હોય તો હું આવી સ્થિતિમાં સમજીને પડી રહું તેવો નથી—એવો ભાવાર્થ છે.) ૪.—એવી રીતે આ મ્હારૂં શરીર સોસવાઈ જઈને દુર્બળ બની ગયુંછે, અને હવે આ મ્હારાં મનનું જે દર્દ તે (માણસ જેમ સનેપાતમાં લવતું હોય તેમ) આ પ્રમાણે

અનાથબંધૂ તું છે અંતર્યામી;
ક્યમ ન દયા લે જાણી દશા છાની?–ઓ પ્રભુ૦–૭.
પ્રકૃતિ શાંત તરંગમાં રંગી;
ખિજવે તેને રિતિ દુનિયાં બેઢંગી!–ઓ પ્રભુ૦–૮[1].
મ્હાઉં ભલૂં મૃત્યૂ કાયર થાતાં;
પણ ન ત્રુટે મંદ ઊન તણાતાં!–ઓ પ્રભુ૦–૯[2].
કસાઈ થયો દ૮ વિજય તો શિખશે;–
રહેતાં, ન હારી, તું જયાંલગિ કસશે!–ઓ પ્રભુ ક્યાંલગી?–૧૦[3].

(દ્વિગુણ નારાચ વૃત્ત.)

કૃપાળુ દેવ હે દયાળ, દીન હીન. જગતપાળ,
ભાળ લે સિઝાઉં બાળ, કાળઆળઝાળમાં;

---

જેમ આવેછે તેમ કવિતા રૂપે બ્હાર નિકળી પડેછે.

૧.–હે પ્રભુ, તું જાણેછે કે હું શાંતપ્રકૃતિનો અને વિચારના તરંગમાં રંગીલો–આનંદી જીવ છું; એવો જે આ મ્હારો જીવ તેને આ બેઢંગી દુનિયાંની રીતભાત તથા તેનાં છળપ્રપંચ–કાવતરાં એ સહુ જોઈને ઘણો કંટાળો આવેછે, અને પછી તેને આખરે આવી રીતે ખીજવાઈ જઈને અફસોસ કરવો પડેછે કે અરે હું આ આવી તબિયતનો જીવ તેને આવી રીતની દુનિયાં સાથે કાં પાનું પડયું?!

૨.–પછી એ પ્રમાણે દુનિયાંથી કાયર થઈને તે કાયરપણું તેને બતાવવાના કરતાં, અને તેને એ પ્રમાણે સાચી વાત કહેવાના કરતાં, મરવું એ બ્હેતર છે–એમ વિચાર કરૂં, પણ વળિ પાછો આ જીવ કંઈ એવો ઊનના જેવો સ્થિતિસ્થાપક ગુણ વાળો જણાયછે કે તે ચિકણો થઈને આ કાયાની સાથે વળગીજ રહેલોછે તે ગમે તેટલો ખેંચાયછે–તણાયછે તોપણ તેનાથી છુટો મડી જતો નથી, અને એ બેનું સ્નેહાકર્ષણ, એવી રીતે તણાતાં છતાં, તુટતું નથી!

૩.–એ પ્રમાણે પછી આ મ્હારો જીવ જેમ જેમ કસાતો જાયછે તેમ તેમ તે વધારે વધારે દ૮–રીઢો થતો જાયછે, અને એ પ્રમાણે સહન કરતાં શીખીને સહન કરવામાં હારી ન જતાં એટલે સહન કરતી વખતે બબડયા વગર ઈયા ત્હારી હજુરમાં કંઈ પણ હવે પછી એ છ શત્રુઓ વિષેની રાવ લઈ આવ્યા વગર કે કશી પણ ફરિયાદ કર્‍યા વગર મુગો મુગો જે જે સહન કરવું પડશે તે તે વિજય સહન તો કર્‍યાં કરશે,–પરંતુ એક આટલું અકળાઈને તે પુછેછે કે વારૂ એ પ્રમાણે ત્હારી ઈચ્છાને તાબે થઈને તે સઘળું સહન કર્‍યાં કરેછે તેમ છતાં તું ક્યાંલગી એ પ્રમાણે તેને કસ્યાંજ કરશે?!

સિઝૂં થવાય ખાખ[1]ના, ખસાય ના ન્હસાય ના,
ધસાય ના ચસાય ના, ફસાઉં જાળફાળમાં ;
કરૂં બહૂ બહૂ ઉપાય, થાય તે સહૂ અપાય[2],
કેમ હાય એ ખમાય, ઝંપ કેમ પાઉં[3] રે ;
સુઝે ન રાહ તો ખરો, રહ્યો ન કોઈ આસરો,
અરે હવે નિધા કરો, પ્રભૂ હું ક્યાંહ જાઉં રે ?–૧.
વિચારિને ધરી વિવેક, સાહિ સત્ય પ્રેમ ટેક,
ભાળિ નીતિપંથ એક, રૈ સુધોજ ચાલતો ;
સુજ્ઞાનથી સમાવિ દૂખ, હોય ભાખિ માનિ સૂખ,
રાખિ રૈ પ્રસંન મુખ, જ્ઞાનસૂખ મ્હાલતો ;
પરંતુ વિઘ્ન આવતાં, સુપંથથી ન્હસાડતાં,
ગલીકુચી ભમાવતાં, ન કેમ હૂં મુઝાઉં રે ?
સુઝે ન રાહ તો ખરો, રહ્યો ન કોઇ આસરો,
અરે હવે નિધા કરો, પ્રભૂ હું કયાંહ જાઉં રે ?–૨.
બહૂ બહૂ પડ્યાછ ઘાવ, બ્હો સહ્યૂં હવાં રુઝાવ,
કે કૃપા કરી ભુલાવ, આમ તો ન રહેન રે ;
રુઝે ન એક ઘા પુરો, પડી બિજો[4] કરે ચુરો,
સહૂં હું તે સહૂ શુરો, ન જાઉં થાકિ કેમ રે ?
રહ્યો ન ઓરિયો[5] હવે, ન સૂખ સાચું આ ભવે,

---

૧.–એ કાળ–કુદરત–જગતની માયાના અપવાદ–અભિશ્રાપની ઝાળને વિષે હું માત્ર દાઝુંછું–ધીમી આંચે સીઝાઉંછું–રીબાયાં કરૂંછું–પરંતુ બળીને ખાખ થવાતું નથી–મૃત્યુ આવતું નથી, મ્હારાથી એ ઝાળમાંથી આઘાં ખસાતું નથી કે ન્હસાતું નથી, આગળ ધસાતું નથી કે જરા ચસાતું પણ નથી, અને એવું કંઇ કરવા જતાંમાં ફાળે ભર્યો એ માયાની જાળમાં ઉલટો વધારે ફસાઈ જાઉંછું. ૨.–ઉલટા ગેરફાયદા–નુકસાન. ૩.–પામું; પ્રાપ્ત થાય–મળે. ૪.–એક જખમ પડ્યું હોય તે રૂઝાયું ન હોય ને તાજુંજ હોય તેટલામાં પાછું બીજું તેજ ઠેકાણે વાગ્યામાં વાગે તે સઘળું હું શૂરો એટલે કઠિણ–ધાડી છાતીનો–મરણિયો થઇને સહન કરૂંછું, પણ હે પ્રભુ, એ પ્રમાણે એક ઉપર બીજો, બીજા ઉપર ત્રીજો, એમ નિરંતર ઘા–જખમો પડ્યાંજ જાય તે સઘળાં સહન કરતાં કરતાં મ્હને અંતે થાક ચ્હડ્યા વગર કેમ રહે ?
૫.–કોઈ વાતનો આ સંસારને વિષે હવે મ્હારે લ્હાવો લેવાની ઈચ્છા

બળુંછ દુઃખને દવે, સિઝાઉં લાલ થાઉં રે;
સુઝે ન રાહ તો ખરો, રહ્યો ન કોઇ આસરો,
અરે હવે નિધા કરો, પ્રભૂ હું કયાંહ જાઉં રે ?–૩.
નથીજ શક્તિ તો રહી, થયૂંછ તંન કામઠી,
ગઇછ ધીર સામટી, રહૂંછ ઘૂમરાથલો ;
સદા રહૂંછ શોકમાં, છું દૂનિયાંથિ બેતમા[1],
કહડાતું દર્દ બેતમાં[2], પિછાનશોજ ધાયલો ;
સદા રુધીર સોસતો, વધ્યોજ આધિજોશ તો ;
ન મૃત્યુ કેમ પોષતો[3], મુકામ એમ ચ્હાઉં રે ;
સુઝે ન રાહ તો ખરો, રહ્યો ન કોઈ આસરો,
અરે હવે નિધા કરો, પ્રભૂ હું કયાંહ જાઉં રે ?–૪.
અસત્ય ક્રાવિજાય રહેજે, રે રિબાય સત્ય તેજ,
જગત જો અસત્ય છેજ, નીમ કેમ સૂલટો ?
ન હોય એવું પારખૂં, અરે ન રહે સ્વ પારકૂં,
દિઠાથિ સંઘું સારખૂં, થશે બિગાડ ઊલટો ;
પ્રભુજિ અંતરજામિ છો, સુધો છું સ્વામિ માફિ દો,
ગમાથિ કહાડિ વારિ દો, વિજય ગૂણ ગાઉં રે;

---

રહી નથી. ૧.–દુનિયાંમાં મ્હને સારૂં કહેવાય કિંવા માઠું કહેવાય એ વિષે હવે હું બેદરકાર–નિસ્પૃહિ થયોછું.

૨.–આ મ્હારાં મનનું દર્દ જે બેતમાં એટલે કવિતાની અંદર ઉભરાઇ નિકળેછે તે. ૩.–આધિનો જોશ કહેતાં મ્હારાં મનનાં દર્દનો જોસ્સો નિરંતર વધ્યોજ જાયછે અને તેથી કરીને મ્હારૂં લોહી હંમેશાં સોસવાતું જાયછે, હવે જ્યારે એ પ્રમાણે મ્હારૂં શરીર સુકાયછે તો પછી એ આધિ એટલે મનનો રોગ મૃત્યુને આ મ્હારી કાયાનો ભક્ષ આપીને કાં પોષતો નથી કહેતાં તૃપ્ત કરતો નથી–એટલે એ મનનો રોગ આ તનનું મોત કાં નથી આણુતો ? હું એવી રીતે મૃત્યુ માગી લઈને મુકામે જવા ચ્હાઉંછું–મુકામ એટલે મનની શાંતિ અથવા આત્માનું જે મૂળ વતન–સ્વધામ તે.

સુઝે ન રાહ તો ખરો, રહ્યો ન કોઈ આસરો,
અરે હવે નિધા કરો, પ્રભૂ હું ક્યાંહ જાઉં રે ?–૫.[1]

---

૧.–આ જગતને વિષે જુઠાણું ફાવેછે અને સાચવટ રીબાઈને, દુખ પામેછે એવું ઘણે ઠેકાણે ઘણે પ્રસંગે જોવામાં આવેછે તે ઉપરથી જાણે એમ બનવું એ જગતનો–કુદરતનો નિયમજ હોય એમ જણાયછે–તે એ પ્રમાણે હોવુંજ જોઈયે; કારણ કે જો આ જગત પોતેજ જુઠું–મિથ્યા છે તો પછી તેનો નિયમ કેમ તેવો ન હોય? અરે પ્રભુ, આ હું દર્દનો માર્યો બોલુંછું, પરંતુ એ સઘળાંને વિષે ત્હારો જે ભેદ–છુપો મુદ્દો છે તે હું જાણુંછું –સમજુંછું કે તું એ પ્રમાણે સાચવટથી વર્તનારાં મનુષ્યોને કસી જોઈને તેઓનું પારખું જોયછે–કે જોઈયે વારૂ, કુદરતનો નિયમ એ પ્રમાણે ઊંધો જણાયાથી તેવાં સાચવટે ચાલનારાં મનુષ્યો "વેળા તેવી રક્ષા" કરીને પોતાની સાચવટ મુકી દેછે કે કુદરતના અવળા દેખાતા નિયમને તથા કળજુગના વખતને માન ન આપતાં–ન ગણકારતાં તેઓ પોતાનો ટેક જાળવી રાખીને, તેમ કરવામાં દુખ સહન કરવું પડે તે સહન કરીને પણ પોતાની સાચવટ છોડતાં નથી ! અરે પ્રભુ, એવું–એટલું બધું તો પારખું ન હોય, કેમકે સઘળાં મનુષ્યોને એ ત્હારા ભેદ–છુપા મુદ્દાનું જ્ઞાન નથી હોતું–તેઓ સઘળાં એ પ્રમાણે સમજતાં નથી–તેઓ તો દેખેછે તેવું જાણેછે. અને તેવુંજ છે એમ સમજેછે તથા માનેછે, તેટલામાટે પછી પોતાનું કે પારકું જોવાનો–નીતિ કે અનીતિનો વિવેક તેઓનામાં નહિ રહે–અને "સખી ઘોડે બારે ટકે" ગણવામાં ઉલટો પછી બિગાડ–આ જગતને વિષે અનર્થ થશે;–હે પ્રભુ ત્હમે અંતરજામી છો–મ્હારૂં અંતઃકરણ પવિત્ર–શુદ્ધ છે કે અપવિત્ર–અશુદ્ધ છે તે સર્વ આપ સારી પેઠે જાણોછો–તે છતાં ક્ષમા જાચવાને કહુંછું કે હે સ્વામિન, હું મ્હારાં અંતઃકરણને વિષે શુદ્ધ–સૂધો છઊં, એમ છતાં જો કંઈ અજાણપણે મ્હારાથી અવિવેક થતો હોય તો તેને માટે હું આપની ક્ષમા જાચુંછું–માગુંછું–હે પ્રભુ, હું ગમી એટલે ગમગીની–આધિ–મનની બળતરા રૂપી મ્હોટી ધગધગતી ભઠ્ઠીને વિષે પડેલોછું તેમાંથી મ્હને કહાડીને આપની કૃપા રૂપી વારી એટલે જળ આપ મ્હારા ઉપર રેડો–વરસાવો કે વિજય પછી શાંતિ પામીને આપના ગુણનું ગાન કરૂં !

## દુઃખ અથવા ભયની જેને પરાકાષ્ઠા થઈ ગઈ હોય એવી સ્થિતિમાં આવી પડેલાં મનુષ્યને એક અસાધારણ રીતનો ઉપયોગી બોધ.

(પદ-રાગ કાફી.)

કરવો શો ઊપાય, બુદ્ધી શ્રમ થાક્યાં,[1]-કરવો શો૦-ટેક.
થાય તે જોયાં કરવૂં ન્યાય[2] તો એજ હવે;
જે કરે કુદરત તેજ સ્હાય.[3]-બુદ્ધી૦-કરવો૦-૧.
ભયગિરિ ઊંચો આવ્યો ઓચિંતો નીચે;
ખસી હવાં ત્યાંથી ક્યાં ન્હસાય?! -બુદ્ધી૦-કરવો૦-૨[4].
ધીર ધરી હવાં ધીરી આંખે જોતાં;
સ્હેજે[5] લસઈને ધસાય.-બુદ્ધી૦-કરવો૦-૩.
ડહાપણ શોક રોષ આશ્રય સ્હાતાં;
ઉખડી તે નાખી દાખે દહાય.-બુદ્ધી૦-કરવો૦-૪[6].

---

૧.-મનુષ્યની બુદ્ધિ અને સઘળી રીતનાં પ્રયત્ન-શ્રમ એ સહુ થાકી જાય એવું મ્હોટાંમાં મ્હોટું ભય-દુખ આવી પડે ત્યારે તે ઠેકાણે કેમ વર્તવું-ઉપાય-ઈલાજ શો છે? ૨.-ધારો-નિયમ.

૩.-આપોઆપ કુદરતે કરીને જે તેમાંથી રસ્તો માલમ પડી આવે-સુઝી આવે તેનેજ કુદરતની સાહ્ય-સાહ્યતા-મદદ સમજવી.

૪.-ભયગિરિ-ભય રૂપી પર્વત એકદમ અકસ્માત્-ઓચિંતો મ્હારી નીચે આવી પડ્યો-એટલે હું કંઈ તે ઉપર ચ્હડ્યો એમ નહિં પરંતુ તે પર્વતે પોતે એકદમ ઓચિંતાં મ્હારી નીચે આવી પડીને મ્હને છેક પોતાના શિખર ઉપર ઊંચ્યો-આકાશમાં ચ્હડાવી મુક્યો! હવે એવી રીતે હું એવે ઠેકાણે આવી ચ્હડ્યો ત્યાંથી કેવી રીતે ક્યાં મ્હારાથી ન્હાસી શકાય?!

૫.-એકદમ તેવે ઊંચે ઠેકાણેથી કુદી તો ન પડાય-કેમકે તેમ કરતાંમાં તો કોઈનો પણ પ્રાણ નજ બચે, પરંતુ ધીરજ રાખીને જોતાં સ્હેજે એટલે આપોઆપ કુદરતની કૃપા-સાહ્યતા વડે જે કંઈ તે પર્વત ઉપરથી સરકવાની-લપસવાની જોગવાઈ મળી આવે તેણે કરીને તે ઉપરથી લપસીને જરા હેઠળ ઉતરી આવીને નીચેની તરફ પછી કદાચ આગળ ધસી શકાય-એટલે નીચલી તરફ આગળ વધી શકાય.

૬.-એ ભયના પર્વતની આસપાસની બાજુઓએ ડહાપણ (દહોડ ડહાયાપણું), શોક (દલગીરી-અફસોસ-પશ્ચાત્તાપ), રોષ (ક્રોધ-ગુસ્સો), એવી એવી તરેહના કંગુરા-ખંડકો દેખાયછે, તેનો જો આશ્રય-આ-

જો આ ઊંચાં નભે, પ્રભુજી ઉભો કહે—" ન ભે ;—
એહ તો કસોટી કહેવાય !"—બુદ્ધી૰—કરવો૰—૫[1].
સાચવટે રહેતાં વધુ કસવું રહેતાં ;
કસવામાં કસવે ન હરાય.—બુદ્ધી૰—કરવો૰—૬[2].
તુજને છે ભય શાનું, જોની આ પડિયો ;
નીચે શેષ ઉપર ધરાય.—બુદ્ધી૰—કરવો૰—૭[3].

---

સરો—આધાર આપણે પકડવા જઈયે છૈયે તો તે એવા લુલા—કમજોર—કાચા પાયાના આધાર છે કે તે ખડકો પોતેજ ઉખડી પડીને પોતાની જોડે આપણને પણ નીચે નાખેછે—ને તે વળી એવે ઠેકાણે નાખેછે કે જ્યાં નીચે આધિ, ઉપાધિ, વગેરેના પરિતાપની લ્હાય—જ્વાળા વધારે જોશથી જેમાં ઉઠી રહેલીછે એવી ધગધગતી ખ્હાઈમાં !

૧.—અરે જીવ, એ બધા એવા આશ્રય પકડવાની વાતોનેજ તું છોડીદે, અને જો આ ઊંચા નભે એટલે આકાશને વિષે પ્રભુજી—દીનદયાળ પરમેશ્વર ઉભો રહીને ત્હને ધીરજ આપીને કહેછે કે—"ન ભે" એટલે ભે—ભય ન રાખ, તું બ્હી ના—ડરી ન જા—એ તો હું ત્હને કસી જોઉંછું—ત્હારૂં મ્હારા ઉપર કેટલું અને કેવી રીતનું આકીન છે તેની હું પરીક્ષા લઉંછું !

૨.—જે મનુષ્ય જેમ વધારે સાચવટથી વર્તેછે તેને તેમ વધારે દુખ પડેછે. જે સુવર્ણ છે તેને સહુ કસોટી ઉપર કસી જોયછે, પરંતુ કથીરને કોઈ કસી જોતું નથી; તેમજ અસત્યના કરતાં સત્યને કસોટી ઉપર ચ્હડવાનો જ્યારે ત્યારે વધારે સંભવ રહેછે, પરંતુ એ પ્રમાણે વધારે કસાતાં પણ પરિણામે વિજય એ સત્યનોજ છે—કોઈ કાળે એમાં હાર ખાવાની નથી—નુકસાન નથી.

૩.—તું જાણતો હૈશ જે મ્હારા સરખું બીજાં કોઈને દુઃખજ નહિં હોય, પરંતુ એમ છતાં ત્હારી તો નીચે ભયગિરિ આવી પડેલોછે અને તું તો તેની ઉપર છે—ત્હારે માથે કંઈ એ પર્વતનો ભાર નથી ખમવો કે ઝિલવો પડતો, પરંતુ જોની આ દંતકથા કેવી ચાલેછે કે શેષનાગે આ આખી પૃથ્વિ પોતાની ફેણ ઉપર ધરી રાખેલીછે—હવે એમ ધાર કે એ દંતકથા જાણે સાચી છે, અને એ પ્રમાણે ધરા—પૃથ્વિ એકદમ ઓચિંતી એ નાગની ફેણ ઉપર ( જેમ ત્હારી નીચે ભયગિરિ તેમ ) આવી પડીછે, એમ માત્ર એક ઉદાહરણને માટે આપણે ધાર્યું, તો પછી વિચાર કર કે ત્હારૂં ભય અને ત્હારૂં દુખ એ નાગનાં ભય અને દુખની આગળ કેટલું ઓછું અને કેવું નજીવું છે ? !

સાચાંનો બેલી ભક્તને લે ઝીલી;
વિશ્વાસે વિજય હસાય!–બુદ્ધી૦–કરવો૦–૮[1].

## સહજાનંદ.

(પદ—રાગ ધનાસરી.)

જોયાં કરવી મઝા[2]; એ મનવા, જોયાં કરવી મઝા!–ટેક.
ભાવી કુદરત નીમ બદલવા, રે શા ત્હારા ગજા?–એ મનવા, જોયાં૦–૧[3].
જો બોલ્યો વચમાં થઈ ડાહ્યો, પડશે બમણી સજા!–એ મનવા, જો૦–૨[4].
દયાનીતિ સમજાવિ વ્યાઘ્રને, ક્યમ કરિ ફાવે અજા?–એ મનવા, જો૦–૩[5].

૧.–સાચાંનો બેલી જે પરમેશ્વર તે પોતાનાં ભક્તને કદી પણ પડવા દેતો નથી–સદૈવ ઝીલી લેછે; અરે વિજય, તું એ પ્રમાણે નિરંતર સંકષ્ટને વિષે ધીરજ રાખીને, એકજ તે વિશ્વના પ્રતિપાલન તથા રક્ષણના કરનાર પરમેશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને, એક તેનોજ આશ્રય ધરીને રહે; એટલે ત્હારાથી હસાશે–એટલે તું સુખી થઈશ–ને એ પ્રમાણે વિશ્વાસ રાખવામાં જે ચમત્કાર છે તે જોઈને પણ વળી ત્હને આનંદ પ્રાપ્ત થશે!

૨.–આ દુનિયાંની બાજીનો રંગ–માયાનો ખેલ–રમુઝ–ગંમત!

૩.–જે કંઈ કુદતના નિમય પ્રમાણે ભાવી–બનવાકાળ–સરજિત છે તે ફેરવવાનું ત્હારૂં શું ગજું છે–ત્હારી શી તાકાત છે?–માટે, મુગો મુગો જે કંઈ વાત બને તેમાં મઝા–રંગ–ખેલ–રમુઝ–ગંમતજ છે–એવી યોજના કરીને, તે વાતનો સારાંશ બીજો કંઈ નહીં પણ મઝા–આનંદજ છે, એમ બતાવનારાં જ્ઞાન રૂપી જે ચશ્માં તે પેહેરીને તું તે વાત–બીનાને હંમેશ જોવાનો અભ્યાસ કર;– એટલે તુંને એ રેહેણીથી આ સંસારને વિષે નિરંતર આનંદજ પ્રાપ્ત થયાં કરશે–અને આ મનુષ્ય દેહનો તેમજ જ્ઞાનનો એ પ્રમાણે નિર્મળ આનંદ મેળવવા શિવાય બીજો કોઈ મૂળ ઉદ્દેશ–હેતુજ નથી, એ વાતનો તું સંપૂર્ણ રીતે વિચાર કર!

૪.–એવામાં જો કદાચ વચમાં તું ત્હારૂં ડાહાપણ ડોહોળવા જઈશ તો પછી નક્કી સમજજે કે તુંને બમણી સજા–શિક્ષા પડશે.–બમણી એટલા માટે કે એક તો તે ત્હારૂં ડાહાપણ કરેલું નહીં ચાલે–નહીં ફાવે, અને વળી બીજું કારણ એ કે જે કંઇ બનનાર છે તે તો બનશેજ, અને એવી રીતે ત્હારૂં ડાહાપણ ડોહોળવા જતાંમાં કદાચ ત્હને ઉલટું વધારે પ્રતિકુળ ફળ મળશે–ત્હારૂં કાર્ય ઉલટું વધારે બિગડશે.

૫.–એ અવિદ્યા–માયા રૂપી નિર્દય વાઘેણની આગળ તું અજા કહેતાં

અવિદ્યાનું બળ કરિદે ગોંધળ; તુટે ધર્મનિતિ ધજા !–એ મનવા, જો૦–૪[1].
કરે શોચ શિદ જાણી મિથ્યા, લાવિ ભાન કંઇ લજા.–એ મનવા, જો૦–૫[2].
સદા વિજય રહે સહજાનંદે, આપિ ભાવિને રજા !–એ મનવા, જો૦–૬[3].

---

## હિંમત ન હારવા વિષે.

### ( પદ–રાગ કાફી. )

જિવડા, ભીડ હવે તો રૂડી હામ!–જિવડા, ભીડ૦–ટેક.
બહુ બહુ કીધો શોચ, કહે કીધે શું સરયું[4]? કઇ કઇ કરવાં છે હજિ કામ!-જિ૦-૧.

---

બકરી રૂપ છે, તે તું ત્હારા ઉપર દયાભાવ ઉપજાવવાને સારૂ નીતિની ગમે તેટલી વાતો કહીને તેની આગળ તું પોતાની અરજ ગુજારશે, અને ગરિબડે–દયામણે ચ્હેરે ગમે તેટલા તેના કાલાવાલા કરશે, તોપણ તે માટે કંઇ તે ત્હારા ઉપર દયાભાવ આણીને તુંને મુકનાર છે?–નથીજ !

૧.–ગોંધળ એટલે ગોંદા–ગોટાપણું–ધાલમેલ–ગુંચવણ–ગરબડાટ. અવિદ્યા–માયાએ કરીને આ દુનિયાંમાં એવી રીતનો ગરબડાટ થાયછે કે ધર્મ અને નીતિનાં મંદિરો ઉપર કાંઇ કાંઇ ઠેકાણે જે (પ્રતિજ્ઞા–ટેક રૂપી) ધજા–નીશાન–વાવટા–પતાકા ઉડતાં હોયછે તે એ માયાના ગરબડાટે કરીને તુટી પડતાં જોવામાં આવેછે!

૨.–અરે પણ એ બધી વાતો એ દુનિયાંમાં એમ ચાલવીજ જોઇયે તેમ તે પ્રમાણે તે ચાલી જાયછે તેમાં ત્હારે તે વાતનો શોચ–ઉદ્વેગ કરવાનું શું પ્રયોજન છે?–એ તમામ અવિદ્યા–માયાનો ખેલ છે–એ સર્વે મિથ્યા છે–એવાત તું કેમ વિસરી જાયછે?–એ માયાનો ખેલ જોતાં ત્હને માયા રૂપી માયા ચ્હડી ગઈ હોય એમ જણાયછે, અને એ માયાની ધુંનમાં તું અસાવધ બની ગયો હોય એમ જણાયછે, માટે પાછો શુદ્ધિમાં આવીને જરા કંઇ એવી રીતે અસાવધ થતાં તું લજ્જા પામ–લજવા !

૩.–અરે વિજય, તું એ ભાવીને–કુદરતને રજા–સદા પરવાનગી આપી દે કે તેને જેમ કરવું હોય તેમ સુખેથી તે કર્યાં કરે–ત્હારે તેની સાથે કશું લેવાદેવા નથી. અને પછી તું ત્હારા સહજાનંદ એટલે સહજ–સ્વાભાવિક રીતે–મૂળ પ્રકૃતિએ કરીનેજ મળતા આનંદને વિષે નિરંતર–સદા પ્રસંન રહે !

૪.–એ પ્રમાણે માત્ર શોચ–ઉદ્વેગ કર્યાં કરવાથીજ ત્હારૂં કીયું કાર્ય થયું ? ત્હારો કીયો અર્થ સર્યો ?–કાંઇજ નહીં; તો પછી એમ શોચ કરવાની રીતજ તું છોડીદે; કારણ કે ત્હારાં મનને વિષે ઘણાં ઘણાં યશનાં કાર્ય કરવાની હજી ઉર્મી છે, અને એ પ્રમાણે માત્ર શોચ કરવામાંજ

એજ કુદરત, એજ દુનિયાં, એ તું; કયમ રહેવાશે આમ[1] ?–જિવડા૦–૨.
હાથ નથી કયમ થાતી કઠણ હજી[2]-છાતી, પહોંચાછે કાશી[3] ડહામ!–જિ૦-૩.
ત્હારૂં તો ધાર્યૂં[4] નથિજ થવાનું; શિદ લોહી બાળે આઠ જામ?–જિ૦–૪.
અલંગ[5] રહિ ત્હારે એમાંજ[6] રમવૂં; શેવું શું ધરી મર્દ નામ!–જિ૦–૫.
હાવાં તો ઘુમ્યાં રહેવું જિવડા વિજય ત્હારે;નમિ[7]કુદરત સ્મરિ રામ!-જિ૦-૬[7].

---

જો તું ત્હારો વખત કહાડીશ તો પછી કોઇ કાળે ત્હારાથી તે ત્હારાં ધારેલાં કાર્યો પાર પડી શકનાર નથી. ૧.–કુદરતની રીત તો સદૈવ એવીની એવીજ રેહેવાની છે, દુનિયાં પણ બદલાવાની નથી, અને તું પણ જો આવી રીતે હંમેશ શોચ્ય કરૂતોજ રહેશે તો પછી સમજાતું નથી કે એવી રીતે એ સંધ કેમ કરીને કાશી પોહોંચનાર છે?!

૨.–આટલાં આટલાં ધા–દુ:ખ સહન કીધાંછે તોપણ હજી.

૩.–ઊંડા–કાળજાંને લાગણી ઉત્પન કરે તેવા. ૪.–તું તો એમ ધારે કે આ આખી દુનિયાં બદલાઇ જાય, અને તેમાં કામ, ક્રોધાદિ જે છ શત્રુઓના અમલનું જોર ચાલેછે તે ચાલતું બંધ પડીને સઘળાં મનુષ્યો સદાચરણને રસ્તે વર્તે, અને નીતિ ધર્મ પાળે, તથા એક સંપી થઈ પરસ્પર પ્રેમથી રહે, કે તેથી આ સંસારને વિષે સ્વર્ગનું સુખ થઈ રહે, અને હાલ જે અનેક જુદા જુદા રંગો છે તે તમામ ટળી જઈ મૂળ જે એક રંગ તે થઈ રહે; પરંતુ એવી એવી અનેક રીતની ત્હારાં મનની જે ધારણાઓ છે તે સઘળી મિથ્યા–અસંભવિત છે–એ ત્હારા તરંગો અતરંગ હવામાં લટકતા રહી જશે કેમકે મનુષ્ય ધારેછે, પરંતુ કર્ત્તા હર્તા કુદરત છે! તો પછી હવે એવી ન બને તેવી વાતને માટે આઠ પોહોર મિથ્યા શોચ–ઉદ્દેગ રાખીને શું કરવા તું તે વાતનો ઉચ્ચાટ કરેછે?!

૫.–જેમ જળને વિષે કમળનું ફુલ રેહેછે, તેમ છતાં તેને જળનો સ્પર્શ નથી થતો તેમ એ માયાનો પાશ ન લાગે તેવી રીતે.

૬.–એ માયાનાં નાટકના ખેલને વિષેજ. ૭.–અને પછી કુદરતને નમીને તથા આત્મા રૂપી રામનું–ચૈતન્યના પ્રતાપનું–સ્મરણ કરીને ત્હારે એ પ્રમાણે અલંગ રહીને એ નાટકના ખેલને વિષે ખુબ ઘુમ્યાં રેહેવું–એ માયાનું પ્રબળ જોઈને, અરે હવે કેમ થશે–એવી રીતે હિંમત મુકી દઈને ત્હારે કદી હારી જવું નહીં–કાયર થવું નહીં–અને એવીરીતે અતે ત્હારો વિજય થશે–ફત્તે થશે–એમાં સંશયનથી!

## જીવને શિક્ષા.

### (પદ–રાગ પરજિયો.)

શોચ કરેછે શાને; જિવ તૂં, શોચ કરેછે શાને ?
ભરુંસો ધર ભગવાને[1]; જિવ તૂં, શોચ કરેછે શાને ?–ટેક.
તુજ શિર આવો ધણી ધુરંધર ; રક્ષે[2] રઝળતું રાને.–જિવ તૂં, શોચ૦–૧.
અંતરજામી જાણે સઘૂં ; જે મન ખૂણે છાને.–જિવ તૂં, શોચ૦–૨.
મુખનો મહિમા તે નવ માને ; તે રીઝેછે ધ્યાને.–જિવ તૂં, શોચ૦–૩.
શુદ્ધ મને જો તું આશ્રિત રેહેશે ; તે દોરવશે સાને[3].–જિવ તૂં૦–૪.
માર્ગ સુધો તૂં કદિ નવ મૂકિશ ; ભવમાં ભય–અનુમાને[4].–જિવ તૂં૦–૫.
હરકતથી તૂં હઠિશ ન પાછો ; બરકત તેજ નિદાને[5].–જિવ તૂં૦–૬.
બચ્ચાંને શી બિહક બુડવાની ; જ્યાં નિજ બાપ સુકાને ?–જિવ૦–૭.[6]

૧.–જગદીશ્વર–પરમેશ્વરના ઉપર. ૨.–રક્ષણ કરે; સંભાળ લે. ૩.–ઈસારતે–આપોઆપ કુદરતી રીતે ત્હારાં મનને વિષે એવી કંઈ પ્રેરણા ઉત્પંન થશે કે આ ફલાણે અમુક રસ્તે જવું એ ઠીક છે, તો પછી તે રસ્તો શુદ્ધ અંતરપ્રેરણાનો તે સાચો તથા ત્હારાં કલ્યાણનોજ હોશે. ૪.–આ જગતને વિષે સુધે રસ્તે જવામાં ફલાણાં ભય નડેછે એમ માત્ર અનુમાન કરીનેજ તું તે સુધે રસ્તે જવું છોડી દઈને પછી એ પ્રમાણે આડે રસ્તે જતો ના–"સુધો ચાલે તે આ જગતમાં ઘણા ગોદા ખાય" એમ લોકો કહેછે, તે ઉપરથી તું તેઓની વાત સાંભળીને આડો ન ચાલતો, કારણ કે સુધો ચાલનાર હોય તેને કદાચ નઠારાં મનુષ્યની સાથે પાનું પડવાથી તેના હાથના ગણતરી ગોદા પ્રસંગે ખાવા પડે, તોપણ તેમાં માત્ર એવી રીતે વગર કારણે ગોદા ખાવા પડે, અને તેથી મનને વિષે જે ઓછું આવીને દુઃખ લાગે,–એટલીજ અવઘડ છે; પરંતુ જે આડો ચાલનાર છે તેને તો કેટલા ગોદા ખાવા પડે તેનો સુમાર રેહેતો નથી, અને વળી તે આડો ચાલનાર પોતાનું, પોતાના ઓજાનું (ગાડાંનું), અને હાંકનારનું, એ ત્રણેનું અકલ્યાણ કરેછે ! માટે, એ પ્રમાણે સૂધા રસ્તામાં કહેવાતાં ભયનું માત્ર અનુમાન ન કરતાં, જાતે અનુભવ કરીને, આડા રસ્તાના ગેર લાભનો તેની જોડે મુકાબલો કરી જોઈને, તું મ્હારૂં કહેવું માનીને, કદી પણ સૂધો રસ્તો મુકીશ નહીં ! ૫.–પરિણામે. ૬.–આ ભવસાગરને વિષે મનુષ્યદેહરૂપી વ્હાણ છે તેનું સુકાન આ જગતનો તાત જે પરમેશ્વર તેને હાથ છે. હવે ઓ જીવ, તું ત્હેનું બચ્ચું છે, ને તું ત્હેની સર્વ આજ્ઞાઓ પાળેછે, તો પછી તું એમ બુડવાની નિરર્થક બીક શું

શોચ થશે દુર સ્થિતિ મુળ[1] જોતાં; ઓળખતાં સ્વાત્માને[2].-જિવ૦-૮.
સુખ દુખ ભાસ[3] સહજમાં[4] સમશે[5]; મુક્તિ[6] થશે સદ્‌જ્ઞાને.-જિવ૦-૯.
વિજય શોચ તજિ રહે વિશ્વાસે[7]; મગન બ્રહ્મ-ગુણગાને!-જિવ૦-૧૦

## સુખી થવાના માર્ગ વિષે મનને બોધ.

### (લાવણી.)

રે મન તું તો મર્દ[8] બની જા, મુક ત્હારૂં રોવૂં;
મુક ત્હારૂં રોવું રે-હોય જો ખરૂં સૂખ જોવૂં.-રે મન તું તો મર્દ૦-ટેક.
રોવૂં એ છે રીત બાયલી, નૂર[9] ઉલટું ખોવૂં;
રોવામાં નથિ સારૂં જ નક્કી, પાણી[10] ન વલોવૂં-પાણી ન૦-હોય૦-૧.
તકને અનુસરિ નિજ હિંમતથી, ખરૂં દૂધ દોહોવૂં;
પુષ્ટીકારક અવર ન એથી, સ્વતઃસિદ્ધ હોવૂં.-સ્વતઃસિદ્ધ૦-હોય૦-૨.[11]

---

કરવા રાખેછે? ૧.-આત્માની મૂળ સ્થિતિ.
૨.-પોતાનાં આત્મસ્વરૂપને. ૩.-આભાસ.
૪.-સહજાનંદને વિષે. ૫.-સમી જશે-શાંત-નરમ પડી જશે. ૬.-છુટકારો (ત્રિવિધ તાપથી)-મોક્ષ.
૭.-દીનદયાળ જગદીશ્વરને ભરોસે.
૮.-અરે મન, તું વ્યાકરણને વિષે નપુંસકલિંગનું અથવા નાન્યતર જાતિનું નામ ગણાયછે, તેમજ ગુણમાં પણ તું તેવું નપુંસક-બાયલું બની જાયછે એ ઠીક નથી, માટે તું ત્હારી હંમેશાની ફરિયાદ કરવાની તથા રાવ ખાવાની અને રડવાની રીત એકદમ છોડી દઈને હવે મર્દ-બહાદુર-હિંમતવાન થઈજા-કેમકે જ્યાંલગી એવી રીતની મર્દાઈ ત્હારામાં નથી આવી ત્યાંલગી કોઈ કાળે તું ખરૂં-સત્ય સુખ જોનાર-અનુભવનાર નથી, એમ તું નિશ્ચય માનજે. ૯.-ચ્હેરાનું નુર-તેજ-ચળકાટ. ૧૦.-રોવું એ પાણી વલોવવા સરખું છે-એમાંથી માખણ નહીં નિકળે-જે વાત બની કે બનવાની હશે તે એવી રીતે રડવાથી ન બની કે નહીં બને-એમ નહીં થાય. ૧૧.-જેવો વખત હોય તે પ્રમાણે તેને અનુસરીને, તથા પારકાંનાં બળ ઉપર કે પારકાંની મદદ ઉપર આધાર ન રાખતાં પોતાનાં જાત-બળ ઉપરજ રહીને, જે ઉદ્યમ તથા પ્રયત્ન કરવું સુઝે તે કરીને, શોધકબુદ્ધી રૂપી ગાયનું દુધ દોહોવું; એટલે તે આપોઆપજ કંઈ નવો રસ્તો બતાવશે-એનું નામ સ્વતઃસિદ્ધ એટલે પોતાની મેળે સિદ્ધ થવું છે. હવે એ પ્રમાણે સ્વતઃસિદ્ધ

આશા અવરની કદિ ન રાખવી, કે ન પડે કોહોવૂં ;
નિરાશાપણું કદિ સહજ અડે તો, હસિ તેને ધોવૂં.—હસિ તેને૦—૩.[1]
સદા રેહેવું આનંદવૃત્તિમાં, ભાવી ન વગોવ્વૂં[2] ;
સમાધાનિ ધરવી દુખ સુખમાં, નહિં રોવૂં મોહોવૂં[3].—નહિં રોવૂં૦—૪.
બેહુ બાજુએ અનુભવિ જોવૂં, જગ કાળૂં ગોરૂં ;
કાળું પાસું પછિ ભુલી જઈને, ઊજળાંમાં સોહોવૂં.—ઊજળાંમાં૦—૫.[4]

---

થવાનું ફળ મળ્યું તે પેલી શોધકબુદ્ધી વડે,—માટે તે શોધકબુદ્ધી તે ગાય જાણવી, અને સ્વતઃસિદ્ધ થવું એ તેનું દુધ છે. હવે એ પ્રમાણે સ્વતઃસિદ્ધ થવું એ જે દુધ, તેના જેવો બીજો કોઈ પુષ્ટિકારક પદાર્થજ નથી, એવો સિદ્ધાંત છે!

૧.—અવરની એટલે બીજાંની—પારકાંની આશા રાખવી એજ મૂળ આ જગતને વિષે ઘણુંકરીને દુઃખનું કારણ હોયછે, કેમકે એવી રીતે પારકાં ઉપર આધાર રાખીને આપણે ધારીયે કે આપણું કાર્ય તે બીજાં કરશે, તેમાં પછી એ પ્રમાણે એવી આશામાંનું આશામાં આપણું કાર્ય કોહી જાય—વણસી જાય—બગડી જાય, તોપણ તે કોઈ કાળે સિદ્ધ થાય નહીંજ, અને વળી પારકી આશા રાખવાથી પરિણામે સદા નિરાશ થવું પડેછે—માટે પારકી આશા ન રાખી હોય તો એવી રીતે આપણું કાર્ય બિગડે નહીં. અને એવી રીતે પારકી આશા ન રાખતાં પોતાનાં આપ—બળ ઉપર રેહેવાથી પણ જો કોઈ વેળા કદાચ નિરાશ થવું પડે, તો તે નિરાશાપણું અડે એટલે અડકે કે તરત તેને હસી કહાડીને એટલે તેને વગર કારણનું ગણી કહાડીને—એવી રીતે મનની, વગર કારણે મિથ્યા નિરાશ થવાની, સ્વભાવિક—પ્રકૃતિજ છે—એમ ગણીને નિરાશાપણાંને ધોઈ નાખવું—એટલે તેને મનમાંથી હાંકી કહાડવું !

૨.—જે બનનાર બને તેની અવગણના કરવી નહીં—કારણ કે તે આપણાં હિતને—સારાંને માટે છે કે અહિત—માઠાંને માટે છે તે વાત આપણે નિશ્ચયપૂર્વક રીતે સમજી શકતાં નથી. ૩.—દુખ જોઈને રડવું નહીં અને સુખ જોઈને હરખે ફુલાઈ જવું નહીં.

૪.—આ દુનિયાંની બે બાજુઓ છે; તેમાંનું એક પાસું છળપ્રપંચ—કાવતરાં—વિશ્વાસઘાત—હરામખોરી—અસત્ય—ક્રૂરતા—વિગેરે દુરાચરણના કાજળ—મેસે કરીને કાળું છે, અને બીજું પાસું (જો કે આગલાં કાળાં પાસાંને મુકાબલે ઘણુંજ વિષમ રીતે ન્હાનું, અને તે પણ જેમ ગ્રહણને વિષે ચંદ્રનાં બિંબનો મ્હોટો ભાગ ખગ્રાસ થઈને તે કંકણાકારે માલમ પડેછે, તેમ માત્ર એક ઝાંખી રેખા જેટલુંજ, માલમ પડતું) ધર્મ—નીતિ—પરમાર્થ—પ્રેમ—દયા—સત્યતા—વિગેરે સદાચરણના સેહેજ આભાસથી

લાગે નહિં કાળાસ લેશ ફરિ, એમ ઘસી લોહોવૂં;
અમુક નાકું પછિ વિજય પ્રસન કરિ, ઊજળાંમાં પ્રોવૂં.—ઊજળાંમાં.—૬.[1]

---

## સત્વોપદેશ.

### (કવિત્ત.)

રે જીવ તું શિદ નિશદિન શોચ મિથ્યા કરે,
સંકલ્પને કાં કરેછે પોલું જેવું ઢોલવૂં[2]?
કુદરતે ઊભા છિયે હલાવે નાચીયે[3] છિયે,
હસાય રડાય નીમ ન, શું બીજું બોલવૂં?

---

ઉજળું—ગોરૂં, જવલ્લેજ કોઈ કોઈ પ્રસંગે ઊંડી તથા શોધક દૃષ્ટિએ જોતાં બેમાલુમ રીતે જણાયછે. હવે એવી રીતનાં એ કાળાં તથા ઉજળાં એ બંને પાસાંનો અનુભવ લઈને પછી કાળું પાસું વિસરી જવું, એટલે તે કાળું પાસું જાણે છેજ નહીં, અથવા તે છે તો આપણે તેની સાથે કશી લેવાદેવા નથી, એમ ગણીને આપણે પોતે પછી માત્ર ઉજળાં પાસાંમાંજ રહીને તેને વિષે શોભવું.

૧.—પછી આપણે દુનિયાંની કાળી બાજુનો જે અનુભવ લીધો હોય તે અનુભવ પ્રમાણે જે જે ઠેકાણે કાળો રંગ આપણને લાગવાનો ભય કે સંભવ હોય તે તે ઠેકાણેથી દૂર રહીને, ફરી જરા પણ આપણને તેનો પાશ ન લાગે એવી રીતે, આપણે આપણાં આચરણને સારીપેઠે ઘસીને લોહોવું—લુછવું. અને એ પ્રમાણે માત્ર એકલી પોતાની કહેણીને નહીં પણ તેની સાથે તેમજ પોતાની રેહેણીને સુધારીને, પછી પેલાં ઉજળાં પાસાંને વિષે પોતાનું એક અમુક કોઈ ખાસ સ્થાનક મુક્કરર કરવું, અને તે પોતાનાં ખાસ સ્થાનકને વિષે રહીને, આપણે પોતાના નિર્મળ—સહજાનંદ—નિજાનંદના રંગને વિષે નિર્દોષ રીતે રમતાં રેહેવું—એજ એક સત્ય કૈવલ્ય સુખ પ્રાપ્ત કરવાનો રસ્તો છે!

૨.—અરે જીવ, તેં એક વાર ત્હારાં મનને વિષે જે અમુક નિશ્ચય કર્યોછે, તેને વિષે પાછા વારંવાર સંકલ્પ વિકલ્પ કરીને તે નિશ્ચયને તું પોલાં ઢોલ જેવો શું બનાવી દેછે?—પોલાં ઢોલકાં જેવો એટલા માટે કે તેમાં બંને પાસના અવાજ એક બીજાના સામા—હા અને ના—થાપવું અને ઉથાપવું—નીચો અને ઊંચો—એમ બે રીતના સ્વર થાયછે.

૩.—કુદરત જાણે એક મદારી છે, તેણે પોતાના હાથમાં વિજળીના તાર જેવો એક ઊંચો ઊભો તાર અક્કડ ધરી રાખેલોછે, તેની ટોચ ઉપર આપણને ચ્હડાવીને ઊભા રાખ્યાછે, એટલે પોતે નીચેથી જે વિજળી અ-

ખોલી[1] બેથી[2] ખસતાં રહેતાં થવાય નિર્ભ્રાંત સ્હેતાં,
પછે સૂખ સ્હેજે કહતાં નીજાનંદે ડોલવૂં;
વિજય કહેછ જીવ એ વિનાં તું બીજા બોલ,
જાણે એના બીજા[3] બોલ-અણબોલ્યું બોલવૂં !-૧.

---

થવા એક પ્રકારની વરાળ ઉત્પંન કરીને તેનો આચકો ઉંચો પ્રેરેછે તેની આપણને ખબર પડતી નથી. અને પછી પોતે જાણે એવી રીતે આકાશચક્ષીની રમત કરેછે, તેમાં પોતાની સ્વેચ્છા પ્રમાણે વેળાએ એ તારને સ્થિર રાખીને આપણને સ્થિર રાખેછે, વેળાએ ધીમે રહીને નીચેથી સ્હેજ તેને પેલી વિજળી અથવા વરાળના યોગે કરીને આચકો દેછે એટલે તેથી પછી ( આપણને જેમ ગીલીપચીથી હસવું આવતું હોય તેમ ) આપણે કિટલી અથવા ચાહાદાની ઉપરનાં ઢાંકણાંની પેઠ રમુઝી રીતે થનગન થનગન નાચીયે છિયે, અને વેળાએ ઓચિંતો એકદમ તળેથી એવો તો તેને પેલી વિજળીના યોગે કરીને આચકો દઈને હચમચાવેછે અને આપણને સારીપેઠ ડગમગાવેછે કે વખતે આપણને તેથી પ્રાણસંકષ્ટનું ભય ઉત્પંન થાયછે. એવી રીતે એ રમતમાં વેળાએ હસાયછે, અને વેળાએ રડાયછે, તેનો કંઈ નિયમ રેહેતો નથી, કારણ કે હસાવવું કિંવા રડાવવું એ માત્ર એ મદારીની સ્વેચ્છા ઉપર આધાર રાખેછે !

૧.-૨.-એમાં ગુહ્ય-ઢાંકેલી વાત ખોલવાની એ છે કે,-બેથી એટલે હસવું અને રડવું-એ બે વાતથી આપણે ખસતાં રેહેવું એટલે દુર રેહેવું-એ બે વાતમાંની એક પણ વાસ્તવિક નથી-એમ સમજવું, અને એ પ્રમાણે એ બે વાતથી ખસતા રહ્યા, એટલે પછી એ મદારીની ઈચ્છામાં આવે તેટલું કાં તો હલાવે કે કાં તો સ્થિર રાખે પણ આપણે તેને કંઈ લેવાદેવા ન હોય તેવી રીતે જેમ થાય તેમ એ તારની ટોચ ઉપર ઉંચાં બેઠાં બેઠાં હર્ષ શોક તજીને આપણે જોયાં કરવું, એટલે એ પ્રમાણે જે થાય તે સહન કરીને જોયાં કરવાનો આપણને માહાવરો પડ્યા પછી આપણાથી નિર્ભય થવાશે, અને એ પ્રમાણે નિર્ભય થવાયું, કે પછી સુખ અને આનંદ આઘો શોધવા કે લેવા જવાનો નથી-કારણ કે આ સૃષ્ટિને વિષે આનંદ એ વસ્તુ બાહ્ય પદાર્થોને વિષે નથી, પરંતુ આત્માને પોતાને વિષેજ એ આનંદ રહેલોછે-એવો જે એ સહજાનંદ-નિજાનંદ, એટલે સ્વાભાવિક રીતે પ્રકૃતિથીજ મળતો આનંદ, તે આનંદે કરીને પછી આપણે ઉંચાં આકાશને વિષે પેલા કુદરત મદારીના તારની ટોચ ઉપર મસ્તીમાં ડોલતાં રેહેવું !

૩.-વિજય કહેછે કે અરે જીવ, એ જે ત્હને વાત કહી-એ શિવાય જેટલું બીજું વધારે બોલવું, તે એ બોલવાંની પુનરુક્તિ એટલે ફરી ફરીને એનું એજ બોલવું હોય એમ જાણવું-અને અણબોલ્યું એટલે વગર બોલેલું

## કુદરત દોરવે તેમ દોરાવું.

### ( પદ-રાગ કાલિંગડો. )

થઈ જા કુદરત-આધિન; જન તું, થઈ જા કુદરત-આધિન ;
નથિં જ્યારે કશું[1] સ્વાધિન; જન તું, થઈ જા કુદરત-આધિન.-ટેક.
જે તે દે તે લે તું પ્રસન થઈ, થતો કદી ન જરા ખિંન ;
ફરજ બજાવ્યે જા તૂં ત્હારી, રાખિ એક દૃઢ આકિન.[2]-જન તૂં૦-૧
જગત વિષે સહુથી મ્હોટૂં દુખ, નિશદિન રહેવું પરાધિન ;
રાખિ આશ થવું નિરાશ મેળે, કરવો એહ[3] ઉપાધિ ન.-જન તૂં૦-૨.
આશ પારકી સદા અફળ, કો અવઘડ જુએ પરાઈ[4] ન ;
આશ એક ઈશ્વરની સાચી, બિજિ ઠગતી લે સ્હાઈ[5] ન.-જન તૂં૦-૩.
નથિ ધાર્યૂં થતું કોનું કદાપી, વાંચ તવારિખ પ્રાચિન ;
જન ધારે કંઈ, જોગ કરે કંઈ, સ્થિતિ જો નિજ[6] અરવાચિન.-જન તૂં૦-૪
કુદરત-કર્ત્તા કેરિ વ્યવસ્થા, અગમ્ય અકળ કળા ભિ:ન ;
ક્યાં-ક્યારે-શી બીના બનશે, કુદરત જાય પિછાનિ ન.[7]-જન તૂં૦-૫.

---

હોય, અથવા મુગું એટલે લાક્ષણિક વ્યંગાર્થ વાળું હોય, એવું તો આ જે ત્હને કહ્યું તેજ બોલવું છે !

૧.-આ જગતને વિષે કંઈ પણ આપણું ધાર્યું થતું નથી-પરમેશ્વરનું ધાર્યું-તેની કુદરત કરેછે તેમ-થાયછે. એ પ્રમાણે જ્યારે ભાવીપદાર્થ આપણે સ્વાધીન નથી, ત્યારે આપણે કુદરતથી વિરૂધ ચાલવાનું પ્રયત્ન કરીને આપણું ડહાપણ ડોહોળવા જવું, તેના કરતાં એ કુદરતની રૂખ તપાસીને તેને આધીન થઈને ચાલવું,- એ વધારે દુરસ્ત રસ્તો છે.

૨.-ભરોસો-વિશ્વાસ; સત્યનો અને સૂધા માર્ગનો અંતે વિજયજ છે એવો દૃઢ નિશ્ચય રાખવો. ૩.-પારકાની આશા રાખવી અને પછી વારંવાર નિરાશ થવું-એ જે મ્હોટો ઉપાધિ છે તે આપણે પોતાની મેળે હોરી લેવો નહીં. ૪.-કોઈ પારકાંની અવઘડ ન જોય-ન વિચારે. ૫.-બીજા લોકની આશા રાખીયેછ તો તેથી કરીને પછી આપણું કામ આજે થશે-કાલે થશે, એમ તે રાખેલી આશા આપણને બ્હાયાં કરીને છેતરેછે-ઠગેછે; માટે તેવી ઠગનારી પારકાની આશાના ઉપર તું આધાર ન રાખ-તું તેને સ્હાઈ ન લે-પકડી ન લે.

૬.-તું ત્હારી પોતાની ચાલતી-વર્તમાનકાળની સ્થિતિનો વિચાર કર, કે તું જયારે કંઈ વાત ધારે છે, ત્યારે કુદરત જોગવાઈ કોઈ બીજી રીતની આપેછે,-એટલે પછી ત્હારે તે જોગવાઈનેજ અનુસરીને ચાલવાની જરૂર પડેછે. ૭.-ક્યાં, ક્યારે, અને કેવી અમુક બીના બનશે-એ

માટે માનવિ એવી સ્થિતિમાં, નમિ[1] જા જવાય ભાગિ[2] ન;
વિજય સહજ-ઘર શાંતિ-સૂખની, વાતો જાય વખાણિ[3] ન!-જન તું૦-૬

---

## ઇષ્ટદેવી કુદરતનો અનુગ્રહ.

( પદ—રાગ ખમાચિ. )

અનુગ્રહી[4] છે કુદરત મુજપર, સહજ સાંપડે સવળૂં રે;
પાસા મ્હારા પોતે[5] ખેલે, કશૂં ન પડતૂં અવળૂં રે !-અનુગ્રહી છે૦-ટેક.
ઇષ્ટદેવિ છે કુદરત મ્હારી, કૃપા જેનિ બહુ મુજપર રે;
પડતાં પણ પરિણામે પડું હૂં, ભ્રમર જેમ અંબુજપર[6] રે!!-અનુગ્ર૦-૧.
અતિ અવઘડ જે પ્રથમ દીસતી, તેજ પુઠેથી સગવડ રે;
અનુભવ એવો બહુ વિધ લઈહૂં, વચમાં[7] કરું નહિં ગરબડ રે!!-અનુગ્ર૦-૨.

---

વાતની કુદરતને પોતાનેજ ખબર છે-આપણાથી એ વાત સમજાતી નથી.

૧-૨.-જેમ વા-વંટોળની આગળ કુમળાં ઝાડ નમી જાયછે તો તે ભાગીને તુટી પડતાં નથી, તેમ એ કુદરતના વંટોળની સામાં મદ-અભિમાન-અક્કડપણું ન રાખતાં જો એ કુદરતને નમી ગયા હોઇયે તો આપણને કદી નુકસાન થતું નથી. ૩.-વિજય કહેછે કે એ પ્રમાણે સહજ સ્વભાવે-એટલે કોઈ વાતનો આગ્રહ ન રાખતાં-જેમ રહેવાય તેમ રેહેવું-એવી રેહેણીથી રેહેવામાં જે શાંતિનું સુખ છે તે મ્હારાથી માત્ર અનુભવાયછે-વાણીએ કરીને વખાણીને તે સમજાવાય તેવું નથી.

૪.-જેનો ( મ્હારા ઉપર ) અનુગ્રહ કહેતાં કૃપા-સાહ્યતા છે એવી.

૫.-આ દુનિયાંની બાજી રમવામાં મ્હારી તરફના પાસા પોતે ખેલેછે, એટલે તેથી કરીને તે પાસા કુદરતને હાથે કદી અવળા પડતાજ નથી-તે જે કરેછે તે મ્હને અનુકુળ પડે એવુંજ કરેછે-તેનું કરેલું મ્હને કશું અવળું પડતુંજ નથી.

૬.-આ દુનિયાંમાં માણસની ચ્હડતી પડતી દશા આવવી એ તો એક કુદરતી નિયમજ છે, તેમ છતાં મ્હારી પડતી દશા આવેછે તે એવા પ્રકારની આવેછે, કે તે પડતી દશામાં પણ પડતાં પડતાં પરિણામે હું એવે ઠેકાણે પડુંછું, કે જે ઠેકાણું મ્હને પ્રિય-વ્હાલું-ભાવતું-ગમતું હોય તેવેજ ઠેકાણે હું પડુંછું-(કે પછી ચ્હડુંછું!)-તે કોની પેઠે કે જેમ ભ્રમર છે તે ભમતો ભમતો આખરે પોતાનું પ્રિય-વ્હાલું-પુષ્પ જે અંબુજ કહેતાં કમળનું ફુલ તેના ઉપર આવીનેજ જાણે પડતો હોયની તેમ !

૭.-કંઈ પણ બનવા કાળ બનતું હોય તે પૂરેપૂરૂં બની રહે, અને ત્યાર-

મ્હારાં હિતની ચિંતા રાખે, પોતે કુદરત માતા રે;
માગ્યા પેહેલાં પ્રિસતી દેવી, એજ ખરી લહું દાતા રે!—અનુગ્ર૦—૩.
માગ્યા વણ મા પણ નવ પિરસે, કહેવત એવી ચાલે રે;
જેવિ "જરૂર"[1] તેવૂં માગ્યા વણ, કુદરત માતા આલે રે!—અનુગ્ર૦—૪.
ઈચ્છા કિધિ સ્વાધિન કુદરતને, ભય મુજને પછિ ક્યાંથી રે?
પરિક્ષિતે માગ્યૂં ફળ ખાવા, તક્ષક ડંસ્યો ત્યાંથી રે!—અનુગ્ર૦—૫[2].
કલ્પવૃક્ષ ને કામધેનુ તો, ઈચ્છેલૂં ફળ આપે રે;
પણ કુદરતની ખરિ બલિહારી, કસિને કષ્ટજ કાપે રે!—અનુગ્ર૦—૬[3].

---

પછી તે બનેલી વાતનાં છેવટનાં ફળ—પરિણામનો અનુભવ થાય, ત્યાં સુધીમાં કોઈ પણ વખતે—અધવચ વચ્ચે.

૧.—અતિસેં ચ્હડતીમાં જો મદ—મદિરાથી આપણે છાકી જઈને ફૂલાઈ જતાં હોઈયે તો તેવી વેળા લગાર પડતી દશાની ચાબખ ચમકાવીને આપણને પાછાં શુદ્ધિમાં આણવાની જરૂર જોઈને તે તેમ કરેછે,—અને એમ જે કરેછે તે આપણા માગ્યા વગરજ—કેમકે એવી ચાબખ કોઈ મેળે માગી લેજ નહીં! તેમજ વળી અતિસે પડતિમાં જો છેકજ નિરાશા—મંદ—લૂલાં—નાહિંમત બની ગયલાં આપણને તે જોયછે તો તેવી વેળા કંઈ ચમત્કારિક રીતે આપણને આશા—હિંમત—મદદ—સાહ્યતા—સમાધાની—સંતોષ—ટેકો વિગેરે જે ઠેકાણે જેની જેવી જરૂર હોય તે ઠેકાણે તે તેવી રીતે તે આપણને માગ્યા વિનાં આપેજ છે.—પરંતુ એવી વખતે આપણી ધીરજ ન રહી શકી તેનાં આપતાં આપતાંમાં તો આપણે અધીરાં બની જઈને ઘણી વાર માગ માગ કરી મુકીને વલોપાત કરી મુકીયે છૈયેં!

૨.—મૂળ ઈચ્છા કરવાનું જે મ્હારૂં કામ તે કામજ એ કુદરતમાતાને મેં સોંપી દીધેલુંછે, એટલે મ્હારી વતીની ઈચ્છા કરવી તે એ પોતે કરેછે, અને તે ઇચ્છા પૂર્ણ કરવી તે પણ એ પોતેજ કરેછે, તો પછી હવે મ્હારે શી વાતનું ભય રહ્યું?—હું ઘોડે ચ્હડવાની ઈચ્છા કરતો હોઉં તો મ્હને તે ઉપરથી પડવાનું ભય રહે કેની?!—એ વાત ઉપર આ એક દૃષ્ટાંત છે કે—પરિક્ષિત રાજાને ઋષિપુત્રના શ્રાપે કરીને તક્ષક નામનો જે નાગ કરડ્યો હતો, ને તે રાજાનું મૃત્યુ થયું હતું, તે નાગ તેને કરડતાં પેહેલાં તે રાજાને કંઈ ફળ ખાવાની ઈચ્છા થઈ, તે ઉપરથી પછી તે ફળમાંથી એ નાગ પ્રથમ એક ન્હાના જીવડા રૂપે બહાર નિકળીને પછી મ્હોટો થઈ જઈ તેને કરડ્યો હતો, તેથી તે રાજાનું મૃત્યુ થયું હતું;—એવી પુરાણને વિષે કથા છે.

૩.—કલ્પવૃક્ષ અને કામધેનુની આગળ આપણને જો રાજા થવાની

હૂં અણસમજે ઉતાવળો થઈ, માગૂં કદિ કંઈ ઉલટૂં રે;
ઢીલ કરી, મુજ ભૂલ સુધારી, પોતે દેતી સુલટૂં રે!!—અનુગ્ર૦—૭[1].
વૈદ પાસ ઔષધ માગૂં તો, મ્હને રૂચતૂં મળતૂં રે;
જે મળતૂં તે હોયજ નક્કી, મ્હારાં હિતને હળતૂં રે!!—અનુગ્ર૦—૮.
દુખ કે સુખ, કંડવૂં કે મીઠૂં, સ્વાદ ન એ હૂં જોતો રે;
સંધું વિજયને સમાન અનુકુળ, કદિ કડવૂં પિ ન રોતો રે!!—અનુગ્ર૦—૯[2].

---

ઈચ્છા થાય તો તે આપણને રાજા કરતાં પણ વાર ન લગાડે, તેમજ વળી પાછું જો કંઈ એવામાં રાજા થઈને ભીલથી લુંટાવાનું આપણને ભય ઉપજે તો તરતજ ભીલોને આણી દઈને આપણને લુંટાવી દેતાં પણ વિલંબ ન કરે; પરંતુ આ કુદરતમાતાની તો ખરેખરી બલિહારી છે કે તે મનુષ્યને કસીને એટલે તેને કેળવણી આપીને માત્ર તેનાં જે કષ્ટ હોયછે તે કષ્ટનેજ તે કાપેછે—દુર કરેછે. પછી જ્યાં કષ્ટ કપાયું—અંધારૂં મટ્યું, એટલે આપોઆપજ સુખ—પ્રકાશ થઈ રહેછે!

૧.—જે વાત મ્હારાં હિતની વિરૂધ હોય તેવી કંઈ હું ઈચ્છા રાખતો હોઉછું, તો તે તેમ ન બનવા દેતાં વાર લગાડીને, વચમાં કંઈ એવી સમજણ મ્હને પાડી દેછે કે પાછું હું જે ઈચ્છતો હતો તે ન બન્યું જોઈને રાજી થાઉછું—ને એવી વખતે સમજીને મનમાં કહુંછું કે "જે થયુંછ તે ઠિકજ થયુંછે;" અને પછી પાછળથી જે મ્હારાં હિતની અને સવળી વાત હોયછે તે તે કરેછે.

૨.—કડવું ઓસડ પીને અથવા દુખ જોઈને હું કદી રડતો નથી—મ્હને તે દુખ જણાતું નથી,—એ તો ઠીક છે, પણ એમ કહું કે એવી રીતે એ કડવું ઓસડ પીને—દુખ જોઈને હું આનંદ પામુંછું—મ્હને તે સુખ જણાયછે (કેમકે એ કડીમાં એવો ભાવાર્થ રહેલો છેજ), તો મ્હારૂં કેહેવું ખરૂં છે—એમ કદાચ પ્રથમ ઘણાં વાંચનારાંને લાગશે નહીં, પરંતુ એ પ્રમાણે કડવું ઓસડ પીવાને વિષે અથવા દુખને વિષે આનંદ તથા સુખ થાયછે—એમ કેહેવાનું કારણ એ છે કે—એ કડવું ઓસડ અથવા દુખ જે છે તે, તે પીવા અથવા ખમવાના વખત પછીના ભવિષ્યના વખતમાં આરોગ્યતા અથવા ખરેખરૂં સુખ થવાનું કારણબીજ છે, અને તેટલા માટે એ કડવાં ઓસડ અથવા દુખને એવી રીતે ભવિષ્યની આરોગ્યતા અથવા ભવિષ્યનાં સુખનાં કારણબીજ રૂપે જોઈને, ઉપર કહેલો આનંદ અથવા સુખ થાયછે—એમ કહેલુંછે.—અર્થાત્ એવી રીતે એ કડવું ઓસડ અથવા દુખ જ્ઞાનચક્ષુ વડે જોતાં આનંદ તથા સુખ રૂપ દેખાયછે!

## હરકતમાં બરકત હોવા વિષે.

### (પદ—રાગ કાલિંગડો.)

હરકતમાં બહુ બરકત; મનવા, ધરિ નર–તનુ[1] ના ડર રે;
થઇ રહિ–ઉલટો તત્પર; મનવા, સામો[2] મળવા ફર રે !—હરકતમાં૦—ટેક.
હરકતને તૂં હોંસે મળજે, બાહ્યરૂપ નવ જોતો ;
ભિતર[3] નિરખતાં પામિશ નસિહત[4],–લાભ નથી એ છોટો.—મનવા૦-૧.
હરકત રૂપી સરાણે ચ્હડતાં, તન મન–કાટ કપાએ ;
હરકત રૂપી કસોટિએ થિજ, મ્હોટૂં[5] મન પરખાએ.—મનવા,–ધરિ નર૦—૨.
વખતે વખત જગતમાં હરકત, અલ્પ[6] મનોને નડતી ;
મ્હોટાં મનનાં શાંત તપ્તતપર, તે ન દિસે બડબડતી.—મનવા,–ધરિ૦—૩.
હરકત સાથે કુસ્તિ કરે જે, તેજ ખરો પુરુષાર્થી ;
હરકત અન્ય જનોનિ હરે જે, તેજ ખરો પરમાર્થી.—મનવા,–ધરિ૦—૪.
મહાપુરુષ જે થયાછ પૂર્વે, હરકતમાં ઉછરેલા ;
અમર નામ તે મુકી ગયાછે, તે ગુરુ આપણ ચેલા[7] !—મનવા,–ધરિ૦ ૫.
પરદુખભંજન વિક્રમ, શંકર, હરિશ્ચંદ્ર, પ્રલ્હાદે ;
હરકત શિરપર ઉઠાવિ લીધી, સહ્યાં દુખો અતિ સ્વાદે.—મનવા,–ધરિ૦—૬.
વૃક્ષોને જ્યમ ખાતર મળતાં, ફળ ફુલથી તે ફાલે ;
બુદ્ધિવાન જન ત્યમ હરકતમાં, બરકત બ્હોળી ભાળે.—મનવા,–ધરિ૦—૭
વિરલા અનુભવિ એહ વાતનો[8], ઊંડો મર્મ પિછાને ;
હરકતથી ન હઠે શુર મર્દો, મોજ ઘણેરી માને.—મનવા,–ધરિ નર૦—૮.

---

૧.—મનુષ્યદેહ. ૨.—હરકત ત્હારી પાસે ન આવતી હોય તો તેને શોધી કહાડીને તેને તું ઉલટો સામો તેડવા જા !

૩-૪.—એ હરકતની અંદરનું–નીચેનું ભાંયરૂં તપાસતાં તેમાંથી શિખામણ અને કેળવણીનો દટાયલો ચરૂ–ખજાનો માલમ પડીને તે ત્હારે હાથ લાગશે—એ લાભ કંઇ જેવો તેવો નથી ! ૫—મહાપુરૂષના જેવું પ્રશસ્ત. ૬.—સાંકડાં. ૭.—તેઓ હરકતમાં બરકત ગણતા તે ઉપરથી આપણે તેઓનો દાખલો–શિખામણ લઇને એ વાતમાં તેના ચેલા બનવું.

૮.—હરકતથી કરીને મનુષ્યને કેવી રીતે લાભ મળેછે એ વાતનો.

વિજય મસ્ત હૂં હરકત કેરા,-પ્રસંગને મળવામાં ;
ઈશકૃપાથી હરકત દેખૂં,-બરકતરૂપ તખતામાં[1] !-મનવા,-ધરિ નર૦-૯.

## મોતનો ભય ન રાખવા વિષે.

### (પદ—રાગ કાલિંગડો.)

મરનેમેં ક્યા ડરના; જિયરા, મરનેસેં ક્યા ડરના ?
જલદી પાર ઉતરના; જિયરા, મરનેસેં ક્યા ડરના ?-ટેક.
ચેહી દ્વારસેં રાહ જાનેકા, મુકામ જહાં આપના હૈ ;
ક્યા દરકાર કરત કુબનેકી, જિંદગી યહ સપના હૈ !-જિયરા,-મર૦-૧.
કુદરત આધિન હોકે ચલના, એક નેકિસેં રહેના ;
ફરજ સમજકે અપનિ બજાના, ડર ફિર કભિ કુછ હૈ ના !-જિ૦-મ૦-૨.
ઈસ જિંદગીસેં તૌબા કરકે, બ્હોત ભયેહૈ ખાખી ;
બ્હોત મુદત જીના[2] નહિં અચ્છા, ક્યા મતલબ નૌકાકી[3] ?-જિ૦-મ૦-૩.
નયી બાત અબ કૌન રહીહૈ, ક્યા જીકે કરના હૈ ;
પુનરપિ યેહિ ફિર કર્મકૂટસેં, બ્હેતરહી મરના હૈ !!-જિ૦-મ૦-૪.
કાયા-કંચુકિકૂં[4] પરહરના, વાકું[5] કહતહૈ મરના ;
બિન કંચુકિ છાંડે નહિં હોતા, પીછા મુકામ[6] ફિરના !-જિ૦-મ૦-૫.
એક દફે[7] મરનાહિ જરૂર હૈ, શોચ કાહેકૂં ધરના ?
શોચ કરે ઉસકા[8], ફિર વ્હાંકી[9],-તૌબા કબહુ ન કરના !!-જિ૦-મ૦-૬.
એક બાત[10] મૈં ઔર કહતહૂં, સુનલે જિયરા મેરે ;
મરજીમેં આવે જબ મરના,-નહીં હાથ યહ તેરે !!-જિ૦-મ૦-૭.
જિનકૂં જીના અનુકુલ અચ્છા, ઉનકું હમારી દુવા[11] હૈ ;

૧.-કલ્પનાએ મ્હારી આગળ એ હરકતનાં ચિત્રનો જે તખતો મુકયોછે તે તખતામાં.

૨.-જીવવું. ૩.-આ કાયા રૂપી વ્હાણની.

૪.-સર્પની પેઠે આ કાયા રૂપી કાંચળીને ઉતારીને એ કાંચળી કહાડી નાખવી. ૫.-તેને. ૬.-વતન-સ્વધામ.

૭.-વખત. ૮.-મરવાનો.

૯.-આ દુનિયાંદારીની ગિરફતારી વિષેની.

૧૦.-વાત. ૧૧.-સુખે, જીવતા રહો એવો આશિર્વાદ.

દેહ જિસકું ચિંતામનિ[1] સમ હૈ, મુમુક્ષુ[2] જોહિ હુવા હૈ !–જિ૦–મ૦–૮.
જીના મરના સમાન ઉનકૂ, આત્મજ્ઞાન હૈ જિનકૂ;
જિવનમુક્ત જો ભયા, મરન–ભય,–પુનરપિ નહિં હૈ ઉનકૂ !–જિ૦–મ૦–૯.
મરનેસેં ડરનેકી બાત,– કરે જો હૈ અજ્ઞાની;
બિજય કહત જિયરા તૂં મત કર, ઐસી[3] બાત જનાની !!–જિ૦–મ૦–૧૦.

## કાળનું અકળિતપણું.

(પદ—રાગ ધનાસરી.)

અજબ કાલકા દંમ;[4] અહો જિય, અજબ કાલકા દંમ—ટેક.
નહીં ર્હોર કછુ અરૂ અચાનક, પરે વામેં[5] કયકું કરિ ગંમ!–અહો જિય૦–૧.
કબહૂ આવૈ અબોલ[6] જૈસા, અરુ[7] કબહુ કરત ધમધંમ[8]–અહો જિય૦–૨.
ઐસે કાલકૂ કયહું તું ગમાવે, ત્યારે રટ[9] રે હરિ હરદંમ–અહો જિય૦–૩.
દેખ ગ્યાનદૃગસેં[10] યહ દુનિયાં, હએ જૈસિ સુપનકી ગંમ–અહો જિય૦–૪.
દેખ દેખ ચૈતનકી જોતી,[11] સબ ભગે[12] અબિદ્યા ભ્રંમ[13]–અહો જિય૦–૫.
બિજય દેખિ[14] ફિર નહીં કાલભય, જહાં તો લગી ચોટ[15] સોહં[16]–અહો જિય૦–૬.

## અવિદ્યાની* અગન ને બ્રહ્મજ્ઞાનની લગન†.

(પદ—રાગ ભૈરવી.)

અવર[17] કયા જાને અગનવા[18].—ટેક.
અબિદ્યાકો, પ્રગટયો ધૂમર; ગગનસોં ચાલ્યો જગનવા[19]!—અવર૦–૧.

---

૧.–મનકામના પૂરી કરે એવા મણીના સરખી.
૨.–મોક્ષની ઈચ્છા રાખનારો.
૩.–એવી મરવાથી ડરવાના જેવી.
૪.–સપાટો. ૫.–તેમાં. ૬.–કંઈ ખબર પડ્યા વગર.
૭.–અને. ૮.–સારીપેઠે ધામધુમ તથા ર્હોરબકોર કરતો અને એકદમ. ૯.–બોલ. ૧૦.–જ્ઞાનચક્ષુ વડે.
૧૧.–ચૈતન્યનો પ્રકાશ. ૧૨.–ભાગે–ન્હાસી જાય.
૧૩.–માયાના સંકલ્પ વિકલ્પ–વ્હેમ–મિથ્યાભાસ.
૧૪.–દીઠી (ચૈતન્યની જ્યોતિ.) ૧૫.–નિશાન.
૧૬.–તે હું–એવો અનહદનાદ.
*અવિદ્યા એટલે માયા–અજ્ઞાન. †લગન એટલે લેહ.
૧૭.–જેને એ અગન અને લગનનો અનુભવ નથી તેવાં બીજાં.
૧૮.–આગ–લ્હાય–અગ્નિ. ૧૯.–એ અવિદ્યાનો ધુમાડો ઊંચો

જબલગ માયા, અગન યહ તબલગ; અગન પહિચાની જબ તો[1]–
ભઈ જ્હાં[2] લગનવા !–અવર ક્યા જાને લગનવા.–૨.
આતમગ્યાનસોં બ્રહ્મ પહિચાન્યો;તબ ચ્હડ્યો મનુવા ગગનવા[3].–અ૦–૩.
ગગન ચ્હડયો જબ, દેખ્યો જૂઠો ; યહ ભવ ભેખ[4] કગનવા.–અવ૦–૪.
ભેખ મિટયો ફિર,પિંડત ન માયા; લગ રહિ બ્રહ્મસોં લગનવા.–અવ૦–૫.
ભયો[5] ભવ[6] શૂન્ય[7] તબ, સહજ[8]–ઘર અનહદ[9] ;
બિજય રહ્યો જ્હાં મગનવા[10].–અવર ક્યા જાને લગનવા–૬.

---

## વૃદ્ધાવસ્થામાં જેનું મન માયામાં લપટાઈ રહ્યું હોય એવા મનુષ્યને બોધ.

(હોળી–રાગ કાફી.)

પ્યારે જિયરા મેરા, અબ તું સુમરલે હરી–ટેક.
સો[11] દિન બીત ગયે[12] અબ તેરે; રહેતીથી મૂછાં ખરી[13].–પ્યારે જિ૦–૧.
સો અખિયાં તેરી લગિ ઝુલનેં જો; રહેતીથી મદકી[14] ભરી.–પ્યારે૦–૨.
હો ગઈ કાયા નિરબલ તોભી[15] તેરી;અજહું ન માયા ટરી.[16]–પ્યારે૦–૩.
કયોં ન ઢુંઢત તેરે સાહિબ જબ તુને; મનખાદેહ ધરી ?–પ્યારે જિય૦–૪.
બાડ ફાગબાજી તુને ખેલી ત્રિયા સંગ;અબ હરિસોં કયોં ન[17]રી?–પ્યારે૦–૫.
ત્હાંકી મઝા સબ બ્હોત દેખી તુને;અબ વાકું જાન અરી.[18]–પ્યારે૦–૬.
બિજય કહત સુન યહ[19] અબ તો હૈ; હરિ ભજનેકી ઘરી[20].–પ્યારે૦–૭.

---

આકાશમાં ચ્હડીને વાદળાંના જેવા ગોરંગોટ થઇ જઇને જાણે મ્હોટો હોમ ચાલી રહ્યો હોય તેમ થઇ રહ્યુંછે.

૧.–એ અગનનું કારણ–હેતુ–પાયો–મુદ્દો માલમ પડ્યાં ત્યારે તો.
૨.–તે ઠેકાણે. ૩.–જ્ઞાનને આકાશે.
૪.–આ સંસારને વિષે જે ચતુર ચકારનો વેષ ધારણ કીધેલો છે તે.
૫.–થયો. ૬.–સંસાર–જગત. ૭.–મિથ્યા.
૮.–સહજાનંદને વિષે. ૯.–અનહદનાદ–સોહં સોહં–તે હું તે હું,–એવો ધ્વનિ. ૧૦.–મગ્ન.
૧૧.–તે. ૧૨.–જતા રહ્યા. ૧૩.–ખડી–ઊભી.
૧૪.–જોબનના મદની ખુમારી વાળી. ૧૫.–તોપણ..
૧૬.–ટળી. ૧૭.–શામાટે તેમ નહિ ? ૧૮.–શત્રુ–વેરી. ૯.–આ ઘડપણનો વખત. ૧૦.–ઘડી.

# બિહાગ રાગનાં ઉપદેશી સ્વરૂપનું ચિત્ર.

(પદ-રાગ બિહાગ.)

સુનલે અભાગી; સંત પુકારત[1],-સુનલે૦-ટેક.
જ્ઞાની કે યહ ફંદમેં, મત હો ગાફિલ; પ્યારે બન જા જિય ત્યાગી.[3]-સંત૦-૧.
જિય[4] સમસૂર, સુનત જબ તા[5] ઘર; તબહિં અંબિયા ભાગી.-સંત૦-૨.
રાગ બિહાગ ક્યા, છાંઈ રહ્યો ન્હાં;[6] લેહ[7] સૂરકી લાગી.-સંત૦-૩.
અનહદનાદપેં, બિજય ઘટા[8] ભઈ; મસ્તહિં ડોલન[9] લાગી.-સંત૦-૪.

---

## આત્મિક સુખ.

( દુહા. )

સબ સુખ યહ સંસારકે, આદિ[10] અંત દુખપાસ;
બિચમેંભી[11] ગ્લાની[12] રહી, તાતેં[13] સબ ઊદાસ.-૧.
સચ્ચા ગ્યાની[14] રહતહેં, જ્યોં પંકજ[15] જલ બાસ;[16]
સત્વ પ્રેમ વો ગ્રહતહેં, સમાધાનિ કર ખાસ.-૨.
સમાધાનિ ચિત ગ્યાનકી, કરત તિમિરકા નાસ;
સુખ દુખ મનકા ભેદ[17] સબ, તબ હોવત પરકાસ.-૩.
સુખ દુખ યહ સંસારકા, હેં જૈસા આભાસ;[18]
કરત કલ્પના જૈસિ મન, વૈસા હોવત ભાસ.-૪.

---

૧.-પોકારેછે. ૨.-નાશવંત દુનિયાંના.
૩.-માયિક સુખનો પરિત્યાગ કરનારો. ૪-અરે જીવ.
૫.-જે સ્થળને વિષે-જે ઘરને વિષે સંત-સાધુ-સત્પુરૂષો રહેછે તે ઘરમાં. ૬.-ત્યાં. ૭.-સૂરના મિલાપે કરીને જીવની લેહ અને રાગ બિહાગની લેહ એ બંનેની લેહ એક તારી બની રહી.
૮.-રાગની છાયાની ઘટા થઇ રહી-રાગ છવાઇ રહ્યો.
૯.-એ પ્રમાણે બિહાગ રાગની છાયાની ઘટા થઇ રહી તેમાં જીવ તો એક તારો બનીજ રહ્યો હતો, એટલે એ બિહાગરાગની છાયાની ઘટા પોતેજ જાણે ડોલવા લાગી !
૧૦.-સઘળાં સુખને આદ્યે તથા અંતે દુખનો પાશ છે.
૧૧.-વચમાં પણ. ૧૨.-નિસ્તેજપણું-ફિકાસ.
૧૩.-તેથી કરીને. ૧૪.-જ્ઞાની. ૧૫.-કમળનું ફૂલ.
૧૬.-વાસ-વસેછે. ૧૭.-ગુહ્ય મર્મ. ૧૮.-મિથ્યાભાસ.

સચ્ચા સુખ સદ્ધ્યાનકા, કબહુ ન કરત નિરાસ;
સભર બ્રહ્મ-લહરી[1] બિજય, જબ આત્મીક ઉજાસ.—૫.

---

## જીવને શિક્ષા.

( પદ—રાગ કાફી. )

રે તું ક્હાં અથડાએ રે, જિવડા જોની ઝાંખી;
નાસ્તિકતા રૂપી રે, પડળને ક્હાડી નાખી.—રે તું કહાં૦—ટેક.
અવિદ્યાપડળ અહંભાવ જ્યાંલગિ, સત્ય સુઝે નહિં કાંઇ;
આવરણે અંધઃકાર છાંઈ રહ્યો, તેણે જાય ન કશું દેખાઇ;
નાસ્તિકતા પકડી રે, જેણે માયા સાચી દાખી.—રે તું કહાં૦—૧.
મોહજાળમાં ફસ્યો પક્ષિ જિવ, ઉંચાં તુંથી ન ઉડાય;
સુજ્ઞ પુરૂષની સાન વિનાં કયમ, સત્ય વસ્તુ તુંથી જોવાય;
જ્ઞાનાનુભવ કેરી રે, પાંખ આવ્યા પાખી.—રે તું કહાં૦—૨.
સહજ પમાએ સહજાનંદે, પ્રત્યક્ષ વસ્તૂ સત્ય;
પામ્યા પછી સહુ લાગશે ઝાંખૂં, હવડાં બીજૂં પ્રકાશતૂં અસત્ય;
જો તું બોધ માને રે, રહે દૃઢ નિશ્ચય રાખી.—રે તું કહાં૦—૩.
આ ભવજળમાં કમળ પડે રહે, ઉડ્યા વણ ઊડાય;
ચમત્કાર અદ્ભુત સહુ દીસે, રંગે બંગ ગગન દેખાય;
સૂક્ષ્મદર્શક[2] જ્ઞાને રે, જો વિજય વાણી ભાખી.—રે તું કહાં૦—૪.

---

## નાસ્તિકને બોધ.

( હોળી—રાગ કાફી. )

જિવડા વહ્યો ઉંધિ કલ્પનાથી; નાસ્તિકતાથી;—જિવડા૦—ટેક.
સંકલ્પવિકલ્પ એ મારગ ન્હોળા, રહ્યા ધમધમી મસ્તાનાથી;[3] હાંરે શા૦

---

૧.—લેહેર.

૨.—જ્ઞાન એ એક સૂક્ષ્મદર્શક યંત્રના સરખું ઝીણી—બારિક વાતો બતાવનારૂં માનસિક યંત્ર છે, તે જ્ઞાનનાં સૂક્ષ્મદર્શક યંત્ર વડે આ જે વાત ત્હને કહી તેને તું જો—તેનો તું વિચાર કર.

૩.—અરે જીવ, ત્હારૂં મન એક મસ્તાના હાથ્થીના સરખું ગાંડું બ-

શેષ સળકશે કે થાશે ધરતી–કંપ, ગતિ એ કળાય કહો શાથી ?
સંભાળ લે પ્રભુજી અનાથી.[1]–જિવડા વહ્યો હવિ કલ્પનાથી.–૧.
ધર્મ અંધારે કૂપે[2] ઉતરાએ, દોરડું ભક્તિ ધરવાથી ; હાંરે ભાઈયો, દોર૦
દોરડું મુકતાં ભુલાય પગથિયાં,[3] વાગે ગબડી પડવાથી ;
પછે ન જડે પસ્તાયાથી.[4]–જિવડા વહ્યો હવિ કલ્પનાથી.–૨.
મ્હાવતનૂં પણ જોર કશૂં જ્યાં, જ્ઞાન અંકૂશ ન સાથી; હાંરે વળવા, જ્ઞાન૦
નિશ્ચય અંકુશ પાસ તે ભૂલી, વહ્યો ભયભિત પડવાથી;
કુદરત કાળના વ્હવાયાથી.–જિવડા વહ્યો હવિ કલ્પનાથી–૩[5].
આ મન મધુકર વસંતઋતૂમાં, મસ્ત બાગે ભમવાથી; હાંરે ઘેલો, મસ્ત૦
ભૂલ્યો કમળ જાણી કામ, ચંપા રામ, હોળીના શબ્દો સુણવાથી;

---

ની જઈને તેણે સંકલ્પ અને વિકલ્પના એ બે રસ્તા ધમધમાવી મુક્યા-છે. ૧.–અરે જીવ, એવી રીતે ત્હારૂં મન દીવાનું–ચળી ગયલું થઈ ગયુંછે, અને ત્હને હવે કોઈનો આશ્રય નથી–ત્હારૂં અકલ્યાણ થતું કોણ અટકાવી શકે ? અરે ત્હારા સરખા અનાથ જીવ ઉપર દયા કરીને ત્હારી સંભાળ એક પ્રભુ વિનાં બીજું કોઈ લેનાર નથી.

૨.–ધર્મના અંધારા કુવામાં. ૩.–સ્નાન, સંધ્યા, પૂજા, પાઠ, જપ, હોમ, એ બ્રાહ્મણનાં નિત્યનાં ષટકર્મ વગેરે બીજાં ધર્મનાં કર્મો, તેમજ પ્રથમ સાકારભક્તિ, પછી નિરાકારભક્તિ–માનસિક પૂજા, ધ્યાન, ધારણા, યોગ, એવી રીતે ઉત્તરોત્તર અનુક્રમે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી છેલ્લી વારે વેદાંતનું મહાવાક્ય જે "બ્રહ્માસ્મિ" તે સમજવાનું છે. એવો એ જે ધર્મનો અનુક્રમ છે તે અનુક્રમ રૂપી પગથિયાં. ૪.–એક વાર એવી રીતે નાસ્તિક થઈને ભક્તિનું દોરડું તેં મુકી દીધું, અને તું એ કુવામાં નાસ્તિકતાની બોભણમાં ભરાઈ ગયો, તો પછી પાછળ પસ્તાવો કરવાથી એ પગથિયાં અંધારાંમાં ફરીથી ત્હારે હાથ લાગી શકનાર નથી. ૫.–અરે ઓ જીવ–ચૈતન્ય–આત્મા, તું મ્હાવત છે–અને ત્હારૂં મન એ એક મસ્તાનો હાથી છે–તેને વશ રાખવાને તું જ્ઞાનના અંકુશનો ઉપયોગ કરતો નથી, ત્યારે હવે એ મસ્તાના હાથીને તું કેવી રીતે પોતાના કબ્જામાં–હાથમાં–તાબામાં રાખી શકનાર છે? અરે જ્ઞાનનો નિશ્ચય રૂપી અંકુશ આઘો નથી–પાસેજ છે–પરંતુ તુંને તેનું ભાન નથી–અજ્ઞાને આવીને તેની ત્હને વિસ્મૃતિ કરાવી દીધીછે, તેથી કરીને કુદરત અને કાળ જેમ જેમ એ ત્હારા મન રૂપી મસ્તાના હાથીને આમ તેમ દોડાવે–ભમાવેછે, તેમ તેમ ઓ હમણાં પડીશ, પડ્યું, પડયો, એવી રીતે ભયમાનોં ભયમાંજ નિરંતર તું રહેછે.

પછી ક્યમ જાય ન હાથ્થી ?!– જિવડા વહ્યો ઉંધિ કલ્પનાથી–૪.
પ્રવૃત્તિ તો ન્યાયશાસ્ત્રી બની ને, નિવૃત્તિ થઈ વેદાંતી; હાંરે વાદે, નિવૃ॰
ધુળ પડવે માયા–ધૂળ ઉડી રહિ, અળગી રહિ સત્વકાંતિ;
વિજય વસ્તુ આવરણે ઝાંખી !–જિવડા વહ્યો ઉંધિ કલ્પનાથી–૫[૨].

---

## જિવને શિક્ષા.

### ( પદ—રાગ કાફી. )

ઓ અજ્ઞાની જિવડા રે, શિદ તૂં અવસર મિથ્યા ખુએ ?
દીપક લઈને કરમાં રે, મૂરખ કાં તૂં પડે કુએ ?–ઓ અજ્ઞાની॰–ટેક.
પરમારથની વાત ન જાણે, દીનનિ નાણે દાઝ;
માણ્યા સુખ માયામાં જાણે, કનક કામિની તૂં ખાજ;
મૂરખ કહે મ્હારૂં મ્હારૂં રે, પણ નથિ તનુએ ત્હારૂં મુએ.–ઓ અ॰–૧.
છુપી જગોએ જઈ તૂં છાનાં, કુકર્મ ઘણાં કરેછ;

---

૧.–આ મન રૂપી ભ્રમરને વસંતઋતુમાં એટલે યુવાવસ્થામાં આ સંસારના વૈભવ રૂપી બાગમાં ભમવાની બહુ ઘેલછા ઉપજી આવેછે, તે ઘેલછામાં પછી એમને એમ ચળી જઈને ચિત્તભ્રમ થઈ જતાંમાં કામ કહેતાં જે ઇંદ્રિયોના ભોગ–વિષયવાસના છે તેને તે પોતાનું પ્રિય–વ્હાલું જે કમળનું ફુલ તે છે એમ સમજેછે, અને રામ કહેતાં જે જગદીશ્વર–પરમાત્મા છે તેને તે પોતાનું અપ્રિય–અણમાનીતું–અળખામણું જે ચંપાનું ફુલ તે છે એમ ગણેછે, અને પછી તેની પાસે તે જતોજ નથી. એવી રીતે એનું ચિત્ત ભમી ગયલું જણાયછે, અને તેનું કારણ એ છે કે હોળીમાં બોલાતા ભાંડ શબ્દો એના સાંભળવામાં આવેલા જણાયછે, અને તેજ એના મગજમાં ભમી રહેલા માલમ પડેછે. પછી હવે એ હાથ્થી એટલે હાથથી ગયા વગર,–વંઠી–બ્હેકી ગયા વગર, કેમ રહે ?

૨.–વાદવિવાદ કરવામાં પ્રવૃત્તિએ ન્યાયશાસ્ત્રનો પક્ષ ખેંચવા માંડ્યો ત્યારે નિવૃત્તિએ વેદાંતનો મત પ્રતિપાદન કરવાનું પોતાનાં મનને વિષે સંપૂર્ણ શાંતિ રાખીને શરૂ કર્યું, એવામાં હોળીનો ધૂળપડવો આવ્યો, એટલે તે દિવશે માયાની ધૂળનો એવો કોટ છવાઈ રહ્યો, કે તે ધૂળના કોટમાં પછી પેલો વાદવિવાદ તેને પોતાને ઠેકાણે રહી જઈ ધુળધાણી જેવા ધુળિયા રંગનો ભાસવા લાગ્યો, તથા સત્વગુણની કાંતિ આઘી રહી ગઈ, અને સત્ય વસ્તુ જે પરબ્રહ્મ તે એવી રીતે આચ્છાદને કરીને ઢંકાઈ જઈ સર્વ કંઈ ઝાંખું પડી રહ્યું !

પણ ઈશ્વર તો છે સર્વવ્યાપક, તે ત્હારૂં સઘળું દેખેછ;
જેમ કરે ચોર ચોરી રે, ચાર ગાઉ જઈ પણ ચંદ્ર જુએ.—ઓ અ૦-૨.

ઊઠ ઊઠ બાપૂ તૂં વ્હેલો, અજ્ઞાન ઉંઘ ઊરાડ;
નીરખતો તૂં નાથ નિરંજન, ઓળંગી માયા આડ;
હાવાં તૂં અવસર ચુક મા રે, નહિં તો પછી તૂં પસ્તઈ રૂએ.—ઓ અ૦-૩.

ભાઈ હવાં ઝટપટ કરિ કર તૂં, સૂકૃત ભકતી દાન;
કાળ તણો ડંકો શિર વાગે, નથિ તેનું તૂને ભાન;
નિશ્ચિંતપણે આમ રે, અલ્યા વિજય, કયમ તૂં સુએ?—ઓ અજ્ઞા૦-૪.

( પદ—રાગ સોરઠ. )

પામર પ્રાણિયા પ્રભુ ભજ પૂરણ પ્રીતે;
દેહનું એથી સાર્થક થાએ, ત્રિવિધના તાપ સમાએ;
એથી ભવસિંધુ તરાએ; સમજિ એવું ચિત્તે ચિત્તે—પૂરણ પ્રીતે; પામર૦-ટેક.

માર્ગ આડે સંચર્યો તું મુકી સીધો;
ષડ્રિપૂને ગણી મિત્ર તેથી ન ખીધો;
સ્વપ્નમાંએ કનક કામિનિનો જપ કીધો;—રટણ રાત્ર દિવશ,
નારિ નારિ, રાખ્યું જારિ, નીતિ સારિ, દઈ વિસારિ,
કર્મ કારિ, કર્યાં ભારિ, કહ્યૂં વારિ, તોય વિચારિ,
ચાલ્યો ન બ્હીતે બ્હીતે.—પૂરણ પ્રીતે; પામર પ્રાણિયા પ્રભુ ભજ૦-૧.

માયા રૂપી કામરૂદેશની કામીની;
તેણે કર્યો તુંને જાદુ કરી મીની;
હવે આ બોધ રુપી મંત્રેલું જળ પીની;—નહિંતર ખોઈશ તૂં,
કા દિ જાન, એ છે શ્વાન, તૂં સમાન,—ખાન પાન,
માટે નાદાન, આણિ ભાન, તેને સ્હા ન, કહ્યું માન,—
હજિ કહું હીતે હીતે; પૂરણ પ્રીતે; પામર પ્રાણિયા પ્રભુ ભજ૦-૨[1].

---

૧.—કામરૂ દેશમાં સ્ત્રીયારાજ ચાલેછે ત્યાં જે કોઈ પુરૂષ જઈ ચ્હડે- છે તેને ત્યાંની સ્ત્રીઓ મીની,—પોપટને રૂપે બનાવી દઈને પછી તેને પોતા- ને સ્વાધીન કરી રાખેછે,—એવી જે એક દંતકથા ચાલેછે તેનું દૃષ્ટાંત રૂપક એ કડીમાં માયાને લાગુ પાડયુંછે. એ છે શ્વાન, એમ કહેવાનું કારણ

હાલ સારિ પછિ નઠારિ કહિશ પોતે,
આરો નથી પછી સમજ અત્યા રોતે;
કાળ-હાકથી મરીશ તૂં કમોતે; થશે બહુજ બૂરા,
ત્હારા હાલ, માટે સમાલ, થઈશ ન્હ્હાલ, ચેતિ ચાલ,
તજનિ વ્હાલ, એમાં વાલ, નથી માલ, કરી ખ્યાલ,-
નેતિ-રીતે રીતે; પૂરણ પ્રીતે; પામર પ્રાણિયા પ્રભુ ભજ૦-૩.
જુઠી માયા, જુઠું સર્વ, જુઠો સંસાર;
પકડિલે તું સતસમાગમ-નાવ યાર;
સમજિ મર્મ સકળ ઉતર આ ભવ પાર;-હવે જો ન ભુલમાં ભમે,
ભાઈ તું ભંગ, રહે વિંટિ અંગ[1], નીતિ[2] નંગ, સમજિ વ્યંગ,
આણિ ઉમંગ, હરી સંગ, લગાડે રંગ, જગતજંગ,-
વિજય જીતે જીતે; પૂરણ પ્રીતે; પામર પ્રાણિયા પ્રભુ ભજ૦-૪.

( ૫૯. )

મૂરખ હવડાં, મનમાની રીતે તું મ્હાલે;
પણ કર્મો આ તુજને ભૂંડા, ત્યાં[3] તો બહુ બહુ સાલે રે.-મૂરખ૦-ટેક.
ધર્મ-પગથિયાં આચાર વિચાર, તૂં તો કંઈ ના જાણે;
એ જાણે હૂં થાંય ક્હાંઇ પણ, ટવળિ મરિશ તે ટાણે રે.-મૂરખ૦-૧.
જ્યાંલગિ મર્મ ખરો નથિ સમજ્યો, ત્યાંલગિ એ સહુ સાચૂં;
સમજેલાનું દેખી તેમ તું, કરવા મા જા કાચૂં રે.-મૂરખ હવડાં૦-૨[4].
પાપ પુણ્ય તૂં કશુંએ ન ગણે, કહુંછું આ હૂં સાચે;
ભગવત ઉપર નથી ભાવ તુજ, માયામાં તું રાચે રે.-મૂરખ હવડાં૦-૩.

---

એવું કે શ્વાન બિલાડીને મારી નાખેછે-તેમ એ માયા જીવનું અકલ્યાણ કરનારી છે. ૧-૨.-આ શરીર રૂપી વીંટીમાં નીતિ રૂપી નંગ સારૂં દીપે-શોભેછે એમ તું સમજ.

૩.-મુવા પછી પરમેશ્વરની ન્યાય કોરટમાં પોતાનાં કર્મનો જવાબ આપતી વખતે તે ઠેકાણે.

૪.-જ્યાંલગી ધર્મનો ખરો મર્મ-બ્રહ્મજ્ઞાન-વેદાંતની વાત તૂં સંપૂર્ણ રીતે સમજીને ખરા જ્ઞાનીના જેવી સર્વ વાતે ત્હારી રેહેણી થઈ નથી, ત્યાંલગી તો એ ધર્મ પગથિયાં, આચાર વિચાર, એ સર્વ સાચું છે, અને ત્હારે તે પ્રમાણે ચાલવુંજ જોઈયે-જ્ઞાની પુરૂષોની દેખાદેખી કરવા જ-

વસ્તૂ જે જે અગ્રાહ્ય[1] તે તે, જાણિજોઇ તું ગ્રહેછે;
પ્રેમદાને તો ઇશ્વર પેઠ, પાય પડી તું પુજેછે રે.—મૂરખ હવડાં૦—૪.
વેદાંતિ ને શૂન્યવાદિની, સૂણે વાતો ભાવે;
નાસ્તિક તૂં અંતરમાં થઇને, આસ્તિક—દોળ બતાવે રે.—મૂરખ હવડાં૦—૫.
"બ્રહ્માસ્મિ' મુખથી ક્હેવામાં, મ્હોટઇ માને ભલી;"
પણ કહે શું સમજ્યો તેમાં તૂં, લવે મૂઢ કાં ખાલી રે?—મૂરખ હવડાં૦—૬.
પોતે જયમ સમજી ચૂકો હોય, બોધ અવરને આપે;
અરે મૂર્ખ હજિ તૂંજ શિષ્ય છે, ગુરુ થાવા કાં ટાંપે રે?—મૂરખ હવડાં૦—૭.
નહિં તેમાં કે નહિં આમાં તૂં, અધવચ લટક્યો ભાસે;
દયા મુને આવેછે ત્હારી, કે દિ છુટિશ જમપાશે રે?—મૂરખ હવડાં૦—૮.
મ્હોટી માળા રાખે કરમાં, કોટે કંઠો ભારે;
ભભડાવી મુખ મનમાં કૈના,—ઘાટજ ઘડવા ધારે રે.—મૂરખ હવડાં૦—૯.
પ્રપંચ છળ કાવતરાં કરિ બહુ, ભૂંડો સ્વારથ જોડે;
એજ ઝંખનામાં[2] નિશદિન તૂં,રઘવાયો થઇ દોડે રે.—મૂરખ હવડાં૦—૧૦.
એ ત્હારાં ડહાપણુ ચંચળતા, લોભ ઢોંગ સહુ ત્યાગી;
ક્હે વિજય તૂં આપ—રૂપને,ઓળખ ભ્રાંતી ભાગી રે.—મૂરખ હવડાં૦—૧૧[3].

---

## છળપ્રપંચનું વાજું.

(કવિત્ત.)

શું કહું હું ઝાઝું દેખિ દુનિયાં હું દાઝું,[4]
વાગે વાજું છળપ્રપંચનું ર્હાઇ[5] સારી તેણે છે;

---

ઇશ તે ત્હને નથી છાજવાનું. ૧.—ન લેવા જોગ તેવી.

૨.—એવા કંચન કામિનીની લૂટ કરવાના અનેક અંદેશામાંજ ગરકાવ થઇ ગયલો તૂં રાત્ર દિવશ રહેછે.

૩.—વિજય કહેછે કે એ કડીમાં કહેલી તમામ વાત છોડી દઇને અરે જીવ, તું એ ત્હારી સઘળી ભ્રાંતિઓ ટાળી દે, અને પછી તું ત્હારાં આત્મસ્વરૂપને ઓળખ—એટલે તેથી ત્હારૂં કલ્યાણ થશે.

૪.—દાઝ આવેછે—અથવા મુઝાઉંછું. ૫.—જેમ રણસંગ્રામને વિષે વાજું વાગેછે તેથી યોદ્ધાઓને શૂર ચ્હડેછે તેમ આ દુનિયાંમાં માયાના છળ—ભેદ—પ્રપંચ રૂપી એક વાજું વાગી રહેલુંછે, તેણે આખી આ

હસી છાકી ફૂલે જાય રડે મ્હેરા રાંક થાય,
તોય ત્યાં જવાય' એવી માયા[1] મૂકી જેણે છે;
થોડી વાર સંકટમાં લઈ હીર ધીર વીર,
શૂરને રાખે સ્વાધીન જાણી છળ્યા એણે[2] છે;
પછિ ન સુણાય દૂનિયાંઇ વાદી વાજું,
જ્ઞાને સુણે અનહદ ગાય વિજય જે વેણે[3] છે !–૧.

---

દુનિયાંને મ્હાઇછે–પકડીછે, એટલે એ વાજું પોતાના સૂર વડે સઘળાં મનુષ્યોને છળ–ભેદ–પ્રપંચ કેમ કરવા તેની કવાયત શિખવેછે, અને તેમાં નિરંતર મચ્યાં રેહેવાની ઉશ્કેરણી કરેછે. અથવા એનો બીજો અર્થ એવો કે એ છળપ્રપંચનાં વાજિત્રને મૃદંગની પેઠે તમામ કાળી સાહી લગાડેલીછે.

૧.–વળી એ વાજું વગડતું. સાંભળ્યાથી સઘળાં મનુષ્યોને જે એક પ્રકારનો આવેશ–શૂર મ્હડેછે તે આવેશમાં પછી તેઓ વિવેકહીન બની જઈને જેવાં છળભેદ–પ્રપંચ–કાવતરાંનાં કર્મો કરવાં તેઓને સુઝ પડેછે તેવાં કર્મો તેઓ અત્રાપુ સાથે કરેછે એટલુંજ નહીં પણ પોતાનાં સગાં સ્નેહીઓ સાથે પણ તેવાં કર્મો કરતાં તેઓ અચકાતાં નથી; અને પછી મ્હડતી દશામાં મદાંધ થઈ જઈને હરખમાં છાકી જઈને ફૂલાઈ જાયછે, અને પડતી દશામાં લાંચાર, રડતાં, ગરીબ–દયામણાં–રાંકડાં મ્હોડાં કરીને પશ્ચાત્તાપ કરતાં જણાયછે. એમ છતાં પણ પાછું પેલું વાજું વગડતું સાંભળીને જે આવેશ–શૂર તેઓને મ્હડેછે તે શૂરમાં જેવાં કર્મો પોતે કરતાં આવ્યાં હોયછે તેવાંનાં તેવાંજ કર્મો પાછાં કર્યા વગર તેઓથી રેહેવાતું નથી, એવું અફીણના વ્યસન જેવું નિરંતર પાછું સાંભળ્યા વગર નજ રેહેવાય એવું એ માયાવી વાજું છે.

૨.–પરંતુ, ધર્મક્ષેત્રને વિષે જે ધીર–વીર પુરૂષો છે તે એ માયાવી વાજું સાંભળવાથી મ્હડતા આવેશ અથવા શૂરને થોડી વાર અનુભવી જોઇને પછી તેમાંથી હીર એટલે સત્વ–સારાંશ એવી રીતે કહાડી લેછે કે એ આવેશ અથવા શૂર છે તેજ આપણને છેતરેછે–ઠગેછે, માટે એ આવેશ અથવા શૂરને રોકવું–અર્થાત્ જિતેંદ્રિય થવું–એમ તેઓ સમજેછે.

૩.–ત્યારે પછી એ માયા રૂપી મદારીનું દુનીયાંઇ–માયાવી વાજું સંભળાતું નથી–બંધ પડેછે; અને પછી વિજય જે વેણે એટલે પોતાને વચને અથવા વાણી રૂપી વાંસળીએ કરીને અનહદનાદ–સોહં સોહં–તે હું તે હું–એવા ધ્વનિનું જે આ પુસ્તકમાં ગાયન કરેછે તે જ્ઞાન વડે સંભળાવવા માંડેછે–સંભળાયછે

## માયાનું પ્રાબલ્ય*

(રાગ—કેરબો.)

માયા માયા, સહુને તેં પાઈ માયા[1]; સહુ કો તૂંમાં સમાયા[2];
અવધી[3], મ્હંમાયા ત્હારૂં જોર!—માયા માયા૦—૧.
જ્યાંલગિ કાયા, ત્યાંલગી માયા વળગી; ન માનૂં હૂં તે અળગી;
કાયા માયા તણોજ છે અંકોર[4]!—માયા માયા૦—૨.
પ્યાર પૈસાની ભવમાં ભવાઈ; નિત તેમાં શાનિ નવાઈ?
જ્યાં ત્યાં, હૂં ને મ્હારાંનો શોહોર!—માયા માયા૦—૩[5].
કેક ઢોંગી, થઈ ત્યાગી મર્મ ન જાણે; મિથ્યા નિજ મતને તાણે;
ભીતર, અન્યથી હોવે વધુ તોર.—માયા માયા૦—૪[6].
ભાવ શંકા, જો રહેજે સમજિ મુકાએ; સાયુજ્ય બ્રહ્મ થવાએ;

---

*પ્રાબલ્ય એટલે સામર્થ્ય—પ્રતાપ.

૧.—સબજી—ભાંગ. ૨.—સહુ કોઈ ત્હારોજ આશ્રય લઈને—ત્હારામાંજ તલ્લીન—ચકચૂર—ગિદ્દડ બની ગયલાંછે.

૩.—પરાકાષ્ઠા—હદથી જાદે—અદ્‌ભુત.

૪.—કાયા એ મૂળ માયાનોજ અંકોર કહેતાં ફણગો છે—એટલે એ કાયાનું મૂળ—બીજ—કારણ—પ્રસંગ માયાજ છે—માયા વડેજ કાયાની ઉત્પત્તિ થયલીછે.

૫.—પ્રીતિ અને પૈસો એ બેના તરેહ તરેહના ભવેહા આ દુનિયાંમાં આપણે દરરોજ જોઈયે છઈયે. હવે જે વાત નિત્ય તેની તેજ જોવામાં આવે તે વાતમાં પછી નવાઈ શી રહે? જ્યાં જોઈયે ત્યાં હૂં એટલે અહંભાવ, અને મ્હારૂં એટલે આ મ્હારૂં ઘર, મ્હારો પૈસો, મ્હારી સ્ત્રી, મ્હારાં છોકરાં, એવોનો એવો મોહમાયાનો નિરંતર શોહોર બકોર થઈ રહેલો આપણા સાંભળવામાં આવેછે.

૬.—કેટલાએક ઢોંગી લોકો ત્યાગી એટલે વૈરાગી—સાધુના જેવો વેષ લઈને આ સંસારની સઘળી માયાનો ત્યાગ કર્યો હોય તેવું ડોળ ઘાલેછે, પરંતુ તે લોકો એ માયાનો ખરો મર્મ—મુદ્દો સમજેલા હોતા નથી, અને પછી પોતાનો મત મિથ્યા તાણતા જણાયછે, કારણ કે બ્હારથી એવી રીતે ત્યાગીનું ડોળ બતાવેછે, તોપણ તેઓનાં અંતરમાં બીજા લોકોના કરતાં તેઓ વધારે માયાના આસક્ત, અને અહંકાર તથા તોરના ભરેલા હોયછે.

બાકી, ત્યાગી થયે ન માર્યો મોર !—માયા માયા૦—૫[1].
વિજય જિવડો, કંઇ ન્યારો રસ ચાખે; જોકે અંતે તે થાકે[2];
ગાતાં—ગુણ, ને. કરતાં ગોહોર.—માયા માયા૦—૬.

---

## "સત્વનું હાસ્ય."*
### ( ગરબી. )

આ તક જાય ખુશિ કોઈ લુંટિલો રે લુંટિલો રે.—ટેક.
તમ તમ સુર તમરાંનો બોલે, કિલ અંધારી નીશા;
અજ્ઞાને લહ્યું સમ સમ નીશા, હદ પર રહદિ જયમ નીશા;
માયા ઘુંટિલો રે ઘુંટિલો રે.—આ તક જાય ખુશિ કોઈ૦—૧.[3]

---

૧.—જ્યાંલગી માયા અને અજ્ઞાન હોયછે ત્યાંલગી ભાવ અને શંકા એટલે અનિશ્ચિતપણું રહેછે,. તેટલા માટે એ ભાવ અને શંકા એ બે મટે ત્યારે ખરૂં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું જાણવું; બાકી, ત્યાગીનો વેષ ધારણ કીધો એટલે મોર માર્યો કહેતાં પાર પડ્યા—ન્હાલ—કૃતાર્થ થયા એમ ન સમજવું. ૨.—એ માયાનાં પ્રાબલ્ય વિષેનો વિચાર કરતાં કરતાં આખરે થાક ન્હડ્યા વગર રેહેતો નથી એવું એ માયાનું પ્રાબલ્ય અનંત—અપાર છે.

*એમાં એવો વિષય છે કે સત્વગુણ પોતે જે નિરંતર શાંતિમાં રેહેનારો અને શાંત પ્રકૃતિનો છે. તેમ છતાં એક પ્રસંગે તે પોતાના નિજાનંદમાં આત્મભાષણ કરીને એ ગરબીમાં વર્ણેલી વાતો બોલેછે. એ પ્રસંગે તેનું ઠાવકું હાસ્યવદન જાણે કમળનાં ફુલ સરખું જ્ઞાનનાં ચાંદરણાંને વિષે સુશોભિત રીતે ઠરી રહેલું વિરાજેછે—ખીલેલું નથી,—કારણ કે ચાંદરણાંને વિષે કુમુદ ફુલ હોય તેજ ખીલી રહેછે—કમળનું ફુલ સૂર્યને જોઇનેજ ખીલેછે.

૩.—અજ્ઞાનની અંધારી કીલ નિશા કહેતાં રાત્રિને વિષે (દુરાચરણ રૂપી) તમરાંઓ તમ તમ એવો સ્વર કરી રહ્યાંછે, તે જાણે મનુષ્યોને એમ કહેતાં હોયની કે હમે મુર્ખ નથી પણ "તમ તમ" એટલે તમે તમે એમ તેઓ બોલેછે;—કારણ કે એ તમરાંઓ જે એવી રીતનું બોલેછે તે એમ સમજીને કે આવી અજ્ઞાનની અંધારી રાત્રિને વિષે સાવચેતીમાં—જાગૃત રેહેવું જોઇયે તેને બદલે એ વખતે તમે ઊંઘોછો અને હમે તો જાગીયે છૈયે, અને વળી તમે તમ્હારાં સ્વપ્નને વિષે માયિક સુખ અને આ સંસારના ક્ષણિક તથા ધુમાડાના બાચકા સરખા વૈભવોને હમારા નાદથી ઉસ્કેરાઇને ઝાલવા જાઓછો, અને હમે તો માત્ર તમને ઉસ્કેરીને આથાં ખસતાં ર-

માયાને માયા ઊતારે, જ્યારે ચ્હડતી માયા;
જ્ઞાન સદ્ચિદાનંદ-રસ લ્હેરે, સોહં ધોવઈ કાયા;
મમત મ કુટિલો રે કુટિલો રે.—આ તક જાય ખુશિ કોઈ૦—૨.[1]
આહા ચમકી જ્ઞાનચંદ્રિકા, પવિત્ર કેવૂં ધામ;
મટિ પ્રવૃત્તિ જોઈ ગગન ઠરાએ, નથી• દૂજો વિશ્રામ;
એ વણ તુટિલો રે તુટિલો રે.—આ તક જાય ખુશિ કોઈ૦—૩.[2]
સહજ દોરિ જ્યાં સદાનિ સંચઈ, કુદરત ન કરે ટીકા;
વિજય સત્વનૂં હાસ્ય ઠરેલું, વદનકમળ વાટીકા;
ફુલ કોઈ ચુંટિલો રે ચુંટિલો રે.—આ તક જાય ખુશિ કોઈ૦—૪.[3]

---

હોયે છૈયે, માટે મૂર્ખ હમે નહીં "તમ તમ" એટલે તમે તમે; ત્યારે અજ્ઞાને વિચાર્યું કે એ સમ સમ બોલેછે—એટલે સમીજા સમીજા, કહેતાં સુઈજા સુઈજા, નિશા—રાત્રિ છે—એમ એ તમરાંઓ બોલેછે! હવે એવી રીતે ઉંધો અર્થ સમજવો એ હદ ઉપરાંત નીશા કહેતાં કેફ ચ્હડ્યા જેવું છે;—ત્યારે એ પ્રસંગે એ કડીમાં તેના ઉપચારને માટે સત્વગુણ માયા ઘુંટવાનું કહેછે!

૧.—હવે એ બીજી કડીમાં સત્વગુણ માયા ઘુંટવાનો બોધ આપવાનું કારણ એવી રીતે કહેછે કે જેમ કેટલીએક વાર ઉજાગરાને કહાડવાને વૈદકશાસ્ત્રને વિષે ઉજાગરાનોજ ઉપચાર બતાવવામાં આવેછે, તેમજ આ સંસારની માયા રૂપી માયા જ્યારે અતિસેં ચ્હડી જાયછે ત્યારે તેના ઉપર માયા—સબજી પીધાથીજ પેલી સંસારની માયાનો અમલ તેનાથી દબાયછે; અને પછી એવી રીતે સંસારની માયાનો અમલ દબાઈને પરબ્રહ્મની સાથે લેહ લાગેછે, ત્યારે પછી સોહં કહેતાં તે હું, એવો જે અનહદનાદનો ધ્વનિ તે ધ્વનિના નાદરસે કરીને કાયા ધોવાઈ ગઈ, એટલે દેહાભિમાન ટળી ગયું—સત્વગુણ કહેછે કે અરે હઠીલાં મનુષ્યો, એ વાતનો મમત ન કર્યાં કરો.

૨.—દેહાભિમાન જ્યાં ટળી ગયું ત્યાં પ્રવૃત્તિ પણ મટીજ ગઈ એમ સમજવું. હવે મન—આકાશને વિષે જ્ઞાનનાં ચાંદરણાંમાં ચૈતન્ય-આત્મા શાંતિ રૂપી અમૃતનું પાન કરીને ઠરી રેહેછે—આત્માને વિશ્રાંતિ મળવાનું એ વિનાં બીજું કોઈ સ્થળ નથીજ નથી—એ સ્થળ વિનાં આત્માની પરબ્રહ્મ સાથે લગન કહેતાં એક તારી લેહની જે દોરી તે તુટી જાયછે—તે યથાસ્થિત રીતે રહી શકતી નથી એમ સમજવું.

૩.— હવે કુદરતની રીત એવી છે કે તેને સહુની ટીકા કરવાની ટેવ છે. પરંતુ એ પ્રમાણે જ્યાં નિરંતર એવી રીતે સહજાનંદને વિષે રહી આત્મા-

## વૈરાગ્ય.

### (પદ—રાગ ધનાસરી.)

શું સાચું છે કહે; જગતમાં, શું સાચું છે કહે?—ટેક.
જૂઠી કાયા, જૂઠી માયા, કીર્તી પણ વળી ખહે[1].—જગતમાં, શું૦—૧.
ઈચ્છા ઉદ્યમ ઉમંગ આશા, તે પણ બહુ બહુ છહે[2].—જગતમાં, શું૦—૨.
દુનિયાં, તો સહુ પોલે[3] પાને, પ્રવાહ મુગો કંઈ વહે!—જગતમાં, શું૦—૩.
ટુંકિ જિંદગીમાં અનુકુળતા વણ,દુઃખ સુજન કયમ[4] સહે?—જગતમાં,શું૦—૪.
સત્ય કેમ ત્યાં ટકે સૂખમાં, જુઠે જુઠું જયાં રહે?—જગતમાં,શું સાચું૦—૫.
સુખ દુખ તો સહુ તરંગ દીસે,જયમ ચ્હવાયું ત્યમ ચહે[5].—જગતમાં,શું૦—૬.
વિચારમાં બનિ ધૂમ વિજય પછિ,જુઠ ઓથે[6] સત લહે.—જગતમાં,શું૦—૭.

---

ની પરબ્રહ્મ સાથે લગન કહેતાં એક તારી સ્નેહની દોરી સંધાઈ રહી, ત્યાં પછી એવા સત્વગુણી આત્માને વિષે કુદરત ટીકા કરે નહીં. વિજય કહેછે કે એ ગરણીમાં સત્વગુણનું ઠરેલ હાસ્ય છે; અને વાટીકા કહેતાં વાડીને વિષે વદન કહેતાં મુખડું કમળનાં ફુલ સરખું શોભી રહ્યુંછે. એ કમળનું ફુલ જે કોઈનાથી ચુંટાય તે ચુંટીલો—એટલે એવાં સત્વનાં હાસ્યનો અનુભવ કરીને તથા તેનો ગુહ્ય મુદ્દો—છુપો ભેદ સમજીને એ સત્વગુણ જેનાથી પકડાય તે પકડીલો!

૧.—કીર્તિની કળા ઓછિ થતાં થતાં આખરે તે બંધ પડેછે—ખસાઈ જાયછે—તેનો ક્ષય થઇ જાયછે.

૨.—છેહ દેછે—જુદાં પડેછે.

૩.—આપણે જેને વ્યવહારિક રીતે જાગૃદવસ્થા કહિયે છૈયે તેને બ્રહ્મજ્ઞાનની રીતે જોતાં તે સુષુપ્તિ—નિદ્રાવસ્થા છે, તેથી તેમાં એ મનુષ્યનાં અજ્ઞાને કરીને આ જગત તેઓને સત્ય હોય એમ ભાસેછે; પરંતુ ખરી બ્રહ્મજ્ઞાનની જે જાગૃદવસ્થા છે તેને વિષે એ માયિક સૃષ્ટિ—જગત મિથ્યાભાસ છે—એટલે તે પોલે પાને એક મુગો પ્રવાહ વેહેતો હોય તેના સરખુંજ અનુભવાયછે!

૪.—જો જગત અને તેનો વ્યવહાર એ બધું સત્ય હોય તો સુધે રસ્તે ચાલનારાં મનુષ્યને દુખ શું કરવા સેહેવું પડે?

૫.—સુખ દુખ એ તો માત્ર એક મનની કલ્પનાઓ છે!

૬.—સત્ય વસ્તુ તે અસત્યથી ઢંકાયલી—આચ્છાદિત થયલી હોય એમ વિજયને ભાસેછે.

# વૈરાગ્ય.

## ( પદ—રાગ ધનાસરી. )

નથી ખરે કંઇ માલ; જગતમાં, નથી ખરે કંઇ માલ.—ટેક.
ચ્હડતી પડતી નિમ શા દીસે, શી ભુંડિ માયાજાળ.—જગતમાં, નથી૦—૧.
ઝાંખૂં પડતૂં દિસે આજ નુર, કાલ હતૂં જે લાલ.—જગતમાં, નથી૦—૨[1].
દિસે મશ્કરો કુદરત તો કો, કરેછ એવા[2] હાલ.—જગતમાં, નથી૦—૩.
કસેછ હસિ તે સ્મશાન કરિ દઇ,પ્રથમ દિધો જ્યાં ફાલ[3].—જગતમાં, ન૦—૪.
કુદરતનો વંટોળ ભુંડો બહુ, કરિદે ડાકડમાળ.[4]—જગતમાં, નથી૦—૫.
દિસે એહવી પસરતિ સંધે, ઉડિ રહિ માયા-રાળ[5].—જગતમાં, નથી૦—૬.
અસત્ય જગમાં ફાવી જાતૂં, સત્ય સહેછે આળ.—જગતમાં, નથી૦—૭.

---

૧.—ગઇ કાલે જે ફુલ ખીલી રહ્યું હતું તે આજે કરમાઇ જઇને ઝાંખું-ફીકું—નિસ્તેજ—રસકસ—ખુશબો વગરનું થઇ જતું જણાયછે—જુવાનીની ખુબસુરતી જતી રહીને ઘડપણની કરચલીઓ વળેછે—ચ્હડતી દશાની પડતી દશા થાયછે.

૨.—કુદરત તો એક મશ્કરી કરનાર—નકલી—નકલ બનાવનારના સરખી જણાયછે, કેમકે તે ઉપર કહ્યા પ્રમાણેના હાલ બનાવી દેછે.

૩.—જે વાડીને એક વાર ફળ ફુલથી શોભાવી મુકી હતી, જે ઠેકાણે એક વાર મ્હોટાં શ્હેરની ધામધુમ ભરી વસ્તી કરી મુકી હતી, જે મનુષ્યને એક વાર ચ્હડતી દશામાં રાજધાનીનો વૈભવ આપ્યો હતો,—તે તે સઘળાંનું પાછું છિનવી લઇને તેને ઠેકાણે ઉજડ વેરાન—સ્મશાન કરી દઇ—કંગાલ હાલત બનાવી દઇને, કુદરત એવી રીતે હસતાં હસતાં એ સહુને કસી જોયછે,—કે વારૂ એ પ્રમાણે તેઓની સ્થિતિનો ફેરફાર કરવાથી તેઓ કંઇ ચેતી જઇને—સમજીને ઠેકાણે આવેછે—આ ક્ષણભંગુર જગતના મિથ્યાભાસનું જ્ઞાન પામેછે, કે કેવળ મોહમાયાના અંધઃકારમાંજ પડી રહેછે ? !

૪—કુદરતનો વંટોળીયો—વાવાઝોડું એવું ભયંકર હોયછે કે તે આ ભવસાગરને વિષે મ્હોટાં મ્હોટાં શોહેરોનાં શોહેરો રૂપી આગબોટોને ડાકડમાળ—ડામાડોળ કરી મુકેછે (ધરતીકંપ—મરકી વગેરેથી સહુનો એક સરખી રીતે ગડાકુ બનાવી મુકેછે !)

૫.—રાળ, એ એક અગ્નિના સંયોગે જલદીથી બળે એવી વસ્તુ—પદાર્થ છે, તેના સરખી માયા રૂપી જે રાળ તે ત્રિવિધ તાપના અગ્નીને સંયોગે કરીને બળતી તો શું પણ બાળતી રહીને આ જગતને વિષે સર્વ ઠેકાણે પસરતી ઉડી રહેલી ભાસેછે.

વિપત્તિ વેળા નહિં કો કોનૂં, સ્વારથિયાં[1] સહુ વ્હાલ.—જગતમાં, નથી૦—૮.
સત્ય વસ્તુ જગમાં નથિ ગ્રેહેવા, પ્રપંચ જ્યાં[2] દિગપાળ.—જગતમાં, ન૦—૯.
માટે જિવ તૂં પડળ ખસેડી, જ્ઞાનચક્ષુએ ભાળ[3].—જગતમાં, નથી૦—૧૦.
જ્ઞાનચક્ષુએ સ્વરૂપ જોતાં, પડેછ શો કહું તાલ![4]—જગતમાં, નથી૦—૧૧.
વિજય જીવડા જિવનમુક્ત થઇ, સહજે[5] રહિ તૂં મ્હાલ.—જગતમાં, નથી૦—૧૨.

---

## જિવને શિક્ષા.

(પદ—રાગ કાફી.)

જિવડા, મા કર મ્હારી મ્હારી.—જિવડા, મા કર૦—ટેક.
જર જોરૂ ને જમિન આદિલઇ; એ સહુ દુનિયાંદારી.—જિવડા, મા૦—૧.
એ ત્રણ માટે આ જગમાં છે; બહુ વિધ મારામારી!—જિવડા, મા૦—૨.
બાજી રમવા બેસતાં પેહેલાં; જોની અંતે જવું હારી.—જિવડા, મા૦—૩[6].

---

૧.—આ જગતને વિષે સગાં, સ્નેહી—મિત્ર, એ સહુ આપણા ઉપર જે વ્હાલ બતાવેછે તે પોતપોતાના કોઈ પણ પ્રકારના સ્વાર્થને માટે બતાવેછે, પરંતુ જ્યારે આપણને કંઈ આફત, કે દરિદ્રતા, કે આપણી કોઈ પણ રીતે પડતી દશા આવેછે, ત્યારે તે વેળા કોઈ કોઈનું નથી—એવો આપણને નિશ્ચયાત્મક અનુભવ થાયછે!

૨.—દિગપાળ એટલે દિશાના દેવ. આ જગતની જે દિશાએ જઈને જોઈયે છઈયે તે દરેક દિશાએ પ્રપંચ રૂપી દિગપાળ આ દુનિયાંની અંદર તેમજ બ્હાર—આસપાસ—બાહ્યાભ્યાંતર સર્વ ઠેકાણે પોહોરો ફરી રહેલા જોવામાં આવેછે—તો પછી હવે એવી આ માયાના પ્રપંચ વાળી દુનિયાંને વિષે સત્ય વસ્તુ કેવી રીતે કીયે ઠેકાણે કઈ મળનાર છે?! અર્થાત્ આ જગતને વિષે ગ્રહણ કરવા—લેવા જોગ કંઈ સત્ય વસ્તુ મૂળેજ નથી!

૩.—જો. ૪.—રસ—આનંદ—મઝા—હેજત.

૫.—સહજાનંદ—નિજાનંદ—આત્મસ્વરૂપના અનુભવાનંદને વિષે રહીને તું નિરંતર તલ્લીનતાનાં નિર્મળ સુખનો સંપૂર્ણ આનંદ લયાં કર!

૬.—આ દુનિયાંના ખેલ રૂપી બાજી રમવા બેસતાં પેહેલાંજ તેની આગમચ તું વિચારી જોની કે, એ બાજીનો પૂરેપૂરો રંગ કદાચ જામી રહ્યો હશે, પણ એવામાં જો ત્હારૂં આવર્દા આવી રહ્યું હશે તો અધવચ એ બાજી બાજીને ઠેકાણે રહી જશે અને ત્હારે તે વેળા હારી જવું પડશે; કે નહીં તો જ્યારે ત્યારે પણ અંતે હારી ગયા વગર ત્હારો છુટકોજ નથી!

તનસૂં[૧] બેસ્તી જોની કેવી ત્હારે; બંધઈ ગઈછે યારી[૨] ?–જિવડા, મા૦–૪.
એમ છતાં સર્પ–કંચુકિ પેરે; અંતે રહેશે એ[૩] ન્યારી !–જિવડા, મા૦–૫.
કેમ અલ્યા આમ ભાન ભુલ્યો છેક; થઈને મૂળે વેશધારી[૪] ?–જિ૦–૬.
કર તું અનુભવ સ્વરૂપ કેરો; ઝાંખી[૫] માયા જો વિચારી.–જિવડા, મા૦૭.
અળગો[૬] રહેતાં ટળિ આપદા જાણ; મનથી[૭], મટિજા સંસારી.–જિ૦–૮.
સુખ દુખ હર્ષ શોક સમભાવે જો; થઈજા શાને અવિકારી.[૮]–જિ૦–૯
કુદરત બાગે ઋતુ ઋતુ[૯] બ્હારે; શીખ મઝા લે સારી.–જિવડા, મા૦–૧૦.
ચેતી અનુભવ ગુરુ[૧૦] અણસારે; બ્રહ્મ લિલા લ્હે ભારી.–જિવડા૦–૧૧.
સ્વર્ગી[૧૧] અવસ્થા તૂં કર ત્હારી; વિજય આ વહિ જાય વારી.[૧૨]–જિ૦–૧૨.

---

૧.–આ ત્હારાં શરીરની સાથે. ૨.–જીવજાન જેવી દોસ્તી–મૈત્રી. ૩.–શરીર રૂપી કાંચળી.

૪.–આ મનુષ્યદેહ તેં જે ધારણ કીધેલોછે તે જેમ કોઈ એક પુરૂષે નાટકને વિષે સ્ત્રીનો વેષ લીધો હોય તેના સરખું છે–કારણ કે ત્હારૂં આત્મસ્વરૂપ, આ ત્હારૂં જે રૂપ હમણાં ત્હને દર્પણમાં ભાસેછે તેના કરતાં, કંઈ ન્યારૂં–જુદુંજ છે, અને એ વાત સંશય રહિત છે; તો પછી પેલો પુરૂષ જેમ સ્ત્રીનો વેષ લઈને જો કદાપી હું સ્ત્રીજ છું એવું માને તો તે પોતાનાં પુરુષત્વનું ભાન ભુલ્યો એમ ગણાય, તેમજ તું ત્હારાં મૂળ આત્મસ્વરૂપનું ભાન ભુલી જઈને આવી રીતે મિથ્યા દેહાભિમાની થઈ રહ્યોછે એ શું કહેવાય ? !

૫.–લક્ષપૂર્વક રીતે–બારીકીથી તાકી. ૬.–આ સંસારની માયાથી દુર–આઘો–અલગ. ૭.–વ્યવહારમાં સંસારનાં કર્મ જે સહજ સ્વભાવે કરવાં ઉચિત હોય તે તું ભલે કરતો રહે, પરંતુ હું એક સંસારી છઉં–અને આ સઘળી માયાપૂંજી મ્હારી છે–ને મ્હારે તેની મમતા રાખવી જોઈયે–એ જે ત્હારાં મનનું માનવાપણું, અને એ જે ત્હારાં મનનો આગ્રહ, તે માનવાપણું અને તે આગ્રહ તું ત્હારાં મનને વિષે ન રાખ.

૮.–મનોવિકાર રહિત એવો. ૯.–ચ્હડતી પડતી–સુખ દુખ–શીળું તડકો–લીલી સુકીને અનુભવે કરીને. ૧૦.–મનુષ્યનો મ્હોટો ગુરૂ પોતાનો અનુભવ છે, તે ગુરૂના ઇસારાએ કરીને ચેતી જઈને તું પરબ્રહ્મની જે આ સર્વ સૃષ્ટિ રૂપી અપાર લીલા છે તે લ્હે–સમજ.

૧૧.–સ્વર્ગને વિષે જેવું સુખ મનાયછે તેવાં નિર્મળ સુખ વાળી.

૧૨.–આ વખત–ઘડી–ચોઘડિયાં રૂપી વારી–પાણી વહી જાયછે–જતું રહેછે–અને એ વખતની સાથે તે સુખ પ્રાપ્ત કરવાની વાત પણ વહીજ જાયછે–જતી રહેછે–માટે તે સુખ પ્રાપ્ત કરી લે–પાછળ પશ્ચાત્તાપ કરવાથી એ વખત પાછો ફરીથી તને કદી મળનાર નથી.

## મનને બોધ.

(પદ.)

માનની હઠીલાં મનડાં.–ટેક.

મોંઘો મનખાદેહ પામિયો રે, પ્રાણી હરિગુણ ન ગાય રે;
મન તું ભમે માયા જાળમાં, હાંરે શિદ અંધારે અથડાય રે.–માનની૦–૧.
અહોનીશ માયા જાળમાં રે, અજ્ઞાને ગોથાં બહુ ખાય રે;
જ્ઞાન વિનાં મુક્તિ નહિં મળે, હાંરે શુદ્ધ વાત ન સમજાય રે.–માનની૦–૨.
કાયા છે કાચથી કારમી રે, નંદવાતાં ન વાર રે;
હરખે તું શીદને ફુલાયછે, હાંરે આ સહુ છે દીન ચાર રે.–માનની૦–૩.
ભલા ભલા ઉડી ચાલિયા રે, હતા ભડ જે ભૂપાળ રે;
ભાળ લાગી ન તેની કશી, હાંરે તુને મુકશે કયમ કાળ રે?–માનની૦–૪.
ન આવે સ્ત્રી સુત સાથ કોઈ રે, નાવે ધન ને માલ રે;
અંતે સાથી ત્હારૂં કોઈ નથી, હાંરે તું તો સમજીને ચાલ રે.–માન૦–૫.
અચાનક કાળ તો આવશે રે, કો જાણે સાંજ સ્હવાર રે;
મનોરથ સર્વ ત્હારા રહિ જશે, હાંરે પુણ્ય કરિ લે ગમાર રે.–માનની૦–૬.
મુકી સહુ જાવૂં મસાણમાં રે, વાગે કાળની હાક રે;
ભડ ભડ ચિતા શબ એકાંતમાં, હાંરે કાયા થઈ જાય ખાખ રે.–મા૦–૭.
મુરખ પ્રથમ સમજે નહીં રે, પસ્તાવું પડશે પછાડિ રે;
દેવાછે જવાબ ત્યાં બહુ દોહ્યલા, હાંરે કહુંછું ઢોલ વજાડિ રે.–માન૦–૮.
ભજ તૂં ભાવે પરબ્રહ્મને રે, ધ્યાન હૃદયામાં ધાર રે;
છળભેદ પ્રપંચ સહુ છાંડિદે, હાંરે નથિ નથિ માયામાં સાર રે.–મા૦–૯.
જુઠો છે આ સંસાર સહુ રે, સાચૂં નામ કિરતાર રે;
સમજી કર્મો જે સારાં આદરે, હાંરે વિજય ઉતરે ભવ-પાર રે.–મા૦–૧૦.

---

## જિવને શિક્ષા.

(ચંદ્રાવળા.)

બોધવચન તો સુણતાં સુણતાં, બ્હેરા થયા આ કાન;
કથા વારતા કોટિ વાંચિ પણ, આવ્યું ન તુજને જ્ઞાન;

આવ્યું ન સાન તો ઉલટૂં કકડી, કોમળતા તજિ શઠતા[1] પકડી;
થયાં મગજ મન જડરૂપ[2] ધુણતાં, ઉલટાં બોધવચન વળિ સુણતાં,–
બ્હેરા થયા આ કાન.–૧.

જયમ જયમ વરસો વધતાં જાએ, જગમાં જયમ ઘણું[3] જોય;
ત્યમ ત્યમ માયાપટપર[4] પટ રહડિ, હૃદય અધિક શઠ હોય;
હૃદય અધિક શઠ થઈને પ્રાણી, જયાં ત્યાં જયમ ત્યમ સ્વાર્થે લે તાણી;
કહે ભાઈ જિવ હવાં એ શું કહેવાએ?–જયમ જયમ વરસો૦–જગમાં૦–૨.

કરતાં કોટિ પ્રપંચ ન બ્હીયે, ઉર અભિમાન ન માય;
નિશ દિન મ્હારૂં ત્હારૂં કરે ને, સ્વપ્ને એજ જણાય;
સ્વપનામાં પણ એજ વિચારો, આમ ફલાણાને સીસે ઉતારો;
રે જિવ છૂટિશ જનમે કીયે?–કરતાં કોટિ પ્રપંચ૦–ઉર અભિમાન૦–૩.

પ્રાણીઓને પ્રભુજી દેછે, જગમાં બહુ વિધિ જોગ[5];
ચાબખા બે વચમાં ચેતવવા, મૃત્યૂ અને વળિ રોગ;
મૃત્યુ અને વળિ રોગ ચેતાવે[6], તોય અંધ[7] જિવ દુઃખની[8] વાવે;
હાથે કરી ભય હોરી લેછે, પ્રાણીઓને પ્રભુજી૦–જગમાં૦–૪.

ચાબખા એ બે ન જેવા[9] તેવા, પડે જાતપર જયારે;

---

૧.–આ ત્હારૂં હઈયું અગાઉ જે લગાર પણ કુમળું હતું અને તેને વિષે દયાભાવ, ધર્મ ઉપર નિષ્ઠા, પરોપકારબુદ્ધિ, એ જે કંઈ રહેજસાજ હતું તે પણ ઉલટું સમુળગું જતું રહીને ત્હારૂં હૃદય એ બોધવચન સાંભળીને તો ઉલટું વધારે શઠ–કઠોર–સખત થયું હોય એમ જણાયછે.

૨.–અને એ બોધનાં વચનો સાંભળતી વેળા તું જે આમ હુંકારો પુરતો હોય તેમ ડોકું ધુણાવેછે, તે ડોકું ધુણાવતાં ધુણાવતાં ત્હારૂં મગજ અને મન જાણે જડ થઈ ગયાં હોય એમ લાગેછે!

૩.–વધારે વધારે વાતોનો અનુભવ લેતો જાયછે.

૪.–તેમ તેમ આ દુનિયાંની માયાના પ્રપંચના રંગનો પાશ–લેપ–થર–હાથ–એક ઉપર બીજો, બીજા ઉપર ત્રીજો, એમ વધારે વધારે ત્હારાં હૃદય ઉપર રહડતો જતો હોય એમ જણાયછે.

૫.–જોગવાઈ.

૬.–એવી રીતે કે અરે પ્રાણીઓ ત્હમે હમારા ચાબખાથી ચેતીને સુધે–સદાચરણને રસ્તે ચાલો.

૭.–મદાંધ.

૮.–કુકર્મ રૂપી દુખનાં બી.

૯.–જે મંદવાડમાંથી પાછો આરામ થઈને સારાં થતાં–અરે આપણે મૃત્યુનાં મ્હોડાંમાંથી બચીને પાછા નવે અવતાર આવ્યા, એમ લાગે–

નાસ્તિક પણ જૂઠ્યો કહિ જાયે, ક્ષમા પ્રભૂની ત્યારે ;
ક્ષમા પ્રભૂની કરગરિ જાચે, તે વેળા તો શુધ દીલ સાચે ;
પણ ફરી મૂરખ ભૂલે એવા,—ચાબખા બાકી ન જેવા તેવા—પડે જૂત૦—૫.
ઈશ્વર સાથે એમ, તું ખેલે[1], નથિ બાળકના ખેલ ;
રે નઠ્ઠુટ જિવ મોત કાં માગે, ટેવ કમબખ્તિનિ મેલ ;
મૂક તું એ કમબખ્તિનિ રીતિ, શુદ્ધ મને પ્રભુસૂં કર પ્રીતી ;—
જેદિ સ્વધામ[2] જવાએ વ્હેલે, ઈશ્વર સાથે૦—નથી બાળકના૦—૬.
શિરપર કાળ નિરંતર ઝૂમે, નહિં થોભે ક્ષણુ વાર ;
તે સમે લાગશે માયા છબ્યા[3], મનના મનમાં વિચાર ;
મનના વિચારો તો મનમાંજ રેહેશે, કહે જિવ ઠપકો તું કોને દેશે ?
માટે સમજ પ્રથમથિ કહ્યું મેં,—શિરપર કાળ૦—નહિં થોભે૦—૭.
વાત હજારનિ એક લે હઈયે, ન મુકિશ સૂધી રીત ;
ચાહિ સર્વે જન ભાંડુ પડે કર,—પ્રભુસૂં પૂરણ પ્રીત ;
પ્રભુસૂં પૂરણ પ્રીત કરીને, સુખ દુખ ખમવું શાંતિ ધરીને ;
વિજય પ્રભૂવિશ્વાસે રહિયે,—વાત હજારનિ૦—ન મુકીશ૦—૮.

---

એવા પ્રકારના જે ભારે સખત મંદવાડ તે જ્યારે પોતાની જાત ઉપર આવી પડેછે, ત્યારે તે વેળા ગમે તેવો નાસ્તિક હોય તોપણ પિગળી જઈને પોતાની નાસ્તિકતાનો મિથ્યા આગ્રહ તરત મુકી દેછે, અને ઈશ્વરનાં અસ્તિત્વ વિષે કશો સંશય ન રાખતાં પોતાનાં આગલાં નાસ્તિકપણાંને માટે તે પ્રભુની પાસે ક્ષમા માગેછે. એવી વેળા તો ખરેખરાં શુદ્ધ અંતઃકરણના ખરા ભાવથી એવી રીતે માફ માગેછે, અને ઈશ્વરની સ્તુતિ કરેછે, પણ જ્યાં એક વાર આરામ થાયછે, અને શરીરની તંદુરસ્તી તથા શક્તિ પાછી આવેછે, એટલે એવા મૂર્ખો પેલા અનુભવેલા ચાબખાને પાછા તરતજ વિસરી જાયછે, અને પૂર્વે કરતા હતા તેવાંનાં તેવાંજ પાછાં કુકર્મો કરવા માંડેછે, અને વળી પાછા હતા તેથી સવાયા નાસ્તિક થઈને ઉભા રહેછે—એવા કેક પ્રાણીઓ હોયછે—બાકી, મૃત્યુ અને રોગ, એ બે ઈશ્વરની શિક્ષાના ચાબખા કંઈ જેવા તેવા—સાધારણ ન જાણવા !

૧.—એવા ઠગાઈના તથા બાળકળપણાંના ખેલ તું ઈશ્વરની સાથે ખેલેછે ? ! ૨.—આત્માને વતન.

૩.—મોતનાં બિછાનાં ઉપર અવાચક પડીને જ્યારે ઢળેલા કાચ વાળી ફાટી આંખે ડોળા કાહાડીને તું ટગર ટગર જોતો હઈશ ત્યારે તે વેળા

## માયાથી મુક્ત થવાની રીત.

### ( લાવણી. )

અરે મેલું[1] આ ક્યાંથી વળગ્યૂં, બહુ મુસિબત પાડે; ખરેખર, બહુ મુસિ૦
બહુ મુસિબત પાડે રે, મને[2] નહિં ચ્હેન રાત દાહાડે.–અરે મેલું૦–ટેક.
માયા ભુતડે પકડ્યો પલ્લો, નાજ મુકે છેડો; અરે એ, નાજ મુકે છેડો ;
નાજ મુકે છેડો રે, કોઈથી થાય ન નીવેડો[3]!–અરે મેલું આ૦–૧.
એ તો કહેછે મ્હારામાં તેં મન શાને આણ્યૂં;પ્રીત કરિ, મન શાને આણ્યૂં;
મન શાને આણ્યું રે, આણતાં પ્રથમ ન્હોતું જાણ્યૂં[4]!–અરે મેલું૦–૨.
હવે છોડવે છેડો તો હૂં જાણું ત્હને ભલ્લો, જાણું તો તો તુજને ભલ્લો;
તોજ જાણું ભલ્લો રે, નાજ હૂં મુકું કેની પલ્લો ?!–અરે મેલું આ૦–૩.
જયાંલગિ આ દેહ ત્યાંલગિ સંદેહ કદિ તેં[5] ના ધરવો, કદી તેં સંદેહ ના૦
સંદેહ ના ધરવો રે, ફારગતિ[6]–વિચાર. ના કરવો!–અરે મેલું આ૦–૪.
એ બોલો સુણિ રહ્યો અબોલ્યો,ગયો હું છક થઈને, ગયો હૂં તો ખુબ,છક૦
ગયો હું છક થઈને રે, કરૂં શૂં બીજાંને કહિને ?–અરે મેલું આ૦–૫.
મરે કુંવારો કોડ કરી, ને પરણ્યો પીડાએ, મરે વળિ પરણ્યો પીડાએ;
પરણ્યો પીડાએ રે, વાત[7] અનુભવથી સમજાએ!–અરે મેલું આ૦–૬.

---

આ આખી દુનિયાં–માયિક સૃષ્ટિ ઝાંખી થઈ જઈને તેનો લોપ થઈ જતો માલમ પડશે–અને આ સઘળી માયા માત્ર એક છાયા–ઝંખના-આભાસ સરખી દેખાશે–અને ત્હારા મનના અનેક રીતના વિચારો તે તે વેળા ત્હારા મનમાંજ રહી જશે. અરે જીવ, તે વખતને માટે તું હમણાંથી ચેતીને તૈયાર થઈ રેહેતો નથી, તો એ ત્હારી પોતાની ભુલને માટે તું પછી તે વેળા કોને ઠપકો દેશે ?!

૧.–ભુતડું–આડું–ચિમ્મડ થઈને વળગેલું-છોડવ્યું છુટે નહીં તેવું.

૨.–મનને વિષે; અથવા મ્હને. ૩.–મ્હારે એને છોડવું છે અને એ તો છુટતું નથી–હવે એ વાતની તકરારનો કોઈ ફેસલો કરી શકે તેમ નથી–એ માયાથી મ્હને મુક્ત કરે એવો કોઈ વિરલો નથી.

૪.–મ્હારી સાથે કામ પાડતાં પેહેલાં શું ત્હને ખબર ન્હોતી કે મેં જે ત્હારો પલ્લો એક વાર પકડ્યો તે પછી હું કદી મુકવાની નથી ?!

૫.–ત્હારે. ૬.–ફારગતી આપવાની–છુટાં થવાની આશા-જ ન રાખવી! ૭.–કે કુંવારાને આવું દુખ હોયછે, અને પરણ્યાને આવી પીડા હોય છે,–એ વાત.

એ પરમાણે કેક વખત જન,મનમાં મુઝાએ, ઘણા જણ, મનમાં મુઝાએ;
મનમાં મુઝાએ રે, જડે નહિં રાહ[1], ક્યાંહ જાએ ?—અરે મેલું આ૦—૭.
માયામાં બહુ સમાસ થાએ, દુનિયઈ મુસિબતનો;ઘણીઘણી અડચણ મુ૦
દુનિયઈ મુસિબતનો રે, તેથિ જન કેક તજે વતનો.—અરે મેલું આ૦—૮.
કેટલાક વૈરાગિ બનીને મુક્ત થવા માગે, થવા માયાથી દુર માગે;
મુક્ત થવા માગે રે, તોય તે ઓગેનો[2] આગે !—અરે મેલું આ૦—૯.
વળી કેકે ગુરુ ચરણ નમી કહે હમને છોડાવો, હમે માયાથી છોડાવો;
હમને છોડાવો રે, હમે કંઇ મારગ બતલાવો.—અરે મેલું આ૦—૧૦.
તવ[3] ગુરુ મારગ બતલાવી કહે,—એ[4] ન હોય હમને, અરે એ ના હોયે૦
ના હોયે હમને રે, સોંપિદો[5] માયા એ હમને !—અરે મેલું આ૦—૧૧.
એવા ગુરુ પોતે આસક્ત ભગતને મુક્ત કરે, ભગતને ખાસા મુક્ત કરે !
ખાસા મુક્ત કરે રે, ઊલટા ફસાવિ ધંન હરે[6] !—અરે મેલું આ૦—૧૨.
પ્રભૂ નામની ઠામ ઠામ બહુ જામી દૂકાનો, ગુરૂએ જમાવિ દૂકાનો;
જમાવિ દૂકાનો રે, ઉડે જ્યાં ખાનપાન થાનો[7] !—અરે મેલું આ૦—૧૩.
ઓચ્છવ અણકુટ વળિ હીંડોળા ઉડે રાગતાનો, ઉડે પિચકારિ રંગ તાનો;
ઉડે રાગ તાનો રે, મહાપરસાદો પકવાનો.—અરે મેલું આ૦—૧૪.
નાના વિધિના ઇંદ્રિય-ભોગો ગુરુજી ભોગવતા, મઝેથી ગુરુજી ભોગવતા;
ગુરુજી ભોગવતા રે, અનીતી બેહદ જોગવતા[8] !—અરે મેલું આ૦—૧૫.

---

૧.—માયાથી મુક્ત થવાનો રસ્તો.

૨.—આગળની આગળ.—એવી રીતે વેરાગી થતાં પણ એ માયા તેને વળગેલીની વળગેલીજ રહેછે—તેનો કેડો મુકતી નથી.

૩.—ત્યારે. ૪.—એ માયા—પૈસો, સ્ત્રી, ઘરબાર, વૈભવ, વિગેરે.

૫.—પૈસો, સ્ત્રી, ઘરબાર, વૈભવ, વિગેરે એ તમામ હમારી જે કંઇ માયા હોય, તે હમે હમારે સ્વાધીન કરીદો, એટલે પછી હમે એથી છુટા થયા એમજ સમજો—એ માયાને હમે બીજી કોઇ રીતે છોડવવા જશો તો તેમ હમારાથી તે છુટવાની નથીજ,એને તો કેમ ઠેકાણે આણવી તે હમેજ જાણીયે—એ આવડત હમનેજ—કેમકે, એને સ્વાધીન રાખવી એ ઘણું કઠિણ કામ છે !

૬.—માયાથી મુક્તથઇને જ્ઞાનનું જે સુખ ભક્તોને પ્રાપ્ત થવું જોઇયે, તે તેઓને ન મળતાં ઉલટા દુનિયાંદારીની તાણમાં અને મુસીબતમાં તેઓને વધારે ફસાવીને તેઓના જીવનગાળાનું એવા ગુરૂઓ હરણ કરી લેછે.

૭.—એ શબ્દ સૂચક છે.—સ્તન-વિષયના રંગો. ૮.—જોગ—

દેખાદેખી શિષ્ય શીખતા જ્ઞાન માર્ગ ખાસો, ખરેખર, જ્ઞાન માર્ગ ખાસો!
જ્ઞાન માર્ગ ખાસો રે, ઊલટો માયાનો ફાંસો[1] !–અરે મેલું આ૦–૧૬.
એ પરમાણે કોટિ ઉપાયે નહિં છૂટે માયા, ખરે કહું, નહિં છૂટે માયા;
નહિં છૂટે માયા રે, જ્યાંહલગિ સંબંધે કાયા.–અરે મેલું આ૦–૧૭.
તેથી બનિ લાચાર આખરે જન બહુ અકળાતા,ત્રિવિધ ભવતાપથિ અ૦
અતિશય અકળાતા રે, મોતથી મુક્ત થવા ચ્હાતા.–અરે મેલું આ૦–૧૮
એ ભુતડાંએ એવા મજબુત છે પલ્લા પકડ્યા, જનોના પલ્લા છે પકડ્યા;
પલ્લા છે પકડ્યા રે, જાળમાં જબ્બર છે જકડ્યા !–અરે મેલું આ૦–૧૯.
માટે માનવિ કાયર થાતાં એમ નહીં છૂટે, છેડલો એમ નહીં છૂટે;
એમ નહીં છૂટે રે, મુંડે[2] બમણો, તમણો તૂટે !–અરે મેલું આ૦–૨૦.
બાલ ન ઊગે તાલ[3] પડેથિજ,તેવિ એનિ રીતી, એનિ પણ તેવિજ છે રીતી;
તેવિજ છે રીતી રે, ખસે એ આપજ ખૂશીથી !–અરે મેલું આ૦–૨૧.
ન્હાસંતાં તો બમણી પુઠ લે,ન્હાસવું નહિં એથી,માનવી,ન્હાસવું નહિં એથી;
ન્હાસવું નહિં એથી રે, કરારે મળવૂં મઝેથી[4] !–અરે મેલું આ૦–૨૨.
તોપણ, મળિને, જવું નહિં અંજઈ, રાખિ સાવધાની, અતીસેં રાખિ૦
રાખિ સાવધાની રે, નહીંતર અંજાતા[5] જ્ઞાની ! !–અરે મેલું આ૦–૨૩.
જ્ઞાનાંકુશમાં દૃઢ[6] મન રાખી, તુલના ઝટ કરવી, વસ્તુની,[7] તુલના ઝટ૦

---

મેળાપ કરી, ગોઠવી દેતા. ૧.–એ રસ્તો માયાથી મુક્ત થવાનો નથી, પરંતુ ઉલટો ગળાંમાં માયાનો ફાંસો–વધારે સખત રીતે બેસતો ઘાલવાના સરખો છે. ૨.–માયા રૂપી બાલને મુડાવીને સંન્યાસી થવા જતાંમાં એ માયા બમણી વાધેછે, અને ત્યાગી વેરાગી થઈને એ માયા રૂપી બાલને તોડવા જતાંમાં–એટલે ઘરબાર–સંસાર સાથેનો સંબંધ તોડવા જતાંમાં–એ માયા ત્રગણી વધેછે !

૩.–માથાંનાં તાળવાં ઉપરથી નિમાળા પોતાની મેળે જતા રહેછે ત્યારેજ–(આ માયિક–પ્રપંચી દુનિયાંમાં અનેક રીતનાં ટપલા–ઢોલ–છક્કડ ખાઇ ખાઈને !) ૪.–હિંમત અને ખરો પુરુપાર્થ રાખીને.

૫.–એ માયાનાં તેજમાં અંજાતા–એ માયાથી પરાજય પામી–હારી જતા–લંપટ થઇ ફસાઇ જતા. ૬.–અચળ.

૭.–જે વાત હોય તેનું જ્ઞાનના ઘરના વિવેકે તોલ કરી જોવું–પછી દુનિયાંની રીતે તે વાતનું વજન કદાચ એક મણનું ગણાતું હોય, તોપણ તેમ છતાં જ્ઞાનના ઘરના વિવેકને લેખે જો તે એક પૈસા ભારનું પણ ન થતું

તુલના ઝટ કરવી રે, સત્યમાં લવ નવ બ્હિક ધરવી!–અરે મેલું૦–૨૪.
ઇશા–કૃપા ને તેનિ મદદથી,રિત મુક્તિનિ એવી, વિજય કહિ રિત મુક્તિનિ૦
રિત મુક્તિનિ એવી રે, નથી માત્રા[1] જેવી તેવી!!–અરે મેલું આ૦–૨૫.

---

## વક્રોક્તિ.

### (શાર્દૂલવિક્રિડિત વૃત્ત.)

કાજીજી દુબળા બનો ન કવિયો સુધારવા સૃષ્ટિને;
સૃષ્ટિનાં જન સર્વ દેખિ ત્હમને આડી કરે દૃષ્ટિને!
લોકો કહે "કવિનૂં ન કામ કશુંએ, બુદ્ધી હમારી વડી;"
માયા પી ઉચરેછ એમ ભ્રમમાં પંથેથિ ભૂલા પડી.–૧.
મ્હા સિંધૂ–ભવમાં બહૂ ભટકતાં નાવો સુકાને રુંધે;
વાયૂનૂં[2] બહુ જોર છે રહડ વિષે રહે કેમ રાહે સુધે?
મોજાંને લહિ મોજ જાય ગગને જાણે રહીશૂં અહીં[3];
એવામાં અફળાઇ ઝાજ ખડકે ડૂબે ભવાબ્ધી[4] મહીં.–૨.
જાવા દો જગમાં જનો જયમ જતાં ઘેટાં પડે કોડથી;
મિથ્યા બોધ ન દો ન માનિ મમતે જાશે વધૂ[5] દોડથી;
જાતે ઠોકર ખાઇ મોચિ કિમતે સિક્ષા શિખ્યા વીણ તે;
સાચી વાત નહીં કદાપિ સુણશે કાંકે મતી હીણ તે.–૩.
જેની ચક્ષુ જુએ મનસ્વિ[6] રિતથી માયા તણા રંગને;
તે તે કેમ અસત્ય ભાસ[7] જગ લ્હે[8] જાણ્યા વિનાં વ્યંગને[9]?
તેને બોધ દિધાથકી અધિક તે તેમાં[10] મચી ખેલશે;
આત્મજ્ઞાન થયા વિનાં નહિં કદી આસક્તિ તે મ્હેલશે.–૪.

---

હોય, તો દુનિયાંથી ડરીને તે સત્ય વાતને વિષે જરા પણ અનિશ્ચિતપણું કે કશો પણ સંદેહ રાખવો નહીં.

૧.–માયાના રોગ ઉપર આ જે ઓસડ બતાવ્યુંછે તે સાધારણ નથી!
૨.–અહંભાવ રૂપી પવનનું. ૩.–ઉંચે–મોજાંની મોજમાં!
૪.–ભવસાગર. ૫.–ઉલટા વધારે વેગથી.
૬.–સ્વચ્છંદી–મનમાં–મરજીમાં આવે તેવી. ૭.–મિથ્યાભાસ.
૮.–સમજે–જાણે. ૯.–ગુહ્ય–માર્મિક ભેદને.
૧૦.–માયાના રંગમાં.

પૂર્વે બોધ મહા જનો કરિ ગયા ને હાલ જે થાયછે;
લીખ્યૂં ધૂળ ઉપેર જેમ ન રહે મિથ્યા કહ્યૂં જાયછે;[1]
કે કે વર્ષ થયાં પ્રતીતિ[2] ન પડે નિત્યે પ્રજા છે નવી;
જૂના બોધ નવી પ્રજા નવ સુણે કો એક થાતા કવી!—૫.
પોતાની જિદ ખેંચિ આસુરિ[3] જિવો મેળે ખતા ખાયછે;
જ્યારે છેક નિરાશ થૈ સમજતા ત્યારેજ પસ્તાયછે;—
અર્પે[4] અંગ પતંગ ભંગડ[5] જિવો માયા તણે દીપકે[6]!
વાણી વીજય વ્યંગ કોક વિરલા સંસ્કારિ ચેતી શકે!—૬.

---

## અરી સાધના કોનું નામ?

### (કવિત્ત.)

લોચન ગીરા[7] ને મન એ ત્રણ જો રહ્યાં સાધ્ય;
તો એના જેવી ન કો સૃષ્ટીમાં બીજી સાધના;
જંગલમાં રહો કે વસ્તીમાં પછી રહો,
રહો મ્હેલમાં કે ઝુંપડીમાં તેનો કશો બાધ ના;
જોવા ખાવા બોલવાની ઈચ્છા જો સમામ સાને;
સમાધાની[8] સત્વે દ્રઢ સાચી તે આરાધના;
વિજય એકજ જો આ મન સમતામાં[9] સમ્યું;
ગમ્યું જાણો તેને[10] કૃપા કીધીછે કૃપાધના.—૧.

---

૧.—હવામાં. ૨.—પતીજ—ખાતરી. ૩.—પ્રપંચી—પાપી—દુર્ગુણી—વિષયાસક્ત એવા જે જીવ તે. ૪.—ભોગ આપેછે. ૫.—માયા રૂપી ભાંગ પીને ગરાડી અને ચકચૂર બનીને એકના અનેક દીવા દેખે એવા બનેલા. ૬.—દિપાવી આપે એવો જે દીવો તેને વિષે! ૭.—વાણી. ૮.—સાને કરીને સર્વ વાતને વિષે સમાનવૃત્તિએ રેહેતાં મનના સર્વ સંશય મટી જઈ મનનું સમાધાન થયું હોય, અને પછી સત્વગુણને વિષે ચિત્તની વૃત્તિ દ્રઢ—અચળ ઠરી રહી હોય તે. ૯.—સમાનવૃત્તિને વિષે સમાઈ રહ્યું. ૧૦.—પ્રભુને.

## આ જગતનો આભાસ એ માત્ર મનુષ્યના અંતરાત્માનું પ્રતિબિંબ છે.

(કવિત્ત.)

ખાઈ પી નાચી કુદીને ખેલી ખુશી નિર્ભ્રાંતે રહી,
બાળપણે દુનિયાંને જાણી'તી રમત[1] તેં;
તરૂણપણાંમાં છેલ દીઠી ઘણી ધાલમેલ,[2]
મદમાં બન્યો'તો ઘેલ જાણી'તી ગમત તેં;
વૃદ્ધપણે પોલી દુનિયાંનો લીધો બોધ આ રહી,
પછે જીવ જ્ઞાનીઓસૂં કીધો ન મમત[3] તેં;
એમ તન ભુવન સંબંધ દેખાયો વિજય,
તોય પાયો પાયો કે બંધાયો કો ન મત[4] તેં?!—૧.

---

## આત્મજ્ઞાન વિનાં મનુષ્યદેહ મિથ્યા છે.

(કવિત્ત.)

આહા આ તો ધીમે ધીમે બીમાંથી[5] છે ચાલ્યો વેલો,[6]
વ્હેલો વ્હેલો બાઝયો શો ઘેલો ઉમંગ મનમાં;

---

૧.—બાલ્યાવસ્થામાં બાળક રમત રમેછે તેના જેવી આ દુનિયાં પણ એક રમતજ છે—એમ તે વેળા તું સમજતો હતો. ૨.—ખટપટ; ગરબડ.—જુવાનીમાં તું એમ સમજતો હતો કે આ આખી દુનિયાં ગંમતથીજ ભરેલી છે. ૩.—આગ્રહ; હઠ.—ઘડપણમાં જયારે, આ જગત મિથ્યા છે, એમ જ્ઞાની પુરૂષોને બોલતા તેં સાંભળ્યા ત્યારે, અરે જીવ, એ વાતમાં તેઓની સામાં તેં આગ્રહ કરવો છોડી દીધો—મમત કરવો મુકી દીધો.

૪.—હવે ત્હારાં મન સહિત શરીરને અને આ જગતને એવી રીતનો સંબંધ દેખાયો—એટલે જેવી એકની સ્થિતિ તેવી તેને બીજાની સ્થિતિ જણાઈ—એમ છતાં, આ જગત શું છે, તું કોણ છે, એ તમારે એક બીજાંને કેવી રીતનો—શો સંબંધ છે, એ એમ કેમ દેખાયું તથા દેખાયછે?—એ સઘળી વાતોને વિષે અરે જીવ, તું કશો અભિપ્રાયજ બાંધી શકતો નથી? અને એ વાતોનો કંઈ પાયો-ધોરણજ ત્હારે હાથ લાગતું નથી?! વિજય કહેછે કે જા જા જીવ, એમ શું મ્હારાં પ્રશ્નથી ગુંચવાઈ જઈને તું ઊંડા વિચારમાં પડી જાયછે?—જો ઉપર મથાળે આ પ્રશ્નનો ઉત્તર ત્યાં ત્હને જડશે!

૫.—મૂળ—સત્ય વસ્તુ જે એક પરબ્રહ્મ તે સાક્ષાત્ ચૈતન્યબ્રહ્મ રૂપી બીમાંથી. ૬.—આ માયિક સૃષ્ટિ-જગત રૂપી વેલો.

વારૂ એને થાશે ફળ[1] ચાખશે કો અંશી થળ,[2]
જેનું હશે તપબળ[3] આખા આ ભુવનમાં;
અરે ખાઈ ખોઈ કીધું તો ક્યાં રહ્યું તપફળ,
ફસ્યો જિવડો જો માયાપાશનાં બંધનમાં;
ધિ:ક જિવડા, વિજય જાણ્યો ન આતમરામ,[4]
આપે ખાધું અંન કે ખવાયો[5] આપ અંનમાં!–૧–

## જીભને શિખામણ.

### ( કવિત. )

ખીજે રસે ઊઠી[6] ભાવ હરિરસમાં ભિંજાઈ,
છુટ્યો રસ રસળ[7]ના હસ પીને ઘૂંટડે;
રસ પીતાંમાં તો જેની મ્હસ ડોકી લાંબી બની,
રખે ભાંય ઢળી જાય ધાર્યું એમ ઊંટડે;[8]

૧.–ઘરસંસાર, પૈસો–સ્ત્રી–છોકરાં, એ રૂપી ફળ. ૨.–સ્થળઃ– આપણે આપણી પાછળ ઘરબાર, પૈસોટકો, પુત્રિઓ તથા પુત્રો, વિગેરે એ બધું જે મુકી જઈશે તે રૂપી સ્થળ. ૩.–રણસંબંધ,–સંસ્કાર,–અને કુદરતનો અનુગ્રહ. ૪.–આત્મા રૂપી ભગવાન– ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું મૂળ કારણ જે બ્રહ્મ તે–આંત્મસ્વરૂપ.

૫.–કટાઈ જઈને નિસ્તેજ–ચૈતન્યનાં દૈવત–પ્રતાપ–સત્વ રહિત–નહીં સરખો–જડ રૂપ બની ગયો.–અરે જીવ, તેં જો ત્હારૂં આત્મસ્વરૂપ ન જાણ્યું–ન ઓળખ્યું તો પછી આ જે તેં અન્ન ખાધું તે તેં પોતે ખાધું એમ કહેવાય, કે તું અંનમાં ખવાયો એટલે ખવાઈ ગયો–તું કટાઈ જઈને–નિસ્તેજ–ચૈતન્યનાં દૈવત–પ્રતામ–સત્વ રહિત–નહીં સરખો–જડરૂપ બની ગયો એમ કહેવાય?! વિજય કહેછે કે આત્મજ્ઞાન વિનાં મનુષ્યદેહ મિથ્યા– વૃથા છે!

૬.–ખસી જઈને; ઉતરી જઈને; જતો રહીને. ૭.–આળસ્યાં ન કર–વાર ન લગાડ–ઢીલ ન કર. હરીરસપાનમાં જે અલૌકિક આનંદ–સુખ છે તે લે. ૮.–એ કડીમાં ઊંટની ડોક લાંબી થવાનું અનુમાન એવી રીતે કર્યુંછે કે, જાણે ઊંટે પ્રથમ કોઈ ઝાડનાં ફળનો રસ પીતી વેળા એમ વિચારેલું કે હું મ્હારી જીભે જે ફળનો રસ પીયુંછું તે ફળને મ્હારી જીભ બરોબર પોંહોંચી શકતી નહીં હોય, અને એ ફળનો રસ રખે ભાંય ઉપર ઢળી જઈને મ્હારે પીવામાંથી ઓછો થાય–એમ

જોની આંખ ભયાનક બોરિંગ આ પેલો,
સ્વર સુણિ રહ્યો મ્હોઅરનો ફેણા ધરી ઘૂંટણે;[1]
ટેરવું તું ત્હારૂં જિભલડી કહાડ બ્હાર,
નહિં ન્હડે વીખ[2] વિજય અમૃતરસ ઢૂંકડે![3]–૧.

---

## ઐક્યતાનો રસ.

### (કવિત્ત.)

જોતાં ગગનમાં તારા ગણ્યા હુંથી ગયા નહીં,
ગણું ગણું ભુલું એવે ભૂલ બોલી[4] "ધૂણ મા";

---

ધારીને પોતાની ડોક તેણે તે ઝાડ તરફ આગળ તાણી તાણીને લંબાવેલી, તે રસ પી રહ્યા પછી પણ ત્યારથી તે એમની એમ લાંબીજ રહી ગયલી હશે! ૧.–મહુવરના સૂરનો રસ જે પીવાનો છે તે કાન રૂપી જીભે પીવાનો છે, તેટલામાટે સાપ જે લાંબો હોયછે તે લાંબો ઉભો ન રેહેતાં પોતાની પુંછડી રૂપી પગનું કુંડાળું વાળીને જાણે પોતાનાં ઘુંટણ–ઢીંચણ ઉપર ઉભો રહીને સામા મહુવર વગાડનારની બરાબર પોતાની ફેણ–ગરદન નીચી નમાવી રાખીને એ મહુવરના સૂરનો રસ પી રહ્યો હોય એમ જણાયછે! ૨.–આ સર્પનું દૃષ્ટાંત આપ્યું તે ઉપરથી અરે જીભ, તું ત્હારૂં ટેરવું બ્હાર કહાડતાં વિખ–ઝેર ન્હડશે એવી બ્હીક ન રાખ. ૩.–કારણ કે હું જે આ ત્હને હરિરસ પીવાનું કહુંછું તે અમૃતનોજ રસ છે, અને તે આઘો નથી–ઢુંકડે–ત્હારી પાસે–મ્હો આગળજ છે, તે તું પી–વાર ન લગાડ!

૪.–મ્હારી ભૂલેજ મ્હને બોધ આપ્યો કે "આ પ્રમાણે તું આકાશના તારા ગણવાની ધુંનમાંનો ધુંનમાં મસ્ત બનીને ગણુતો જાયછે અને ધુણુતો જાયછે, અને ઘણી વખત એમ બનેછે કે ગણુતાં ગણુતાં આકાશને જે સ્થળે તું આવ્યો હોયછે તે સ્થળનું નિશાન ચુકી જવાથી ગણતરીમાં ભુલ પડેછે, એટલે ત્હારે પાછું ફરી ફરીને ગણવું પડેછે–માટે તું એ પ્રમાણે ધુણ ના."

"એમ બધે ભાળતાં ન ખુટે એ તો નવા[1] વધે,
સંદે ત્યાંલગી આ સમો જાય આંટા[2]લૂણમાં;
એકડો તે એકડોજ નહીં થાય બગડો,
તું શંકા લાવી વારે વારે એકડાએ ગૂણ[3] મા;"
જિવડા વિજય મળ્યો એકડાનો તાળો ચંદ[4],
હવે તું ચકોર બીજે રસ કેથે ઢૂંઢ મા.—१.

---

१-२—"એવી રીતે એ તારા જોતાં અને ગણતાં હારો કે તેનો પાર નથી આવવાનો—જેમ જેમ તું જોતો જઈશ અને ગણતો જઈશ તેમ તેમ આગળ ન જોવામાં આવેલા એવા નવા નવા તારા દેખાઈને વધતાજ માલમ પડતા જશે, કેમકે એ તો અસંખ્યાત છે; અને તે એકી હશે કે બેકી તે વિશે હારાં મનને વિષે જે સંદેહ રહેછે તે સંદેહ જ્યાંલગી હારો મટ્યો નથી ત્યાંલગી આ સઘળો હારો વખત આટા લૂણમાં—મિથ્યા—નકામો જાયછે."

३.—"એકડો છે તે કોઈ કાળે બગડો થનાર નથી—તું વારંવાર સંદેહ આણીને તે એકડાને પાછો બીજા એકડાએ ગુણ્યાં મા કર—એ તો એકે એકું એક, એકે એકું એક, એમ એકનો એક આવ્યાંજ કરવાનો છે—હારે ગમે તો અનંત કાળ પર્યંત એ પ્રમાણે ગુણ્યાં કર અને ગણ્યાં કર."—(એટલી વાત કહીને ભૂલ બોલતી બંધ પડી, એટલે તરતજ વિજય પોતાના જીવ પ્રત્યે નીચે પ્રમાણે કહેવા લાગ્યો):—

४.—અરે જીવ, આ તાળો ખાસો મળી રહેલો જણાયછે—જેની આ તારાઓનો રાજા જે ચંદ્ર તે પણ એકજ છે, ત્યારે એ તારાઓ પણ એકીજ છે એમ એ ઉપરથી સિદ્ધ થાયછે, તેટલા માટે હવે આ જીવ રૂપી તું ચકોર પક્ષી, ચંદ્ર સાથે હારે અતિસેં પ્રીતિ છે, તો પછી હવે એ કરતાં બીજે વધારે રસ હને ક્યાં મળનાર છે? માટે હવે આ એકયતાના જેવો બીજે રસ કોઈ ઠેકાણે મળનારજ નથી—હવે તું કોઈ પણ બીજે ઠેકાણે એવો રસ શોધવાની મિથ્યા માથાકુટ કરવી મુકી દે (એ કવિત્તમાં વ્યંગાર્થ એવો છે કે પરબ્રહ્મ વસ્તુ એકજ છે, અને તેના પછી એકના અનેક રંગો—બીજી અનેક શક્તિઓ રૂપે ભાસેછે, તે અનેક શક્તિઓને દેવ દેવીઓને રૂપે માનીને એવા અસંખ્યાત તારાઓને ગણવાનું પ્રયત્ન અથવા મિથ્યા માથાકુટ કરવાના કરતાં મૂળ વસ્તુ જે એક સર્વોત્કૃષ્ટ અને સર્વનો રાજા ચંદ્ર પરબ્રહ્મ છે તેને વિષે અરે જીવ, તું સમઈજા. અને ઐક્યતાના—તલ્લીનતાના નિર્મળ અનુભવાનંદનો રસ પીયાં કર—નિરંતર લયાં કર!)

## મળે ધારણ કીધેલો વેષ*.

કેમ ક્યારે ક્યાંથી આવે ને ક્યાં પાછું જાય,
તે કળાય કેમ વાય ઘણી વાર એવો વાયરો;[1]
હાથે ઝલાયલું ને જે હાથે ઉડાવાય,
કેમ ઝલાય તેનાથી હાથ[2] કરો ક્યાસ લાયરો;[3]
ક્યાંય ત કેમ જેને માથે નહિં કેશ,[4]
અરે વેશ એ વિશેષપણે[5] મિથ્યા મળે ધાયરો;
નથિ ઝાલ્યું, નથિ ઉડયું, નથિ આવ્યું, નથિ ગયું,
સમાસ એ જ્યાંનો ત્યાંજ વિજય છે વાયરો[6]!—૧.

---

* એ કવિત્તમાંનો વિષય એવો છે કે મૂળ જે ચૈતન્ય—આત્મા વસ્તુ છે તે એક અદૃશ્ય, અક્ષય, અમર,' નિરાકાર, વાયુરૂપ, નિર્ગુણ વસ્તુ છે, તે લહરી રૂપે મનુષ્યાદેહનો વેષ—બંધન—દેહાભિમાનની પરતંત્રતા—ધારણ કરે-છે, અને પાછો તે વેષ તે મુકી દઈને પોતાની મૂળ સ્થિતિમાં સભરાભર્યુ જે અખંડ ચૈતન્યસાગર તેને વિષે ભળી જઈને સ્વતંત્રપણે નિજાનંદમાં ખેલતો રહેછે!

૧.—પ્રસવ અને મૃત્યુ આ સૃષ્ટિને વિષે નિરંતર થયાંજ કરેછે, અને એવો પ્રસવ મૃત્યુ રૂપી વાયરો—વાયુ આ જગતને વિષે દર રોજ અને અમુક સ્થળ—ઘરને વિષે ઘણી વાર વાયછે, એમ આપણે જોઈયે છઈયે અને જાણીયે છઈયે. પરંતુ જે વાત હંમેશ જોવામાં તથા જાણવામાં આવે તે વિષે નવાઈ—આશ્ચર્ય રહેતાં નથી, તેથી કરીને કોઈ એ વિષે લક્ષપૂર્વક રીતે વિચાર—મનન કરતું હોય એમ જવલેજ જાણાયછે. ત્યારે હવે એવી રીતે વિચાર—મનન કર્યા વગર એ વાત કેવી રીતે કળી શકાય?! ૨.—માયિક રીતનું જડ ધોરણ.

૩.—આ માયિક દુનિયાંના કાયદાની વાકેફગારીની પતરાજી—બડાઈ કરનારા લ્હાયર—લાયર લોકો.

૪–૫.—ચૈતન્યને માથે બાલ નથી હોતા!—એ માથે બાલ છે એમ ધારવું, અને તે ઉપર વળી પાઘડી કે ટોપી પેહેરવીજ જોઈયે એમ ધારવું, એ સહુ તમામ મિથ્યા મળે ધારણ કીધેલો માત્ર એક વેષ છે!

૬.—એ ચૈતન્ય વસ્તુને કોઈથી ઝલાતી પણ નથી—એ કોઈએ ઝાલ્યું પણ નથી, એ ઉડયું પણ નથી, એ આવ્યું એમ ભાસેછે પરંતુ આવ્યું પણ નથી, અને ગયું એમ ભાસેછે પણ તે ગયું પણ નથી—સદૈવ સર્વત્ર નિરંતર ભરપૂર જેમ છે તેમ, સ્થિતિ પરત્વે લહરી રૂપે ભાસતું, પણ

## આત્મસ્વરૂપ વિષે.

### ( ઠુમરી—રાગ ઝીંઝોટી. )

જોની તું સ્વરૂપ જિવડા, મિથ્યા માયા[1] શું ભાળેછે?-જોની તું સ્વ૦-ટેક.
સકળ[2] આ[3] સૃષ્ટિ, સમજ સમષ્ટી[4];
સમજીને, વિજય રહે મૂપ[5]! જિવડા, મિથ્યા માયા શું ભાળેછે?-જો૦-૧.

---

પાછું મૂળ અદૃષ્ય વાયુ રૂપ બની રહેછે-વિજય કહેછે કે એનું નામ વાયરો-વાયુ-એટલે એ ચૈતન્ય વસ્તુ વાયુ રૂપ અને અકળ દૈવત-પ્રતાપની ભરેલી છે!

૧.-આ તમામ માયિક સૃષ્ટિ-જગત માત્ર એક મિથ્યાભાસ છે તેના તરફ તું શું મોહિત થઈ જઈને જોઈ રહ્યોછે? ત્હારૂં જે સત્ય આત્મસ્વરૂપ છે તેને તું જોની! ૨.-સઘળી-આખી.
૩.-આ માયિક જગત. ૪.-સર્વ વસ્તુનો એક વસ્તુને વિષે જે સમાવેશ થઈ રેહેવો તે. ૫.-મુગો-મુનિવ્રત રાખીને.



# નીતિ સંબંધી.

## તરૂણબોધ.

### (ગરબી.)

દેખી તરૂણ તુને ભુલમાં ભમતો, આવેછે દાઝ મુને હારી રે ;
માટે હેતધરી આ તુજને,હિતશિક્ષા કહું સારી.–સુણ મુજ સ્નેહી તું.–ટેક.
બાળકપણું[1] શીયાળો હૂતો, આટલા દીન તો ભાઈ રે ;
મા બાપે સંભાળ ગોદડાં અહોરાડયાં તેથી,ટાઢ[2] તુને ન જણાઈ.-સુણ૦-૧.
પણ હાવાં તો આવ્યોછે ભૂંડો, ભરજોબન[3] ઊન્હાળો રે ;
તેમાં વળી મદબપોર[4].થયાછે, તડકે[5] તું પડિ જૈશ કાળો[6].–સુણ૦–૨.
એ તડકાને તેજે થયોછે, અજબ[7] અંધ તૂં આંખે રે ;–
કે તું દેખેછ સહુ ગલિકુચી ગંદી, એક ધોરી રસ્તા પાખે.–સુણ૦–૩.

---

૧.–બાળકપણું રૂપી શિયાળો. ૨.–બાળકપણમાં જે રોગ, તથા ખાવા–પીવા–પેહેરવાનું દુખ, તે રૂપી ટાહાડ.

૩.–ભરજુવાની રૂપી ઊન્હાળો. ૪.–જુવાનીના મદના બપોર.

૫.–જુવાનીના મદમાં દુનિયાંદારીના અનુભવ વગર જે અનેક રીતની ઠોકરો વાગેછે, અને તે ઠોકરોથી દીલને વિષે જે એક જાતનો બળાપો–દુખ–ગમગીની લાગેછે, તે મનના પરિતાપ રૂપી તથા જુવાનીના મદ રૂપી તડકામાં. ૬.–ચ્હેરા ઉપરની તેજી–નુર–ખુબશુરતી એ સહુ–ઝાંખું–ફીકું–કાળું પડી ગયું હોય તેવો દયામણો દેખાતો –ઉદેલ તબિયત વાળો.

૭.–એ જુવાનીના મદ રૂપી તડાકાનાં તેજ સામું જોતાં જોતાં ત્હારી આંખનું તેજ ઘટી ગયું હોય એમ જણાયછે, અને તું અજબ રીતનો અંધ બની ગયો હોય એમ માલમ પડેછે, કેમકે જે સદાચરણનો સુધો રસ્તો છે તે ત્હને સુઝતો–દેખાતો નથી, તે મુકી દઈને જે દુરાચરણનો ગલીકુંચીનો વાંકાચુંકો–આડો રસ્તો છે તેજ ત્હને દેખાયછે, અને તે રસ્તેજ જવું ત્હને સુઝ પડેછે! તેવે તે રસ્તે જવામાં ત્હારૂં અકલ્યાણ છે–તેથી ત્હને ઘણી રીતનાં નુકશાન થાયછે, તે તું વખતે જાણેછે–સમજેછે, તેમ છતાં ત્હારાથી તેવે રસ્તે જવાઈજ જાયછે! અને તેની રીતે ત્યાં જઈ આવ્યા પછી પાછળથી તું તે વાતનો પશ્ચાત્તાપ કરેછે–એમ તું એ જુવાનીના મદ રૂપી તડાકાનાં તેજને લીધે અજબ રીતનો અંધ બની

જોસ્સા રૂપી પ્રધાન તું નૃપને, વશ કરિ રાજ્ય ચલાવે રે;
તે નથિ મળવા દેતો તુને કદી, શિખ દેવાને કો આવે.-સુણ મુજ૦-૪.[1]
મા ભમ[2] જવાનીમદ જુઠી દાખેછ તુને, મોહસુખ-આશા[3] ચકચકતી રે;
જ્યમ ઉન્હાળે જવાળા મેદાનની, જુઠું જળ[4] દાખી મૃગ ઠગતી.-સુણ૦-૫.
મા જોઈશ તુજ ભાન ભુલવશે, નારિનયન-પલકારો રે;
જ્યમ આદાસીસી[5] આણતો વ્યાઘ્રને, મધ્યાનતાપ ~~નારો~~ સુણ૦-૬.

---

ગયલો જણાયછે-અજબ રીતનો એટલા માટે કે એ અંધાપામાં જે નઠારી વાત છે તે તો તમામ ત્હને સુઝેજ છે, અને જે સારી વાત છે તેજ માત્ર એક ત્હને સુઝતી નથી!

૧.-જુવાનીનો જોસ્સો એ ત્હારો પ્રધાન છે, અને તું રાજા ઓલિયો પાદશાહ-મીઙુનો માટી જેવો છે, તેથી કરીને એ ત્હારો પ્રધાન જેવી ત્હને સલાહ-સમજણ બતાવેછે, તે પ્રમાણે તું હંમેશ ચાલેછે, કેમકે તું એને વશ થઈ ગયોછે; અને એવામાં જો કોઈ ત્હારૂં હિત ઇચ્છિને ત્હારે ત્યાં તુને શિખામણ દેવા કદાચિત આવેછે, તો એવી રીતે ત્હારા રાજ્યના બંદોબસ્ત વિષેની સૂચના તથા બોધ આપવા આવનારા એવા સરવે લોકોને ત્હારો પ્રધાન, "રાજા સાહેબ હમણાં આરામ લેવાના વિચારમાં છે-જાઓ, નહીં મળાય!" એમ કહીને, ત્હારી રૂબરૂમાં તુંને એવી રીતે આંજીને, કે વખતે બ્હારોબ્હાર એકદમ તે લોકોને એ પ્રમાણે તરછોડી નાખીને, વદાય કરી દેછે!

૨.-ભમી ન જા-મિથ્યા ફાંફાં ન માર-ન ભોળ.

૩.-આ માયિક સંસાર માંહેલાં મોહસુખ' કહેતાં. પૈસો, સ્ત્રી, છોકરાં, વૈભવ વિગેરેનાં સુખની ચકચકિત રીતની ચળકતી જે આશા દેખાયછે તે.

૪.-મૃગજળ-ઝાંઝવાનું નીર.

૫.-જેમ ઊન્હાળામાં બપોરી વખતે તાપને લીધે વાઘને આદાસીસી ચ્હડેછે, અને તેનું માથું દુખવા આવીને તે બેભાન થઈ જઈને પડેછે, તેમજ અરે ઓ જુવાન પુરૂષ, આ ત્હારી જુવાનીના મદને મધ્યાનકાળે એક મૃગલોચની સ્ત્રીની કટાક્ષ તથા તેની ભેદભરી ભૃકુટીનો ભાવ જોઈને ત્હારાં બ્રહ્મચર્યવ્રત, કે એકપત્નિવ્રત, કે નીતિ-ધર્મ, કે સદાચરણનું તો શું, પણ ત્હારાં શરીરનું, કે તું ક્યાં ઊભોછે, કે કયો વખત છે, કે આસપાસ કોણ ઊભુંછે, એ કશી વાતનું ત્હને ભાન નહીં રહે, એવો એ સ્ત્રીનાં નેત્રકટાક્ષનો તાપ છે, અને પછી પેલા વાઘની પેઠે ત્હને એ ભુંડે તાપે કરીને આદાસીસી ચ્હડી આવીને તું કામજવરે કે પ્રેમજવરે પિડિત થઈને ત્હારો વિદ્યાભ્યાસ કરતો અટકી પડીશ-તેટલા માટે ત્હારે એ વસ્તુ તરફ નજરજ ન કરવી, અને એવી વાતમાં જિજ્ઞાસાજ ન રાખવી!

મદ મંત્રીને[1] વશ ન થતાં જોજે, જ્ઞાન વિવેક[2] વિચારી રે;
તન મન ધન પ્રતિષ્ઠાની તુજ, નારી છે હાની કરનારી.—સુણ મુજ૦—૭.
સુઘડ રસિક સમજુક ને પ્રેમી, સંતોષી પ્રૌઢ ભારી રે;
અંત લગી રેહેતી સાચી વચની, એવી તો કોઇ એક નારી.—સુણ૦—૮.
સાહસિક હઠિલી જુઠી લોભી, સ્વાર્થી શઠ અજ્ઞાની રે;
નિર્દય ભેજાની ...બહુ, વિદ્યા વણ હવડાંની.—સુણ મુજ સ્નેહી તું.—૯.
માટે ભાઇ સમજુક થઇને, છંદ એવામાં ન પડિયે રે;
તજિ દઇ જૂઠો સાચે આનંદે,નીતિ પગથિયે[3] ચ્હડિયે.—સુણ મુજ૦—૧૦.
અનીતિ રણમાં લૂ વરસેછે; મા જૈશ દવે તન દાઝે રે;
નીતિ નદી કેરાં નિર્મળ નીરમાં, નાહિ તું શીતળ થાજે.—સુણ મુજ૦—૧૧[4].
વિદ્યારૂપી વનિતા[5] સાથે, પ્રેમ રાખી સદા રેહેજે રે;
જ્ઞાનિ પુરુષ છત્રછાયામાં[6] રહિ તું, જ્ઞાનવાયુનિ લ્હેર[7] લેજે.—સુણ૦—૧૨.

---

૧.—જુવાનીના મદ રૂપી ત્હારા પ્રધાનને.

૨.—જ્ઞાનના ઘરના વિવેકને ત્હારો પ્રધાન કરીને, તેની સલાહ લઇને.

૩.—નીતિ રૂપી પગથિયે ચ્હડતાં જવું, એટલે આત્માનું જેથી કલ્યાણ થાય તેવી રીતે પ્રતિદિન ત્હારે પોતાની રેહેણીમાં સુધારો કરતાં જવું.

૪.—અનીતિનાં મ્હોટાં ભયંકર અઘોર અરણ્યને વિષે એક બીજાંના પ્રાણ લેવાને તરસતાં અને તેમ કરવાને ઝટ તત્પર થઇ જતાં એવાં અનેક ઘાતકી અને ક્રુરે પ્રાણીઓ વસેછે, એટલુંજ નહીં, પણ એ અરણ્યને વિષે નિરંતર ઊન્હાળાની લ્હાય જેવી, અને એક પ્રકારની ઝેરી હવાની ભરેલી, તરત કોગળીયું આણે એવી—લૂ વરસી રહેલીછે, તેમજ તે ઠેકાણે દાવાનળ—દવ લાગી રહેલોછે, તેટલામાટે તું એવાં ભયંકર અનીતિનાં અરણ્યમાં ન જતો—ત્યાં જવાથી તરત તું દાઝશે—બળશે. અને તેમ કરવાને બદલે આ ત્હારી જુવાનીના ઊન્હાળાના તાપની વખતે તું નીતિ રૂપી નદીનાં નિર્મળ અને થંડાં જળમાં ન્હાજે, એટલે તેથી ત્હને અતિ સુખ પ્રાપ્ત થશે, અને એ ત્હારી જુવાનીના ઊન્હાળાનો સઘળો પરિતાપ શાંત પડી જઇને, ત્હને થંડક થંડક થશે.

૫.—સ્ત્રી. ૬.—જ્ઞાની પુરૂષના આશ્રય—આસરા તળે.

૭.—વિદ્વાન લોકો જે જ્ઞાનના ઘરના ઊંડા વિચાર—તરંગોને વિષે આનંદ અને સુખ અનુભવેછે તેવા વિદ્વાના—જ્ઞાન વાયુના તરંગી આનંદની લેહેર.

બોધવચન રૂપી વિજિયા પીને, બેસજે તર્કને બાગે રે ;
આહા સમીસાંજે શોભા એ બાગની શી, કેવું ફરવું રૂડું લાગે!–સુ૦–૧૩[1].
નવનવા રંગો જોવા ગગનમાં, સુસ્વરૂં ગાન મિઠું સુણવૂં રે ;
બ્હેક બ્હેક થતાં ફુલડાંથી બની મસ્ત, ડોલિ નીજાનંદે ધુણવૂં!–સુ૦–૧૪[2].
મન હોજમાં પછી આનંદ ફુવારાની, શીતળ ધારા છુટશે રે ;
ખરે પુરુષ જે કો અંશી હશે તેજ, એ લ્હેજતને લુંટશે–સુણ૦–૧૫[3].
મદ પ્રધાન છે દુખ દેનારો, ભાઈ તરુણ તેને તજજે રે ;
જ્ઞાન–વિવેક પ્રધાન છે સાચો તેને, ભાવ ધરી નિત ભજજે.–સુણ૦–૧૬.
ખિલ્યું કમળ જોની કરમાતૂં આ, વળિ સૂર્યાસ્ત આકાશે રે ;
એમજ આ તુજ તરુણપૂણૂં ભુંડા,ક્ષણમાં આવ્યું ને વહિ જાશે.–સુ૦–૧૭[4].

---

૧.–શિક્ષા તથા ઉપદેશની વાતો જેમાં હોય એવાં વચનો તથા વાક્યોના અર્થ રૂપી વિજિયા–માયા–સબજી લઈને એટલે તે વાંચીને પછી તે વાતોમાં જે વિષયો વાંચવામાં આવ્યા હોય તે ઉપર પોતાના તર્ક–વિચાર દોડાવવા. અને એવી રીતે જુવાનીના ઊન્હાળાના પરિતાપને વિષે એ પ્રમાણે દર રોજ એવે સમીસાંજને વખતે, એટલે દિવશનાં કામથી નિરાંત થયા પછી એવી રીતની બોધવચન રૂપી માયા–સબજી લઈને તર્ક–વિચારના બાગમાં બેસવું એમાં કેવાં શાંતિ–સુખ, થંડક, અને નિર્મળ આનંદ, રહેલાંછે તે, જે એ વાતનો અનુભવી હોય તેવા પુરૂષનાજ ધારવામાં આવે !

૨.–જ્ઞાનનાં આકાશને વિષે જે તરેહ તરેહના નવા નવા રંગો જણાયછે તે જોવા ; અને એવી વખતે પછી કવિતા જે એક કોયલના સરખા પોતાના કોમળ કંઠે કરીને મધુરા સૂરમાં પોતાનું જે મીઠું ગાયન ગાઈ રહી હોય તે શ્રવણ કરવું ; અને તે કવિતામાં કવિએ જે નવિન અને આનંદ ઉપજાવે તેવા વિચારો દરસાવ્યા હોય તે વિચારો રૂપી પુષ્પની સુગંધીમાં મસ્ત બની જઈને, એ કવિતાનું ગાયન શ્રવણ કીધાથી જે પોતાના આત્માને વિષે નિજાનંદ ઉદ્દીપન થઈ રહ્યો હોય, તે નિજાનંદને વિષે ડોલતાં રેહેવું !

૩.–પછી મન રૂપી હોજમાં એ ઉપર કહેલા નિજાનંદ રૂપી ફુવારાની શીતળ ધારા છુટશે–એ ૧૩ મી તથા ૧૪ મી કડીમાં ઊન્હાળાનાં જે વૈભવ–સુખનું વર્ણન કર્યુંછે તે સુખની લ્હેજતનો અનુભવ જે કોઈ સંસ્કારી પુરૂષ હશે તેનાથીજ લઈ શકાશે.

૪.–આજના દિવશના બપોર–મધ્યાન થયા હતા તે વેળા આકાશમાં સૂર્ય સંપૂર્ણ રીતે તપી રહ્યો હતો, અને આ કમળનું ફુલ તે વેળા

આ સંસારનો માર્ગ વિકટ છે, ઠોકર બહુ બહુ નડતી રે ;
માટે બાપૂ તૂં ચાલજે સૂધો, સારાસાર સમજિ પ્રથમથી[1].—સુણ૦—૧૮.
સૂધાં ચાલી ઉદ્યમિ રહિને, અનુભવ સઘળો લેવો રે ;
સુખ દુખ જ્ઞાને સમાવી જોવો રંગ, પરહરિ પટ બ્રહ્મ લ્હેવો.—સુ૦—૧૯[2].
આ બોધને તૂં સાચો હિતકારી, ડાહ્યો અનુભવી ગણજે રે ;
કહે વિજય નહિતો જ્ઞાનને ઘડપણ[3], સમજિ પસ્તાઈ ઢીલો પડજે.—
સુણ મુજ સ્નેહી તૂં.—૨૦.

---

તેવીજ સંપૂર્ણ રીતે ખીલી રહ્યું હતું, પરંતુ આ જોતાં જોતાંમાં—કવિતા વાંચતાંમાં' સાંજ પડી ગઈ—દિવશ પુરો થયો—આ સૂર્ય અસ્ત પામેછે, અને આ કમળનું ફુલ કરમાવા માંડેછે—એવીજ રીતે એ સૂર્યાસ્તનાં તથા કમળફુલનાં કરમાવાનાં પ્રત્યક્ષ દૃષ્ટાંત પ્રમાણે, ત્હારી જુવાનીના હાલ જે બપોર છે, અને એ જુવાનીનું ફુલ જે હાલ ખીલી રહેલુંછે, તે થોડા વખતમાં એ ત્હારો બપોરનો વખત પૂરો થઈ રહીને, ત્હારી જુવાનીની સાંજ પડી જશે, અને એ જુવાનીનું ફુલ પણ કરમાઈ જશે—એટલે જોતાં જોતાંમાં ત્હારૂં ઘડપણ આવી પોહોંચશે—માટે તુને કહ્યું તેમ તું મદપ્રધાનનું સાંભળવું છોડી દે, અને જ્ઞાનવિવેકનું કેહેવું સાંભળતો રહે, અને તે પ્રમાણે ત્હારી વર્તણુક રાખ.

૧.—કોઈ અમુક કાર્ય કરતાં પેહેલાં અથવા કોઈ અમુક રસ્તે જતાં પેહેલાં તેમાંથી કેવું—શું ફૈળ—પરિણામ નિપજશે તેનો વિચાર કર્યા પછી તે કાર્ય કરવું અથવા તે રસ્તે જવું.

૨.—સુધે રસ્તે ચાલીને ઉદ્યમી રહીને સઘળી વાતોનો અનુભવ લેવો; સુખ દુખને વિષે જ્ઞાને કરી સમાનવૃત્તિ રાખીને રેહેવું; અને આ મિથ્યા માયાનો પટ કેહેતાં પડદો—આવરણ—આચ્છાદન—ઢાંકણ જે છે તેને પરહરીને એટલે દુર કરીને સત્ય વસ્તુ જે એક પરબ્રહ્મ તેને ઓળખવો—સમજવો.

૩.—જ્યાંલગી જ્ઞાન નથી થયું ત્યાંલગી સો વર્ષની વય કદાપી કોઈની થઈ હોય, તોપણ તેની બાલ્યાવસ્થા—નાદાનીજ છે એમ સમજવું. તેટલામાટે જ્ઞાનને ઘડપણે એટલે જ્ઞાની પુરૂષો જેને ઘડપણ ગણેછે તે વખતે, જો તું આ બોધમાં જે જે વાતો કહેલીછે તે તે વાતોનો વિચાર કરીને તે પ્રમાણે હમણાં નહી ચાલ્યો હોય, તો પછી ઢીલો પડી જઈને તેને સારૂ તે વેળા તું પસ્તાશે—માટે આ બોધ વાંચીને એ ઉપર લક્ષપૂર્વક રીતે તું મનન કર—અને એમાં કહ્યા પ્રમાણે ત્હારી વર્તણુક રાખ.

## લોકહિતોપદેશ—ભાગ ૧લો.

### (પદ—રાગ પરજીયો.)

સૂધો મારગ સારો; જગમાં, સૂધો મારગ સારો;
નક્કિ લ્હો નર નારો; જગમાં, સૂધો મારગ સારો.—ટેક.
એકજ રસ્તો એ છે સાચો;ભવ—ભય—દુખ હરનારો.—જગમાં, સૂધો૦—૧.
સુધો તેજ[1] જેના ભણિ કરતું— અંતઃકર્ણ[2] ઈસારો.—જગમાં, સૂધો૦—૨.
સર્વે કાળ સર્વે ઠેકાણે, જે મંજુર ઠરનારો!—જગમાં, સૂધો મારગ૦—૩.
અનેક રસ્તા એક વાતના; રસ્તાનો નથિ આરો[3]!—જગમાં, સૂધો૦—૪.
અવળા ઊંધા વાંકા ટેડા; રસ્તા લાખ હજારો!—જગમાં, સૂધો મા૦—૫.
પણ તે સઘળા રસ્તા કરતાં; સૂધો એકજ ન્યારો!—જગમાં, સૂધો૦—૬.
સુધા માર્ગનો મહાજનોએ; રાખ્યોછે ઈજારો!!—જગમાં, સૂધો માર૦—૭.
બિજાં જનો સહુ ઉંધા માર્ગને; માને સુખ દેનારો!—જગમાં, સૂધો૦—૮.
જે મારગ જેને જયમ ફાવે; તે તેને ત્યમ પ્યારો!!—જગમાં, સૂધો૦—૯.
કયમકે સહુ જનનાં નહિં સરખાં; સમજ, સ્વભાવ, વિચારો!—જ૦—૧૦.
એક ગણે જે મારગ સારો; બિજાં ગણે તે નઠારો!!—જગમાં, સૂ૦—૧૧.
સુધો શ્રેષ્ઠ સહુ કહેછે મ્હોડે; પણ તે માત્ર લવારો!!!—જગમાં૦—૧૨.
કયમકે ત્યમ પોતે નજ વર્તે; સામાને કહે સુધા રહો!!!—જગમાં૦—૧૩.
સૂધે મારગ જતાં ભમાવે; જનને કળિ પિંડારો!!—જગમાં,સૂધો૦—૧૪.
ઘણા પ્રવાહ—ગાડરિયે ચાલે; પકડી એકજ ધારો!!!—જગમાં, સૂ૦—૧૫.
કેક વળી નવિ બારિકિ કહાડી; કરે નવીન મસારો[4]!!—જગમાં, સૂ૦—૧૬.
સુધા માર્ગિને પાડવું ધારે; પડેજ ખોદનહારો!!!—જગમાં, સૂ૦—૧૭.
અનેક મારગ એમ અસતના; સતનો પડયો વિસારો!!—જગમાં૦—૧૮.
માટે માનવિ સમજિ સ્વિકારો; સૂધો માર્ગ સવારો[5].—જગમાં, સૂ૦—૧૯.
વિજય કહૂંછૂં અનુભવથી હૂં; સૂધામાં જય—વારો[6]!—જગમાં, સૂધો૦—૨૦.

---

૧.—સુધો માર્ગ તેનું નામ. ૨.—જે પોતાની મૂળ—સ્વાભાવિક—સ્વચ્છ—શુદ્ધ સ્થિતિમાં રહ્યું હોય તેવું;—માયાના પટ ચ્હડી ચ્હડીને કટાઈ જઈને કઠોર—શઠ થઈ ગયું હોય તેવું નહી. ૩.—ઓવારો—પાર—છેડો. ૪.—ફેલાવો. ૫.—ઉતાવળે; વ્હેલાં; સવેળા; વેળાસર. ૬.—એ શબ્દમાં જય એટલે કલ્યાણ અને વારો એટલે વખતઃ એટલે, એનો અર્થ એવો કે કલ્યાણ થવાનો વખત અથવા પ્રસંગ.

## લોકહિતોપદેશ—ભાગ ૨ જો.

### ( પદ—રાગ ખમાચી. )

વાર વાર કહું પોકારી ને બનો બ્હેરાં[1] નર નારી રે;
હારી અંતે[2] હાંફી જાશો લડો ન મારામારી[3] રે.—વાર વાર કહું૦—ટેક.
ષડ્રિપુથી ઉશ્કેરઇ આ શાં, બનિ જાઓછો ભૂત[4] રે ?
મેળે માંદગી વ્હોરી લોછો, ઉપજાવી[5] બહુ તૂત રે.—વાર વાર કહું૦—૧.
દૈવ તરફથી જાણું હોએ, દુનિયાંમાં દુખ કમતી રે;
અધિક ઉપાધી ખરિદ કરોછો, બનિ મદાંધ ને મમતી[6] રે!—વાર વાર૦—૨.
ત્હમે ત્હમારે મંન કરોછો, પ્રયત્ન લેવા સૂખ રે;
છએ વળાવા[7] વાટમારુ છે, દેતા દારુણ દૂખ રે.—વાર વાર કહું૦—૩.
ઈર્ષા મદ ને કુસંપનાં ફળ, ક્યમ કડવાં નવ હોય રે;
દ્વેષ-બિ વાવી રખે રાચતાં, ફળ ચાખે તે રોય[8] રે.—વાર વાર કહું૦—૪.
પ્રપંચ કરિ પર-હિત[9] હરવૂં એ, હરામખોરી મ્હોટી રે;
દાનત તેવી બરકત જોશો, કહેવત નથિ એ ખોટી રે!—વાર વાર કહું૦—૫.

---

૧.—સાંભળતાં બ્હેરાં. ૨.—લડતાં લડતાં આખરે થાકી જઇને હાંફી જશો, અથવા એનો બીજો અર્થ એવો કે મૃત્યુ વેળા શ્વાસ ચાલશે. ૩.—કુસ્તીબાજીની કે લાકડીની નહીં, પણ આ દુનિયાંમાં મ્હારૂં ત્હારૂં—છળભેદ—પ્રપંચ—કાવતરાં વિગેરેની—જર, જોરૂ, અને જમીન, એ ત્રણને માટે જે મારામારી ચાલી રહેલીછે તે.

૪.—ભૂતના જેવાં વિચિત્ર—બિહામણાં. ૫.—કંઈ ન હોય તેમાંથી નવાં ઉભાં કરી. ૬.—મદથી વિવેકને ભુલી જઇને આ જગતને વિષે કુદરત જે સ્હેજસાજ થોડુંક સુખ પોતાની ખુશીથી આપણને લેવાની છુટ આપેછે તે લેવું પણ નહીં, અને લેવા દેવું પણ નહીં, એવી રીતનો કુદરતની સાથે મમત કરીને, અથવા માંહોમાંહે એક બીજાંની સાથે મદાંધ થઇને અને મમત કરીને.

૭.—ત્હમે તો ત્હમારા મનથી એમજ સમજોછો કે એવી રીતે ચાલ્યાથી આપણને સુખજ થશે, પરંતુ એ કામ, ક્રોધાદિ છ શત્રુઓને તમે જે એ રસ્તે વળાવા—ભોમિયા તરીકે ગણોછો, તે વળાવા નથી, પણ તે લુટારા છે, તે તમને દારૂણ કહેતાં ભયંકર દુખ દેશે, અને પછી તે તમને તોબા પોકરાવશે. ૮.—અદાવત અને વેરમાંથી જે પરિણામે ફળ નિપજેછે તે જોઇને તે વેર કરનારાને હંમેશાં પસ્તાવોજ થાયછે.

૯.—સામાના હક-લાભ પોતે છિનવી લેવા તે.

ડાહ્યું ડાહ્યું બહુ મુખથી બોલી, દીસોછો બહુ દાનાં રે;
પણ તેથી[1] ઉલટૂં વર્તોછો, બતાવિ કે કે બ્હાના રે !—વાર વાર કહું૦—૬.
રાત્ર દિવશ રઘવાયાં[2] થઇને, હૂં ને મ્હારું કરોછો રે;
મોહમાયાના અંધઃકારમાં, ભ્રમમાં[3] ભુલ્યાં ફરોછો રે.—વાર વાર૦—૭.
મિથ્યા દેહ ને મિથ્યા માયા, મિથ્યા આ સહુ વેશ[4] રે;
મિથ્યા માથાકૂટ[5] કરોછો, મિથ્યા પીંખી[6] કેશ રે.—વાર વાર કહું૦—૮.
જિંદગિ છે આ મુસાફરી જ્યાં, ટુંકી મુદતનો સાથ[7] રે;
નદી નાવ સંજોગ મળ્યાંછો,[8] ત્યાં શી ભિડવી બાથ રે[9] ?—વાર વાર૦—૯.
તરણાંનો શિદ કરોછ મેરૂ, હરનિશ કરિ તકરાર રે;
માનવ થઈ પશુ પેર કરો શિદ, અન્યોઅન્ય[10] શિકાર રે ?—વાર૦—૧૦.
સગા ભ્રાત શત્રૂ સમ લડતા, પિતા પુત્ર પણ તેમ રે;
ત્યાહિત પરદેશીનો વાંક હવે હું કહાડૂં કેમ રે ? !—વાર વાર કહું૦—૧૧.
મહાત્મ એ કળિયુગનૂં કહું કે, કહું કેવળ કાંચનનૂં[11] રે;
અરે ભાવિ છે માઠું જગતનૂં, રે શૂં થાશે જનનૂં રે ? !—વાર વાર૦—૧૨.
અરે બાઇ ભાઇયો સહૂનાં, સ્વભાવ ટેવ ન એક રે;
રાખો કંઇ તરવાર મ્યાનમાં, ન થાઓ ક્રોધી છેક[12] રે !—વાર વાર૦—૧૩.
વિનાં વિસાતનિ વાત માટ નવ કરિ મુકો ઉત્પાત રે;
સહજ કસુર કે વાંધા માટે, કરો ન મ્હોટી ધાત[13] રે.—વાર વાર૦—૧૪.

---

૧.—મ્હોડે જે બોલોછો તેના કરતાં—તેનાથી. ૨.—બ્હાવરાં—ગાભરાં. ૩.—મિથ્યા સંકલ્પ વિકલ્પ કરવામાં.

૪.—ઘરસંસાર—દુનિયાંદારી વિગેરેની ખટપટનો માયાનો વેષ.

૫.—મ્હારૂં ત્હારૂં કરીને ખેંચાખેંચી કરીને—તકરાર કરવાની માથાફોડ

૬.—ક્રોધના આવેશમાં પોતાના કે પારકાંના માથાંના બાલ પીંખી નાખીને. ૭.—મેળાવડો—જમાવ—ટોળું.

૮.—એક દેશમાં, કે એક ન્યાત જાતમાં, કે એક કુટુંબમાં, કે એક ઉદ્યમ—ધંધા—રોજગાર—નોકરીમાં એવે કોઇ પણ સંબંધે.

૯.—'ચલ આવીજા' એમ કહીને બાઘડની પેઠે એકદમ લડવાનીજ વાત કરવી તે. ૧૦.—એક બીજાંને મારી નાખવાં—એક બીજાંનું ખુન કરવું તે, અથવા હરામખોરી તથા દગો કરીને એક બીજાંના હક—લાભનું હરણ કરવું—બથાવી પડવું તે. ૧૧.—સોનાનું અથવા પૈસાનું. ૧૨.—છેક આખર એક બીજાંના જાન ઉપર ન તુટી પડો. ૧૩.—હત્યા—આત્મઘાત.

હાર જીત બંનેમાં[1] નથિ સુખ, કહુંછૂં વારી વારી[2] રે;
વિજય વિમાસણ[3] પાછળ પોઢી, વહી જાય જ્યાં વારી[4] રે.—વાર૦—૧૫.

---

## લોકહિતોપદેશ—ભાગ ૩ જો.

(પદ—રાગ કાળિંગડો.)

લો લાખેણો લ્હાવો; ફરિ ફરિ મનખાદેહ નહિં મ્હાવો;
કલ્પિત વ્હેમ હઠાવો; નડતા પ્રતિબંધો અટકાવો[5].—લો લાખેણો૦ ફરિ૦-ટેક.
સ્થિતિ શી હતી સ્થિતિ શી થાશે, એમ ન ચિત્ત ભમાવો;
અટકળ ને અનુમાન કરિ કરિ, મિથ્યા પળ ન ગમાવો.—ફરિ ફરિ૦-લો૦-૧.
સ્થિતી ચાલતી વિચારમાં લઇ, પ્રસંગનાં ગિત ગાઓ;
કુદરત જે વેળા જેમ દોરે, તેમ વળી દોરાઓ.—ફરિ ફરિ૦—લો૦—૨.

---

૧.—હારવું કે જીતવું એ બંને વાતમાં સુખ નથી;—હારવામાં સુખ નથી એ તો ઉઘાડી વાત છે; અને જીતવામાં સુખ નથી એમ કેહવાનું કારણ એ કે આપણે જ્યારે હારીયે છઈયે, ત્યારે આપણા આત્માને વિષે જેમ ક્લેશ ઉપજેછે, તેમ આપણે જ્યારે જીતીયે છઇયે ત્યારે સામા હારનારના આત્માને વિષે પણ તેમજ ક્લેશ ઉપજેછે. હવે એ સામાના આત્માને વિષે એ પ્રમાણે ક્લેશ ઉત્પંન થવાનું મૂળ કારણ—બીજ આપણે પોતે છઇયે, એમ જ્યારે આપણે પાછળથી જ્ઞાનના ઘરના વિવેકની આંખે જોતાં આપણને સ્પષ્ટ રીતે જણાયછે, ત્યારે તે વાતથી સ્વચ્છ અને કોમળ અંતઃકરણવાળાં મનુષ્યને સુખ થતું નથીજ! તેમજ વળી "આત્મવત્ સર્વ ભૂતેષુ" એ જે માનવધર્મનું મહાવાકય તેનું એથી ઉલ્લંઘન થાયછે—એટલા માટે જીતવામાં પણ એવી રીતે સુખ નથી એ વાત સિદ્ધ થઇ.

૨.—ન લડો, ન લડો, એવી રીતે મના કરીને, અથવા વારંવાર.

૩.—અંદેશામાં—મ્હોટા વિચારમાં પડવું તે.

૪.—તે વખત—ચોઘડિયું—પ્રસંગ—તક તે; અથવા તે વખત—ઘડી—ચોઘડિયાં રૂપી પાણી.

૫.—આ સંસારને વિષે અનેક પ્રકારના લ્હાવા લેવામાં વચ્ચે ઘણા ઘણા વ્હેમો આડા આવેછે—તેમાંના કેટલાએક પોતાનાં મનની કલ્પનાથી ઉત્પંન થયલા હોયછે, અને કેટલાએક લૌકિક રૂઢિઓ સાથે એવા તો એકત્ર થઇ ગયલા હોયછે કે તે સામાન્ય રીતે રૂઢિઓજ છે એમ લોકોમાં મનાયલાછેઃ માટે એવા એવા તમામ વ્હેમોને ક્હાડી નાખવા—જો ઉજળા, ઊંચી પ્રતીના, અને કિંમતી, લ્હાવા લેવા હોય તો !

વખત વખતના રાગ જુદા છે, જુદા હાવ ને ભાવો;
વિવિધ રંગ નિજ સ્થાને શોભે, ન હળે મિઠું મા માવો!-ફરિ ફરિ૦-લો૦-૩.
જેવો વેષ ભજવવો જ્યાં વળિ, તેવો ત્યાંહ ભજાવો;
ઉદારતાનો વેષ ધરીને, કૃપણપણૂં ન બતાવો.-ફરિ ફરિ૦-લો૦-૪.
એકજ દિશા તરફ રહિ મ્હોઇ, એકદેશિ[1] ના થાઓ;
નવા નવા અનુભવ લઈ શીખી, નિરખો દસે દિશાઓ.-ફરિ ફરિ૦-લો૦-૫
જીવ્યા કરતાં જોયું ભલૂં છે, કાયર સુસ્ત ન થાઓ;
બાહેર સંધી વાતે થાવા, જિજ્ઞાસૂ[2] બનિ જાઓ.-ફરિ ફરિ૦-લો૦-૬.
વિવિધ કળા હુંનર વિદ્યાઓ, દેશાટન શિક્ષાઓ;
નવિન દેશ રિતભાત શિખી લઈ, પૂરા અનુભવિ થાઓ.-ફરિ ફરિ૦-લો૦-૭.
ઠોકર કાંટા ખડકો કેરી,-હરકતથી ન મુઝાઓ;
જાત-અનૂભવ વિનાં કિંમતી,-નસિહત કદિ નહિં પાઓ.-ફરિ ફરિ૦-લો૦-૮.
ચ્હડતી પડતી સુખ દુખ અનુભવ, વિધ વિધ માલ વસાવો;
પછી વિવેકે તુલના કરિને, જગ વ્યવહાર ચલાવો.-ફરિ ફરિ૦-લો૦-૯.
પૈસો કેવળ સુખનૂં કારણ,-ગણી રખે ભુલ ખાઓ;
નાના વિધના લ્હાવાનૂં સુખ, ન લહે ધનવંતાઓ!-ફરિ ફરિ૦-લો૦-૧૦.
રાસેલસ[3] શાહજાદો તેને, સુખનો થયો અભાવો;
તડકે શોષ પડ્યા વણ ન ગમે, સદા શિતળ જળ વાવો!-ફરિ ફરિ૦-લો૦-૧૧.
દુનિયાંદારીથી કંટાળી, ભર્થરિ[4] બનિયો બાવો;
સંસારી રિત અનુભવિને લો,-ત્યાગીનો પણ લ્હાવો!-ફરિ ફરિ૦-લો૦-૧૨.
આ મનુષ્યાદેહ ખેતર ખેડી, અનેક પાક પકાવો;
દુરાચરણને દેઈ ઉખેડી, સદાચરણ-બી વાવો.-ફરિ ફરિ૦-લો૦-૧૩.

---

૧.-એકજ ગાડરિયે પ્રવાહે ચાલનારા-એકજ વાત જાણનારા-અધુરા.
૨.-શોધક-પૃચ્છક. ૩.-ડૉકટર જૉનસને રાસેલસ નામના શાહજાદાની જે વારતા લખેલીછે તેમાં તેણે મનુષ્યનાં મનની વૃત્તિનું તથા તેના સ્વભાવનું જે ચિત્ર આપ્યુંછે તે વાસ્તવિક છે. એ શાહજાદો સુખમાં ઉછર્યો હતો, અને દુખ વસ્તુ કેવી હશે તે જાણવાને તે અતિ આતુર થયો હતો (જેમ બીજા લોકો સુખ મેળવવાને આતુર હોયછે તેમ)! ૪.-ભર્થરી રાજા પોતાની પિંગલા રાણીની બેવફાદારીથી બેકરાર બની જઇને રાજપાટ આદિ તમામ વૈભવ અને સંસાર-

શૂં લાવ્યા ને શૂં લઇ જાવૂં, કાં ભ્રમમાં અફળાઓ?!
ભોક્તા થઇને આત્મિક સુખ લેઇ,મુક્ત થવા જો ચ્હાઓ !—ફરિ૦—લો૦—૧૪.
એવી રીતે પાક પકાવી, આપે આપ સમાવો;[1]
સ્વાત્માનૂભવ સુખ લો સુણિને,વિજયવાણિનો પાવો !-ફરિ ફરિ૦-લો૦-૧૫.

---

## લોકહિતોપદેશ—ભાગ ૪ થો.

### ( દોહરા. )

ઇર્ષા જે મુળ અવનિપર, ફરતિ બધે ફેલાઇ;
તણાઇ[2] આવિછે સામટી, ભર્તખંડની માંહિ!!-૧.
આંખ્યો[3] એ તકતકતિ જ્યમ, કમળો[4] ભરિયા કોષ;[5]
ધુમાતું દિલ બળિયલ સદા, કંઠે પડતા શોષ[6]!-૨.

---

સુખ ઉપરથા તેનો ભાવ ઉતરી જઇને તેને પછી એવી રીતે કેવળ વિરાગ ઉપજ્યો હતો. ૧.—એ તમામ લ્હાવાઓનો આનંદ આત્માને પોતાને વિષેજ રહેલોછે—આ સંસારની બાહ્ય વસ્તુઓમાં નથી—તે પોતે પોતાનામાંથી ઉત્પંન કરીને તેનું અનુભવ સુખ લઇને પાછો તે પોતાને વિષેજ સમાવી દેવો! અને વિજયવાણીનો પાવો સાંભળીને એવું અનુભવ સુખ લઇ શકાયછે ( માટે તે શ્રવણ કરો )!

૨.—એ ઠેકાણે એવું અનુમાન છે કે પૃથ્વિનું ગુરુત્વમધ્યબિંદુ એ ભરતખંડને વિષે સ્થાવી રહેલું હોય એમ જણાયછે, તે ગુરૂત્વાકર્ષણે એમ વિચાર્યું કે ઇર્ષા એ વસ્તુ કંઇ બહુ રૂડી વસ્તુ છે, માટે તેને બીજા પૃથ્વિ ઉપરના તમામ ભાગમાંથી ખેંચીને આ ભરતખંડને વિષે રાખ્યું તો ઠીક, તેથી પછી લોહચુંબકની પેઠે એવી રીતે ઠામોઠામની ઇર્ષા ભરતખંડને વિષે એકદમ સામટી તણાઇ આવેલી હોય એમ જણાયછે!

૩.—એ ઇર્ષાની આંખ્યો. ૪.—જેમાં બધું પીળુંજ દેખાય તેવો રોગ;—પરંતુ એ શબ્દનો લાક્ષણિક અર્થ ઇર્ષા—અદેખાઇ એવો થાયછે—એની આંખમાં બહુ કમળો છે એમ અદેખાં મનુષ્યને વિષે વ્યવહારમાં બોલાયછે. ૫.—ખજાના—ભંડાર—અદેખાઇની ભાષા જેમાં ભરીછે એવા ગ્રંથ—અદેખાઇનાં મ્યાન (જેમ તરવારનું મ્યાન તેમ.) ૬.—પેટમાં દિલ—કલેજું જે હંમેશ ધુમાતું અને બળિયેલ રહેછે તેણે કરીને તેનો ધુમાડો તથા બાફ ઉપર ઊંચો ચ્હડી આવીને ગળાંને—કંઠને સુકવી નાખેછે, અને તેમાં શોષ પાડેછે—પછી એવી રીતે એ કંઠ મળી જવાથી તેમાંથી અવાજ પણ નિકળી શકતો

ઘણુંખરૂં મુખ બંધ રહે, સાચૂં નવ કહેવાય;
બોલે રિહડિ બ્હાનાંભર્યૂં, અંદર ધુંત પિસાય !–૩.
એક હાથ ચોંટી દિયે, જાણે વાળૂં વેર[1];
બિજે કુહાડો મારતી, નિજ પગ જાણે[2] ખેર !–૪.
ખાડા જ્યાં જ્યાં ખોદતી, ગણી બિજાંને કીજ;
પરિણામે પોતેજ પડિ, પસ્તાતી રહે ત્યાંજ !–૫.
હુંધતાં લગિ ઈર્ષા તણૂં, દિનભર લોહિ સુકાય;
જાગ્રત તેમજ સ્વપ્નમાં[3], એજ અવસ્થા થાય !–૬.
ઈર્ષા જેનાં સૂખની, હાની હોગ્રી ચ્હાય;
તેનાં સુખની વૃદ્ધિમાં, ટુચકો[4] કરતો સ્હાય !–૭.
સગી બ્હેન સ્પર્ધા[5] તણૂં, સુખ એથી ન ખમાય;
બ્હનેવિ[6] ઉદ્યમને વળી, કુમારગે[7] લઈ જાય !–૮.
સ્વધર્મપતિ–હત્યા કરી, રાખી રહિ નિજ વેષ;

---

નથી, અને તેટલાજ માટે અદેખાઈથી પોતાનાં પેટની–દિલની વાત બ્હાર મ્હોડે કહી શકાતી નથી ! ૧.–એ મ્હોંટી દીધે વેર વળેછે એમ સમજેછે. ૨.–બીજે હાથે, પોતાનોજ પગ જાણે ખેરનું લાકડું હોય તેમ, તેમાં કુહાડો મારેછે; અથવા એનો બીજો અર્થ એવો કે બીજે હાથે કુહાડો (બીજાંના પગમાં મારવો ધારીને) મારેછે, અને એવામાં જો કદાચ નિજ પગ એટલે પોતાનાજ પગમાં વાગેછે, તો તેને તે જાણે ખેર–એટલે કંઈ ચિંતા નહીં, હોય, એમ ગણેછે; અથવા એ ઘાથી જો કદાચ પોતાનો પગ તુટી જઈ છુટો પડેછે, તો પછી પીડા ગઈ, બલા ગઈ, ખેર ગઈ, એમ ગણેછે !

૩.–સ્વપ્નમાં પણ જે જે બીજાંઓને સુખ થતું દેખાયછે તે તે એનાથી દેખીને ખમી શકાતું નથી ! ૪.–ટુચકો એવો થાયછે–જોગ–પ્રસંગ એવો આવી બનેછે કે ઈર્ષા જેનું બૂરૂં થવું–જેની પડતી થવી ઈચ્છેછે તેનું વધારે બ્હેતર થઈને તેની વધારે ચ્હડતી કળા થાયછે !

૫.–સરસાઈ; બીજાંની સારી સ્થિતિ જોઈને તેનું માઠું ન ઈચ્છતાં પોતે તેના જેવી અથવા તેના કરતાં વધારે સારી સ્થિતિ પ્રાપ્ત કરવાનું જે ઉજળૂં–સદ્‌ગુણી પ્રયત્ન કરવું તે. ૬.–પોતાની સગી બ્હેન જે સ્પર્ધા તેનો ધણી–વર જે સદ્‌ગુણી ઉદ્યમ તેને.

૭.–નઠારે–આડે રસ્તે લલચાવી–ભમાવીને લઈ જઈને તે સદ્‌ગુણી ઉદ્યમને દુર્ગુણી ઉદ્યમ બનાવી દેછે, અને પછી સઘળી રીતની મર્યાદાનું

બ્હાવરિ બનિ કર્યું નાતરૂં, શોધી ક્હાડ્યો દ્વેશ !—૯[1].
મળ્યાં બેહુ જણ બાયલાં, કદિ નજ છતાં થવાય;
ગલિકુંચિ અંધારે ભમે, ઘોરિ રાહ ન ઝલાય !—૧૦[2].

ઉલ્લંઘન કરીને તેની સાથે મ્રયેચ્છ રીતે વર્તીને વ્યભિચાર કર્મ કરેછે ! એવું વ્યભિચારનું કર્મ પોતાની બ્હેન સ્પર્ધાને જણાયાથી તેને જો દુઃખ થાય તો પોતાને તેથી લગાર ચ્હોંટી દઈને વેર વાળ્યાનો અથવા પગમાં કુહાડો માર્યાનો મલીન સંતોષ ઉપજે—એવો પણ એ કર્મમાં ઈર્ષાનો હેતુ ખરો !

૧.—એ ઈર્ષાએ સ્વધર્મ ક્હેતાં પોતાનો જે ધર્મપતિ હતો તેની હત્યા કીધી, અને પછી પોતાનો વેષ એટલે માથાંના કેશ, ચાંદલો, ચૂડો, એ સહુ અથવા તો, મેં મ્હારા ધર્મપતિની હત્યા નથી કીધી—તે હયાત છે—હું મ્હારો ધર્મ પાળુંજ છું—એવું ડોળ—એવો વેષ તે રાખી રહી; પરંતુ પોતાના સ્વામિની હત્યા તો બેશક તેણે કરેલી, તેથી કરીને પછી એક ખુન કરનારનાં ચિત્તની જેવી સ્થિતિ થાય તેવી એ ઈર્ષાનાં ચિત્તની અવસ્થા—સ્થિતિ બની ગઈ, અને પછી બ્હાવરી—ગાભરી—બ્હેબાકળી થઈ જઈને એવી રીતની પોતાનાં ચિત્તની બેચ્હેની—વ્યગ્રતા દુર થશે—મટી જશે—એમ ધારીને એ ઈર્ષાએ દ્વેશની સાથે નાતરૂં કર્યું !

૨.—એ ઈર્ષા અને દ્વેશ એ બેહુ જણાં બાયલાં છે—પેલી પોતાના મનમાં એક પાસથી એ દ્વેશના ઉપર પ્યાર રાખેછે, અને બીજી પાસથી એમ ગણેછે કે એ દ્વેશ સાથે નાતરૂં કર્યું એમ લોકોમાં જો જણાશે તો મ્હને ખોટું ક્હેવાશે—કેમકે આપણા લોકોમાં નાતરાં કરવાનો હજી ઘણો ચાલ નથી, ને વળી કોની સાથે નાતરૂં કીધું? તો કે દ્વેશની સાથે કીધું—એમ ક્હેવાશે, અને પછી મ્હારી અપકીર્તિ થઈને મ્હારી બ્હેન સ્પર્ધાની કીર્તિ મ્હારે મુકાબલે વધશે, તે શું એમ હું વધવા દઉ ? !—માટે એ નાતરાંની વાત બ્હાર નજ પડવા દેવી !—તેમજ વળી પેલો દ્વેશ પોતાના મનમાં એમ વિચારેછે કે ઈર્ષા મ્હને લાગેછે તો રૂડી—રૂપાળી, તોપણ એણે પોતાના ધણીની હત્યા કીધીછે, ને હવે હું મ્હારા ઘરમાં લાવીને એને રાખું, તો લોકો ક્હેશે કે એ દ્વેશેજ એ ઈર્ષાની પાસે પોતાના ધણીનું ખુન કરાવ્યુંછે, તો પછી મ્હારે ફ્રાંસીનાં લાકડાં ઉપર ટંગાવવાનો વખત આવે, અને એ ઈર્ષા કદાચ બેગુનાહ ઠરીને છુટી જઈને મ્હારી ટળીને પછી પાછી કોઈ બીજા જોડે નાતરે જાય, તો પછી હું ફ્રાંસીએ ચ્હડયા પછી તે મ્હારા હરીફ ઉપર વેર કેમ કરીને લઈ શકું ?—માટે એ નાતરૂં છાનું રાખવું એજ ઠીક છે ! એવી રીતે બંને જણાં બ્હીકણ—બાયલાં બનીને પોતપોતાની ખાસિયત પ્રમાણે વિચાર કરીને નાતરૂં છાનું

બંને જણે મળી કિધી, અસત્યસૂ[1] મિત્રાઇ;
અસત્યને પણ ઠિક પડ્યૂં, ખાસી જડિ ઠકરાઇ[2]!—૧૧.
વળિ બે સાથિ બિજા માળ્યા, ગર્વ અને કૂસંપ;
ભર્તખંડ ધમધમિ રહ્યો, પંચથિ[3] નાઠી ઝંપ[4]!—૧૨.
અરે દેશિયો માહરા, કરો કંઈક તો ખ્યાસ';
ન ખાઓ જાતે[5] જાતને, વળેછ સત્યાનાસ!—૧૩.
વધતૂં હમને શૂં કહૂં, પાછળ કરશો યાદ;
હજિ છોડો બુરિ ખાસિયત, અદેખાઇનો નાદ!—૧૪.
અદેખાઇનૂં ફળ થયૂં, ખરાબિ[6] હિંદુસ્તાન;
આખર નિશાન[7] સમજિને, હજિ ન રહો નાદાન!—૧૫.

---

રાખેછે, અને બ્હાર લોકોમાં તેઓથી છતાં—ખુલ્લાં—જાહેર પડી શકાતું નથી; અને પછી પોતાનાં કર્મ અંધારે અને ગલીકુંચીને રસ્તે રહીને તેઓ કરેછે—સરિયામ રસ્તા ઉપર આવીને તેઓનાથી પોતાનાં જે કાળાં કૃત્ય તે થઇ શકતાં નથીજ! ૧.—જુઠાણાં સાથે.

૨.—ઉપરીપણું—શેઠાઇ—મ્હોટાઇ. (એ જુઠાણાંને બેઠાં બેઠાં એ ઈર્ષા અને દેશના ઉપર હુકમ—અમલ બજાવ્યાં કરવાનું પોતાને ફાવતું આવતું કામ ઠીક મળી ગયું!)

૩–૪.—જેમ કોઈ ન્યાતનું સ્હાજનું મળેછે ત્યાં મ્હોટા મ્હોટા ધાંટા—બરાડા—બખાડા પાડીને પગ—હાથ ઠોકી—અફાળીને ધમસાણ મચાવી મુકવામાં આવેછે, તેમ, તો શું પણ તેના કરતાં તેનાથી સહસ્રગણું વધતું ભારે—ભયંકર ધરતીકંપની પેઠે ભરતખંડની પૃથ્વિ ધમધમા રહીને ધ્રુજી—ડોલી રહે તેવું દારૂણ—દાવાદળ તોફાન અને ધમસાણ આ ભરતખંડને વિષે ઈર્ષા, દ્વેશ, જુઠાણું, ગર્વ, અને કુસંપ, એ પાંચ જણાની—(મંડળી) પંચે મચાવી મુક્યુંછે, તેથી કરીને એ ભરતખંડમાં પૂર્વે—પેહેલા જે ઝંપ—નિરાંત હતી તે બિચારી હવે એ પંચના ઉપદ્રવે કરીને અહિંયાથી ન્હાશી ગયલી હોય એમ જણાયછે!

૫.—ઈર્ષા અને કુસંપ રાખીને પોતાના સ્વદેશીઓનું—સ્વજાતિલાઓનું—સ્વન્યાતિલાઓનું—બૂરૂં ન તાકો—ન કરો.

૬.—હિંદુસ્તાનની ખરાબી રૂપી ફળ જે થયુંછે તેનું મૂળ કારણ—બી ઈર્ષા છે. ૭.—ચિન્હ અથવા વાવટો—હિંદુસ્તાનની ખરાબીનું આખર ચિન્હ અથવા એ ખરાબી રૂપી બુરજની છેલ્લી ટોચ ઉપરનો વાવટો.

દેખિ દુર્દશા હૃદયમાં, હરદમ ઉઠેછે હાય;
વીર નરો વણ વિજય મુજ, વાણિ હવામાં[1] જાય!!!—૧૬.

---

## અકળામણ.

(સવૈયાએકત્રીસા.)

અકળામણ ચાકળ[2]-સમ જાણો બે બાજૂ બે જુજવાં મૂખ;
ખામોસી ખાતાં ગુંગળાવે ઉભરાતાં[3] પણ દેતી દૂખ;
પ્રસવ સમે ધરતી કાંપી દેખી કષ્ટાતી અવઘડ[4] કૂખ;
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૧.
વિવેકથી પકડી વચમાંથી બંને મુખ પર રાખો દૃષ્ટ;
એ અકળામણને અકળાવી ઓકાવી ક્હાડો વિખ[5] કષ્ટ;
ઘાડાં બનિને ગુંચવાવૂં નહિં તપાસતાં રહિ એની રૂખ;[6]
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૨.
રૂખ તપાસી જોતાં એની જો ઉભરાતું હોએ ઊર;
કરો ન કેશો અંદેશો દિલ ખોલો જોઈ જગા જરૂર;
પરદુખભંજન વિક્રમ સરખા નર મળિ ભાગે સરવે ભૂખ;
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૩.
પણ તેવા સ્વારથિયા ને હિચકારા આગળ કરતાં વાત;
ઉલટા તે ગુંચવણમાં નાખે વધૂ બગાડી દેતા જાત;
શીખામણ દેવાને તત્પર પોતે મ્હોટા બને પ્રમૂખ;
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૪.

---

૧.—વિજયવાણી જે પોકાર કરેછે—દર્દ હાય પોકારેછે—તેનો સ્વર મિથ્યા હવામાં ઊંચો ઉડી જઈને જાણે તે થયો તે ન થયા સરખોજ થઈ જાયછે—કોઈ શૂરવીર દેશાભિમાની પુરૂષના કાનમાં પડીને તેનાં દેશાભિમાનને તથા તેનાં શૂરવીરપણાંને ઉદ્દીપન કરીને તેની પાસે સ્વદેશના ઉત્કર્ષનાં કાર્ય કરાવી શકવાને બદલે આ પ્રમાણે અફસોસ સૂચવેછે!

૨.—બે મ્હોડાંની સાપેણ.. ૩.—ઉભરો બ્હાર ક્હાડવાથી પણ વેળાએ માઠો પરિણામ નિપજેછે. ૪.—અવઘડને પેટ અકળામણનો જન્મ થયો તે વેળા તેની પ્રસવવેદના જોઈને ધરતીકંપ થયલો! ૫.—કષ્ટ રૂપી ઝેર. ૬.—વળણ.

એવા આગળ દીલ ખોલતાં પાછળ પસ્તાવાનું થાય ;
આપણિ અકળામણાને વેચી[1] સ્વારથ નીજ સાધવા ન્હાય ;
પીઠ ઠોકિને સુળી ચ્હડાવે મુખનાં લાડ બતાવી લૂખ ;[2]
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૫.
વિનાં આપ બળ કદી નહીં ફળ મળશે થાશે સ્વદેશ કાર્ય ;
સમજો તો સમજી લો ભાઈ સ્થિતી સુધારી દો સહુ આર્ય ;
થાય સાહ્ય વૈતાળ[3] વીર ઊભો રહિ અકળામણ સનમૂખ ;
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૬.
અકળામણ[4] સૂડી વચ્ચે સોપારી આર્યભુમી છે હાલ ;
ઝલાય જો એ સાપણ એ મુખ તો તો અદકો ઉપજે તાલ ;
શૂરવીર વૈતાળ સાણસે[5] ઝલાય એ સાપણ અચ્ચૂક ;
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૭.
અકળામણને આદવેર છે ગુરૂ ગરુડ[6] અનુભવની સાથ ;
બાથ ભિડો ન બિહો એનાથી માથે રાખી ગુરુનો હાથ ;
ઇષ્ટ—કૃપાથી વિજય પ્રતાપી ફળ મળશે ઉજવળ સુખ રૂપ ;
જો અકળામણ પકડી જાણો તોજ સાંપડે સઘળૂં સૂખ.—૮.

---

## સ્વતંત્રતા.

(નારાચ વૃત્ત.)

નિશે[7] દિસે દિસેછ માનવી ખુશીનિ શોધમાં,
તથાપિ આચરેછ નીજ વૃત્તિની વિરોધમાં;

---

૧.—આપણી અકળામણની વાત આપણા શત્રુને વેચાતી આપીને તેના અવેજમાં પોતાનો સ્વાર્થ સાધે. ૨.—એમ કહીને કે–'ઇશ્વર સહુ સારૂં કરશે!' ૩.—વિક્રમનાં જેણે અનેક કાર્યો કરી આપેલાં કહેવાયછે તે. ૪.—અકળામણનાં મુખની દાહાડ રૂપી સુડી વચ્ચે ભરતખંડની પૃથિવ સોપારી રૂપ થઈ પડેલાછે.

૫.—ઉપર કહેલા વિક્રમવાળા વૈતાળના હાથ રૂપી સાણસી વડે એ અકળામણ રૂપી સાપેણ કદી પણ પકડાયા વગર નજ રહે.

૬.—સર્પને અને ગરુડપક્ષીને આદવેર છે.

૭.—રાત્રે; અથવા બીજો અર્થ એવો કે કેફમાં.

કદાપિ પશ્ચિમે રવી ઉગ્યો પ્રભાત ના જડે;
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૧.
સ્વતંત્રતા દિશા સમાન પૂર્વ તે અપૂર્વ[1] છે,
વનસ્પતી સુધાનું[2] મૂળ સૂખ રૂપિ સૂર્ય છે;
રવી પ્રતાપથી ગગંન-ઘંનઘોર ગર્જડે[3];
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૨.
રવી પ્રતાપથીજ ચંદ્રનો પ્રકાશ ભાસતો[4];
તમામ લોક લેહ સૂખ રૂપિ સૂર્ય ખાસ તો;
લહે અને કહે તથાપિ પશ્ચિમે[5] ભુલા પડે;
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૩.
કુબુદ્ધિ[6] સાથ પશ્ચિમે સુકાન રાખિ ખોળતા[7];
મુકામ ભુલિ આપણો નકામું શીર ફોડતા;
ખુશીથિ શત્રુ સેવવા સુમિત્ર સાથ આથડે;
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૪.
અનર્થ જાણિ અર્થ નીજ સ્વાર્થને ન દેખતા;
સમર્થ પૂરુષાર્થ પાખિ વ્યર્થ ખ્યાતિ પેખતા;
કદાપિ એમ પૂર્વ કીર્તિ પાછિ હાથ ના ચ્હડે;
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૫.
પરાઈ વેઠ પાણિ[8] પૂર્વ કીર્તિ તો કુંપી દિસે;

---

૧.—સ્વતંત્રતા એ પૂર્વ દિશાના સરખી છે, અને તે અપૂર્વ—અલૌકિક છે; કેમકે એ દિશામાંજ સુખ રૂપી સૂર્યનો ઉદય થાયછે!

૨.—ચંદ્રની અમી—અમૃતનું મૂળ સૂર્ય છે.

૩.—સૂર્યને પ્રતાપે કરીનેજ વૃષ્ટિ થાયછે.

૪.—ચંદ્રની ખીલી રહીને જે ઠંડક થાયછે ને ચંદ્ર પ્રકાશતો ભાસેછે તે પણ સૂર્યનાં કીર્ણ પરાવર્તન પામીનેજ. ૫.—પરતંત્રતા અથવા દાસત્વ—પારકી વેઠ રૂપી પશ્ચિમ દિશાએ. ૬.—કુબુદ્ધિ રૂપી વળાવાને સાથે રાખીને પશ્ચિમબુધિયાં બનીને.

૭.—ખુશી, સુખ, ઉદ્યોગ, અથવા કીર્તિ.

૮.—પરતંત્રતા રૂપી પાણીમાં—પશ્ચિમબુધિયાં બનીને પશ્ચિમ દિશાએ પોતાનું વ્હાણ હંકારતાં ખડક સાથે અફળાઈને ખડિયાખડખડ થવાથી.

ખસેડિ પાણિ ઊંચિ આણિ તારિ કહાડવી રિસે[1];
દટાય ઊંડિ વેગળે[2], પછી વળેજ ના, રડે;
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૬.
પુકારિ પોક મૂકતી[3] ન લોક લેશ સૂણતા;
જનો સહૂ અજાણ પાણિ મોજ[4] માણિ ડહોળતા;
સુકીર્તિ રૂપિ મોતિને[5] ન શોધતાંજિ આવડે;
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૭.
સુબુદ્ધિ સાથ પૂરવે સુકાન રાખતાં થશે,—
પ્રકાશ[6] આસપાસ દાસ—વાસના[7] મટી જશે!
વિજે[8] પ્રતાપ પ્રાપ્તતાં કશો વિરોધ ના નડે;
વિનાં સ્વતંત્રતા ન કો દિ સૂખ સાચું સાંપડે.—૮.

## ઊદ્યમ.

(માલિનિ વૃત્ત.)

ચકચુર બનિ રહેવૂં ઉદ્યમે રંગમાં રે;
કસવું પટકિ સુરતી જોર જે અંગમાં રે[9];

---

૧.—આવેશી ક્રોધ આણીને, અથવા દેશાભિમાનથી.
૨.—છેક તળિયે ઉંડાણમાં, અથવા ઘણા કાળ વિત્યા પછી.
૩.—કીર્તિબા. ૪.—લોકો પરતંત્રતામાં—દાસત્વપણાંમાં સુખ—મોજ—મઝા—સમજીને એ પરતંત્રતાનાં પાણીમાં આમ તેમ પછાડા મારી પાણી ડહોળી નાખવામાં મસ્ત બનેલાછે.
૫.—પરંતુ મોતી શોધવાની રીત એવી રીતે પાણી ડહોળવાની ન હોય—એ વિષે તેઓ વિચાર કરતા નથી.
૬.—જેમ મોતી શોધનારા ખલાસીઓ તેલના કોગળા કરેછે એટલે પાણીમાં પ્રકાશ થઈ જઈ મોતી હાથ આવેછે, તેમ સ્વતંત્રતાની પૂર્વ દિશાએ સુખ રૂપી સૂર્યનો ચોકરદમ પ્રકાશ થશે.
૭.—ત્યારે પછી પરતંત્રતા—દાસત્વ—પારકી વેઠની તૃષ્ણા મટી જશે.
૮.—વિજય—ફત્તેહ.
૯.—તન તથા મનને વિષે જે કંઈ સુરતી હોય તેને પટકીને એટલે કહાડીને આઘી—દુર ફેંકી દઈને, જે જોર હોય તેને કસવું—એટલે ખુબ ખેંચાતાણીને કહાડવું—વાપરવું.

અતિશ સહજ રૂડા લાભ એથી મળે રે;
ઉંચું સત[1] સુખ આવે, દુ:ખ આઘાં પળે[2] રે.—૧.
ગરમ ગરમ રહેવું રાત દહાડો સુરંગે;
તન મન સુપ્રસેવો સેવવો તે ઉમંગે;
ઉદ્યિમ ફળ રૂપી વાયુની લ્હેર અંગે;
મિઠિ શિત પછિ વાએ તે પ્રસેવે સુખંગે.—૨[3].
હરખ હરખ વ્યાપે આધિનો[4] જોશ હર્ત્તા;
કસરત થકિ આવે વીર્ય[5] જે પુષ્ટિ કર્ત્તા;
ઉલટ ઉલટ આવી કાર્ય રૂડાં કરાએ;
વળિ નવિ નવિ સૂઝે યુક્તિ જેથી તરાએ.—૩.
કદિ ફળ નવ થાએ, વ્હેલું, તો મોડું નક્કી;
ન મળિ કદિ સમૃદ્ધી, ભાંય[6] તો થાય પક્કી;

---

૧.—સત્ય; શ્રેષ્ઠ. ૨.—જતાં રહે.

૩.—ઉદ્યમને સુરંગે એટલે સારે રંગે, અથવા ઉદ્યમની સુરંગ ફોડવામાં રાત દાહાડો મચી રહીને ગરમ ગરમ રેહેવું, અને એવી રીતે તનની તથા મનની કસરત કરતાં કરતાં પરસેવાના જોભા છુટે તોપણ ઉદ્યમમાં ઉમંગથી વળગ્યાંજ રેહેવું; એવી રીતે તન તથા મનના ઉદ્યમને વિષે જો નિરંતર મચ્યાં રેહેવાય, તો પછી એ કસરતથી જે પરસેવો થયો હોય, તે પરસેવાના ઉપર ઉદ્યમનાં ફળ—લાભ રૂપી વાયુની જે થંડી અને મીઠી લ્હેર આવેછે તે અલૌકિક રીતનું અવાચ્ય—વાણીથી વર્ણી ન શકાય તેવા પ્રકારનું સુખ આપણને આપેછે. અને એ પ્રમાણે આપણા પરિશ્રમનો બદલો એવી રીતે વાળી આપેછે કે તેથી કરીને તે કરતાં શત ગણો શ્રમ તથા પરસેવો કબુલ કરવાને આપણને હોંસ તથા કોડ ઉપજેછે!

૪.—એ હરખ એવો છે કે તે આધિ ક્હેતાં મનનાં ગમે એવાં જોરાવર દર્દ હોય તો તેને તરત મટાવી દેછે. ૫.—ધાતુ—સત્વ—શક્તિ—કૌવત—એ કસરતે કરીને આવેછે—અને પછી એ શક્તિ આવીને તન તથા મનને ઉત્તેજન આપીને તેની ચ્હડતી કળા કરેછે.

૬.—ઉદ્યમનું ફળ કદાચ તરતનું તરત ન થતું જણાય, તોપણ તે કોઈ કાળે મોડું પણ થાજ થાય, અને એમ કરતાં એ ઉદ્યમનાં ખેતરની જમીન ખોદતાં ખોદતાં અને ખોળતાં ખોળતાં તેમાંથી કદાચ ધારેલી દોલતનો ચરૂ હાથ ન લાગે, તોપણ એ જમીન એવી રીતે સારી પેઠે ખેડાઈ, એટલે તેમાં પાક બહુ સારો અને પુષ્કળ થવાનો એ વાતમાં તો સંશયજ નહી!

શુણ શું શું ભણું હૂં તે, ઉદ્યમે શૂં ન થાએ?
સુખ સમૃદ્ધિ ગએલાં સ્હેજ પાછાં પમાએ.—૪.
સુસતિથિ સહુ થાતો ફોક ઉદ્યમ કીધો;
તક લહિ રિપુ જાતો મારિ છાપો ન બીધો;[1]
સુસતિથિ કરવાનૂં સીધું તે ના કરાએ;
સુસતિથિ પણ[2] લીધૂં તે ન રૂડૂં પળાએ.—૫.
સુસતિ કરમ ભાળી રેહ બ્હો ભારમાં[3] રે;
કિમતિ વખત જાતો મંદ વીચારમાં રે;
છુપું છુપું છુપું ઘાલે લાકડૂં સુસ્તિ યાર;
ત્યમ સુખ આઘૂં જાય જોઈ ન ઠાર.[4]—૬.
તન-બળ મન-બુદ્ધી યુક્તિ સર્વે ભુલાવે;
સુસતિ ભુખરુ પેટે નીચ. દાસત્વ[5] લાવે;
કટઈ જઈ પછી તે નીજ તેજે ન આવે;
ખઈ ખઈ ખરિ જાએં, કાપવેં કેમ ફાવે?—૭.
હજિ[7] દુખ પડશે શૂં—એમ વીચારિ રહેતાં;

---

૧.—આપણે સુસ્તીમાં પડેલા હોઇયે તેવો લાગ જોઇને આપણો જે શત્રુ હોય તે કશી બ્હીક રાખ્યા વગર આપણા ઉપર ઓચિંતો હુમલો કરીને આપણને હાથ મારી જાયછે. ૨.—પ્રતિજ્ઞા;—લીધેલું વચન.
૩.—ભારેખમપણાંમાં—માનમાં—મમતમાં. જે નસીબમાં લખ્યું હશે તે થાશે એમ કહીને સુસ્તી માનમાં—અને ઉદ્યમ નજ કરવો એવા મમતમાં રહેછે. ૪.—ઠામ—જગા.—તન અને મનને વિષે જેમ જેમ સુસ્તી પોતાનું લાકડું ધીમે ધીમે બેમાલુમ રીતે ઘાલતી જાયછે, અને પગપેસારો કરી જગા રોકતી જાયછે, તેમ તેમ સુખ પોતાને રેહેવાની જગાની તંગાસ અને સમાસની અડચણ જોઈને પોતે આઘું—દુર ખસતું જાયછે!
૫.—સેવા; ચાકરી; પરતંત્રતા. ૬.—પછી એ તન-બળ, મન-બુદ્ધિ, યુક્તિ. એ સઘળું એવી રીતે કટાઇ જાયછે. અને તેનું પોતાનું જે આગલું તેજ તે ફરી પાછું આવતું નથી—જે લોઢું કાટથી ખવાઈ જઈને ખરી જવા જેવું થઇ ગયું હોય તે પછી કોઇ બીજી વસ્તુને કેમ કરીને કાપી શકે? ૭.—જે દુખ પડવાનાં હતાં તે પડી ચુકાં છે—હવે હજી બીજાં દુખ શું પડવાનાં છે?—એમ.

ભય બહુ અણચિંત્યાં[1] આવતાં દુઃખ દેતાં;
ફરિ વળિ દસ દીશો રીપુ જ્યાં ધુરકાવે;
શ્રમ પછિ નજ[2] ફાવે, યુક્તિ ત્યાં શી ચલાવે?–૮.

અરરરરરર હિંદૂ–ભાઇયો કેમ છેક;
સુસતિથિં પડિ રહ્યા છો, આગલો ભૂલિ ટેક;
હક નિજ ક્રયમ ભૂલી, દો મુકી છે છતા જે;
ભિખ ભિખવિ પડે છે, દાન[3] દેતા હતા જે.–૯.

શરમ શરમ લોકો, સંપનો સંગ મૂક્યો;
કુસંપ પુળિ લગાડી, ઇરષા વાયુ ફૂંક્યો[4];
ટુંકિ સમજથિ ભૂલી ભાન રહ્યા ઊંધું કીધું;
હડિ યુકતિ ન જાણી સંધું ગૂમાવિ દીધું.–૧૦.

સરવસ ગયું ને આ ઊલટો ભાર શીર;
ધિક ધિક ડરિ રહેવું, જગતમાં કહાવિ વીર;
રુડિ શુભ છુટ વસ્તૂ છે શિ તેના પિછાનો;
પરવશ પડિ રહીને સુસ્તિમાં મોજ માણો!–૧૧.

પુરવ યશ સ્મરીને સુસ્તિથી જાગિ ઊઠો;
નહિંતર રહ્યું[5] જાશે, ને થશે સ્તંભ[6] જૂઠો;

---

૧.–આગાઉ જે જણાયલાં નહીં, અને જેને વિષે કદી સંભવ પણ રાખવામાં આવેલો નહીં, એવાં અનેક રીતનાં ભય, ચારે પાસથી અકસ્માત્ આવીને ઉભાં રહે છે.

૨.–આગ લાગે તે વેળા કુવો ખોદવા જવા જેવાં પ્રયત્ન અને શ્રમ પછી તે ઠેકાણે નજ ચાલી શકે!

૩.–પૂર્વે આર્ય દેશ બીજા દેશોને અનેક રીતનાં દાન આપતો હતો તે હાલમાં બીજા દેશો પાસે અનેક રીતની ભીખ માગતો થયો છે, તેનું એક દૃષ્ટાંત આ કે જ્યારે આર્યભૂમિને વિષે સંસ્કૃત ભાષા વ્યવહારિક ભાષા હતી ત્યારે અનેક વિદ્યાના ગ્રંથો સંસ્કૃત ભાષામાં જે લખાયલા તે અદ્યાપિ બીજા દેશના લોકોને ઉપયોગી થઇ પડે છે–હવે એનું નામ આપણા પૂર્વજોએ દાન દીધેલાં છે એમજ કહેવાય, અને આપણે તો હાલમાં એ વિદ્યાની તેમજ અનેક રીતની બાબતમાં ભીખ માગતા થયા છઇયે એ ઉઘાડુંજ છે.

૪.–કુસંપ રૂપી ઘાસની પુળી સળગાવી મુકીને તેના ઉપર વળી પાછો ઇર્ષા–અદેખાઈ રૂપી વિંજણા વતે વીંજીને વા–પવન નાખ્યો!

૫.–સત્વ-દૈવત–કસ–સંભવિતપણું–જે કંઇ રહ્યું હોય તે.

૬.–આર્યભૂમિના પૂર્વના યશ રૂપી સ્તંભ–કીર્તિનો થાંભલો.

પ્રથમ નિજ નિહાળી શક્તિ, યુક્તી વિચારો ;
તન મન ધન સ્થીતી, મંદ રીતી સુધારો.—૧૨.
હજિ સમય રુડો છે, હોય અભિમાન આજ;
પણ સમય પળેછે[1] મારવા સુસ્તિમાંજ ;
ધિક ધિક ધિક રહેવૂં, ને વળી ધર્મ કહેવો ;
શૂરવિર—વટ ખોવો, કીર્તિને ડાઘ દેવો.—૧૩.
તન—બળ સુસતીમાં, મંનનૂં ગેરવાટે[2] ;
ગયું સહુ બળ આણો સાધને સિધિ વાટે ;
ઉઠિ ધિમિ યુકતીથી સંપનો પાણિ રહેવો ;
પછિ ઝટ ધસિ સાંમે પાણિ દેખાડિ દેવો.—૧૪.
શુકન શુકન દીસે, દેશિયો કૂચ લો રે ;
જિતિ રિપુ ડુબતી તે કીર્તિને તારિ દો રે ;
પછિ ફળ શુભ ચાખો રખિને સાવધાની ;
વિજય વિજય થૈ રહે, મંદતા રેહ છાની[3].—૧૫.

---

## પ્રબોધ પચ્ચીસી.

(વૃત્ત—કુંડલિયા.)

હરદમ હાક પુકારહૂં, સુણે ન કો મુજ વાત ;
દર્દે ગર્દે[4] હૂં મર્દ છું, જોઈ જનાની જાત ;
જોઈ જનાની જાત, રાત દિન કરુ અંદેશા ;
કોનિ કને કરૂ વાત, મોકલૂં ક્યાં સંદેશા ;
પ્રભાત ઉઠતાં નિત્ય, ચિત્તમાં એજ વિચારૂં ;
આર્યપ્રજા છે પિડિત, હાક હરદમ પોકારૂં.—૧.
કેળવણીથી બહુ શિખ્યા, ભલે થયા વિદ્વાન ;
મેળવણીમાં[5] છે ભિખ્યા, અવળૂં દિસે સુકાન[6] !

---

૧.—જતો રહેછે—વહી જાયછે. ૨.—આડે—ઊંધે—અઘટિત રસ્તે. ૩.—બોલતી ચૂપ રહે ! ૪.—દર્દમાં ગરકાવ—ડુબેલો—મસ્ત. ૫.—પ્રાપ્તિમાં ; અથવા રસાયન વિધિમાં. ૬.—ઉદ્યમ રૂપી વ્હાણનું.

અવળું દિસે સુકાન, ભાન ઉદ્દેશ ભુલ્યાછે;
ઝુરેછ હિંદુસ્તાન, સ્વાર્થ—મૃગજળે ફુલ્યાછે!
ઈર્ષા અને કુસંપ, દિસેછે વધતાં તીખાં;
દાસત્વે ગણિ ઝંપ, શિખી સહુ એ છે શીખ્યા!—૨.
દૃષ્ટી દીસે લોકની, ઉલટી સંકોચાઈ;
દીર્ઘ દૃષ્ટિ કદિ કોકની, લહે ન બાઈ ભાઈ;
લહે ન બાઈ ભાઈ, છોકરાં રમતાં રમતો[1];
કસરત દિસે ન ક્યાંઈ, મસ્તિની[2] લહે ન ગમતો;
જંગ—વાવ ત્યાં શાન્તિ, માઇકાંકલિ જ્યાં સૃષ્ટી;
પુરુષો દિસે જનાનિ, દીર્ઘ ત્યાં કેવી દૃષ્ટી!—૩.
દશા બુરી તો છે બહૂ, પણ મુકાયે ક્યમ નેમ;
અલ્પ દૃષ્ટિના જન સહૂ, વિચાર કરતા એમ;
વિચાર કરતા એમ, કેમ કરિ બનિયે ઘેલા;
ઘેલાઈમાં નહિં ક્ષેમ, રહેમમાં ઠીક રહેલા;
જે છે તે છે ઠીક[3], વિચારો એવા જ્યાંલગિ;
બમણી વાધે બીક, દશા સુધરે નજ ત્યાંલગિ.—૪.
જ્યાંલગિ પુરુષ ભણી સહૂ, નોકર થાવા ચ્હાય;
ત્યાંલગિ પુરુષાર્થી ન કહૂં, જનાનિ જાત જણાય;
જનાનિ જાત જણાય, અરે પાવે લહું સંધા;
નોકરિ કરવા ચ્હાય, આર્ય કુળના મુકિ ધંધા;
આર્ય—દશા નહિં ફરે, વિજય કહુંછૂં ડંકો કરિ;
બ્રાહ્મણ ક્ષત્રી આદિ, જ્યાંલગી કરશો નોકરિ!—૫.
ક્ષત્રી ને રજપૂતનાં, શુદ્ધ વીર્ય નથિ આજ;

---

૧.—બાળકને જેમ બાઉની લાલચ મળી, કે તરત ભાઈ સઘળી વાતનું દુખ વિસરી જઈને જેમ સમજાવ્યાં હોય તેમ સમજી જઈને તેઓ રમતમાં પડી જાયછે, તેમ મ્હોટાં રમેછે.

૨.—ઉદ્યમનીજ ધુન લાગી રહી હોય તેવા રંગમાં ચકચૂર બની રહેવામાં જે મઝા—આનંદ—હહેજત—ગંમત પડેછે તે.

૩.—જે ચાલેછે તે ઠીકજ છે.

વીર્ય જણાએ દૂતનાં[1], નહિંતર મૂકી રાજ;—
નહિંતર મૂકી રાજ, આજ સેવા શૂં જાચે?
નફ્ફટ[2] નોકરિમાંજ, મચી રહિને શૂં રાચે?
બ્રાહ્મણ પણ નહિં શુદ્ધ, બુદ્ધિ તેની બગડી છે;
તજિ જ્યારે નિજ[3] ધર્મ, ગણે નોકરિ નગદી[4] છે!—૬.
હિતશત્રુ[5] છે નોકરી, હિંદુદેશની હાલ;
શિખિને કરશે છોકરી, નોકરિ જોજો કાલ;
નોકરિ જોજો કાલ, સ્ત્રિઓ સહુ કરશે કોડે;
ત્યારે પછિ હેવાલ, બુરા બન્નેના[6] જોડે;
નારી કહેશે આમ,—"કામ નર કર તૂં ઘરનૂં;
"હૂં રળિ લાવૂં દામ, કામ કરિને નોકરનૂં!"—૭.
નાર ચહડી અધિકારપર, ઉપરીનૂં કરિ કામ;
હાથ તળે જે નર હશે, તેને કહેશે આમ;—
તેને કહેશે આમ,—"કામ કર જા તૂં ઘરનૂં;
"નરનૂં હવે ન કામ, કામ નારી નોકરનૂં!!"
તોય ન નરનૂં મન, ઉતરશે નોકરિપરથી;
થયા વિનાં શાસન[7], મુકાય ન નોકરિ નરથી!—૮.
તન મન વિદ્યા બુદ્ધિ બળ, ગમાવિ મિથ્યા રોજ;

૧.—ખવાસ—સંદેસા પોહોંચાડનારાઓનાં.
૨.—કહેવત છે કે ઉત્તમ ખેતી.—એટલે ખેતર ખેડવું તે નહીં—પરંતુ વિદ્યાભ્યાસ કરીને મન રૂપી ક્ષેત્રને ખેડીને તેની કેળવણી કરીને તેમાં બ્રહ્મજ્ઞાનનાં બી વાવવાં તે; મધ્યમ વ્યાપાર,—એટલે કાપડ સુતર વિગેરે માલ વેચવા ખરીદવાનોજ એકલો વેપાર કરવો તે નહીં—પરંતુ—ગૃહસ્થાશ્રમના તમામ ધર્મનો વ્યવહાર કરવો તે—તેમાં પછી પેલાં ખેતર—પૃથ્વિ ખેડવાની ક્રિયાનો પણ સમાસ થાય; નફ્ફટ ચાકરી,—પછી તે ગમે તેટલા પગારની કે ગમે એવા હોદ્દાની હોય તોપણ તે નફ્ફટજ હોય; અને નિદાન તેજ ભીખ;—એવી એ જે નફ્ફટ ચાકરી તેનેજ વિષે.
૩.—બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને ઉદ્દેશે વેદને વિષે જે કહેલાછે તે પોતાના વેદોક્ત ધર્મ.
૪.—બેહ—સહુથી સારો કિંમતી ગણાયલો માલ—સોનું.
૫.—ઉપલું હિત બતાવીને શત્રુની ગરજ સારનારી.
૬.—પુરૂષ અને સ્ત્રી એ બેહુના.
૭.—શિક્ષા—સજા—બરતરફી.

લોક ભવિષ્ય ન ભાળતા, હાલ બન્યાછે રોગ;
હાલ બન્યાછે રોગ, સવાલ ન સુઝતો સૂધો;
લાભ દેશને શોધ, સ્વાર્થને કરતા ઊંધો;
અરે જીભ કરડાય, દાંત નીચે આવીને;
વર્તમાન નર્વ રડું, રડુંછૂં હું ભાવીને!–૯.
હડા હડા સહુ દેશિ મુજ, બન્યા એદિ શૂં છેક?
કેમ ત્હમારી આવિ સુઝ, શૂં નહિં રાખો ટેક?
શૂં નહિં રાખો ટેક, નીચ સેવાથિજ મ્હોશો?
વિસરી સર્વ વિવેક, સ્વાર્થને અવળો[1] જોશો?
મ્હોટો એજ અનર્થ, પડી ગઇ નોકરિઆદત;
હડા, કરો ખુબ ગોહાર, નથી નજીવી એ બાબત!!!–૧૦.
વિદ્યા ભણવી તેહનો, એકજ[2] શૂં ઉદેશ?
વાંક કહાડું હૂં કાહનો, બિગડ્યો બાધો દેશ;
બિગડ્યો બાધો દેશ, પ્રવાહ ગાડરિયે ચાલે;
સ્વદેશ સેવા એશ, લેશ કો નવ લે ખ્યાલે;
ન લહી ઊંડા મર્મ, આર્ય કુળ ધર્મ વિસારી;
ગ્રહે નોકરી–કર્મ, થાયછે દેશ ભિખારી!–૧૧.
હિતશત્રૂ છે નોકરી, કહુંછૂં બીજી વાર;
ન ગણો એને છોકરી[3], સબળી[4] અબળા નાર;
સબળી અબળા નાર, પમાડે મોહ પ્રજાને;
દેતી દિસે પગાર, ઉધારી દેશ–ખજાને;
ઉપલૂં દાખે હીત, ચિતમાં સહુ જન ચેતજો;
ચુસે ભિતરનૂં વિત્ત, રિત નારિનિ એ, લ્હે તજો!–૧૨.
હૂંજ એકલો કદિ તજૂં, તેણે થાય શું કામ?

---

૧.–હસ્તીના ડાબા કાનની પેઠે એ સ્વાર્થ રૂપી તખતાને આડો–ઊંધો પકડીને જુવોછો, ને પછી તેમાં જે દેખાયછે તે સ્વાર્થજ છે એમ શું માનોછો? ૨.–ભણીને નોકરી કરવી એજ એકલો.

૩.–કુમળી–નિર્દોષ–ગરીબ–નિરુપદ્રવી બાળકી જેવી.

૪.–સ્રી ચરિત્રને વિષે પૂરી બાઝંડી અને જાજવલ્યમાન એવી.

મુજ એકલનું શું ગજું, સર્વ વિચારે આમ;
સર્વ વિચારે આમ, ગામ સહુનો મત એવો ;
ધરે કોણ પછિ હામ, મામલો એ તે કેવો ?!
ધિઃક અરે નિજ ધામ, આમ બિગડેછ મમતમાં ;
હુંસાતુંસીમાં જામ, તમામ વહેછ રમતમાં!–૧૩.
રાત્ર દિવસ ચિંતવન[1] કરી, નોકરિનું લો નામ ;
કોણ આવિ ત્યાં પછિ કરે, સ્વદેશનાં જે કામ?
સ્વદેશનાં જે કામ, હીત જે વિષે પ્રજાનાં ;
પડી રહ્યાંછ તમામ, અધૂરાં તે કરવાનાં ;
ખરે કહુંછૂં લોક, એક મુકીને રોશો ;
તકસર જો હજિ ત્હમે, ચેતિ નિજ સ્થિતિ નહિં જોશો !–૧૪.
ધર્મ રુઢી[2] સંબંધિ જે, અનેક રિતુના વ્હેમ ;
અનેક અડચણ બંધિ તે, હજિ ન સુધારો કેમ ?
હજિ ન સુધારો કેમ, એમ સુધરે શૂં મેળે ?
બિગડે ઉલટાં તેમ, જેમ વેળા જતિ એળે[3] ;
રખે ધારતા રહેમ, કાળ વળિ કરશે જ્યારે ;
વિનાં પરિશ્રમ એમ[4], દશા સૂધરશે ત્યારે!!–૧૫.
વિચાર કરતાં વર્ષ તો, વારિ[5] પડે વહિ જાય ;
સૂધારો તો છે સુતો, જાગૃત તે ન જણાય !
જાગૃત તે ન જણાય, આગ્રહ[6] તજિ ઉંઘતો દીસે ;

---

૧.–રાત્રે કે દિવશે, સુતાં, બેસતાં, ઊઠતાં, એકાંત ગૃહને વિષે, ન્હાતાં, ખાતાં, રસ્તે જતાં આવતાં, એના એજ વિચાર અને જેની તેની સાથે એની એજ વાત કરોછો, અને તેમ કરવામાં વળી મિથ્યા મ્હોટાઇ માનોછો!
૨.–વ્યવહારમાં ચાલતી આવેલી રીતો–ભાત જાતના વહિવટ–ધારાઓ. ૩.–નકામી–મિથ્યા–ફોકટ.
૪.–પ્રયત્ન કીધા વગર અને મ્હેનત લીધા વગર સુસ્ત બની જઈને, હાથ પગ જોડીને, બેસી સુઈ રહીને, એવી રીતે અનુકુળ વખતની વાટ જોયાં કરવાથી. ૫.–પાણીના પ્રવાહની પેઠે.
૬.–આર્યભૂમિમાંથી વ્હેમ જવનને જ્યારે ત્યારે પણ ન્હસાડ્યા વગર નજ રેહેવું, એવો જે આગ્રહ એ સુધારાએ એક વાર પોતાના મનને વિષે રાખ્યો હતો, તે આગ્રહ હવે મુકી દઇને.

વખત વેગિ[1] વહિ જાય, વ્હેમની સ્વારિ અસીસે[2];
બહુરૂપીને વેશ, તાકતો હલ્લો કરવા;
ઉઠો, સમાલો દેશ, જવન ઘેરાથિ[3] ઉગરવા !—૧૬.
ઝુમી રહ્યોછે ઓસિસે ઘેરિ લઈ દસ દીશ;
તાકેછે વધતે[4] રિસે, વેરી કેરૂં શીષ[5];
વેરી કેરૂં શીષ, ટાંપિને તે છે જોતો;
પાડિ સુધારો ચીસ, કાંપિને[6] રહેશે રોતો;
ઉઠો ઉઠો સહુ લોક, જગાડો સૂધારાને;
થઈ સહુ એક થોક,[7] ભગાડો લૂંટારાને !—૧૭.
વ્હેમ લૂંટતો દેશને, પુછશો જો વળિ કેમ;
સુણો, તપાસો વેશને, બહુરૂપી છે તેમ;
બહુરૂપી છે તેમ, રહેમનૂં રૂપ બતાવે!
તેમાં ગણાછ ક્ષેમ, તેમ તે વધતો ફાવે !
કહો એ તો વેરિ, ઝેરિ છે જાત જવનની !
સૂધારાને ઘેરિ, પેરવી[8] કરે પવનની !!—૧૮.
પવનરુપે એ બહુરુપી, જ્યાં ત્યાં કરે પસાર ![9]

---

૧.—ઉતાવળો.  ૨.—સુતેલા સુધારાના માથાં તળેનાં ઓસીકાંની છેક લગોલગ—તેના માથા ઉપર.

૩.—વ્હેમ જવને જે ઘેરો ઘાલ્યોછે તે ઘેરાથી; અથવા મદમદિરાના કેફને લીધે જેની આંખ ઘેરા રંગની બનેલીછે, અને જેના ચેહેરાનો તથા પોશાકનો રંગ પણ ઘેરો આસમાની છે, એવા ઘેરા રંગના વ્હેમ જવનથી.

૪.—પૂર્વે જે સુધારાએ એ વ્હેમ જવનને થોડો ઘણો મારી હઠાવીને દુર હાંકી કહાડેલો તે વાતનું વેર લેવાને સારૂ હવે એ વધારે ક્રોધના આવેશમાં આવી જઈને તથા ધુરકીને લાગ તાકેછે.

૫.—સુધારાનું મસ્તક ( છેદવાને ).

૬.—પોતાને જખમ થયા પછી પાછળથી જ્યારે એ સુધારો જાગી ઉઠશે, ત્યારે વ્હેમ જવન તો જખમ કરીને તરત એ સુધારાની પાસેથી આઘો ખસી જઈને સંતાઈ રહ્યો હશે, તે એ સુધારાના હાથમાં પછી આવનાર નથી, તેથી સુધારો પોતાનાં મસ્તક ઉપર પડેલાં જખમની વેદનાથી વ્યાકુળ થઈને કાંપતો અને પોતાની ઊંઘને માટે માત્ર પછી પસ્તાતો તથા રડતો રેહેશે.  ૭.—એક જથે—એક ટોળે.

૮.—જુગતી.  ૯.—પ્રવેશ કરવો—દાખલ થવું તે; અથવા

પેસે મનમાં રહિ છુપો, બેમાલુમ બહુ વાર !
બેમાલુમ બહુ વાર, ખારથી[1] કરતો ખ્વારી[2];
ન લહે કો નર નાર, ખોતરે ફૂંકો[3] મારી !!
નોળિ કરમ કરનાર, ધરિલો એવા ચોરને ;
આર્યભૂમિ મોઝાર, હરિલો એના તોરને !–૧૯.
દોર[4] ત્હમારો આગલો, સ્મરી પૂર્વ યશ ટેક[5];
ધરિ હિંમત પગલાં ભરો, બનો ન બ્હીકણ્ છેક ;
બનો ન બ્હીકણ્ છેક, એક દિન નિશ્ચે મરવૂં ;
રણમાં મરવૂં એજ, વિવેક જોતાં તરવૂં[6] !
કાયા માયા તજી, સજીલો સહુ હથિયારો ;
રણશિંગૂં રહ્યું બજી[7], ઉઠો, શું જુઓ, લલકારો !–૨૦.
જ્યમ ઘનઘોર[8] ગગન વિષે, ગુડે તડિત ઝબકાર ;
ધસો શત્રુપર ત્યમ ગિસે, કરી શસ્ત્ર ચમકાર ;
કરી શસ્ત્ર ચમકાર, જંગના રંગ મચાવો ;
તજી મરણ–દરકાર, કીર્તિનો કોટ બચાવો ;
વ્હેમ જીવનને ઠાર, કરો, શું જુઓ, આ ઠારે ;
ઘણા દિવશનો ખાર, દુષ્ટપર લો આ વારે !–૨૧.
જોવૂં કૈં મૂહૂર્તને, તુર્ત ધરી તરવાર ;
પટકો પકડી ધૂર્તને, રગડી મારો માર ;
રગડી મારો માર, ચલાવો તોપ–ધડાકા ;

---

અહીંથી તહીં અને તહીંથી અહીં પસાર ફરવા–ફેરા ફરવા તે.

૧.–અદાવતથી–વેરથી ; અથવા સમુદ્રનાં પાણીમાં જેવો ખાર રહેલોછે તેવો એ વ્હેમને વિષે રહેલોછે તે ખારથી.

૨.–નુકસાન–હેરાન કરેછે. ૩.—ઉંદરની પેઠે.

૪.–પ્રતાપ–ભવ્યપણું. ૫.–આગલી કીર્તિ–નામ.

૬.–સુયશ રૂપી સાગરમાં તરવું. ૭.–વાગી રહેલુંછે.

૮.–જેમ અંધરાયલાં આકાશને વિષે પ્રથમ વિજળીનો ઝબકારો થઇને પછી ગર્જનાનો ગડગડાટ થાયછે, તેમજ પ્રથમ તમારાં શસ્ત્રનો ચમકારો તમારા શત્રુઉપર કરીને પછી એકદમ યુદ્ધ–હાકની લલકાર કરીને તેના ઉપર જોશભેર ધસીને તુટી પડો.

કરી યુદ્ધ-પોકાર, ભયંકર કરશે ભડાકા;
આર્યસિંહ ઝટ જેથિ, ગર્જના કરી તડુકશે;
જવન ભાગશે ભેથિ, ગર્વ પોતાનો મુકશે!-૨૨.
મુકશે કુડો[1] આર્યનો, વ્હેમ જવન જવ એમ;
નેમ સૂઝશે કાર્યનો, ક્ષેમ પ્રજાનૂં તેમ;
ક્ષેમ પ્રજાનૂં તેમ, પ્રતીદિને વૃદ્ધી પામી;
વધશે પરસ્પર પ્રેમ, સુધરશે સઘળી ખામી;
વિધવાપર તવ રહેમ, થવામાં ઢિલ નહિં થાશે;
અનેક બંધી એમ, તડોતડ તૂટી જાશે!-૨૩.
તુટશે પ્રતિબંધો સહૂ, બહુધા આપોઆપ;
કયમકે સહુ જનને બહૂ, પડેછ રહેવું અમાપ;
પડેછ રહેવું અમાપ, તેથિ ઝટ ચેતી જાશે;
સમજી સમય[2]-પ્રતાપ, હવે સામા નહિં થાશે;
પડિ અંતરમાં[3] છાપ, શિક્ષા થઈછે સર્વને;
વિચારિ અનુભવ આપ, મુકિ દેશે નિજ ગર્વને!-૨૪.
અવસર એવો ધારિને, જય બોલો અવિનાશ;
જે પિડ સકળ નિવારિને, પુરે સર્વની આશ;
પુરે સર્વની આશ, પાશમાંથી છોડાવે;
થાય દાસ ઉલ્લાસ, ખાસ ગુણ ગાતાં ભાવે;
આર્ય પ્રજાનો દાસ, દાસ વળિ છઉં અવિનાશી[4]!
આત્મજ્ઞાનમાં વાસ, વિજય કવિનો આકાશી!!-૨૫.

---

૧.-પૂઠ-પીછો-ખ્યાલ.
૨.-વખત ફરી ગયલો છે, તે પ્રમાણે કેટલીએક રૂઢીઓમાં પણ તેને અનુસરીને ફેરફાર થવાની જરૂર છે, એમ હવે સહુ સમજ્યાંછે; અને વળી વખતનું બળ એવું છે કે તેની આગળ કોઈનું કંઈ ચાલવાનુંજ નથી એમ હવે સહુની ખાત્રી થઈ ચુકેલીછે, માટે હવે કોઈ સામા નહીં થાય.
૩.-પોતાના જાતના અનુભવથી સહુને મનમાં ઊંડી છાપ પડીને નસિહત લાગેલીછે.
૪.-અવિનાશી પ્રભુનો દાસ છઉં-અથવા જેનો આત્મા અવિનાશી છે એવો દાસ છઉં.

## સારાં કામ કરનારને ઉત્તેજન.

(કવિત.)

સજ્જન સ્હી સારાં કામ કરો પ્રીતે રાખી હામ,
દૂનિયાં તો દામ અને સ્વારથની સંગી છે;
ગમાર પગાર લાવે માન દે તેને બોલાવે,
ભણ્યો જો ન લાવે ભાવે કહેશે એ બેઢંગી છે;
માથે લેયે મ્હોટાં કાજ ફાવ્યા તો કહેશે શાબાસ,
જો ન કદિ ફાવ્યા તેમાં કહેશે એ તો ભંગી છે;
વિજય રહી વિવેક કરવું સારૂં લાગે તે,
એ તો બાકી કહે ગમે તે દૂનિયાં દોરંગી છે!—૧.

---

## શ્રીમંતોની મિથ્યા મ્હોટાઇ વિષે.

(લાવણી.)

જગત વિષે જે જનમ ધરીને જથાર્થ હેતૂ જાણેછે;
પરનાં કાર્યો આદરવા વિણ અવર ન વાત વખાણેછે;
એજ ખરો ઉદ્દેશ જગતમાં બીજા સર્વ લહો ખોટા;
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૧.
લોભ તણો નહિં થોભ જેહની તૃષ્ણાનો ન મળે કાંઠો;
સંચય કરિ ધન ભેગું કરે પરિણામ વિચારે નહિં માઠો[1];
ચંચળ લક્ષ્મી રહે ન સાચવી અણચિંત્યા આવે ટોટા;
શ્રીમંતો નિજ ધર્મ લહ્યાં વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૨.
વાત કદી પરમાર્થ તણી કો કરે, ધરે ન કશી કાને;
નિશદિન કેવળ સ્વાર્થ-વાત કરિ પુરુષારથ મ્હોટૂં માને;
મન જેનાં મ્હોટાં નહિં એવા જન જાણો સહુથી છોટા;

---

૧.— પૈસાને જો ધર્મને મારગે ન વાવર્યો તો પછી અંતે તેનો પરિણામ માઠોજ નિપજે— પૈસો એ પાપનું મૂળ છે—વેળાએ એ પૈસાને લીધેજ પોતાની હાનિ થાય, તે વેળા પૈસામાંનો પૈસામાં જીવ ભરાઇ રહીને પોતાના આત્માની અસદ્ગતિ થાય; ને પછી પાછળથી તે પૈસો ગમે તેને હાથે-ગમે તેવે કુમારગે વપરાય!

શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૩.
વિદ્વાનોને ઉત્તેજન દઈ વિદ્યાની વૃદ્ધી કરવા;
કળા હુનરની કદર જાણુજે બેહદ જેઓ એપરવા;
કીર્તી લોભે ખરચે ધન બદલામાં ખિતાબ તાળોટા !
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૪.
નિરાશ્રિતોને આશ્રય દેવો એજ ધર્મ ધનવંતોનો;
વળિ કરવો સત્કાર નમ્ર થઈ ગુણિજન સાધૂ સંતોનો;
ગુમાન રાખી ગૌરવ તણું નવ સુંઘવા વિષય તણા ગોટા;
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૫.
પૈસો દઈ પ્રભુ કરે પરિક્ષા શિક્ષા દેવા એ સ્થિતિમાં;
કે કેવો ઉપયોગ કરેછે છકેછ કે રહેછે નતિમાં !
પિંડ પોષિ પરમાર્થ ન જાણ્યો તો પડશે શિરપર સોટા !
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૬.
વડિલોપાર્જિત[1] કે કદિ હોએ આત્મોપાર્જિત[2] ધન તોએ;
લક્ષ્મી નહિં પુરુષારથ—લક્ષણ, વિદ્યા ગુણ તે નવ જોએ;
મૂરખને તે મળે મલપતી, હરતી કવિજનના લોટા !
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૭.
સ્વદેશનૂં હિત ઇચ્છિ અહોનિશ યશનાં કાર્ય રુડાં કરવાં;
દેશીઓનાં દુખ જે જે દિલ દાઝ ધરી તે તે હરવાં;
વિજય જન્મ કહું તોજ કૃતારથ[3] બાકી બીજા પરપોટા !
શ્રીમંતો નિજ ધર્મ લહ્યા વણ મનાયછે મિથ્યા મ્હોટા.—૮.

---

## સજ્જન મનુષ્ય કોને કેહેવું તેનાં લક્ષણ.

(પદ—રાગ ધનાસરી.)

તે જન સજ્જન ખરે, જગતમાં, તે જન સજ્જન ખરે.—ટેક.
જેને સહુ જન સરખે ભાવે, ભલું ગણિ હૃદયે ધરે.—જગતમાં, તે જન૦—૧.
જેહ પ્રથમ મત જુદે વલોવઇ, અંતે નવનિત[4] ઠરે.—જગતમાં, તે જન૦—૨.

---

૧.— બાપદાદાઓનું મેળવેલું. ૨.— પોતાનાં પ્રારબ્ધ યોગે પોતાને મળેલું. ૩.— સાર્થક—સફળ.
૪.—માખણ.—જે મનુષ્યને વિષે પેહેલાં સહુ લોકોના અભિપ્રાય જુદા

જેનિ વર્તણુક વિવેકિ ન્યાયી, કબુલ કસોટી[1] કરે.—જગતમાં, તે જન૦—૩.
બાઇ ભાઇ રહે સ્હાઇ જેહને, મિલનસારિ તાંતરે.[2]—જગતમાં, તે જ૦—૪.
ભાન્ડુ પડે સહુને જે સ્હાએ, દયા કુસમજ્ઞનિ[3] ધરે.—જગતમાં, તે જ૦—૫.
સુધે માર્ગ મુકવવા જેનો, મથિ[4] રિપુ[5] પાછા ફરે.—જગતમાં, તે જ૦—૬.
સુધો સુખદ અનુભવથી લહિ જે, સદ્ય[6] વૃક્ર[7] પરહરે.—જગતમાં, તે જ૦—૭.
પુસ્તક જગ વ્યવહાર જોઇ જે, સમાધાનિ[8] આદરે.—જગતમાં, તે જ૦—૮.
ધીર વીર ગભરાય ફુલાય ન, પડતિ ચ્હડતિ વાસરે,[9]—જગતમાં, તે૦—૯.
સત સંતોષ પ્રભૂ-પ્રિતિ જન-પ્રિતિ, એથી[10] જે ભવ તરે.—જગતમાં૦—૧૦.
નીતિ ઉદ્યમે દ્રવ્ય મેળવે, ઉંધું લોભિ ન ડગ[11] ભરે.—જગતમાં, તે૦—૧૧.
ઇશ્વર-પ્રિય ગુણો કરતાં ગુણિ,—અધિક, ચળે નહિં જરે.[12]—જગત૦—૧૨.
અધિક શ્રિમંતથિ ઉજવળ સ્હૂં સુખ પામે અહિં પ્હરે.[13]—જગ૦—૧૩.
જોઇ કીર્તિ જગ ઓછિ ભભકતી, કદિ અવળું ન આચરે.—જગત૦—૧૪.

---

જુદા હોય, પરંતુ પરિણામે જે મનુષ્ય સર્વાનુમતે સારૂં-ભલું છે, એમ ગણાય તેવું મનુષ્ય તે સજ્જન. ૧.—જે મનુષ્ય પોતાની પડતી દશામાં-દુખમાં પણ પોતાનો વિવેક અને સુધો રસ્તો મુકતું નથી તે સજ્જન.

૨.—જે મનુષ્યની રીતભાત અને રેહેણી એવી રીતની હોય કે જેની સાથે બીજાં સહુ મનુષ્યો કાચાં સુતરને તાંતણે બાંધ્યાં હોય તેવી રીતે નિરંતર તેના સ્નેહનાં ભુખ્યાં રહે, એવું જે મનુષ્ય હોય તે સજ્જન.

૩.—આડે રસ્તે ચાલનાર—અણસમજાં મનુષ્યની.

૪.—અનેક પ્રકારનાં નિષ્ફળ પ્રયત્નો કરીને.

૫.—વેર રાખનારા—અદેખા લોકો. ૬.—જલદી—તરત.

૭.—વાંકો. ૮.—સુધે રસ્તે ચાલનારને આ પ્રપંચી દુનિયાંમાં જે કેટલીક વખત કેટલીક રીતનાં અડચણ-દુખ આવીને નડેછે તેને માટે પુસ્તકો વાંચીને તથા જગતના વ્યવહારના નિયમો જોઇને જે પોતાનાં મનને વિષે સમાધાની રાખી રહેછે તે સજ્જન.

૯.—પડતીને દિવશે જે ગભરાતો નથી અને ચ્હડતીને દિવશે જે ફુલાતો નથી તે સજ્જન. ૧૦.—સંતોષ, પ્રભુ ઉપર પ્રીતિ, અને સર્વ મનુષ્ય આદિલઇ પ્રાણી માત્ર ઉપર પ્રીતિ, એ ત્રણ વાતે કરીને જે આ ભવસાગરને તરેછે તે સજ્જન. ૧૧.—ડગલું—પગલું.

૧૨.—ઇશ્વરને પ્રિય એવા જે સદ્ગુણો તેના કરતાં પૈસાને વધારે કિંમતી ગણીને જે મનુષ્ય પૈસાથી ચલિત મનનું થતું નથી—આડે—અનીતિને રસ્તે ઉતરી પડતું નથી—વંઠી જતું નથી—તે સજ્જન.

૧૩.—આહિંયાં આ દુનિયાંમાં તથા મુઆ પછી આત્માની જ્યાં

અધિક પ્રસંગે ભૂલ અન્યમાં, જેમાં ખુબિ[1] નવિ ઝરે !—જગતમાં૦—૧૫.
સ્ત્રિ કાં પુરુષ ગુણ કર્મ વર્ગી[2], ત્યાં જેનું મન ઠરે.—જગતમાં, તે જન૦—૧૬.
અવર જનો ઉલટાં ચાલતાં, સમજે તવ કહે " અરે "[3] !—જગ૦—૧૭.
જે ન વિચારે સ્વાર્થ એકલો, પરમાર્થે અનુસરે.—જગતમાં, તે૦—૧૮.
એ સહુ લક્ષણ સજ્જન કેરાં, વિજયવાણિ ચીતરે.—જગતમાં, તે૦—૧૯.
વિજય જગે દુર્લભ[4] એવાં જન, શું થયું શબ્દ[5] ઊચરે ?—જગતમાં૦—૨૦.

---

## મનુષ્યના અવગુણ ને ગુણ.

(છપ્પય વૃત્ત.)

ભાઇ ભાઈ મુખ વદે, ભિતરમાં હોય એને રહાઈ[6]
કૃતઘ્નતા[7] ને લોભ, સ્વાર્થની છુટે હવાઈ[8];
દિસે ઉપરથી સાધુ, જેહવો નદિતટ બગલો[9];

---

સ્થિતિ થાય ત્યાં. ૧.—ઘણેક પ્રસંગે બીજાં મનુષ્યોને વિષે જે ભુલ અને ખોડ હોય તે, જે મનુષ્યને વિષે એક પ્રકારની નવીજ ખુબી—શોભા—સદ્‌ગુણની પ્રતિષ્ઠિત કાંતિ રૂપે થઈને રહેલી હોય એવું મનુષ્ય તે સજ્જન. ૨.—કાં સ્ત્રી કે કાં પુરૂષ હોય પણ જેનાં ગુણ કર્મ પોતાનાં વર્ગનાં હોય તેવેજ ઠેકાણે જે મનુષ્યનું મન ગોઠે તે સજ્જન. ૩.—બીજાં મનુષ્યો જે ઉલટી રીતે વર્તતાં હોય તેઓને જ્ઞાન અને સમજણ આવ્યા પછી તેઓ " અરે, આ મનુષ્યનો રસ્તો સુધો છે—સારો છે—આપણે એનાથી વિરૂધ ચાલીને એને નાહક સતાવ્યો ! " એમ જે મનુષ્યને વિષે પછવાડે—પાછળથી કહે તે સજ્જન.

૪.—મળવાં મુશ્કેલ—વિરલાં—કોઈ એકજ. ૫.—સજ્જન એ શબ્દ.

૬.—હમણાં એને રહાઈ—પકડી લઈને સીસામાં ઊતારૂં છું એમ મનમાં હોય અને મ્હોડેથી ભાઈ ભાઈ કહીને બોલાવે; અથવા એનો બીજો અર્થ એવો કે મનને વિષે રૂશનાઈના સરખી કાળાસ હોય—પેટમાં પાળી હોય.

૭.—નગુણાપણું—નગુરાંપણું—અપકાર. ૮.—જેમ આતસબાજીની હવાઈ છુટેછે તેમ અવગુણી મનુષ્યનામાંથી અકેકાં તરેહતરેહવાર નગુણાપણાંનાં, લોભનાં, સ્વાર્થનાં, અને ભુંડાઈનાં કર્મો બહાર ફુટીને નિકળેછે. ૯.—નદી કિનારે મત્સ્યોનો શિકાર તાકતો, પરંતુ ચુપકીમાં સહજ સ્વભાવે—જાણે અમસ્તો બેઠો હોય તેવો, બગભગત.

જોઈ જોઈ બહુ જન, જોઈ લીધો મેં જગલો[1];
ગુણ હીણા દાખી ડોળ જુદું, દિસે બાહ્યમાં બહુ ભલા;
પણ અંતરમાં નિરમળ વિજય, એવા તો કો વીરલા.—૧
ધિઃક તેહનો ઢંગ, પ્રપંચનિ જાળે ફસિયો;
ધિઃક તેહનો ઢંગ, અનીતી માર્ગે ધસિયો;
ધિઃક તેહનો ઢંગ, દીલ સજ્જનનૂં દુભવે;
નીચ અદેખો જેહ,[2] જનાની જંગે ઝુઝવે;
વળિ ધિક ધિક ધિક તે ગુણ હિણો, દગો દેછ જે મિત્રને;
કઈ કલંક એવા ઊઠતા, વગોવાવતા પિતૄને[3]!—૨.
ધન્ય માનવી તેહ, અવિદ્યાથી જે અળગો;
ધન્ય માનવી તેહ, સ્વાર્થ જેને નથિ વળગ્યો;
ધન્ય માનવી તેહ, સેહ...યે દુખ કાડે;
નમાવિ નીચૂં શીર, હાથ કુદરતસૂં[4] જોડે;
વળિ ધન ધન ધન. તે માનવી, પ્રિતે વચન મુખ પાળતો;
નમું વિજય સુઘડ તે પુરુષને, પૂર્ણ બ્રહ્મ જે ભાળતો.—૩.
પ્રિતે કરે પરમાર્થ, દેશ ઉદ્દેશ વિચારી;[5]
નહીં સ્વાર્થને કાજ, નીજ ધર્મજ છે ધારી;
દયાથિ લે સંભાળ, નિરાશ્રિત જનની હોંસે;
સમજિ સત્ય વેદાંત, આત્મવત્[6] સહુને જોશે;
વળિ જેમાં વિનય સુસભ્યતા, વીર-રસિકપણું ટેક છે;
આ જગમાં એવાં જન કદી, વિજય હજારે એક[7] છે!—૪.

---

૧.—જગત (જગ એ શબ્દ ઉપરથી). ૨.—જે વળી નીચ અને અદેખો હોયછે, અને સત્ય વાતને માટે લડવામાં કાયર થઈ જઈને-ડરીને એવી રીતે અસત્ય વાતને કબુલ કરેછે, તેવા જનાની બાયલાને પણ ધિઃક છે. ૩.—પિતર-પૂર્વજ-બાપદાદાઓનાં નામને.

૪.—કુદરત જે કરે તે વાત ખુશીથી કબુલ કરીને, જે મનુષ્ય તેને પોતાનાં મસ્તક ઉપર ચ્હડાવેછે તેને ધન્ય છે. ૫.—જે પરમાર્થનાં કૃત્યથી આખા દેશનું કલ્યાણ થાય તેવાં પરમાર્થનાં કૃત્ય કરવાં એવો હેતુ રાખીને. ૬.—પોતાના સરખું સહુને ગણીને-જેવું પોતાના આત્માને તેવું સહુને-એવી રીતે "આત્મવત્ સર્વભૂતેષુ" એ જે માનવ-ધર્મનું મહાવાક્ય છે તેને અનુસરીને જે વર્તેછે. ૭.—એવાં મનુષ્ય વિરલાં-હજારમાં કોઈ એકજ હોયછે.

## હિતશત્રુઓ વિષે.

### ( પદ—રાગ પરજિયો. )

હિતશત્રુઓ ઝાઝા; જગમાં, હિતશત્રુઓ ઝાઝા;
દાઝે રહે જે દાઝ્યા[1]! જગમાં, હિતશત્રુઓ ઝાઝા.—ટેક.
બોધ આપતા વડિલાંબની જયમ—હોય આપણા આજ[2]!!-જગમાં૦—૧.
ન અવર[3] શત્રુથિ હિતશત્રુથિજ; જોઈયે સહુ કો ગાંજ્યા !—જગમાં૦—૨.
હોય આપણા રુઝ્યા દોષ-ઘા[4]; તો કરિ આપે તાજા !!—જગમાં૦—૩.
પ્રથમ પેસિ ઘરમાં ધીમે રહિ; પછિ કહે "સન્મુખ આ જા[5]!!"—જ૦—૪.
ઉડાઉ તબિયત જોઈ આપણી; કહે "બનાવો ખાજા !!"—જગમાં૦—૫.
હોય આપણી વૃત્તિ[6] નિવૃત્તી; ફુંકે પ્રવૃત્તી—વાજાં !—જગમાં, હિતશત્રુ૦—૬.
ચંબૂ[7] જયમ મહિં મેલ ભરયા રહે; દિસે બ્હારથી માંજ્યાં[8] !!—જ૦—૭.

૧.—આપણી દાઝે કરીને જે હમેશ દાઝ્યા—બળ્યાજ રહેછે !

૨.—આપણા વડવા. ૩.—આ દુનિયાંમાં આપણે શત્રુથી તો કોઈકજ વખત હારીયે છૈયે, કેમકે તેની સામાં પુરા પડવાને તો આપણે આગળથી સારી પેઠ મેહેનત તથા તજવીજ કરી રાખેલી હોયછે; પરંતુ આપણે વારંવાર આ જગતને વિષે હારી જઈને ફાવી શકતા નથી એવું જે બનેછે તે માત્ર આપણા હિતશત્રુઓથિજ, કેમકે એવા લોકો આપણા ઘરમાં કે ખાનગી ઓરડામાં આવતાં કદી પણ કોઈથી અટકાવી શકાતા નથી, અને પછી એવી રીતે અણધાર્યા આપણી કને આવી પોંહોંચીને એ લોકો એક માત્ર પોતાની સફાઈદાર રીતમાંજ "બસ બસ બહુ થયું" એમ કહીને આપણને બોલતા બંધ કરીને આપણને હરાવી નાખીને તથા આંજીને ચાલ્યા જાયછે!

૪.—આપણી ખામીઓ—જખમો જે રૂઝાવવા આવ્યાં હોયછે તેને એવા લોકો આવીને પાછાં આપણને સંભારી આપીને તાજાં કરી આપેછે. ૫.—"સામો આવી જા." ૬.—આપણે સંસારની માયાથી અને ખટપટથી વિરક્ત થઈને નિવૃત્તિમાં બેઠા હોઈયે, ત્યારે આપણી આગળ કંઈ કંઈ તરેહનાં પ્રવૃત્તિનાં દૃષ્ટાંતો મુકીને, જેનું મન આ સંસારને વિષે કિંચિત પણ જો વળગી રહેલું હોય તો તેને જે વાત સાંભળીને લાલચ અને મોહ ઉત્પંન થયા વગર નજ રહે એવી રીતની કંઈ કંઈ પ્રવૃત્તિની વાતો કહીને, આપણને તેનો પાશ બેસાડવાનું પ્રયત્ન કરેછે. ૭.—એક જાતનો સાંકડી ડોકનો પાણી પીવાનાં વાસણનો ઘાટ—જે સાંકડી ડોકને લીધે અંદરથી માંજી શકાતો નથી—ફકત બ્હારથીજ—ઉપરથીજ અજવાળી શકાયછે.

૮.—અજવાળેલા—સાજેલા—સાફ કરેલા.—એ ચંબુની પેઠ હિતશત્રુઓ

તપાસિ તક ઉસ્કેરે જોરસા; જુએ રહેલ જોઈ ગાજ્યા !!!–જગમાં૦–૮[૧].
અવળે મારગ દોરવિ[૨] લઈ જઈ; નરમ કરીદે હાંજા[૩] !–જગમાં૦–૯.
એમ છતાં અંતે કહે ઉલટૂં[૪]; "ન્હોતું કહ્યું મેં ના જા?!!"–જગમાં૦–૧૦.
કહિયેં જો કદિ "તમે દોરવ્યો;" કહે "આગુ સમજૂ, જા જા.!!"–જ૦–૧૧.
સાથે રહિ પોતેજ લુંટાવે; તસ્કરના બનિ રાજા !!!–જગમાં, હિત૦–૧૨.
હિતશત્રૂ આજારિ બનાવે; વિજય હોઇયે સાજા[૫]!!!–જગમાં, હિત૦–૧૩.

---

## અનુભવ.

### (છપ્પા.)

કહે ગરિબ શ્રીમંત, સૂખિયા સંઘી વાતે;
જર છે ત્યાં શી ચંત[૬], દે સહૂ અનુકુળતા તે;
કહે વળી શ્રીમંત, ગરિબ સુખિ[૭] નિરોગિ જાતે;
બિજિ[૮] નિરાંત અત્યંત, હમે ખંતે દિન રાતે;
વળિ અમલદાર ને નોકરો, ભોગિ ત્યાગિ એમજ કહે;

---

ભિતરમાં મેલ ભરેલા હોયછે–અને માત્ર ઉપરથીજ તેઓનું બ્હારનું ડોળ સફાઈદાર–શોભીતું કરી રાખેલું જોવામાં આવેછે. ૧.–આપણા સ્વભાવથી એ હિતશત્રુઓ જાણતા હોયછે, તેથી કરીને જે વાતથી આપણી લાગણી હંમેશ રહેલથી ઉશ્કેરાઈ જતી હોય તેવી વાત બનતી જોઈને, તે પ્રસંગે તરતજ બળતાંમાં ઘી હોમતા હોય તેમ તેઓ આપણા જોસ્સાને વધારે ઉશ્કેરી આપીને, પછી એવી વખતે આપણે જ્યારે આવેશમાં આવી જઈને રાતા પીળા બની જઈને મ્હોટા ઘાંટા–બુમાટા પાડીને એડી હાકતા હોઈએ, ત્યારે પછી તેઓ પોતે એક મેરે મુગા મુગ ઊભા રહીને થંડે પેટે આપણી રહેલ જુએછે!

૨.–પોતે જાતે જાણીજોઈને આપણા આગળ રહીને આપણને આડે રસ્તે તેડી લઈ જઈને. ૩.–ગાત્ર–શરીરના સાંધેસાંધા.

૪.–જુઠું–ખોટું; અથવા પોતે એવી રીતે તેડી લઈ જઈને પાછું સામું (ઉલટો ચોર કોટવાળને દંડે તેવી રીતે). ૫.–તંદુરસ્ત–નિરોગી (વાઘને પુરા પડિયે તેવા !).

૬.–ચિંતા. ૭.–એક માત્ર પૈસો નહીં એટલુંજ દુખ–એ શિવાય બાજી સઘળી પાસની ગરીબલોકોને નિરાંત હોયછે–કોઈ રીતનાં તેઓને ભય કે ધાસ્તી રેહેતાં નથી.

૮.–અનેક પ્રકારની ચિંતા–ફિકર–ધાસ્તીમાં.

સહુ ગણી વિજય સુખિ અવરની, નિજ સ્થિતિ ઊતરતી[1] લહે.—૧.
સ્થિતી ચાલતી[2] માંહ્ય, ઉણાપણું અવધડ ઝાઝાં;
અગર સુખી બહુ હોય, તોય તેમાં દુખ તાજાં[3];
દાખે ભ્રાખરિ ભ્રાંતિ, દુખ આગળ જે ખાજાં;
વર્તમાન ન શુણાય, ભવિષ ભુત વાગે વાજાં;[4]
મન મતિ ગતિ અતિ ઊંધી વિજય, જ્ઞાન સમાધાની વિનાં;
વળિ અનુભવ મુકાબલા વિનાં, જે બે[5] સાધન જ્ઞાનનાં.—૨.
પ્રવાસ ચાકરિ દુઃખ, ટહાડ તડકા ને ઘનનાં[6];
વણ અનુભવ ન જણાય, તરસ ભુખ દુખ ભય વનનાં;
નીતિ ઉદ્યમે દ્રવ્ય, કેવું અઘરૂં મેળવવું,
આણિ ઠામ ફરિ કેમ, કામ વળવું કેળવવું;
બહુ મુખે બોલતાં બોલ તો, જોરાવર છે જીભડી;
પણ આચરતાં અનુભવ થયે, વિજય વાત કપરી વડી.—૩.
શૂરા કાયર બને, બને કાયર વળિ શૂરા;
આસ્તિક નાસ્તિક બને, નાસ્તિકો આસ્તિક પૂરા;
ફૂલઈ જઈ છલકાય, વિનાં અનુભવ ઘટ[7] અધુરા;
પશુ સમ જન અજ્ઞાન, ફરે મસ્તાના નગુરા;
વળિ બોલે બ્હાદુર બોલ બહુ, રહડતિ પડતિ અનુભવ વિનાં;
પણ થાય સો વિસે આંટલે, જણાય નહિં વીત્યા વિનાં.—૪.
અનુભવ વણ ન લહાય, વિરહ—દુખ વિંધતાં બાણો;
અનુભવ વણ ન લહાય, દૂનિયાંદારી—તાણો;

---

૧.—પોતાની સ્થિતિ બીજાંના કરતાં ઊતરતી—ઓછાં સુખની ગણેછે.
૨.—હાલ જે ચાલતી વર્તમાન કાળની સ્થિતિ હોય તેમાં.
૩.—કલ્પનામાંથી તરત નવાં નવાં ઉત્પંન થઇને ઉગી નિકળતાં.
૪.—ભૂતકાળમાં તો આપણને ફલાણાં ફલાણાં મ્હોટાં ભારે એવાં દુખ પડ્યાંછે કે તે વિસરાતાંજ નથી, અને વળી હવે પછી ભવિષ્ય-કાળમાં કોણ જાણે શાં શાં દુખ પડશે—એવા એવા વિચારોનાં જે નોબતનાદ સરખાં વાજાં વાગી રહ્યાં હોયછે તેમાં પછી વર્તમાનકાળની સુખની બિચારી તૂતીનો અવાજ કોઈ સાંભળી શકતું નથી!
૫.—અનુભવ અને મુકાબલો એ જ્ઞાન મળવાનાં મુખ્ય જે બે સાધન છે તે વગર. ૬.—વરસાદનાં. ૭.—અધુરા ઘડા.

અનુભવ વણુ ન લહાય, કવીની માર્મિક વાણી ;
અનુભવ વણુ નહિં કદી, મોજ સદ્દજ્ઞાનનિ માણી[1] ;
વળિ વિજય સમજ અનુભવ વિનાં, અંધાગળા દર્પણ જસૂં ;
અનુભવ વણુ નહિં માનો અરે, પવન[2], તહાં ક્‌હેવૂં કશૂં !-૫.
અનુભવ મ્હારો ગુરૂ, પુજૂં ભાવે અનુભવને ;
અનુભવથી સુખ પુરૂં, મુક્યો મુળ શત્રુ ગરવને ;
ન ખાઉં હૂં તો માર, બચ્યૂં અનુભવ-અનુસારે ;
જણાય સારાસાર, સત્વ[3] જે રહ્યું સંસારે ;
અનુભવ વણુ ખરે દયામણૂં, જન-મન પોચૂં પૂમડૂં[4] ;
સુખ સ્વર્ગી આત્માનુભવ[5] છે, વિજય ભવાબ્ધી[6]-તૂમડૂં !-૬.

## જીભનાં જોર વિષે.

(ચોપાઈ.)

જગમાં જિભનૂં ઝાઝૂં જોર; બ્હોળો કરતી સ્હોર બકોર;
સફાઈ જિભની તો બહુ સ્હેલ; ક્‌હેવું સ્હેલ કરવૂં મુશ્કેલ !-૧.
કરવામાં અતિ આપ-વડાઈ; બહાદુર બહુ એ લૂલી બાઇ !
પ્રસંગ આવે ન રહે મ્હેલ[7]! ક્‌હેવું સ્હેલ કરવૂં મુશ્કેલ !-૨.

---

૧.-અનુભવો-ભોગવો.

૨.-અહંભાવ રૂપી પવન જે ઠેકાણે છે તે ઠેકાણે પછી શું કેહેવું? અથવા બીજો અર્થ એવો કે મૂળ વસ્તુજ પવન રૂપ છે ત્યાં પછી શું કેહેવું?

૩.-આ સંસારને વિષે સત્વ ક્‌હેતાં મુખ્ય તત્વની-મુદ્દાની-મનુષ્યા-દેહ ધારણ કરવાના મૂળ ઉદ્દેશની વાત શું છે તે.

૪.-રૂના ગાભા જેવું, કલ્પના અને તર્કની હવા જેણી પાસની ચાલતી હોય તેણી તરફ ગોકળગાયની પેઠ તણાતું, એવું જે અનુભવ વગર પોચું-હલકું, ઢંગ-ધડા-ધોરણ વગરનું, હોયછે તે.

૫.-આત્મા વસ્તુ વિષેનો અનુભવ-આત્મજ્ઞાન.

૬.-ભવસાગર તરાવનારૂં તુમડું.-વિજય કહેછે કે આત્મા વિષેનો અનુભવ-આત્મજ્ઞાન એજ એકલું આ ભવસાગરને તરાવનારૂં તુમડું છે!

૭.-તે વેળા આગેવાની કરીને મોખરા ઉપર નથી રેહેતી-ખુણે ભરાયછે; અથવા એનો બીજો અર્થ એવો કે પ્રથમ બોલતી વખતે જેવી હતી તેવી પાછળથી તે પ્રમાણે તે વાત કરવામાં તે રેહેતી નથી !

હુકમ કરે બહુ તાબડતોબ; રાખીને રાણીનો રોપ;
સેવક-જનનૂં નિકળે તેલ[1]! કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !-૩.
કહેશે "એમાં તે શી વાર; ચુટકીમાં હૂં મૂકૂં પાર";
હોય જેમ બાળકનો ખેલ ! કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !-૪.
"વિવ્હા થાય કે ઘર બંધાય; જગમાં એ અઘરૂં કહેવાય;"
"સ્હેજ[2] ખરચથી બાંધૂં મ્હેલ !" કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !-૫.
બેઠિ બેઠિ પોતાને ગોખ[3]; ટિકા[4] કરે[5] ધરિને બહુ શોખ !
કહેશે "'ન ડરૂં, વેઠૂં જેલ'!" કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !-૬.
હેતુ[6] બિજાંના કહેતી ફરે; દુખ લગાડતાં એ નવ ડરે;

૧.-જેને હુકમ બજાવવો પડે તેનાં આંકોસિયાં ઊંચાં આવે-તેનું અંગ પરસેવે ન્હવાઈ જાય. ૨.-"વિવાહ કહેશે માંડી જો અને ઘર કહેશે ઉકેલી જો" એમ લોકોમાં કહેવાયછે, પરંતુ હું તો થોડા પૈસામાં મ્હોટો મ્હેલ બાંધી દઉં-એ તો આવડતનાં કામ છે !

૩.-મુખ રૂપી ઝરૂખામાં અથવા ગોખલામાં.

૪-૫.જેની તેની અને જે તે વાતની ટીકા-નકલ કરવાનો એ જીભને બહુ શોખ છે-એટલે એવી વાતમાં એને બહુ રસ-લ્હેજત પડેછે-સારો દાહાડો એ કામ કરતાં કંટાળતી નથી, અને બીજાં સઘળાં કામ ઉતરતા દરજ્જાનાં ગણીને તેને આટોપી દઈને એ કામ જ્યારે ત્યારે જેની તેની સાથે લઈ બેસેછે, તે વેળા એ જીભડીની બોલી જાણે ચિબડીની બોલી જેવી કચકચાટ અને કંટાળા ભરેલી લાગેછે-એવામાં પછી જો કોઈ એને પુછેછે કે તૂ આવા આવા ફલાણા ફલાણા મ્હોટા મ્હોટા લોકોની ટીકા કરતાં બ્હીતી નથી, તે તૂં કોઈ દિવસે હેરાન નહીં થાય? ત્યારે તે વેળા એ લુલી બાઈ બ્હાદુરીથી એવો જવાબ આપેછે કે "ન ડરૂં, વેઠૂં જેલ"-હું કોઈથી બ્હીવું તેવી નથી-કેદખાનામાં જવું પડશે તો કરારે જઈશ, પણ બોલ્યા વગર તો નજ રેહેવાય-શામાટે એ મ્હોટેરાઓ ગરીબ લોકોના ઉપર આટલો આટલો જુલૂમ ગુજારેછે?-શું તેઓને કોઈ પુછનાર નથી-જ? કે છે શું? !

૬.-બીજાં માણસો જે જે કર્મો કરતાં હોય તે તે કર્મો કરવાના તેઓના ફલાણા ફલાણા મુદ્દા-હેતુ હોવા જોઈયે, એમ વારંવાર અનુમાન કરીને, એ જીભ જાણે પોતે સર્વજ્ઞ હોય ને સહુના પેટની છાની વાત પોતે જાણતી હોય તેમ, સહુને કહેતી ફરેછે, અને એવી રીતે કોઈનાં મનની અંદરની ખાનગી વાતની અટકળ બાંધીને પછી ખરી કે ખોટી હોય પણ તે તેને મ્હોડેજ કહેવાથી તેને દુખ લાગશે એમ એ વિચારતી નથી, કે જરા પણ કોઈ રીતનો તેમ કરવામાં એ આચકો ખાતી નથી.

ક્હેશે "હૂં નથિ કોનિ ડમેલ !" ક્હેવું સ્હેલ કરવૂં મુશ્કેલ !–૭.
લાકડિ કરતાં જિભનો[1] માર; જગમાં ઝાઝો દુખ દેનાર;
ગમાર જિભ ક્હે "એ તો ગેલ[2]!" ક્હેવું સ્હેલ સુણવૂં મુશ્કેલ !–૮.
અવર ઇંદ્રિની મોઝો જેહ; માત્ર બોલિ પોતે લે તેહ !
અશક્ય વાત લવે બનિ ઘેલ ! ક્હેવું સ્હેલ કરવૂં મુશ્કેલ !–૯.[3]
ક્હેશે "હું તો સતી છૂં નાર ; સેવૂં એજ મુજ ભર્તાર[4];"
"શું કરે, હોય છબીલો છેલ[5]! ક્હેવું સ્હેલ કરવૂં મુશ્કેલ !–૧૦.

૧.–ઠપકાના–મ્હેણાંતાણાના–બળિયેલ શબ્દો તથા બોલીનો માર.

૨.–એવી રીતના બોલ "હું નહીં સાંખું–નહીં સાંભળી રહું," એમ જ્યારે કોઈ તેની સામું બોલેછે અને કહેછે, ત્યારે એ ગમાર જીભ તેને એમ સમજાવેછે કે–"એ તો હું માત્ર ટોળ કરૂંછું– એમાં ત્હને એટલું બધું લાગી શું ગયું? એથી કંઈ ત્હને વાગેછે?" એ ઠેકાણે કવિ કહેછે કે એવાં કટુ ભાષણને ટોળ છે એમ કરીને કહેવું એ તો સ્હેલ છે, પરંતુ એવાં કડવાં ભાષણને થંડા મિજાજથી ખામોશી રાખીને હંમેશ સાંભળ્યાં કરવું એ કેવું મુશ્કેલ છે તે સાંભળનાર જાણે !

૩.–જે મઝા શરીરની બીજી શબ્દ, સ્પર્શ, રૂપ, ગંધની ઇંદ્રિયો વડે લેવાની હોયછે તે પણ એ જીભ પોતેજ માત્ર મ્હોડે બોલીને લેછે, અને પછી જાણે અમુક ઇંદ્રિની મઝા અમુક ઇંદ્રિનેજ મળી ચુકી હોય એમ માની લઈને "મ્હારામાં સઘળી ઇંદ્રિઓની મઝા લેવાનું સામર્થ્ય છે" એમ ધારીને ફુલાઈ જતાંમાં પછી એ જીભ છેક ઘેલછા ઉપર જતી રહેછે, અને એવી ઘેલછામાં પછી જે વાત પોતાનાથી નજ બની શકે એવી અસંભવિત હોય તે પણ "હું કરૂં–હું બનાવું"–એમ એ જીભ ગાંડાં ક્હાડીને જેમ બકાય તેમ બકેછે અને લવાય તેમ લવેછે !

૪.–"જે મનુષ્યની હું જીભ હોઉં તે મનુષ્યનેજ સેવું એટલે તેનાં હિતની તથા તેની આજ્ઞાની વિરૂધ કદી કંઈ પણ બોલું કરૂં નહીં."

૫.–"કોઈ ગમે એવો ફાંકડો પુરૂષ હોય તોપણ મ્હારા સરખી જે પોતાનું પતિવ્રત પ્રાણાંતે પણ નજ છોડે એવી સતી સ્ત્રી હોય તેને તે શું કરી શકવાનો છે?"–હવે એવી રીતનું જીભ બોલેછે એ તો આપણે સાંભળ્યું, પરંતુ એમ ધારો કે એ પ્રમાણે બોલનારી જીભનો સ્વામી કોઈ ફોજદારી ગુન્હો કર્યાનાં તોહોમ્મત ઉપર પકડાઈને સેશન કોરટમાં ગુન્હેગારનાં પાંજરામાં ઉભેલોછે, અને તેની ઉલટપાલટ તપાસ ચાલી રહેલીછે,તેની અંદર કોઈ સામાવાળો કાબેલ-ફાંકડો બારિસ્ટર ઘણાજ બારીકીના, ઉંડા મુદ્દા ભરેલા, અને શોધક પ્રશ્નો ઉપરા ઉપરી પુછ્યો જાયછે–હવે એવે ઠેકાણે પેલી જીભ એ પોતાની તમામ જુબાનીની અંદર એક છેડેથી તે

કહેશે " લોભ મ્હને ન લગાર; પૈસો ગણું પગની પેજાર !"
ભુખે મરે તવ ઉંચકે હેલ ! કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !–૧૧.
કહેશે " હૂં તો લઈ વૈરાગ; સંસારજ કરિ દઉં છૂં ત્યાગ !"
કરે ત્યાગ ત્યાંલગિ સહુ ફેલ ! કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !–૧૨.
કહેશે " મ્હને ખિજવતી નહીં; દઈશ મુકિશ હૂં કંઈનૂં કંઈ !"
"કરિશ ખૂન હૂં છૂં ફક્કેલ !" કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !–૧૩.
જ્યાંલગિ અનુભવ શાસ્ત્ર ન થાય; ત્યાંલગિ રહે નહિં અંકુશ માંહ્ય !
કહેશે " સ્હેલી તરવી રેલ !" કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !–૧૪.
" કવિતા કરવી સ્હેલૂં કામ ! શબ્દ માત્ર ગોઠવવા આમ !"
"હત અભ્યાસ કરત હૂં ખેલ !" કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !–૧૫.
જીભ ભણાવે તખ્તનશીન ! જીભ ખપે [illegible] હીન !
વિજય કવીની એકજ ટહેલ ! કહેવું સ્હેલ કરવૂં મુસ્કેલ !–૧૬.

---

## જેનાં કામ જે કરે.

### ( કવિત્ત–મનહર છંદ. )

પારસમણિનું કામ પાષાણ ન કરી શકે,
પ્રજાપતિનું[1] ન કામ થાય પ્રજાપતથી[2];
દામ અને નામ પૂઠે દુનિયાં તમામ દોડે,

---

બીજા છેડા સુધી એક સરખી રીતે પોતાનું પતિવ્રત કદી પણ જાળવી શકે ખરી ? એટલે પોતાના સ્વામીની વિરૂધ જાય એવી કેટલીક વાતો કબુલ કર્યા વગર તેનાથી રહી શકાય ખરૂં ? તેટલામાટે "પતિવ્રત પ્રાણાંતે પણ નજ છોડું" એમ મ્હોડે કહેવું એ બહુ સ્હેલું છે, પરંતુ એ પ્રમાણે ફાંકડા બારિસ્ટરની આગળ તે પ્રમાણે પાળવું અતિ કઠણ–મુસ્કેલ થઈ પડેછે ! વળી એનો બીજો અર્થ આ પ્રમાણેઃ–એ જીભ એમ કહેછે કે " એવો ગમે તેવો ફાંકડો પુરૂષ હોય તોપણ તે મ્હારા સરખી પતિવ્રતા સ્ત્રીને શું કરી શકવાનો છે ?–પતિવ્રતા સ્ત્રીનાં મુખ ઉપરનો પ્રતાપજ એવી રીતનો હોયછે કે તેથી કરીને તેવા પુરૂષ માત્ર મ્હોડે બોલે એટલુંજ. પરંતુ તે ઉપરાંત કંઈ પણ કરવાની તેઓની હિંમતજ ન ચાલી શકે !"

૧.–બ્રહ્માનું; અથવા રાજાનું. ૨.–કુંભારથી.

પ્રમુખનું કામ કેમ થાય સભાસદથી?
લાંબા સાથે ટુંકું જાય મરે નહિં માંદું થાય,
કહેવત કહેવાયછે[1] વિજય હેવાસતથી[2];
જેનાં કામ જે કરે ન કરી શકે બીજાં કોઇ,
કવિનું ન કામ કદિ થૈ શકે અસદથી!—૧.

---

કદર.

(કવિત.)

અનુભવ લઈ લઈ ટુંકાંમાં બતાવી ખુબિ,
એવી વૃધ્ધવાણીઓ લહાય કેમ છોકરે?
છોકરે ન સમજાય; તેમાં શું વક્તાનું જાય?
સુજ્ઞ વૃધ્ધ ચ્હાયજ તે, નિંદા છોરા છો કરે!
કુકડાની કોટમાં કદર વણ કુદરતે,
લટકાવ્યું નંગ ન્યાય નંગનો ત્યાં કો કરે?
વળિ વાત્રથી ન્હસાડે એજ ખર કુદરત,
નંગ પામે વિજય કદરદાન કોક રે!—૨.*

---

૧—૨—આ જગતને વિષે જેટલી જેટલી કહેવતો કહેવાયછે તેટલી તેટલી તે તમામ ખાસ રીતના ખરા અનુભવની હોયછે, અને તેથી કરીને એ કહેવતોમાં એવી રીતે નિખાલસ દીલથી જે સાચેસાચી વાત હોયછે તેજ કહેવાયછે!

* વ્યાખ્યાન:—મહા પુરૂષોએ પોતાના અનેક પ્રકારના વિસ્તીર્ણ અનુભવો ઉપરથી જે વાતોના સારાંશનો બોધ સક્ષેપમાં આપવાના ઉદ્દેશથી તે વાતોને કહેવત રૂપે કહેલી હોય તેવી વાતોને સંપૂર્ણ રીતે સમજીને તેની કદર અને કિંમત અનુભવ વગરના છોકરાઓથી શી રીતે થઈ શકે? છોકરાઓથી તેવી વાતો ન સમજાય તેમાં તે કહેનારા શું કરે? જે સુજાણ અને અનુભવી પુરૂષો હોય તે એવી વાતો ઉપર પ્રેમ રાખેજ, અને પછી છોકરાઓથી એવી વાતો ન સમજાયાને લીધે તેઓ કદાપી તેની નિંદા કરે તો છો કરતા. કંઈ ઉત્તમ વસ્તુ જ્યારે બેકદર મનુષ્યને હાથ આવી ચ્હડેછે ત્યારે "કુકડાની કોટમાં રત્ન"—એમ કહેવાયછે: હવે એવે ઠેકાણે પેલી અમુલ્ય વસ્તુ જે રત્ન તેનો ઈનસાફ

## વલણવીસી—વિજય કહે એમાં શૂં વળ્યૂં?!

(ચોપાઈ.)

સૃષ્ટિ તણું જે આધિક સૂખ; તે મેળવવા સહુની ભૂખ;
એ સુખથી ત્હે ભાયગ ભળ્યું; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૧.
બ્રહ્મજ્ઞાન વિનાં નથિ મોક્ષ; કહે વાત કવિ રહી પરોક્ષ;
ડોસીયે દળણૂં બહુ દળ્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૨.
ચણોઠિ ફેરી ઢગલી કરી; મર્કટ બેઠાં શ્રદ્ધા ધરી;
એજ દેવતા એવૂં કળ્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૩.
ગ્રીષ્મ ઋતૂએ અરણ્ય માંહ્ય; દૂર થકી મૃગજળ દેખાય;
મુસાફરે જાણ્યૂં જળ મળ્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૪.
"રાક્ષસ રાવણ કે શ્રીરામ?"—ભુલાપટેલે પૂછ્યૂં આમ!
રામાયણ આખૂં સાંભળ્યૂં!—વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૫.
દ્વાદશ વર્ષ તપસ્વી કોય; યોગ-સમાધી સાધી હોય;
અંતે સ્ત્રી દેખી ચિત ચળ્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૬.
બીજાનૂં બેવચનીપણૂં; વારંવાર વખોડ્યૂં ઘણૂં;
પોતાથી નિજ વચન ન પળ્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૭.
અત્તર કેરો છાંટો પડ્યો; લુછિ લેવા નૃપ[1] વાંકો વળ્યો;
વળતી સર અત્તરથી ભર્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૮.
કૃપણે પૂરૂં ખાધૂં ન પેટ; પરમારથને જાણી વેઠ;
આખર કામ ન આવ્યૂં રળ્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૯.
આખી ઉમર કીધાં પાપ; બહુ બહુ જનના લીધા શાપ;
મરતી વખતે આંસૂ ઢળ્યૂં; વિજય કહે એમાં શૂં વળ્યૂં? !—૧૦.

---

કોણ કરે? પરંતુ પાછો એવોજ કંઈ યોગ આવે કે વાઘ રૂપી યોગે અથવા વાઘના યોગે કરીને એ રત્ન કુકડાની પાસેથી કોઇ ઝવેરીને હાથ આવી ચ્હડે, તો તે વેળા તે ઝવેરી એ રત્નની ખરી કદર અને કિંમત જાણીને પછી તેને વીંટીમાં જડાવીને તે વીંટી પોતાના જમણા હાથની આંગળીએ પેહેરીને તે રત્નની શોભા વડે પોતાનો હાથ શોભાવે!

૧.—એક બાદશાહને વિષે—"બુંદસેં ગઇ સો કુછ હોજસેં આતી હૈ!"—એવી જે એક કેહેણી ચાલેછે તે ઉપરથી.

તીરથ યાત્રા કરતા કોય; અંગ–મેલ ગંગામાં ધોય;
અંતર રહ્યૂં નિરંતર સાળ્યૂં; વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૧.
કેક ક્રોધમાં પટકે શીશ; વચન સામટાં કહે દસ વીસ;
મહલે એમ અપરણ ખળખાળ્યૂં; વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૨.
કેક બિજાંનો ઇચ્છિ અનર્થ; પોતાનો બગસાડે અર્થ;
વર્ચસમા[1] નિજ ઘર પર્જાળ્યૂં; વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૩.
વ્હાલ બતાવી વાંઢા સાથ; સુંદરિ બોલી "સ્વામીનાથ;"
સપનામાં તો લાગ્યૂં ગળ્યૂં! વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૪.
જુવાનિ આખી વાંઢો રહ્યો; વૃદ્ધપણે વરરાજો થયો;
જાણૂં જગનૂં મ્હેણૂં ટળ્યૂં; વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૫.
સ્ત્રીને કંથ નપૂંસક મળ્યો; જિવતેશ્વર જિવતર–દવ[2] બળ્યો;
મુઆઇ મંન વિષે કહે "બળ્યૂં!"–વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૬.
કકડીને લાગી જવ ભૂખ; તે વેળા નહિં ભાખરિ લૂખ;
ભૂખ ગયે ભોજન સાંપડ્યૂં; વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૭.
ખેડુત બી વાવે કદિ કોય; પોતે નવ તેનૂં ફળ જોય;
મુવા પછી કદિ તે બી ફળ્યૂં; વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૮.
કવન સુણી શ્રોતાજન સહૂ; વખાણ મુખનાં કરતા બહૂ;
કહે "કાવ્ય તો ઠિક છે બણ્યૂં!"–વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૧૯.
માટે મનવા ચેતી ચિત્ત; બ્રહ્મજ્ઞાન ઉપર થઇ પ્રીત;
કવન સુણી નવ હૃદય પ્હલાળ્યૂં[3]; વિજય કહે એમાં શૂં વાળ્યૂં?!–૨૦.

---

૧.–કેટલીએક સ્ત્રીઓ છાતી માથાં કુટેછે તથા સામાંને ઓશિયાળાં પાડવાને વરચસમાં–રીસમાં પોતાનાં છોકરાંને કે પોતાની જાતને મારેછે તેમાં પોતાને વાગેછે–પોતાને દુઃખ થાયછે–પોતાનું બિગડેછે–એમ કીધે શૂં વાળ્યૂં?!

૨.–છતે ધણીએ જિવતર રૂપી ખેતરમાં દવ બળવાથી (જેમ ક્ષેત્ર પડતર–વાંઝિયું રહેછે તેમ) તે બિચારીનું જિવતર ધૂળ મળેછે–તેને વંઝ્યા રેહેવું પડેછે–અને જો કદાપિ તે પ્રસુતા થાયછે તો પછી તેને લાચારીથી અસત્ય આચરવું તથા કહેવું પડેછે!

૩.–કવિતા સાંભળીને મન ઉપર તેની અસર ન થઇ, અને બ્રહ્મજ્ઞાન ઉપર જો પ્રીતિ ન ઉપજી તો પછી તેથી શૂં વાળ્યૂં?!

## લ્હેણાદેણી.

(પદ—રાગ પરજિયો.)

સહુ લ્હેણાદેણીનું, જગમાં, સહુ લ્હેણાદેણીનું.–સહુ૦–ટેક.
અનુભવસિધ્ધ વચન એ સાચું; ઘણું માર્મિક કહેણીનું.–જગમાં૦–૧.
ક્યાં યુરોપ ને ક્યાં ભુમિ-હિંદૂ[1]; અંતર દિન રેણીનું.–જગમાં, સહુ૦–૨.
એકાકાર બન્યાં તે આજે; ચલણ ચાલ્યું ગેણીનું[2]!–જગમાં, સહુ૦–૩.
યોગ મેળવે ઘોઘા-વરેસૂં;–મન લંકા-લાડીનૂં.[3]–જગમાં, સહુ લ્હેણા૦–૪.
ઓખા અનિરુધ-ચિત્રજ[4] જોતાં;ચિત ચ્હોંટ્યૂં એણીનૂં.[5]–જગમાં૦–૫.
વળિ આનટોની[6] સાથે માન્યૂં; મન મિસર-રાણીનૂં.[7]–જગમાં, સ૦–૬.
નૃપ નીહાળી છાણવાળિને; પદ દે પટરાણીનૂં.–જગમાં,સહુ લ્હેણા૦–૭.
સગા બંધુનૂં અણગમતૂં મુખ; ગમતૂં [illegible]નૂં.–જગમાં,સહુ લ્હેણા૦–૮.
કે જન કંચનિનૂં ઘર ભરતા; સરવસ્[8] હરિ[9] પરણીનૂં.[10]–જગમાં, સ૦–૯.
કે ચાકર શેઠાઈ ભોગવતા; કરિ કહ્યું શેઠાણીનૂં!–જગમાં, સહુ લ્હે૦–૧૦.
કે ધન રળિ ભોગવતી વેળા; મૃત્યુ થતૂં પ્રાણીનૂં.[11]–જગમાં.સહુ લ્હે૦–૧૧.
કોળ ખણે ભોરિંગ ભોગવે; પિલે બળદ ઘાણીનૂં.[12]–જગમાં,સહુ૦–૧૨.
કે જગમાં સન્માન પામિ,–અપમાન ખમે ઘરણીનૂં[13].–જગમાં.સ૦–૧૩.
લોક ખબર[14] લેવા આવે,–નિજ[15] જન ન પુછે પાણીનૂં.–જગમાં૦–૧૪.
વૈદ બિચારા ફોકટ ફરતા; દાપૂં[16] દાકતર-ફીનૂં!–જગમાં, સહુ લ્હે૦–૧૫.

---

૧.–યુરોપ અને હિંદુસ્થાન. ૨.–સોનાની ગેણીનો ઉપયોગ.
૩.–"લંકાની લાડી ને ઘોઘાનો વર" એ કહેવત છે.
૪.–ચિત્રલેહાએ ચિતરેલું અનિરૂધનું માત્ર ચિત્રજ.
૫.–અલબેલી ઓખાનું. ૬.–રોમ શેહેરના ત્રણ જે સહગજા થઈ ગયા તેમાંનો એક. ૭.–ઈજિપ્ત દેશની રાણી ક્લીઓપેટ્રાનું. ૮.–સ્ત્રીધન સઘળુંજ (પહેલું સુદ્ધાં).
૯.–ઝુંટવી-છીનવી લઈને-હરણ કરીને. ૧૦.–પોતાની પરિણિત સ્ત્રીનું. ૧૧.–તેનું પોતાનું. ૧૨.–ઘાંચીને સારૂ તેનો દેણદાર બળદ તેને ત્યાંની ઘાણી પીલેછે!
૧૩.–પોતાની ઘરની સ્ત્રીનું (પછી તે ખમવામાં બીજા લાભ ગમે તે હોય.).
૧૪.–મંદવાડમાં ખબર લેવા. ૧૫.–પોતાનાં કહેવાતાં માણસ. ૧૬.–દાકતરની ફીનો કર-હક; પછી બે-પાંચ-દસ કે એ કરતાં પણ વધારે જેટલા રૂપિયાનો હોય તેટલો, અને તેટલા દા-

ભણ્યા ભુખ્યા રહે, મૂર્ખા પામે,-સીધું પૂરાણીનૂં.-જગમાં, સહુ લ્હે૦-૧૬.
એમ ઉદાહરણ અનેક દીસે; કારણ નથિ કહાણીનૂં.-જગમાં, સહુ૦-૧૭.
તેમજ આ મેં અદા[1] કર્યૂં રણ; હશો વિજયવાણીનૂં!-જગમાં, સહુ૦-૧૮.
વિજય લ્હેણું લહું અવર[2] ન તોલે; સુખ કવિતા શાણીનૂં!-જગમાં૦-૧૯.

---

## મન.

(કવિત.)

સો ગાઉ સો વરસનિ બનિ વાત જોતું રહેજે;
ઘૂમતું ઉડાવિ તકેતોખાર[3] ગગન છે;
મ્હોટા મ્હોટા નવા નવા શોધો થયા ગ્રંથો થયાં;
કરનાર એજ ઉપકાર અને[4] ધંન છે;
કોઇ સાચું કોઈ જુઠું કોઈ ઉંચું કોઇ નીચું;
તન તે ન જાણો જન મન તેજ[5] જંન છે;
વિજય કહેછ જેવા પ્રસંગ ને જેવું જોવું;
કોઠે કોઠે તેવાં જુદે જુદે રંગે મંન છે.—૧.

---

હાડા,' જેવું તેનું લેહેણું!). ૧.-દેણ-કરજ આપ્યું-વાળ્યું.

૨.-વિજય કહેછે કે મ્હારે શાણી કવિતા સાથે લ્હેણું-લ્હેણાદેણી-છે, અને એ લ્હેણાદેણીમાં જે સુખ રહેલુંછે તે સુખની તોલે અવર કહેતાં બીજી કોઈ લ્હેણાદેણીનું સુખ કદી પણ મુકાબલે બેસી નજ શકે!

૩.-તર્ક રૂપી ઘોડો. ૪.-અનેક તરેહનાં પરોપકારનાં કામ દુનિયાંમાં મનુષ્યો જે કરેછે તે પોતાનાં મન વડેજ કરેછે; તેટલામાટે એવાં એ પરોપકાર કરાવનારાં મનને ધન્ય-શાબાસ છે!

૫.-ફલાણું મનુષ્ય એમ જે આપણે બોલીયે છઈયે તે તે મનુષ્યનાં શરીરને વિષે નથી બોલતાં, પરંતુ તેનાં મનને વિષે આપણે બોલીયે છઈયે; એટલામાટે તન કહેતાં જે શરીર તેને જન-મનુષ્ય ન જાણવું, પરંતુ તે મનુષ્યનું જે મન તેજ તે મનુષ્ય છે એમ જાણવું.

૬.-આ જગતને વિષે મનુષ્યનો જન્મ થયા પછી જેવા જેવા પ્રકારના અનુભવના પ્રસંગો તે મનુષ્યને મળેછે, અને તે વેળા પછી જેવી જેવી સ્થિતિમાં રહીને તે મનુષ્ય જેવી જેવી રીતે (પોતાના સંસ્કાર પ્રમાણે) તે અનુભવના પ્રસંગોને જોયછે-એટલે તે પ્રસંગોની વાતોને અ-

## જે જેવું તેને તેવું મળેછે.

(કવિત.)

પ્રપંચીને પ્રપંચી લુચ્ચાંને લુચ્ચાં મળે,
વળિ મળે વ્યસનીને વ્યસની મરદ મરદને;
કદિ આણમારચું[1] સાળે મળે જુઠે જુઠાં,
વળિ સાચે સાચાં પ્રભુ-સાહ્ય ભક્તનાં બરદને;[2]
એમ સહુ જગમાં જો જેવું તેને તેવું મળે,
કુદરતિ રીતે દુઃખી દુઃખમાં ગરદને;[3]
મેળવશે[4] કુદરત, પણ એક કહીશું વાત,
નથિ હજિ મળ્યું હજે જે વિજય-દરદને[5] !—૧.

---

નુભવેછે, તેવાં તેવાં કોઇ કોઇ એટલે ઘટે ઘટમાં જુદાં જુદાં માણસોને વિષે જુદા જુદા પ્રકારના રંગનાં મન હોયછે. આ જગતમાં અસંખ્યાત મનુષ્યો છે તેમાંથી કોઇ બે મનુષ્યની શિકલ સઘળીજ વાતે એકસરખી મળતી હોતી નથીજ, અને એમ છતાં જો કદાચ કોઈ પ્રસંગે શેક્સપિયરનાં—"કોમેડી ઑફ એરર"ની પેઠે એકાદો એવો દાખલો વાર્તા રૂપે મળી આવે, તોપણ એવી રીતે કોઈબે મનુષ્યનાં જે મન તે સઘળીજ વાતે સરખાં મળતાં હોય એવો દાખલો તો કોઈ પણ ઠેકાણે કોઈ પણ વખતે મળી આવો એ વાત અશક્ય—અસંભવિતજ હોય એમ જણાયછે !

૧.—જ્યાં જેવું જોઇયે ત્યાં તેવું કેટલીએક વાર વગર પ્રયત્ને—વગર માગે મળી આવે એમ પણ બને; પરંતુ એનો મુખ્ય અર્થ એવો કે જ્યાં જે ન જોઇતું હોય, જ્યાં જેનો ખપ ન હોય, જ્યાં જે ઉપર કંટાળો હોય, ને જ્યાં જે કદી માગ્યું ન હોય, ત્યાં તે પણ વળી (ખામુખાં) મળી આવેછે.

૨.—ભક્તને વરદાન આપવુંજ એવું પણ ઇશ્વરેચ્છાથી બની આવેછે.

૩.—દુઃખમાં જે ડુબી જઇને તેમાંજ રીઢું બની ગયલું હોય તેને તેવુંજ રીઢું સ્વાભાવિક રીતે મળી આવેછે.

૪.—હવે એવી રીતે જે જેવું તેને તેવું મળી આવેછે એવો જે કુદરતનોજ નિયમ તે નિયમ, વિજયને પણ કાંઇ તેના જોગ તેવું મેળવશેજ, એવી આશા રખાવેછે ! ૫.—તોપણ એમ છતાં હજી સુધી કોઈ એવું ખરૂં સ્નેહી નથી મળી આવ્યું કે જેની આગળ, મન મુકીને પ્રબળ ચિત્તે પોતાનાં મનનાં દર્દની સઘળીજ ગુહ્ય વાતોનાં ઉભરા કહાડીને પોતાનું દિલ ખોલીને ઠાલવી શકાય !

## વિધવા-બોધ.

### ( આમખો. )

( " જીવને શ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઈ ".—એ ઢાળે. )

વિધવા જુઓનિ કરી વિચાર, સહુ છે સ્વારથિયો સંસાર—વિધવા૦—ટેક.
માત પિતા ને ભ્રાત આદિ સહુ, નિજ સ્વારથને જોય;
વાંક કહાડીને ચાલ તણો, લુખાં લાડ દેખાડિશે રાય !—વિધવા૦—૧.
પડે તેનેજ પીડ લાગે ને, વાગે તેને તીર;
ભાભીનાં સુખમાં તમ-દુખ વિસર્યાં, વ્હાલા ત્હમારા વીર !—વિધવા૦—૨.
મૂગે મ્હોડે માર સાંખી રહો, શૂં કરે બીજાં કોય ?
હામ ધરો ન ત્હમે હૈયામાં, કામ તે ક્યાંથી હોય ?—વિધવા જુઓનિ૦—૩.
વાત કરંતાં વીતી ગઈછે, દસી ને વીસી તમામ;
પરદુખભજન વિક્રમની શૂં, વાટ જુઓછો આમ ?!—વિધવા જુઓ૦—૪.
જોતાં જોતાં જવાની જાશે, કેશ નહીં રહે શ્યામ;
વેશ ત્હમારો બનશે બ્હરવો, વરવા[1] નહિં રહે કામ[2]!—વિધવા જુ૦—૫.
પુનર્વિવાહને દેતાં ઉત્તેજન, સભા સહૂ શરમાઈ;
સભાએ જ્યારે ખભા[3] ધર્યા ત્યારે, વિધવા ગઈ સંતાઈ!—વિધવા૦—૬.
પ્રતિનિધિ થઈ માત પિતાની, આણે સભા જ્યારે દાઝ;
લટકો કરી ત્હમે લાજ શેં તાણો, પુછતાં એટલામાંજ ?!—વિધવા૦—૭.
આત્મા રૂપી રામ દુભાવી, કોપાવો કાં કિરતાર ?
ફરિ ફરિ મનખાદેહ ન આવે, જાય એળે અવતાર.—વિધવા જુઓ૦—૮.
હક ત્હમારા શાને ચુકોછો, બીક ન રાખો ઊર;
કાયદો ત્હમને સાહ્ય કરેછે, રોકે કોની મગદૂર?!—વિધવા જુઓનિ૦—૯.
સંસાર કેરા લ્હાવા લેવા, દાવા ત્હમારાની દાદ;
સુણશે દેવ દુંદાળો સુંઢાળો, એવો છે આશિરવાદ !—વિધવા જુ૦—૧૦.
દેશી જનનાં દુ:ખ ટળે ને, વૃદ્ધિ પ્રજાની થાય,

---

૧—૨.—પછી ત્હમારી સાથે પુનર્લગ્ન કરવાની કોઈને ઇચ્છા નહીં ઉપજે;—અથવા બીજો અર્થ એવો કે ત્હમારે પોતાને પણ ફરિ પરણવાનું તેવી પુખ્ત ઉંમરે કશું કામ-પ્રયોજન નહીં રહે !

૩.—પુનર્વિવાહની વાતને ટેકો આપવાનું જ્યારે સભાએ મન કીધું

વિધવા વાંઢાનાં નામ જગતમાં, વગોવાતાં રહિ જાય.–વિધવા જુ૦–૧૧.
આવેશ પૂરો આણ્યા વિનાં, થાય અમલ નહિં એમ;
કમળ સંકોચે બિડાયું રહે ત્યાં, મધુકર[1] આવે કેમ?!–વિધવા જુ૦–૧૨.
વાત કરો મન મોકળાં મુકી, આ બોધ છે વળિ ઓર;
અનુભવશો પ્રેમ–મધુકરનો રસે, કહેશો કલેજાંની કોર!!–વિધવા૦–૧૩.
બંધન–દોરી કુત્તી[2] વાળી, લાગે ન તૂટતાં વાર;
અનાથ ટળિ સનાથ થવું હોય, સ્વાધિન છે અધિકાર.–વિધવા જુ૦–૧૪.
વિજયને મન વાત વસીછે, પરમારથને કાજ;
વિધવા જો કોઈ મુદ્દલ ભરે તો, વિજય ભરશે વ્યાજ!–વિધવા જુ૦–૧૫.

---

## મિત્રવિયોગ–ભાગ ૧ લો.

### ( દોહોરા. )

અરે મિત્ર આ એકદમ, ગજબ થાય શો હાય;
સુખ સંયોગનું લુંટિ લઈ, દે હધિ કુદરત લ્હાય.–૧.
નિરાંતથી બેઠા હતા, રિયતા કરી છાંય;
બનાવ આ શો બનિ ગયો, હાય નાજ સંખાય.–૨.
તપખિર ચિપટી આધિ છે, પણ આ આવી છીંક;
માટે ચિપટિજ[3] ખાળવી, તો પછિ શેની બ્હીક?–૩.
હાય અરે ઓ દૂનિયાં,આ શિ ત્હારી રીત;
નથી ખરે તૂં સાચની, જુઠાંનિ છાં ખરચીત.–૪.
નિમકહલાલીથી કરી, નોકરિ ન લિધી લાંચ;
(પણ) રહ્યો લાંચિયાથી જુદો, લાગી તેથી આંચ.–૫.
નથી કિધૂં કંઈ કૂડું તેં, શીદ કરે તૂં શોચ;
કુદરત તો એવીજ છે, કોને ન મુકે ઓછ.–૬.

---

ને માથે લીધું ત્યારે. ૧.–ભ્રમર. ૨.–કાળ તથા કુદરત રૂપી માજુના બિસરકા લાગવાથી સ્હેજ ઈસારતમાં તુટી જાય એવી બની રહેલી!

૩.–જે જે વસ્તુ કે વાતના માત્ર ઓળા કે પડછાંયાથી પણ આપણને નુકસાન થવાનો સંભવ રેહેતો હોય તે તે વસ્તુ કે વાતને મૂળ સંસર્ગેજ ભિભાં ન રેહેવું, એટલે પછી કશી રીતનો મિથ્યાપવાદ પણ રહેજ નહીં.

બનનારી તે બનિ ગઈ, થઈ ધીરો તૂં જોય;
ગભરાવ્‌વૂં એમાં શું રે, એ પણ દાહાડા હોય.—૭.
હતા રંગ ધડિ ઉપર શા, કેવા અધઘડિ માંહ્ય;
વાત બોલ મા મિત્ર તૂં, ઉઠિ રહિછે દિલ લાહ્ય.—૮.
મળ્યા પરસ્પર આપણા, સ્વભાવ બેના એક;
દીલ ખોલિને કહાડતા, દર્દ ઉભરા નેક[1].—૯.
તન મન ધન જન દુ:ખિ હૂં, મળ્યો દર્દિ તૂં તેમ;
રેહેતો તુજ ઊંહે[2] હવે, કહાડિશ દાહાડા કેમ?—૧૦.
કો જાણે ક્યારે હવે, મળશૂં પ્રાછા મિત્ર;
નથિજ ભુલાવ્‌વાનૂં ખરે, ઉદાસિ આ તુજ ચિત્ર.—૧૧.
નથિ ગમવાનૂં તૂં વિનાં, આ બિજે કો અત્ર[2];
લખતો રેહેજે વિજયને, કકડો મિત્ર તું પત્ર.—૧૨.

---

## જોગવાઇનો ઉપયોગ કરવા વિષે—મનને ઉપદેશ.

### (પદ—રાગ ધનાસરી.)

શિખ કરતાં ઉપયોગ[3], જોગનો[4], શિખ કરતાં ઉપયોગ;
નવ કહે "મળિયા ભોગ[5]," —જોગનો, શિખ કરતાં ઉપયોગ.—ટેક.

---

૧.—નેકીવાળા;—નીતિમાન મનુષ્યને પ્રમાણિકપણે ચાલતાં પણ આ સંસારને વિષે જે કેટલીક વખત કેટલાંએક દુ:ખ પડેછે તેથી ઉપજતાં દર્દના નેક ઉભરા. ૨.—આ ઠેકાણે.

૩.—જેમ રસાયનક્રિયાને વિષે જે મનુષ્યને આવડત હોયછે તે ધઊંની કુળવણી કરીને તેનાં પકવાન બનાવેછે, અને જેને આવડત નથી હોતી તે ભાખરીને પણ માંહેથી અડધી કાચી રાખેછે અને ઉપરથી આખી બાળી નાખીને તેને કોયલા જેવી કે કાજળના રંગ જેવી કરી નાખેછે—ને પેલાં પકવાનના અને એ ભાખરીના ઘઊં તો એકજ, પણ તે ઘઊંનો ઉપયોગ કરવાની રીતમાં ફેર પડી જાયછે; તેમજ જોગ તો એકના એકજ વસ્તુ છે. પરંતુ તેનો ઉપયોગ કરવાની જે રીત તે રીતે રીતમાં ફેર હોયછે—માટે એનો ઉપયોગ કરતાં શિખ.

૪.—જે બનાવ બને તે—જોગવાઇ—ઈત્તિફાક—વખતનો.

૫.—ગમે તેવો બનાવ બને તોપણ તેમ છતાં "અરરરર આ તો ભોગ માળ્યા!"—એમ કદી પણ ન કહેવું;—અને પ્રથમ ગમે તેવો તે પ્ર-

રે મન જોસ્સાને[1] કર સ્વાધિન ; સાધિ માનસિક[2] યોગ.—જોગનો૦—૧.
જોસ્સો કર આધીન[3] જોગને; એજ ખરો ઉદ્યોગ[4].—જોગનો, શિખ૦—૨.
કામ ક્રોધ મદ લોભ મોહ ને,મત્સરનો દઈ ભોગ[5].—જોગનો, શિખ૦—૩.
ઘણા જનો જગ માંહિ અજાણ્યા[6]; જાળવિ[7] ન શકે જોગ.—જોગનો૦—૪.
જોસ્સો કંઈ ને જોગ હોય કંઈ; એમ વ્હોરતા[8] રોગ !—જોગનો, શિ૦—૫.
જેવો જોગ જે સમે હોયે; તેવો ચલવ[9] પ્રયોગ.—જોગનો, શિખ૦—૬.

---

તિકુળ દેખાતો હોય તોપણ પરિણામે તે પ્રતિકુળ કે અનુકુળ કેવી રીતનો નિવડશે, એ અગાઉથી જાણી શકાતું નથી; પણ એટલું નક્કી જાણવું કે જેવી રીતનો તે જોગનો ઉપયોગ કરવામાં આવે, તેવી રીતનો તેનો પરિણામ, તે ઉપયોગ કરવાની રીત પ્રમાણે, સારો કે માઠો—અનુકુળ કે પ્રતિકુળ—નિવડેછે.

૧.—અરે મન, જે કંઈ જોગ આવે તેનો આદરસત્કાર કરવાને બદલે "આ તો ભોગ મળ્યા"—એમ કહીને એવી રીતે તરતજ તે જોગનો અનાદર કરીને બોલી ઉઠનાર જે ત્હારો પ્રધાન જોસ્સો તે જોસ્સાને.

૨.—યોગમાર્ગને વિષે યોગી લોકો જેવી રીતે સ્થૂળ દેહના પ્રાણવાયુનું રુંધન કરીને જોગ સાધેછે તેવી રીતે સૂક્ષ્મદેહ—લિંગદેહનો માનસિક જોગ સાધીને.

૩—૪.—જોગ જે પ્રકારનો અને જેવા રંગનો હોય તે પ્રકારનો અને તેવા રંગનો જોસ્સાને બનાવી દઈને એ જોસ્સાની લગામ પછી જોગને હાથ સોંપી દેવી,—એનુંજ નામ ખરો ઉદ્યોગ છે—બાકી બીજા સઘળા જે ઉદ્યોગ તે વ્હામ—બેસૂરા—બેતાલા જાણવા !

૫.—બળી—બળીદાન.

૬.—પ્રતિકુળ હોય તેવા (પ્રથમ બ્હારથી) દેખાતા જોગનો ઉપયોગ કેવી રીતે કરવો તે રીતથી અજાણ્યા—અણવાકેફ.

૭.—સંભાળ રાખીને તથા સાચવીને તજવીજથી તે જોગનો યોગ્યરીતે ઉપયોગ એવા લોકો કરી શકતા નથી.

૮.—જોસ્સો જ્યારે ઉત્તરમાં ચાલતો હોય ત્યારે જોગ હોય દક્ષણમાં, અને જોગ જ્યારે ઉત્તરમાં આવે ત્યારે જોસ્સાભાઈ પછી વંકાઈને—રીસાવીને ચાલ્યા જતા રહે દક્ષણમાં ! હવે એવી રીતે જોગ એ મહાદેવ, અને જોસ્સો એ મિયાંભાઈ, એ બેનો મિલાપ કદી પણ થઈ શકે? અને લોકો તો એ મીયાંભાઈ જોસ્સાભાઈની સલાહથી અને એનીજ દવાથી વગર લેવેદેવે ઉલટા રોગ ખરીદ કરી કરીને સાજા ઘરમાં સંઘરયાજ જાયછે !

૯.—જે વેળા જે પ્રકારનો અને જેવા રંગનો જોગ હોય તે વેળા તે

પ્રતિકુળતા અનુકુળતા થાશે; ટૂંકો એજ અભોગ[1]!-જોગનો, શિખ૦-૭.
વિજય સહજ મળશે ફળ વાંછિત; નહિં રહે કશો વિયોગ!-જોગનો૦-૮.

---

## સમયસૂચકતા વિષે.

### (પદ—રાગ કાફી.)

સહુથી સમયસુચકતા મ્હોટી;
નાવે આણી કીધે શ્રમ કોટી.-સહુથી સમયસુચકતા૦-ટેક.
અભ્યાસે કદિ તકલદિ આવે; કુદરતિથી તે[2] છોટી.-સહુથી સમય૦-૧.
તકલદિ માત્ર ત્વરાથિ વિચારે; પણ ન ચતુર્દિશ[3] જોતી.-સહુથી સમ૦-૨.
કુદરતિ શીઘ્ર દૃષ્ટિ દુર[4] ફેંકે; આફત[5] જેની કસોટી.-સહુથી સમયસુ૦-૩.
તકલદિથી ન કળાય કયમે કરિ; કુદરતિની જે કોટી!-સહુથી સમય૦-૪.
કુદરતિ કદિ તક ખોઈ પૂઠેથી; પસ્તાઈને નવ રોતી[6].-સહુથી સમય૦-૫.

---

પ્રમાણે પ્રયોગ અથવા અખ્તરો પણ તેજ પ્રકારનો તથા તેવાજ રંગનો તે ઠેકાણે ચલાવ-અજમાવ.

૧.—સારાંશ—તાત્પર્ય.—ટુંકામાં એ વાતનો નિર્ણય—સિદ્ધાંત એટલોજ કે ઉપર કહેલી રીતે વર્ત્યાથી જે જે પ્રતિકુળતા એટલે અવઘડ—હરકત જણાતી હશે તે તે તમામ સઘળી અનુકુળતા કહેતાં સગવડ—બરકત રૂપ થઈ રહેશે.

૨.—એ વાતનો આક્ષેપ રાખ્યાથી કદાચ કાચી—ઉપલક રીતની સમયસૂચકતા પોતાનામાં આવી શકે. તોપણ મુળ પ્રકૃતિથી—સ્વાભાવિક સમયસુચકતા જે હોય તેના કરતાં તે ઉતરતીજ જાણવી.

૩.—તકલદી એટલે—એવી રીતે આક્ષેપ રાખીને મેળવેલી ઉપલક રીતની જે સમયસૂચકતા તે, માત્ર એટલુંજ કરી શકે કે તે બીજાઓના કરતાં ત્વરાથી—જલદીથી વિચાર કરી શકે. પરંતુ એવી રીતે ઉતાવળમાં વિચાર કરતી વેળા ચતુર્દિશા—આસપાસ આગળ પાછળ ચારે દિશા તરફ શું શું બાધ આવેલાછે એ વાત ઉપર પોતાની નિગ્રા રાખીને તે જોઈ શકતી નથી. ૪-૫.—પરંતુ જે સ્વાભાવિક સમયસૂચકતા હોયછે તે એ બંને કામ સાથેજ કરેછે અને તે એકજ ક્ષણે કરેછે:—ઘણીજ શીઘ્ર રીતે એટલે ઘણાજ ઉતાવળા વેગથી અને અષ્ટાવિધાનીની પેઠે ઘણા વિષયમાં ને ઘણે દુર સુધી પોહોચી વળે તેવી રીતે પોતાની માનસિક દૃષ્ટિનો લક્ષ ચોકરદમ ફેંકેછે;—અને એવી સ્વાભાવિક સમયસૂચકતાને કસી જોવાને માટે આફતનો વખત એ એની કસોટી છે!

૬.—"અરે આપણે ફલાણી રીતે ફલાણું કરવાનું સુઝયું હોત તો

પાણિ વલોવ્યા[1] તરણાં ચુંથવા[2]; કુગતિ નવ રહે ખોટી[3]!–સહુથી૦–૬.
તાકિ આબાદ[4] ગ્રહે[5] તત્વ મુદ્દો; તર્કનિ[6] ફેંકી ટોટી!–સહુથી સમ૦–૭.
ઈશ–કૃપાથી કવિતામાંથી[7]; વિજયનિ પાકે[8] વિંઘોટી[9]!–સહુથી સ૦–૮.

---

## મસ્તી.*

### ( ચોપાઈ. )

વિજય એક બનિ આજે વાત; સમજે નહિં તેને ન વિસાત;[10]
અમૂલ મસ્તી રૂપી જડી;[11] પંથે[12] હિંડતાં નજરે પડી.–૧.
ખપ એનો બહુ મુજ વૈદકે;[13] એનિ કદર બુઝિ વૈદજ[14] શકે;

---

આમ ન થાત" એવી રીતે પાછળથી તે બાબતનો ખેદ કદી પણ તેને કરવો પડતોજ નથી. ૧–૨–૩.–મુખ્ય મુદ્દાની વાત મુકીને નિરર્થક અને નિષ્ફળ જેવી નજીવી વાતમાં, જે સ્વાભાવિક સમયસૂચકતા છે તે, થોભી રહીને–ખળાઈ રહીને–અટકી રહીને, કદી પણ ખોટી થતી નથી–કોઈ પણ રીતના વ્હેમની સફાઈ થવાની રાહ–વાટ જોવાને બદલે તેનો તે તાબડતોબ નિકાલ–નિર્ણય કરી નાખેછે, અને એ પ્રમાણે કંઈ પણ તે પોતાનો વખત નકામો જવા દેતી નથી.

૪.–રામબાણ નિષ્ફળ નજ જાય–કાર્ય સાધ્યા વગર પાછું નજ ફરે–તેવી રીતે. ૫.–ઝાલીલે–પકડીલે. ૬.–તર્ક રૂપી બંદુકની–પિસ્તોલની. ૭.–કવિતા રૂપી ક્ષેત્રમાંથી.

૮.–ફળે–મળે–હાંસલ થાય. ૯.–વિંઘાંનો જે દર તે–મેહેસુલ–હકસાઈ–સુખડી.

*–બાળક છોકરાંઓ જે ધાંધલ–તોફાન કરેછે તે મસ્તી નહીં, પરંતુ મનુષ્યને જે વાતનો શોખ હોય તે કામ કરવામાં જે તેને તે વાતની ધુન લાગી રહેછે તે–નિમગ્નતા–લેહ–લગન.

૧૦.–આ વિષય એવો છે, કે એની અંદર ઊંડા પેસીને એનો મુદ્દો સમજ્યા વગર એમાં રસ પડે તેમ નથી. ૧૧.–જડીબુટ્ટી.

૧૨.–આ જિંદગાનીને રસ્તે–મારગે. ૧૩.–માનસિક રોગ તથા મનના વિકારોને માટે કવિતા રૂપ જે ઔષધ આપવાનું મ્હારૂં વૈદક છે તે કવિતાનાં વૈદકમાં.

૧૪.–એવા મનોવિકારની નાડીઓની ખરી પરિક્ષા કરી શકે અને તેના ઉપર એ જડી કેમ વપરાયછે તે જાણતા હોય એવા જે કવિઓ હોય તેજ એકલા.

જાણે જેઓ ક્યમ વપરાય; ઉલટી[1] સુલટી[2] કેમ ઘસાય.-૨.
અતિશય અવગુણ ઉલટી ઘસે; અહિ[3]-અવિચાર મનેન્દ્રી ડસે;
જડિ એ ષડ્‌રિપુ[4]-મુળ તવ[5] આપ;[6] અમલ[7] ઉતરતાં પશ્ચાતાપ.-૩.
પણ ક્યારે ક્યમ પિવિ કેટલી; સુલટે[8] ગુણ કેવો છે વળી;
વાત એટલી જો સમજાય; જડી મસ્તિની અમુલ જણાય.-૪.
જુદે જુદે મન જૂદી મસ્તિ; મસ્તિ વિરી સંસારનિ વસ્તિ;
એ મસ્તી ના હત સંસાર;[9] જતે બંધ[10] પડિ સહુ વ્યાપાર.-૫.
કરતાં એ જડિ કેરિ તપાસ; દિસે સત્વ[11] બહુ વિત્ત વિકાસ;
પક્કો એનો એવો પાશ;[12] વિશ્વ[13] હમેશ દિસે ભર્યું આશ[14].-૬.

---

૧-૨.-એ મસ્તી ઊંધે રસ્તે-દુરાચરણને મારગે જ્યારે લઈ જવામાં આવે ત્યારે તેને ઉલટી ઘસી એમ કેહેવાય, અને જ્યારે એને સુધે રસ્તે-સદાચરણને મારગે વાપરવામાં આવે ત્યારે એ જડીબુટ્ટી સુલટી ઘસી એમ કેહેવાયછે. ૩.-સર્પ. ૪.-કામ ક્રોધાદિ છ શત્રુઓનું મૂળ. ૫.-ત્યારે. ૬.-એ જડી પોતેજ.

૭.-નીશો-કેફ.-જ્યારે એ જડીબુટ્ટીને ઊલટી ઘસવામાં આવેછે, એટલે દુરાચરણને આડે રસ્તે લઈ જઈ વાપરવામાં આવેછે, ત્યારે એ ઘણીજ ભયંકર રીતે નુકસાનકારક થઈ પડેછે, અને પછી તેમ થવાથી અવિચાર-અવિવેક રૂપી જે સર્પ તે મનની ઇંદ્રિને દંશ દેછે-કરડેછે. તે વેળા એ જડીબુટ્ટી પોતેજ કામ ક્રોધાદિ છ શત્રુઓનું મૂળ કારણ થઈ પડેછે. અને જ્યારે એ સર્પનાં વિષ-ઝેર-કેફનો અમલ ઉતરેછે, ત્યારે પછી પરિણામે એ જડીબુટ્ટી એવી ઉલટી રીતે ઘસ્યાને સારૂ, એટલે તેને દુરાચરણને આડે રસ્તે લઈ જવાને સારૂ, મનને વિષે ભારે મ્હોટો પશ્ચાતાપ થાયછે! ૮.-સુલટી ઘસવાથી-સદાચરણને સુધે રસ્તે વાપરવાથી-એ જડી-બુટ્ટીનો જે ગુણ તે.

૯-૧૦.-આ સંસારને વિષે જો એ મસ્તી ન હોત તો પછી આ દુનિયાંનો તમામ વહિવટ-વ્યાપાર બંધ પડી જાત, કેમકે આ તમામ સંસારનો વ્યવહાર એ મસ્તી છે તોજ તે વડે ચાલી રહેલોછે!

૧૧.-એ જડીબુટ્ટીમાં ઘણું દૈવત-કસ રહેલું માલમપડેછે.

૧૨.-બંધન-માયાજાળ. ૧૩-૧૪.-આ તમામ વિશ્વ-જગત જે નિરંતર આશા-ઉમેદનું ભરેલું જણાયછે તે એ મસ્તી વડેજ!

મસ્તિ દ્રવ્ય, યશ, પ્રિતિ, ને ટેક; મનોવિકારનિ[1] મસ્તિ અનેક;
એમ વિવિધ રંગે[3] દેખાય; વિજય મસ્ત હૂં કવિતા માંહ્ય[4]!-૭.
મસ્તિ વિનાં તો મોળૂં[5] સહૂ; મઝા[6] પડે મસ્તીથી બહૂ;
કાર્ય બેશ[7] મસ્તિથી કરાય; નહિંતર માથાઉતરણું[8] થાય.-૮.
દુ:ખ નિરાશ અવસ્થા[9] માંહ્ય; મસ્તી કરતી મ્હોટી સાહ્ય;[10]
એ[11] મસ્તી જાણે નર તેહ; દયા શાંતિ[12]-રસ સમજે જેહ.-૯.
પ્રથમ સમાધાની કરિ ખાસ;[13] જેનો અનુભવ જ્ઞાન ઉજાસ;
મસ્તિ ન્યારિ બહુ શાંતી-રસે;[14] વિજય લિલા[15] નાટક મન વસે.-૧૦.

---

૧-૨.-કોઈ મનુષ્યને પૈસો કમાવવાનીજ મસ્તી લાગી રહેલી હોયછે, કોઈને કીર્તિની, કોઈને પ્રીતિની, કોઈને પોતાના બાપદાદાનો વટ જાળવી રાખવાનીજ-એમ જુદાં જુદાં મનુષ્યનાં મનને વિષે જુદા જુદા અનેક મનોવિકાર હોયછે તેની જુદા જુદા પ્રકારની અનેક રીતની મસ્તાઓ રહેલી હોયછે. ૩.-તરેહ તરેહના રંગની.

૪.-એવી રીતે આ સંસારમાં અનેક પ્રકારની જે મસ્તીઓ જણાયછે તે જોઉંછું અને તે સઘળીઓને અનુભવથી જાણુંછું, તોપણ કવિતાની મસ્તીમાં જે સુખ અને સર્વોપરી આનંદ રહેલાંછે તે આનંદ અને સુખ તે અનેક પ્રકારની બીજી મસ્તીઓમાંની એક પણ મસ્તીમાં નથીજ નથી, એમ અનુભવથી જાણીને વિજય માત્ર એક કવિતાને વિષેજ નિરંતર મગ્ન-મસ્ત થઈ રહેલોછું! ૫.-આ સંસારની લીલા રૂપી તમામ જે રસોઈ તે મસ્તી રૂપી સબરસ વગર મોળી-ફીકી-નિરસ-બેસવાદ લાગેછે, અને વળી મીઠાંની પેઠે કંઈ એકલો ખારોજ સ્વાદ એ મસ્તી રૂપી સબરસમાં હોય એમ નથી, પરંતુ ગળપણ, તીખાસ, વિગેરે તમામ જાતના સ્વાદો તેમાં રહેલાછે! ૬.-હેજત-સ્વાદ. ૭-૮.-કોઈપણ કામ કરવામાં જે તે વાતની ખરી ધુંન લાગી રહેલી હોય તોજ તે કાર્ય બેશ-કહેતાં સારી રીતે અને ચપળતાથી થઈ શકે, ને નહીં તો તે વાતની મસ્તી વગર તે કામ જ્યાંત્યાંથી કરવું તે કરવું, એમ કરીને માથા ઉતરણું-માથેથી ભાર ઉતારવાના સરખું-ભલીવાર વગરનું થાયછે!

૯.-દુ:ખની અને નિરાશપણાંની સ્થિતિમાં. ૧૦.-મદદ.

૧૧.-એવી સ્થિતિને વિષે જે પ્રકારની મસ્તી હોયછે તે.

૧૨.- કરુણારસ તથા શાંતરસની મસ્તીનો જે મનુષ્યને અનુભવ હોય તે. ૧૩.-હર્ષ શોકને માટે મનને વિષે સમાનવૃત્તિ પોતાનીજ કરી રાખીને. ૧૪.-શાંતરસને વિષે.

૧૫.-આ આખી સૃષ્ટિની તમામ લીલા નાટક રૂપે જણાય-ભાસ-

મસ્તીનો હૂં કહું ઉપાય; હોય આણુવી આમ[1] અણુાયઃ-
વિષય-જ્ઞાન પાછળ[2] રેહવું; ત્યારે તેજ[3] અધિક લેહવૂં.-૧૧.
અનુભવ જ્ઞાન ઘટાડે મસ્તિ; નહિં તે બે[4] ત્યાં એ બહુ.સસ્તિ;
પણ જ્ઞાનાંકુશમાં રહિ હસે;[5] વિજય એવિ વિરલે[6] ચિત વસે.-૧૨.
માયાવી[7] મસ્તી સહુ ખરી; પણ જવ[8] અનુભવ ઉઠે લહરી;[9]
સભર બ્રહ્મ-રંગે[10] રહે ઠરી; વિજય મસ્તિ એ સર્વોપરી[11]!-૧૩.

---

માન થાય. ૧.-આ નીચે જે રસ્તો-ઉપાય બતાવુંછું તે રીતેઃ-

૨-૩.-જે વિષયમાં આપણે મસ્ત થવું હોય તે વિષયમાં આપણે પુરેપૂરા જ્ઞાની થયા છઇયે એમ ન માનતાં તેમાં હજી આપણે કંઇ નવું શિખવાનું-જાણવાનું બાકી રહેલુંછે,. એમ મનના ખરેખરા આગ્રહપૂર્વક માનવું, અને વળી બીજા સઘળાજ વિષયો કરતાં તે વેળા તેજ એકલો વિષય સહુથી સ્હડતો અને શ્રેષ્ઠ છે, એમ પણ મનના ખરેખરા આગ્રહથી માનવું-એટલે પછી તે વિષયમાં જોઇયે તેવી આપણને આપોઆપ મસ્તી ઉપજી આવશે!

૪.-જ્યાંલગી કોઇ પણ વિષયનો પૂરેપૂરો અનુભવ અને તેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયાં નથી ત્યાંલગી તે વિષયની મસ્તી રહેછે;-તે વિષયનો સંપૂર્ણ અનુભવ અને સંપૂર્ણ જ્ઞાન થયા પછી વ્યવહારિક રીતની તે વિષેની મસ્તી જતી રહેછે-તે નહીં સરખી થઈ જાયછે, ને તેને બદલે એવા સંપૂર્ણ જ્ઞાનને વિષે પછી એક પ્રકારની શાંતરસના ઘરની ઠરેલ મસ્તી રહેછે! તેટલામાટે, જે ઠેકાણે અનુભવ અને જ્ઞાન એ બે ઓછાં હોય તે ઠેકાણે વ્યવહારિક મસ્તી વિશેષ હોય એવો સિદ્ધાંત છે!

૫-૬.-પરંતુ, એવી ઠરેલ મસ્તી જ્ઞાનના અંકુશમાં રહીને નિજાનંદને વિષે ખેલી રહી હોય એવી તો કોઇએક વિરલાંજ મનુષ્યનાં ચિત્તને વિષે હોય. ૭.-આ સંસારની માયાની-નાનાપ્રકારના મનોવિકારની. ૮.-જ્યારે.

૯.-મોજું-તરંગ-લ્હેર (અનુભવની.).

૧૦.-આ તમામ જગત મિથ્યાભાસ જણાઇને એક સત્ય વસ્તુ કે ચૈતન્યબ્રહ્મ તે અનંતપણે ભરપૂર-નિર્વિકાર જણાઇને તે એકમાંથી નિકળતા અનેક રંગો જોવામાં. ૧૧.-સહુથી શ્રેષ્ઠ.

## કસરત.

( છપ્પા. )

સરવે સુખનૂં મૂળ, જગતમાં તંનદુરસ્તી;
કસરતનૂં તે[1] ફૂલ, ખિલી ઉડતી સહુ સુસ્તી;
માત્રા[2] એ તાંબાનિ, અંગ રાખે અવિકારી;
ગુણે ઘણી મર્દાનિ, જંગ[3] જીતે એ નારી;
"સહુ ખુબિ ખુબશુરતી ભિતરની[4], ખિલિ રહેતી કસરત વડે;
વળિ હોય કદી કંઈ હિણુવરૂં, ટળિ કજોડું જોડૂં ખણે !—૧.
હોય કસરતી જંન, તંન તેનૂં તસતસતૂં;
સદા ખુશીમાં મંન, વદન પણ દીપે[5] હસતું;
કળા ચપળતા પૂર, કાર્ય કરવે મદમાતો;
અનુભવવે આતૂર[6], શૈર્ય પ્રીતીની વાતો;

૧.—કસરત રૂપી ઝાડ ઉપર તંદુરસ્તી રૂપી ફુલની કળી, એ ઝાડની અંદરની સ્વાભાવિક ગરમાએ કરીને, ખીલી રેહેવાથી જે સુસ્તી રૂપી મંદીની—શરદીની હવા હોયછે તે તમામ એકદમ ઉડી જાયછે !

૨-૩.—એ કસરતને વિષે તાંબાની માત્રાના જેવો ગુણ અને પ્રતાપ રહેલોછે—એ કસરતે કરીને શરીરમાં કંઈપણ વિકાર રોગ મૂળેજ રહી શકતો નથી; અને અગરજો કસરત એ નારિ જાતિમાં બોલાયછે, તોપણ તે પોતાના ગુણમાં એવી બળવાન, પ્રતાપવાળી, અને કળા કૌશલ્યમાં પ્રવીણ છે કે મ્હોટાં ભારે યુધ્ધને વિષે તેને વિજય મળેછે!

૪.—જે ખુબી અને ખુબશુરતી કસરત કર્યા પેહેલાં ઢંકાયલી રહી હોયછે અને બ્હાર દેખાતી નથી હોતી તે તમામ સઘળી કસરત કર્યા પછી, (જેમ ટાહાડી પુરી ગરમ તવા ઉપર નાખ્યાથી તે પુરી માંહેલું વિગુતેજ ઉપર તરી આવેછે તેમ) બ્હાર ખીલી નિકળીને ખુલ્લી માલમ પડી આવેછે!

૫.—લીસું—તેજસ્વી ભાસતું શોભે.—શરીરની આરોગ્યતાએ કરીને મન પણ પ્રફુલ્લિત રહેછે, તેથી કરીને કસરતી મનુષ્યનું મન હંમેશાં ખુશીમાં રહેછે, અને તેની નયનો કસરતની ગરમીથી ઉત્પંન થતા આનંદની એક પ્રકારની ખુમારીમાંજ હંમેશ રહેછે—તેથી કરીને તેનું મુખડું હંમેશ તેજસ્વીપણે દિપતું તથા હસતું માલમ પડેછે! ૬.—સઘળીજ વાતની આવડત તથા હથોટી કસરતે કરીને આવેછે, વળી કસરતી મનુષ્યને કંઈ પણ કામ કરવામાં જરા પણ સુસ્તી કે આળસ હોતાં નથી; અને શૌર્યની તથા પ્રીતિની વાતમાં હરદમ ચકચૂર—મચેલાં રેહેવાનું તેને બહુ

રગ રગે જોમ વ્યાપી રહ્યો, ચરણ તળે ધરણી ધ્રુજે[1];
ન ખમાય કશો અન્યાય[2] ને, અસત્ દેખિ હણવા ઝુઝે—૨.
કરી વક્રિકે-મુછ નીચિ, મીચિ[3] ચખ જોવું અઘટતું;
ધિઃક જનાની રીત, ડરી ખમવું દુખ વધતું[4];
વિનાં કસરતે જંન, દિસે તન મનનાં પોચાં;
નીચ અદેખાં ભુંડાં, હાડકાંનાં બહુ ખોટાં;
વળિ સદા અસંતોષી દિસે, લડે લડાઈ બાયલી;
દિનમાં દસ ફેરી શિર દુખે. જન્મ તણાં તે કાયલી![5]—૩.
કસરતી જન કરે, કાર્ય બહુ અચરતં[6] જેવાં;
જાદૂમંતર[7] કરે, નજર ઝટ ચુકવે તેવાં;
એકિ વખતં[8] દસ બાર, કરે કાર્યો અભ્યાસે;

---

ગમેછે! ૧-૨.—તમામ આંખાં શરીરને વિષે કસરતની ગરમીનો રુમઝુમાટ ફેલાઈ રહીને તે રુમઝુમાટ ભિતરમાં નૃત્ય કરી રહેલો હોયછે, તેથી કરીને કસરતી મનુષ્ય જ્યારે ચાલેછે ત્યારે તેનાં પગલાંથી ધરણી ધમધમી રહેછે—અને એવી રીતે પગલાં જો વધારે જોરમાં પડેછે તો પછી તેથી જાણે ધરણી ધ્રુજતી હોય એવા વખતે ભણકારા પડેછે! કોઈ લુચ્ચું-ખળ મનુષ્ય કોઈ બીચારાં સૂધાં ગરીબ મનુષ્યને ગેરવાજબી રીતે દુખ દઈને નાહક તેને સતાવતું હોયછે, તો તેમ થતું જોઈને જે મનુષ્ય કસરતી હોયછે તે તે વિષે દરગુજર કરીને સાંખી રહી શકતો નથી—પરંતુ સત્ય અને ન્યાયની પાસથી લડવાને-યુદ્ધ કરવાને ઊભો થઈ જઈને એકદમ તરત તે લુચ્ચાં ગેરવાજબી રીતે ચાલનારાં ખળ મનુષ્યનો ટોટો પકડેછે, અને પછી તેની પાસે એવી રીતનાં તેનાં ગેરવાજબી આચરણનો જવાબ માગેછે! ૩.—અખાડાકાન કરીને.

૪.—આપણે ડરી જવાથી સામું મનુષ્ય જે વધારે જોરમાં આવી જઈને વધારે દુખ દે તે નીચું માથું કરી-કબુલ કરીને સઘળું મુગાં મુગાં કાયરપણે સાંખ્યાં કરવું,—આહા એ સહનશીલતા ને એ ખામોશી તે કયા સદ્ગુણની દીકરી?! ૫.—સદા રોગી—(એ કડીમાં મનુષ્યની જે જે રીતની તબિયત બતાવેલીછે તે તે રીતની તબિયત ફકત તેઓનાં શરીરની તથા મનની કસરત ન હોવાના સબબને લીધેજ હોયછે એમ જાણવું. ૬.—કૌતુક-નવાઈ જેવાં.

૭.—મનુષ્યથી ન બની શકે અને મંત્ર-સાધનાથીજ થઈ શકે એવાં નજરબંધીના જેવાં ગણાતાં, પરંતુ ફકત હાથચાલાકીથીજ થતાં એવાં.

૮.—અષ્ટાવિધાની મનુષ્ય જેવી રીતે એકજ વખતે ઘણાં કામો કરી શકેછે (સ્મરણશક્તિની કસરતે કરીને) તેવી રીતે.

જેમ વિદ્યુત[1]-ચમકાર, ચિન્હ અગણિત આકાશે;
રે વખત ઘણો છે કિંમતી, ગયો ફરી મળતો નથી;
જો વિજય બચાવ્યો[2] હોય તો, કર કસરત અતિ કોડથી.—૪.
કર કસરતનો શોખ, રોગ નહિં નામે[3] નડશે;
કર કસરતનો શોખ, ભોગમાં હેજત પડશે;
કર કસરતનો શોખ, જોગ[4] સહુ જોસ્સે મળશે;
કર કસરતનો શોખ, કોડવિધિનાં દુખ ટળશે;
રે કરૂં પ્રશંસા કેટલી, તન મન[5]-કસરત તણી;
નહિં ઉણું રાખે એ તો કશું, કામદુધા પારસમણી.—૫.
કદર લાઇકરગસે[6], ખરી કસરતની કીધી;
પ્રજા ગજાવી યશે, શત્રુની ફોજે બીધી;
તન કસરતિ મન[7] જ્ઞાનિ, પૂર્ણ તેની બલિહારી;
જગ-લીલા નિજબાનિ[8], નયનમાં રહે ખુમારી;

---

૧.—જેમ ચોમાસાંમાં વાદળને વિષે વિજળીના ચમકારામાં આસ-પાસ-આગળ પાછળ-ઉંચાં નીચાં-ઉલટ સુલટ-એક છેડેથી બીજા છેડા સુધી નૃત્ય કરી રહેલાં-અનેક તરેહનાં-અતિ ત્વરાથી તથા વેગથી ધ્રુજ-તાં-અને વાંકાંચુંકાં-આધાં પાસે-છેડે વચમાં-ફરકતાં-આંખમિચામ-ણાંના સરખાં-અનેક વિજળીનાં ચિન્હો જે એકજ પલકારામાં થઇ જતાં જણાયછે તેની રીતે. ૨.—જો થોડા વખતમાં ઘણાં કામ કરવાનો મ્હાવરો પાડવો હોય તો કસરત કરવી, કે તેથી કરીને અમુલ્ય અને અપુનઃપ્રાપ્ય-ફરીથી પાછો ન મળી શકે એવો જે વખત તે વખતના ખરચમાં ઘણો બચાવ થશે, અને પછી એવી રીતે વખત બચવાથી તેના બીજા અનેક રીતના લાભ મળશે.

૩.—સમુળગો-બિલકુલ; અથવા માત્ર નામનો પણ.

૪.—કસરત કીધાથી મનને વિષે અનેક પ્રકારની ઊર્મિઓ તથા તેના ઉદ્યમના જોસ્સાઓ ઉત્પંન થશે, અને પછી એ ઉદ્યમના જોસ્સાઓ-ની સંયુક્ત આકર્ષણશક્તિને યોગે કરીને અનેક રીતની જોગવાઇયો અને અનુકુળતાઓ પણ સહજ લોહચુંબકની પેઠે આપોઆપ તેના ભણી ખેંચાઇ આવશે! ૫.—શરીરની તથા મનની એ બંને-ની કસરતની. ૬.—એ નામના સ્પાર્ટા શેહેરના કાયદા કરનારે.

૭-૮.—જેનું શરીર કસરતી હોય અને જેનું મન જ્ઞાનવાન હોય

બહુ નાનાવિધના[1] રંગમાં, બ્રહ્મ-લિલા ભાળી હસે;
નહિં અસંતોષનૂં[2] નામ જ્યાં, વિજય ચિત્ત શાંતી વસે.-૬.

---

## આરોગ્યતા દેવીની સ્તુતિ.

### (છપ્પય વૃત્ત.)

જય દેવી મુજ માત, આજ શુભ દર્શન દેછે;
ઉમંગિ આ શું પ્રભાત, ગુલાબી સુર્ખિ[3] હસેછે!

---

એવાં મનુષ્યની બલિહારીની શી વાત?-આ આખી સૃષ્ટિ રૂપી જે લીલા તે એવાં મનુષ્યને એક મિજબાની-ઊજાણી-જ્યાફતના સરખી ગંમત-મઝા અને હ્હેજત ભરેલી છે; અને એવી રીતે તન તથા મનની કસ-રતને લીધે, અને એ સૃષ્ટિની લીલા રૂપી મિજબાનીના હ્હેજત તથા મઝા ભરેલા આનંદને લીધે, તેનો પોતાનો નિજાનંદ ઉદ્દીપન થાયછે, અને એ નિજાનંદની હ્હેરમાં પછી નિરંતર એવાં મનુષ્યની નયનમાં એક પ્ર-કારની ઠરેલ ખુમારી રેહેલી માલમ પડેછે!

૧.-નાના પ્રકારના-તરેહ તરેહના-એ જે કુદરતના રંગ, તે તમામ લીલા પરબ્રહ્મની પોતાની પોતાને વિષેજ રહેલીછે-એવો સ્વાત્માનુભવે કરીને નિજાનંદ અનુભવાયછે!

૨.-એવાં જ્ઞાની મનુષ્યને વિષે કોઈ પણ પ્રસંગે કોઈ પણ રીતનો અસંતોષ મુળે ઉત્પંન થઈ શકતોજ નથી, અને તેનાં ચિત્તને વિષે નિરંતર શાંતિનું સુખ સંપૂર્ણ રીતે ઠરી રહેલું હોયછે!

૩.-મ્હોટા ભારે મંદવાડમાં જ્યારે મનુષ્યનું શરીર લોહી વગરનું ખાલી-નાકૌવત-ફીકું પડી ગયલું હોયછે, ત્યારે તેવા મંદવાડમાં તેને વખત ઘણોજ લાંબો અને કંટાળા ભરેલો લાગેછે, અને આ આખું જગત જાણે સુનકાર અને ફીકું થઈ ગયું હોય એમ ભાસેછે-તેથી પ્રભા-તનો જે રળિયામણો વખત તે પણ તે માંદાં મનુષ્યને મંદવાડમાં ગમતો હોતો નથી, પરંતુ તે મંદવાડમાંથી જ્યારે તે મનુષ્યને આરામ થવા માં-ડેછે, અને પાછું તેના શરીરને વિષે નવું લોહી આવવા માંડેછે, ત્યારે પ્રભાતનો રળિયામણો વખત બીજાં મનુષ્યોના કરતાં તેને વધારે રળિ-યામણો લાગેછે, તેથી કરીને તેને સ્હવારમાં સૂર્યનાં કુમળાં કિરણો વાળા પ્રકાશમાં એક પ્રકારની ગુલાબી સુરખી જાણે હસી રહી હોય એમ લા-ગેછે; (કેમકે આ જગતનો દેખાવ એ માત્ર મનુષ્યના અંતરાત્માનું એક પ્રતિબિંબ છે, અને કલ્પનાસૃષ્ટિની સુરખી મનુષ્યનાં શરીર મા-હેલાં સ્વચ્છ લોહી ઉપર રહેલીછે!)-અને એવી રીતે આરોગ્યતાનાં

પડિ ઉંડો વિકટ રાત, હવે ન ભુલું તે[1] ખાડો;
શિખ્યો ઉંડિ બહુ વાત, ગાઉં શા શા ગુણ પાડો;
ઓ જગદ્જનુનિ[2] આરોગ્યતા, સ્તુતી કરૂં આ તાહરી;
ઓ મા જગમાં વણ તુજ કૃપા, અવર[3] ન ઇચ્છા માહરી.—૧.
ગુણ ત્હારા અગણીત, લહૂં પણ કહિ ના જાણૂં;
મણિ–પારસ તરુ-કલ્પ, કામદૂધા પરમાણૂં[4];
મનવાંછિત ફળ દિયે, દેઈ શિખ પ્રથમ[5] અનૂભવ;
નાસ્તિકતા અભિમાન, ભુલાવી ઉછાંછળો છર[6];
ઓ મા ઘડિભર તું અલોપ[7] થઈ, વધુ તાણે જન-ભક્તિ છે;
લઈ શિખ જે નીતિ ફરી મુકે, ખરે તેનિ[8] કમબખ્તિ છે.—૨.

---

પ્રભાતનો સમય કેટલો ઉમંગ ભરેલો લાગેછે,—એ વાત જેને એવા ભારે સખત મંદવાડનો અનુભવ હોય તેનાથીજ સમજી શકાય!

૧.—આકાશને વિષે લાલ મેમુદીના કનકવા સામુ ઉંચું જોઈને હિંડતાંમાં ઠોકર વાગીને જે ઉંડા ખાડામાં પડયાથી પગ મોચાઈને ભારે મંદવાડ આવેલો તે ઉંડો ખાડો! ૨.—જગતની માતા.

૩.—આ જગતને વિષે ત્હારી નિરંતર કૃપા રહે એટલીજ મ્હારી ઇચ્છા છે, એ વગર અવર–બીજી કોઈ ઇચ્છા નથી; અથવા એનો બીજો ભાવાર્થ એવો કેઃ—આ જગતને વિષે જો ત્હારી મ્હારા ઉપર કૃપા નથી તો પછી તે વગર બીજી જે જે ઇચ્છા મ્હારે રાખવી તે તે વ્યર્થ–નકામી છે–મ્હારી અવધડ સાચવે તેવી–મ્હારા કામની કોઈ નથી! (પેહેલું સુખ જે જાતે નર્યા–એમ કેહેવાયછે.) ૪.—પારસમણી, કલ્પવૃક્ષ, અને કામદૂધા,—એ સહુ તું પોતેજ છે એમ હું માનુંછું.

૫—ત્હારા ઉપર ભક્તિ ભાવ રાખ્યા વગર તથા ત્હારી આજ્ઞાઓ પાળ્યા વગર મનુષ્ય કેવું દુખી થઈ પડેછે—એ વાતનાં નસિહત તથા અનુભવ પ્રથમ એકવાર મનુષ્યને આપ્યા પછી (તું તેને મનવાંછિત ફળ આપેછે.)

૬.—મનુષ્યમાં જે કંઈ નાસ્તિકબુદ્ધિ, જુવાનીનો મદ, અને નાદાનીનું સતપતિયું તોફાન હોય તે ભારે મંદવાડનાં નસિહત તથા અનુભવે કરીને તેનું સઘળું ભુલાવી દઈને તે મનુષ્યને સુધારીને–સીધું દોર અને નવા પ્રકારનુંજ બનાવી દઈને (પછી તું તેને મનવાંછિત ફળ આપેછે.)

૭–૮.—ઘડીભર એટલે થોડો વખત મંદવાડમાં તું અલોપ થઈ–જતી રહીને–અંતરધાન થઈ જઈને, જે મનુષ્ય ત્હારી કદર ભુલી ગયું હોયછે તેને તું એવી રીતે ત્હારી કૃપાની અવશ્યકતાની કદર યાદ કરાવેછે, અને

તન મન ધનના ભગત, જગતમાં સહુ જન કહાવે;
તથાપિ કરિને મમત, રમતમાં દુખ-બી વાવે;
ફળ ચાખી પસતાય, તોય પાછા ત્યાં જાતા;
અનીતિ માર્ગ ફસાય, પછી દુખમાં પીસાતા;
સુખ ખુશિ-આશે જન ભૂલમાં, દુખ દલગિરિ લે એમ છે;
પણ તન મન ધન સુખ-મૂળ તો, એકજ ત્હારી રહેમ છે.-૩.
લજ્ઞ સરીખો દિવસ, શરદ્પૂનમ-ચંદ્રીકા;
વસંતિ તાન અલાપ, ફૂલ ફળ ઝુમિ વાટીકા;
અમૃત રસ ભોજન, ખબર ખુશ ફત્તેહ મળ્યાની;

---

એથી કરીને પછી તે મનુષ્ય આગળના કરતાં ત્હારા ઉપર વધુ-વધારે ભક્તિ રાખે અને ત્હારી આજ્ઞાઓ વધારે કાળજીથી પાળે એવી રીતની તું તેને નસિહત આપેછે; ને એ પ્રમાણે એકવાર જે શિખ-શિક્ષા-નસિહત થયલી હોય તે ફરીથી પાછું જે મનુષ્ય વિસરી જઈને અનીતિને રસ્તે ચાલેછે તેની કમબખ્તી-પડતી હાલત-ભોગ જાણવાં!

૧.-આ જગતને વિષે સર્વ મનુષ્યની તન, મન, અને ધન, એ ત્રણ વસ્તુ ઉપર અતિશય ભક્તિ-પ્રીતિ છે, તથાપિ-તોપણ-એમ છતાં એ ત્રણ વસ્તુના ઉત્કર્ષને માટે જે નીતિની અને બોધની વાતો પૂર્વેથી મહાપુરૂષો કેહેતા આવ્યાછે, તે વાતોને મનુષ્યો ન ગણકારતાં ઉલટો તેના સામો મમત કરેછે, અને પછી જેમાંથી દુઃખ ઉત્પંન થાય એવાં કર્મ રૂપી બી વાવવાની-રોપવાની રમત રમેછે. પછી જ્યારે તેનાં ફળ દુખરૂપ થાયછે-એવો તેઓને પોતાની જાતનો અનુભવ મળેછે, ત્યારે તેઓ તે વેળા તો પોતાના કરેલા મમતને માટે પશ્ચાત્તાપ કરેછે, અને એવે પશ્ચાત્તાપને વખતે કદાથી તેવો મમત કરવાનું પાણી મુકેછે, પરંતુ તે વખત ગયો કે ઝટ વળી પાછા તે વાતને વિસરી જઈને પાછા તેવે આડે રસ્તે જાયછે, અને અનીતિના ઊંડા ખાડાઓમાં પડીને પછી દુખની ઘાણીમાં પિલાતા માલમ પડેછે. એવી રીતે એ આડે રસ્તે જવામાં-ઇંદ્રિયોના વિષયોના ભોગ કરવામાં હદ ઉપરાંત જવામાં-સુખ અને ખુશી મળશે એવી આશાથી એ મનુષ્યો છેતરાઈને-ઠગાઈને એવી રીતની ભુલ કરેછે; અને પછી સુખ અને ખુશી લેવા જતાંમાં તેને બદલે એ પ્રમાણે દુખ અને દલગીરી તેઓને હાથ આવેછે-તેઓ પોતાની મેળે હાથે કરીને વ્હોરી લેછે-ખરીદ કરેછે! પરંતુ તન, મન, અને ધન, એ ત્રણે વસ્તુનાં સુખનું મૂળ તો માત્ર એક ત્હારીજ કૃપા છે-ત્હારી કૃપા વિનાં એ ત્રણમાંનું એક પણ સુખ મળી શકતું નથી-એ વાતનું

ખરાં દીલનું વ્હાલ, વાત રસભરિ ને જ્ઞાની[1];
અભિલાખ લાખ એવા મળે, પણ ન રુચે એક બિના;
સહુ સૃષ્ટિ શુષ્ક લાગે ફિકી, કૃપા-પ્રસાદી[2] તુજ વિનાં.—૪.
અખુટ લક્ષ્મિ ભંડાર, હજારો કરતા હાજી[3];
હોય કુટુંબનું સૂખ, સલાહ પુછતા વળિ કાજી[4];
અધિક અવર શી પદ્વિ, કીર્તિ જગ બાધે ગાજી;
તનરક્ષક[5] આશ્રીત, હોય હકુમત ઘર ઝાઝી;
અનુકુળતા આબાદી[6] ભરી, સ્થીતિ હોય બહુ દીસતી;
પણ એ મા તુજ કૃપા વિનાં, નિરાધાર[7] પળમાં થતી.—૫.
દુર્લભ એવી મ્હેર[8], તેહ તણો મહિમા[9] શો કહું;
એ મા લીલાલ્હેર[10], સદા તૂં પ્રસંન જો બહુ;

---

મનુષ્યોને અવિદ્યાનાં—માયાનાં—મદમદિરાનાં ઘેનને લીધે ભાન રેહેતું નથી!

૧.—જે વાતથી શિખામણ—બોધ—જ્ઞાન મળે એવી અને ભુખ તરસ ભુલી જવાય તેવી રસિક—રસિલી વાતો.

૨.—આરોગ્યતા—તંદુરસ્તી. એ કડીમાં કહેલા તથા એવા અનેક અભિલાખ—મનની લાખો મુરાદો—આવી મળી હોય, પરંતુ એક તંદુરસ્તિ વગર તેમાંની કંઈ પણ વાત મનને ગોઠતી નથી અને ગમતી નથી, અને આ તમોમ્ આખું જગત જાણે સુનકાર અને ફીકું થઈ ગયું હોય એમ લાગેછે. ૩.—હજારો મનુષ્ય "હાજી, હાજી," એમ કહીને માનપૂર્વક રીતે બોલાવીને આપણું કહેલું સર્વ કંઈ ઉમંગથી માન્ય કરતા હોય. ૪.—મ્હોટા મ્હોટા ઇનસાફદાર અને કાબેલ અમલદાર શખસો તે પણ આપણી સલાહ પુછવા આવતા હોય. ૫.—શરીરનું રક્ષણ કરનારા સેવકો.

૬—૭.—એવી એવી સઘળી પાસની—અનેક રીતની અનુકુળતાની અને આબાદીની—ચ્હડતી કળાની સ્થિતિ દિસતી—દેખાતી હોય, પરંતુ તે એક ક્ષણ વારમાં અચાનક કાળ આવી પોંહોંચવાથી કે તેવો કાળજ્વર આવી પોંહોંચવાથી નિરાધાર થઈ જાયછે, અને તેને પછી ત્હારી કૃપા વિનાં બીજા કોઇનો આશ્રય ટકવી શકતો નથી—મ્હોટા મ્હોટા દાકતરો પણ હારી જઇને અંતે આશા મુકાવી દઈ—છેડા છોડવીને હળવે પગલે હીંડવા માંડેછે! ૮.—કૃપાપ્રસાદી—આરોગ્યતા—તંદુરસ્તી.

૯.—તેનો પ્રતાપ—તેની શક્તિ. ૧૦.—સર્વ વાતનું સંપૂર્ણ સુખ.

કદિ ગંભિર[1] જો થાય, લાભ શિખ વધુ કરિ[2] લાવે;
સુધરે બગડ્યું રુધિર, સુખિ નવિ[3] મસ્તી આવે;
હે દેવિ જાગતીજોધ તૂં, સેવક ત્હારા સુખિ સદા;
જો વિજય ઉપર તુજ મ્હેર તો, કલ્પિત[4] લહું બિજિ આપદા!–૬

## શોક તરૂ–દલગીરીનાં ઝાડ તળે વિચારનૂં ઊભું રેહેવું.

### (પદ–રાગ પરજ.)

("ત્હારૂં ગોકુળ જોવાને આવરે મથુરાંના વાસી"—એ રાહ.)

તર્કે,[5] કેવો દિસંતો[6] વિચાર રે; ચિત્ર ગમિમાં[7] ઉભેલૂં;
તનડૂં છે રહિ ગયલું ટટાર રે; શિર ટૂંકું[8] નમેલૂં!–તર્કે, કેવો દિસંતો૦–ટેક.
જાણે પડેલી કો વસ્તુ સામી, તાકી તેને જોતો હોય;
અંતર આંખે ઝાંખતો એ જાતૂં,[9] સાગો સર્પ પડ્યો એ ન જોય રે.–ચિ૦-૧.

---

૧-૨-૩–હે માતુશ્રી, કોઇ વખત જો કદાપી તું ત્હારાં છોકરાંઓ ઉપર અપ્રસંન થઇને ગંભીર જણાયછે–એટલે તેઓને રોગ–મંદવાડે કરીને ભય બતાવતી હોય એમ જણાયછે, તોપણ તું તેઓના ઉપર ઘણી વાર પાછી દયા અને રેહેમ આણીને તેઓનાં દયામણાં મ્હોડાં સામું કરીને હેતથી–વ્હાલથી નિહાળેછે; અને પછી તે રોગ તથા મંદવાડના બદલામાં તેઓને વધારે જ્ઞાન, અનુભવ, નસિહત, વિગેરેના ફાયદાઓ કરી આપેછે–તેઓનાં જે મંદવાડ પેહેલાં બિગડેલાં લોહી હોય તે મંદવાડ ગયા પછી સુધરી જાયછે, અને શરીરમાં નવીજ રીતની રતાસ–ભભક–તેજ–શક્તિ–ચાલાકી એ સહુ આવેછે!

૪.–હે જગદજનુની, હે માતુશ્રી, માત્ર ત્હારી મ્હારા ઉપર એ પ્રમાણે નિરંતર કૃપા રેહે એટલુંજ હું વિજયભક્ત ત્હારી પાસે આર્જવ કરીને જાચુંછું–કારણ કે જો એકલી ત્હારીજ મ્હારા ઉપર એ પ્રમાણે નિરંતર કૃપા રેહેશે, તો પછી આ જગતને વિષે જે જે બીજી આપદા–આફત–પીડા–અડચણ જણાયછે અને ગણાયછે તે તે તમામ સઘળી મનઃકલ્પિત એટલે મનની કલ્પનાએ કરીને ઉત્પંન થયલી–મિથ્યા–ખોટી–માત્ર આભાસ સરખી–ગેરસમજના ઘરની–અવાસ્તવિક છે, એમ હું સમજુંછું!

૫.–તર્ક રૂપી તખતામાં. ૬.–દેખાયછે. ૭.–દલગીરીનાં ઝાડની છાયા નીચે. ૮.–વાંકું–ડાબા ખભા ઉપર (ઝુકેલું).
૯.–એ વિચારની અંતરદૃષ્ટિનો લક્ષ–મનની આંખની નિશ્રા–સુરતા

થાક્યું ગ્લાનિ[1] ભર્યું શોકિ રતાસે, ધ્રુજતું દીસે નૂર;
દેખિ દયા આવિ સહુ કો વિમાસે,હશે કોણ[2] મળ્યો એને ક્રૂર રે!–ચિ૦-૨.
અજ્ઞ બિચારા મુસાફર પાસે, કોણ જઈ દે શીખ;
કે વૃક્ષ-છાયાથી બહુ છે ભમાયા,[3] સર્પ દંખથી ચ્હડતૂં વીખ[4] રે!–ચિ૦-૩.
પ્હેલી શિતળ લીલી છાયા દાખી, લોભાવે સહુને એ વૃક્ષ;
મુસાફરોનૂં રુધિર ચુસે પછી, જાણિ એમ ઉભો ન રહે દક્ષ રે.–ચિ૦-૪[5].
એ બાપડાનો ચિંતન અમિનૂં, ગમિ કહેતાં અમિ સુણ્યું કાન;
ભાન ન મુળિયાં ચુસે વિત તેનૂં,અમિ-ટીપાંમાં એનું છે ધ્યાન રે!–ચિ૦-૫[6].

---

કોઈ બીજીજ જુદીજ વસ્તુ ઉપર લાગી રહેલીછે; એની બાહ્ય ચક્ષુ-બ્હારની આંખ સામી વસ્તુને જોતી હોય એમ ભાસેછે, પરંતુ વાસ્તવિક રીતે તે કશું પણ જોતી નથી. ૧.–ઉદાસ વૃત્તિનું.

૨.–એ બિચારાને એવો કોણ નિર્દય લુટારો મળ્યો હશે કે એનો ચ્હેરો આવો દુઃખી જણાયછે!

૩-૪.–એ દલગીરીનાં ઝાડની છાયા તળે ઉભાં રહેવાથી ઘણા લોકો છેતરાઈને ઠગાયાછે–એ ઝાડનાં થડની બોખાણમાં ઝેરી સર્પ વસેછે, તે કરડ્યાથી મનુષ્યને વીખ-ઝેર ચ્હડેછે,–એવી રીતની શિખામણ એ બિચારા અજાણ્યા મુસાફરની પાસે જઈને તેને કોણ આપે?!

૫.–દલગીરીમાં–શોકમાં રહેવાથી પોતાનાં દુખને વિષે કંઈ પણ દિલાસો મળશે કે તેનો રસ્તો સુઝશે, એવી આશાથી સર્વ મનુષ્ય પ્રથમ તો એવી રીતે શોક કરવામાં જાણે કંઈ તેમ કરવાનું વાસ્તવિક કારણ હોય એમ સમજેછે, પરંતુ પાછળથી જ્યારે તેવો કંઈ દિલાસો કે રસ્તો–ઈલાજ અંતે પોતાને મળી નથી શકતો, અને મિથ્યા પોતાનું લોહી બળેછે–એમ જ્યારે તે મનુષ્યોના સમજ્યામાં આવેછે, ત્યારે પછી તેઓ વિચાર કરેછે કે આ તો આપણે છેતરાયા–ઠગાયા! એટલામાટે, જે દક્ષ કહેતાં ડાહ્યું મનુષ્ય હોયછે તે એ પ્રમાણે શોક કરવો એ મિથ્યા છે એવું પ્રથમથીજ સમજીને એવી રીતે પોતાના ઉપર પોતાનાં પ્રારબ્ધને યોગે ઈશ્વરેચ્છાથી પડેલાં દુઃખને માટે કદી પણ શોક કરતુંજ નથી!

૬.–એ બિચારાનું લક્ષ-ધ્યાન-ચિંતન તો એક માત્ર દિલાસા રૂપી અમિ-અમૃતમાંજ લાગી રહેલુંછે તેથી કરીને, જેનું જેમાં ધ્યાન તેને તેજ વસ્તુના જ્યાં ત્યાં ભણકારા પડ્યાં કરે એવો જે કુદરતી નિયમ છે તે નિયમ પ્રમાણે, ગમિ એ શબ્દ કોઈએ કહ્યો એટલે તેના પ્રતિધ્વનિનો શબ્દ જે અમિ તે તેનાથી સંભળાયો–ગમીને બદલે તેને અમીનો ભણકારો પડ્યો–અને આ હમણાં એ ઝાડ ઉપરથી અમીનું ટીપું પડશે, એવી આશામાંનું આશામાં તેનું લક્ષ જે તેમાંનું તેમાં લાગી રહેલુંછે,

ઝેરિ છતાં વૃક્ષ કરિ ઘટા જોઈ, લ્હેરથિ સહુ લોભાય;
વિશ્વમાં એથી બચે કોક વિરલું, તે તો વિજય વિદેહિ કહેવાય રે!—ચિં૦-૬[1].

---

## તર્કનીશો.

### ( લાવણી. )

ફરિ મળ્યા મિત્ર આ આજ, તર્કરણરાજ,[2] રાજરંગ[3] રહોએ;
બહુ મસ્ત સિંધુએ[4] ઝાજ, હર્ષ ત્યમ જોએ!—ફરિ મળ્યા મિત્ર૦—ટેક.
જ્યાં વળી નિયમ[5] શીખાય, અતીશય[6] થાય,—જે ન તે સારૂં;

---

તેણે કરીને એ ઝાડનાં મુળિયાં તળેથી એનું પોતાનું લોહી ચુસી લેછે, એ વાતનું એને સમુળગું ભાનજ રહી શકતું નથી!

૧.—એ ઝાડની છાયા અને ઘટા એવી દિલાસાનાં સુખની આશા આપતી માલમ પડેછે, કે એમાંથી જે એક પ્રકારની એ ઠેકાણે ઝેરી હવા પસરી રહેલીછે તેમાં લ્હેર—કેફ—ખુમારીનો અનુભવ થાયછે, અને એ દલગીરીનાં ઝાડનાં પાંદડાંઓ પણ એવાં લ્હેરથી ડોલી રહેલાંછે કે તે જોઈને સર્વ મનુષ્ય એ ઝાડની ઘટાની લ્હેરથી તે ઠેકાણે આ જિંદગીની મુસાફરીમાં વચ્ચે વચ્ચે ઉભાં રેહેવાને—થોભવાને—થાક ખાવાને—વિસામાની આશાથી લલચાયછે;—આ તમામ વિશ્વ—જગતને વિષે કોઈ પણ મનુષ્ય એ વૃક્ષના માયાપાશમાંથી બચ્યું હોય—એટલે એ ઝાડ તળે ઊભું રેહેતું ન હોય એવું તો વિરલું—કોઈ એકજ હોયછે— એવું વિરલું મનુષ્ય હોય તે વિદેહી—જિવનમુક્ત છે એમ જાણવું! ને એવી રીતે એથી બચવાનો ઉપાય માત્ર એક આત્મજ્ઞાન—બ્રહ્મજ્ઞાન વિનાં બીજો કોઈ નથી!

૨—૩.—અરે મિત્ર, તર્ક રુણક્ષેત્રનો તું રાજા છે, અને ત્હારાં રાજ્યના રંગ ઘણાજ સુશોભિત છે.

૪.—ઘણાજ મસ્ત અને ઉછળતા મોજા વાળા દરિયામાં વ્હાણ જેવી રીતે ડોલતું અને પવન પાણીના સપાટા સાથે ભીડ્યું રેહેવામાં હોંસ ભરેલી મોજ લેતું હોય એમ જણાયછે, તેવીજ રીતની મર્દાની મોજ તથા તેવોજ મસ્તી ભરેલો હર્ષ, હે મિત્ર, જ્યારે જ્યારે હું તુંને મળુંછું ત્યારે ત્યારે, મ્હારાં મનને વિષે ઉપજેછે.!

૫—૬.—નીતિ;—એવી રીતની કે—"અતિ સર્વત્ર વર્જયેત્" એ સંસ્કૃત બોધવચન પ્રમાણે કંઈપણ વાતમાં જે કંઈ હદ ઉપરાંત અતિસેં થાય તેનો પરિણામ સારો ન નિપજે.

રે તર્ક તું ટેડો જાય, નિશો[1] નહિં વારૂ ?–૧.
પણ ઘેરો આ શો રંગ, દાખતો બંગ, ઘટા આકાશે;
પ્રૌઢ ઠરેલ[2] જ્યાં છે ઢંગ, રંગ રંગ ભાસે.–૨.

ઉચું જ્યાં ઘનઘોર ગગંન;
વરસે શીતળ પરજન્ય[3];
જ્યમ ઝાજ વાયુએ[4] મંન;

પણ નિયમે રહેતું પ્રસંન, દઢજે[5] આસંન, ડર ન કદિ હોએ.–બહુ૦–૧.
મિત્ર વાયુ[6] મળે સહસાજ, ઝાજનું કાજ, મગજ ખુબ જોભે;
જ્યાં ચાલે વિજ[7] ને ગાજ, શૌર્ય પ્રિતિ શોભે.–૧.
નથિ અવર દીસતૂં ધામ[8], દર્દિ દિલ ડહામ, જ્યાંહ હોલાએ;
જ્યાં કુદરત ડેરિ લગામ,[9] થાય ત્હાં રહાએ.–૨.

---

૧.–તું જ્યારે વાંકો જાય ત્યારે પછી ત્હારામાં ને નીશામાં–કેફમાં શો ફેર?

૨.–પરંતુ, તર્કને વિષે ગંભીરપણું, પુખ્તપણું, નિયમ, સુઘડતા, આવડત, ચાલાકી–સાવધાની–જાગૃતિ, એ સંધું રહેલુંછે–તેથી કરીને એ તર્કનાં રાજ્યને વિષે રંગ બેરંગી અનેક પ્રકારની શોભા જણાયછે; અને નીશામાં એટલે કેફમાં તેમ નથી. ૩.–વરસાદ.

૪.–પવન પાણીના સપાટામાં જેમ વ્હાણ ભીડયું રહેછે તેમ તર્કને વિષે મનનો વેગ આગળનો આગળ વધ્યો રહેછે.

૫.–એ તર્ક જે પોતાના (પવનપાવડી રૂપ) ઘોડા ઉપર બેસાડીને ઉડાવેછે તે ઘોડા ઉપર બેસવાની રીત–બેઠક અચળ–ન ડગે તેવી છે, તેથી કરીને કોઈ રીતે પડવાનો ભય રેહેતો નથી!

૬–૭.–એવી રીતે તર્કના ઘોડા ઉપર દઢ આસને કરીને બેસીને ઊડતાંમાં એકદમ જ્યારે કોઈ વખત મિત્ર વાયુનો સમાગમ થઈ જાયછે, ત્યારે તે વેળા એ તર્કના ઘોડા ઉપર બેસવાનું કામ પેલાં પવન પાણીના સપાટામાં ભીડયાં રેહેનારાં વ્હાણના જેવું થઈ પડેછે, તેથી કરીને પછી મગજને ખુબ તસદીથી આગ્રહ ધરવો પડેછે, અને એવી રીતે પરસેવાના જોભેજોભા છુટેછે. પરંતુ એ વાયુ પોતાની મિત્રાચારીનું લક્ષણ એટલું બતાવેછે કે તે વીજ ને ગાજ કહેતાં વિજળી અને ગર્જનાને પોતાની સાથે લેતો આવેછે, તેથી તે બેની સાહ્યતાથી પછી દુર્ગુણ શત્રુઓનો ઘણો સુલભ રીતે પરાજય કરી શકાયછે, અને તે વેળા શૌર્ય અને પ્રીતિ શોભી રહેછે!

૮–૯.–દર્દી દિલની જે બળતરા તે, ઉપર જેવું વર્ણન કર્યુંછે તેના જે-

જો વિજય બેસિ રહે.ચૂપ;[1]
રત્ન[2] સહજ પમાય અનૂપ;
ઉતરાએ ઊંડો કૂપ;[3]
ઉભરાય હરખ ઉરમાંહ્ય, માધુરું હસાય, આધિ[4] સહુ ધોએ.-બહુ મસ્ત૦-૨.

છપ્પયઃ—

સમજી કદમ ભરાય, થવાય ન કો દિ પેરાધિન;
નિયમે શિખ લેવાય, થાય સુધૂં તે સ્વાધિન;
પછિ પાણી ન ભરાય, જાય વિઘ્નો સહુ નડતાં;
ઉપર અધર રહેવાય, મઝા અહિં તહિં આથડતાં;
ઘડિમાં ઉંચું ગગન ચ્હડાવતૂં, ઘડિમાં પાતાળે ડાબતૂં;
આ ભવાબ્ધિ-મોજૂં મસ્ત બહુ, વિજય મેરુ ડોલાવતૂં!-૧.[5]

---

વાં સ્થળ વગર, બીજે કોઈ ઠેકાણે શાંત પડી શકતી નથી; તેટલામાટે, જેવે ઠેકાણે કુદરત દોરવી લઈ જાય તેવેજ ઠેકાણે એવાં દર્દી દિલને અનુકુળ પડતી મદદ મળી આવેછે! ૧.-ધીરજ રાખીને મુગો.

૨-૩-૪.-એ તર્કની સાહ્યતાએ વળી તેમજ ઊંડા કુવા કે ભાંયરાં સરખી જે રત્નની ખાણ તેની અંદર પણ ઉતરી શકાયછે, અને પછી સર્વોત્કૃષ્ટ અને અમુલ્ય વસ્તુ જે તત્વજ્ઞાન રૂપી રત્ન તે ત્યાંથી સ્હેજમાં પ્રાપ્ત થઈ શકેછે; અને એવી રીતે જ્યારે એ રત્ન હાથ લાગેછે, ત્યારે પછી અતિહર્ષથી ઠાવકું હાસ્યવદન થઈને આધિ કહેતાં મનનું સઘળુંજ દર્દ મટી જાયછે, અને ચિત્તને વિષે સમાધાની થઈને શાંતિનું સુખ ઠરી રહેછે!

૫.-કીયે રસ્તે અને કેવી રીતનાં પગલાં ભરવાં-એ વાતનો વિવેક રાખીને જો વર્તી શકાય તો પછી કોઈ પણ દિવશે પરાધીન-પરતંત્ર થવું ન પડે; અને સૃષ્ટિના-કુદરતના નિયમો જોઈ જોઇને નીતિની શિખામણ લેવામાં જો આવે, અને એ શિખામણો લઈને જો સુધેજ મારગે તે પ્રમાણે વર્તાય, તો પછી પરિણામે સ્વાધીન-સ્વતંત્ર-એટલે ખરાં સુખી-બનવાનો વખત આવે; અને એવી રીતે સ્વતંત્ર થયા પછી આ દુનિયઈ મુસિબતનાં પાણી આપણાં વ્હાણમાં ભરાતાં નથી, અને જે જે હરકત તથા અડચણના ખડકો પૂર્વે સ્વતંત્ર થતાં પેહેલાં નડતા હતા તે તે એવી રીતે સ્વતંત્ર થયા પછી પોતાની મેળેજ આઘા-દુર રહેછે-આપણને નડવા આપણી પાસે આવી શકતા નથી; અને આ ભવસાગરને વિષે કમળનાં ફુલની પેઠે અલંગ-અધર-અતરંગ રહીને આપણાથી તરી શકાયછે, અને પછી આમ તેમ ખેલતાં રેહેતાં નિરંતર નિજાનંદને વિષે સ્થિત થઈ રેહેવાયછે! વિજય કહેછે કે આ ભવસાગરનું મોજું એવું પ્રબળ છે કે તે ઘડીમાં છેક ઊંચું આકાશ સુધી ઊછાળી દેછે, અને ઘડીમાં વળી પાછું છેક નીચે પાતાળમાં ડાબી નાખેછે, અને

મેરૂ ડોલે તોય, મંન[1] ના ડોલે જેનૂં;
જિતી કરે વશ[2] ઇંદ્રિ, પરાક્રમ ધન્યજ તેનૂં;
રિપુ મદાદિ[3] થઇ દાસ, રેહ પછિ બંદીખાને;
ખસે અવિદ્યા[4]–પાશ, અનૂભવ નિશ્ચય જાણે;
સુખ દુખ જણાય સમ[5] ખસિ પડળ,[6] સહજાનંદ સુખ આલતૂં;
રે વિજય વિરલું મન દૃઢ અચળ, સમજિ આપ[7] જે મ્હાલતૂં.–૨.
તૂં નથિ તેને કાજ, જેનિ પ્રકૃતિ છે જૂદી;[8]
તૂં નથિ તેને કાજ, જેહ શઠ ને છે સૂંધી;
તૂં નથિ તેને કાજ, જેહ વળિ મૂરખ જન છે;
તૂં નથિ તેને કાજ, જેહૂં માયામાં મન છે;
પણ અરે નિશા શૂં કહું તને, કહું બલિહારી ધંન રે;
તૂં વણ આ જગમાં જિવત[9] નહિં, રસિક, દર્દિ, કવિજંન રે !–૩.

---

એ મોજું વખતે મ્હોટા મ્હોટા મેરૂ જેવા પર્વતોને પણ ડોલાવીને તેને હચમચાવી મુકેછે !

૧.–ચલિત ન થાય–સ્થિર રહે. ૨.–તમામ પોતાની ઇંદ્રિયોને અંકુશમાં રાખીને તેને પોતાનાં સ્વાધીનપણાંમાં રાખે.

૩.–કામ ક્રોધાદિ જે છ શત્રુઓ તે આજ્ઞાંકિત સેવક થઈ રહે.

૪.–અજ્ઞાનનો–માયાનો પાશ. ૫.–સમાન.

૬.–અજ્ઞાનનાં પડળ. ૭.–વિજય કહેછે કે એવું દૃઢ અને અચળ મન તો કોઇ એકજ–વિરલું–દુર્લભ હોય કે જે પોતાનાં આત્મસ્વરૂપને ઓળખીને પછી પોતાના નિજાનંદને વિષે મ્હાલે–ખેલતું રહે ! ૮.–ત્હારો રંગ જેને પ્રતિકુળ પડે એવી ત્હારાથી જુદા પ્રકારની. ૯.–રસિક મનુષ્યને, દર્દી એટલે જેનાં મનમાં આધિનું દુખ–મનનું દર્દ હોય તેવાં મનુષ્યને, અને કવિજનને, ત્હારી મિત્રાચારી વગર આ આખો સંસાર શુષ્ક–ફીકો લાગત; અને એ ત્રણ જણાં ત્હારા વગર જીવી શકતજ નહીં, કેમકે એ ત્રણેને દિલાસો આપનારો મિત્ર એકલો તુંજ છે–ત્હારા વગર બીજો કોઇ નથી !

## મિત્ર વિયોગ—ભાગ ૨ જો.

### ( દોહોરા. )

અરે મિત્ર આ તૂં વિનાં, મઝા પડે ન લગાર;
રસ બમણો[1] તુજ સાથમાં, તે ન હવે તલભાર[2].—૧.
મ્હાઈ વેહલો ટાળવા, તુજ વિયોગ રૂપિ રોગ;
પથ્ય[3] કરે મુજ રસિકતા, ત્યાગીને રસ-ભોગ!—૨.
ઉલટ કોઈ વાતે નહીં, સંધૂં એક સમાન;
સ્થિતિ મોળી મસ્તી રહિત, મ્હાયૂં નાવે[4] તાન.—૩.
શઠ વેદાંત વખાણું નહિં, હૂં તો કોમળ ગાઉં;
રસજ્ઞાન લાગણિ સહિત, થવું વેદાંતી મ્હાઉં.—૪.
કવી, ચિતારો, ને વળી, મસ્ત ગાણું ગાનાર;
તબિયત ખિલતી[5] તેહની, મળે કદર બુઝનાર.—૫.
તે ન જોય શ્રીમંતને, હોય ભલે ભૂપાળ;
જોય જેમ ડોકી હિલે, તેમ પડે વધુ તાલ.—૬.
ઉમંગ નાવે તૂં વિનાં, અરે ગુણી સુણનાર;
કવિતા-શક્તિ કટાયછે[6], ખુણે પડી સીતાર.—૭.

---

૧-૨.—તું જ્યારે મ્હારી સાથે રેહતો ત્યારે મ્હારી રસિકતા જે રસ્તે જઈને જે રસ લે તે, અને ત્હારી રસિકતા જે રસ્તે જઈને જે રસ લે તે એમ બંનેની રસિકતાના એકજ વસ્તુમાં બે રસ્તાના બે રીતના રસ-તેથી બેવડો-બમણો રસ આપણ બંનેને મળતો હતો, તેને ઠેકાણે હવે બીજી કડીમાં કહેલાં કારણને લીધે એક તિલમાત્ર-તલભાર-જરા પણ તેવો રસ મ્હને મળતો નથી. ૩.—કરી; પરેજી.

૪.—કોઈ પણ વાતમાં દિલ લગાડવાને જોરાવરીએ કોશીશ કરવા જાઉંછું, પણ તેમાં દિલ લાગતું નથી.

૫.—જ્યારે કોઈ ખરી કદર-બૂજ જાણનાર મળે ત્યારેજ કવિ, ચિત્રકાર, અને ગવૈયો, એ ત્રણ જણાના ખરા હુંનરની અને તેઓનામાં રહેલાં ખરાં જવાહિરની પરિક્ષા થવાનો સમય આવેછે, અને તેઓનાં ખરાં દૈવત તેવેજ પ્રસંગે બ્હાર નિકળી આવીને અલૌકિક રીતે દીપેછે.

૬.—કવિતા કરી કરીને પછી તે કોની આગળ વાંચી સંભળાવું-અને સિતાર પણ કોની આગળ બજાવું? અરે મિત્ર, ઘણી વાર જ્યારે સિતાર બજાવવામાં મસ્ત બની જઈને હું તેમાં મીણ તથા ઘિસટ બોલાવીને

"સિતાર, કવિતા સૂણવા, નથિ હમને નવરાસ";
લોકડિયાં એવું લવે,—"એમાં તે શૂં ખાસ?!"—૮.
ભેંસ ભણે ભટજી સુણો, "પોથૂં આ અમથૂંજ";
"બેહુ ન જાણો બાપડાં, કિચ્ચડ[1] તણી રમૂઝ!"—૯.

રાગદારીની અલાપચારીના લ્હેકાતા સૂર કરતો, ત્યારે કોઇક વખતે ત્હને ત્હારાં મનનાં દર્દની વાતનું સ્મરણ થઇ આવીને તું પછી હાય મારીને નિશ્વાસ નાખતો (કેમકે સુખ તથા ખુશીના પ્રસંગો વિરહી જનોને પોતાનાં વિરહનાં દુખ કાં નો વિસરાવેછે, કે કાં તો બાજે વખત તાજાં કરી આપેછે), અને કોઇ વખતે એ મસ્ત સિતારના સૂર શ્રવણ કરીને તું ત્હારાં તાનમાં આવી જતો, અને ક્હેતો કે—"અરે વિજય, તું આ વખતે સિતાર એવી તો મસ્ત રીતે બજાવેછે, કે જેવી રીતે જે ઠેકાથી એ સિતાર વાગેછે, તેવીજ રીતે તે ઠેકાથી હું એની સાથે નૃત્ય કરવા મંડી જાઉં—એવી આ વખતે જાણે મ્હને મસ્તી—ઉલટ—ઉમંગ ઉપજી આવેછે—એ સિતારમાં બેશક કંઇ જાદુગરના જેવો વશીકરણનો ગુણ રહ્યો હોય એમ જણાયછે. જાણે કોઇ એકાંત સ્થળને વિષે નદી—કિનારે આવી રહેલા બગીચા માંહેલા બંગલામાં શરદપુનેમની ચાંદનીને વિષે મધરાત ગયા પછી કોઇ વિરહિણી ચિત્રિણિ તરુણી સ્ત્રી પોતાનાં મનને વિષે કોઇપણ રીતનાં લજ્જા, ભય, કે કશી તરેહનો સંકોચ ન રાખતાં મસ્ત બની જઇને, પોતાને નાજુક—કોમળ—મધુરે દર્દ ભરેલે—સ્વરે કરીને, પગના ઠેકા સાથે, છુટે કેશે, સોહેણી—પરજ—કાળિંગડાના સૂરમાં ગાયન ગાઇ રહી હોય, તેવીજ રીતની આ વખતે આ સિતાર ચૈતન્યવાળી, ચતુર મોહિની સુંદરીની પેઠે, જાણે આ બેહૂબ બોલેછે!"—એ પ્રમાણે કવિતાની તથા સિતારની એવી રીતની ખરી ખુબી અને લ્હેજત ભરેલી મઝા લેનાર ત્હારા જેવા મિત્ર વગર કવિતાની ઉલટ ભાગી જાયછે, અને તેથી કરીને કવિત્વશક્તિ કટાઇ જાયછે; અને વળી આ સિતાર પણ છેડ્યા વગર ખુણે પડી રહેલીછે તેથી કરીને એનાં તમામ તાર પણ તેજ પ્રમાણે કટાઇ જાયછે!

૧.—એક વાર ચાતુરમાસને વિષે અધિકમહિનામાં કોઇ પુરાણી—બાવાને દયા આવવાથી તેણે એક તળાવમાં કાદવ કિચ્ચડમાં આળોટતી ભેંસોનો ઓદ્ધાર કરવાનું કોડ કરીને, તેઓને ભાગવત સંભળાવવાનું કહ્યું, અને પોતાનાં મંત્રબળે પાણી છાંટીને તેઓને વાચા આણી, ત્યારે તેઓએ જે જ્વાબ આપેલો તે એ દોહેરામાં છે. પોથૂં આ,—એટલે આ ભાગવતનું પોથું; બેહુ,—એટલે એ ભાગવતનું પોથું, અને ભટજી તમે, એ તમો બેહુ; કિચ્ચડ તણી,—એનો વ્યંગાર્થ એવો કે આ સંસારની માયિક—મિથ્યા માની લીધેલી મોજમઝાના સ્થૂળબુદ્ધિ રૂપ કિચ્ચડની.

કદરદાન એવાં કઈક, દુનિયાંમાં દેખાય;
ઉદાસિ તુજ વિયોગની, એમ[1] હસી વિસરાય !–૧૦.
ઘણો વખત વચમાં વિત્યો, આવ હવે પ્રિય મિત્ર;
દાખૂં તુજને એક હૂં, અજબ ગ્લાનિનૂં[2] ચિત્ર.–૧૧.
વરણૂં શૂં તે વાણિમાં, નયન તણી નરમાસ;
અધર માધુરીમાં ભળ્યો, અજબ ઉદાસી ભાસ[3].–૧૨.
એ બે મૂગાં લક્ષણો, ચિતરે ભિતર[4]–ચિતાર;
તે સમજાય ન શબ્દથી, કથે કોટિ કથનાર[5].–૧૩.
અંતરની[6] ઝટ લાગણી, ઉભરઈ ઉરકેરાય;
જેનારાંની ચિત્રની, સ્થીતિ એક[7] બનિ જાય.–૧૪.
વિદ્યુત–ચમકારા પડે, ચમકે ક્રોડ વિચાર;
ઝટ ફરિ અંતરધાન તે, રહેતા નહિં ક્ષણ વાર.–૧૫.
અરે મિત્ર વધુ શૂં લખૂં, કરૂં ઈસારો માત્ર;
ચિત્ર ચાખિ ચિત્તજ[8] શકે, પત્ર ન ઝિલવા પાત્ર[9].–૧૬.
વિચાર સરખા આપણા, રસ–પ્રકાર પણ એક;
એમ છતાં તૂં કયમ દિસે, બેદરકારી છેક ?–૧૭.
ખરો રસિક તો રસ ઢુંડે, આટોપી બિજૂં કામ;
આવ મિત્ર ઝટ ગામમાં, વિજય પિયે રસ.જામ[10].–૧૮.

---

૧.–એવી રીતે કરુણારસના પ્રસંગમાં હાસ્યરસનો વિલક્ષણ રીતનો ઉપાય લાચારીથી જરૂરનો ગણીને !

૨.–ઉદાસવૃત્તિની ફિકાસનું. ૩.–આભાસ.

૪.–દિલની અંદરની લાગણીઓનું તથા વિચારોનું ચિત્ર.

૫.–કેહેનાર. ૬.–જેનારાંનાં અંતઃકરણની–દિલની.

૭.–જેનાર ચિત્રરૂપ બની જાય; અથવા એનો બીજો અર્થ એવો કે જેમ એ ચિત્રમાં જેવી ઉદાસવૃત્તિ છે, તેમ એ ચિત્ર જેઈને જેનારને દયાભાવ ઉપજીને તે જેનારની પણ તેવીજ ઉદાસવૃત્તિ–જાણે બંનેની એકજ સ્થિતિ હોય એમ બની જાય !

૮–૯.–એ ચિત્ર જડ પદાર્થના જેવા ગુણનું નથી–ચૈતન્યના ગુણનું છે,–એટલામાટે, પત્ર કહેતાં કાગળ જે જડ પદાર્થ તે એ ચૈતન્યના ગુણ વાળું જે ચિત્ર તેને ઝિલવાને પાત્ર કહેતાં યોગ્ય નથી–અર્થાત્, એ ચૈતન્યના ગુણ વાળાં ચિત્રનો રસ એકલાં ચિત્તે કરીનેજ–ચૈતન્યથીજ–ચાખી શકાય, એવું એ ચિત્ર છે ! ૧૦.–રસના પ્યાલા.

## રસિકતા.

( દોહરા. )

બક્ષિસ કુદરતિ રસિકતા, બક્ષી અંશીનેજ;[1]
સુખ સંસારે સ્વર્ગનૂં, ચખાડતી રહે તેજ.—૧.
ધન કરતાં એમાં દિસે, અધિક સત્વ ને તેજ;
સહજ સૂખ જે અવરને, તે વધુ[2] દાખે તેજ.[3]—૨.
રસિક નિર્ધની ચાખતો, સુખ જેટલું ને જેમ;
શઠ[4] શ્રિમંતને ના મળે, કદિ તેટલું ને તેમ.—૩.
આ સંસારી ત્રાજવે, વજને ધન સંગીન;
રસિકતા ન તેને[5] ગણે, ખુદ[6] સમ નહિં રંગીન ![7]—૪.
કરોડ કેળવણી[8] થકી, અસલ ન આણિ અણાય;

---

૧.—જે સંસ્કારી મનુષ્યો હોયછે તેનેજ એ રસિકતાની ઈશ્વરદત્ત કૃપાપ્રસાદી મળેલી હોયછે. ૨—૩.—જે સુખ બીજાંઓની આંખે સાધારણ-સામાન્ય-હલકાં-નહીં સરખાં-બેમાલુમ રીતનાં-ઝાંખાં-ઝીણાં દેખાતાં હોયછે તે ભભકદાર રીતનાં તથા અસાધારણ રીતનાં ભારે મ્હોટાં.દરસાવનારી સૂક્ષ્મદર્શકયંત્રના જેવી હિકમતવાળી તથા શક્તિવાળી એ રસિકતા પોતેજ છે! ૪.—અરસિક.

૫—૬—૭.—આ દુનિયાંની રીતે જોતાં તથા તે ઉપરથી વિચાર કરીને તે પ્રમાણે આ દુનિયાંના વિચાર અને અભિપ્રાય રૂપી ત્રાજવાંમાં મુકીને તોળી જોતાં, પૈસાનું વજન પથ્થર જેવું ભારે સંગીન થતું જણાયછે; પરંતુ રસિકતા પોતે તો એ દુનિયાંના એવા અભિપ્રાયને જાડી બુદ્ધિનો અભિપ્રાય ગણી ક્હાડીને તેને લેખવતીજ નથી.—અથવા રસિકતા ન તેને ગણે—એ વાક્યમાં—તેને—એટલે ધનને એમ અર્થ લેતાં, એનો બીજો અર્થ એવો કે—પૈસો અગરજો એ પ્રમાણે દુનિયાંના અભિપ્રાયનાં ત્રાજવાંમાં રસિકતાને મુકાબલે વધારે વજનદાર ગણાયછે, તોપણ રસિકતા એ પૈસાની જરા પણ સ્પૃહા રાખતી નથી, અને તેને કશો લેખવતીજ નથી, કારણ કે એ પૈસો—ખુદ.સમ—એટલે પોતાના જેવો—રંગીન—એટલે આનંદી—લ્હેરી તથા તરેહ તરેહના રંગો ભરેલો કદી પણ કોઈ કાળે થઈ શકનાર નથીજ—એમ એ રસિકતા પોતે જાણેછે—સમજેછે!

૮.—કોશેશ—તદબીર—પ્રયત્ન.

કુદરતિ[1] ને વળિ તકલદી,[2] સહજજ[3] પરખાઇ જાય.–૫.
અસલ રસિકતા–ચંદ્રિકા, દાખે ઊંડા બંગ;
સાદાંને પણ શોભવે, તકલદિ તો રસભંગ[4].–૬.
ભિંન ભિંન રુપ રંગથી, રસસિંધૂ ભરપૂર;
પડિ તુટ સાંધે રંગલો, કરિ હાસ્યજનક સૂર!–૭[5].
તરેહ તરેહની રસિકતા, જગત વિષે જોવાય;
કેક વખાણે ચેવલી, કેક કપૂરી[6] ન્હાય!–૮.

---

૧.–મૂળ પ્રકૃતિથીજ હોય તેવી સ્વાભાવિક જે રસિકતા તે.

૨.–રસિક જનોની બોલવા–ચાલવા–વિચારવા વિગેરે અનેક પ્રકારની ક્રિયાઓની રીતો જોઇ જોઇને તેઓની દેખાદેખી તેની નકલ કરવા જતી કાચી–ઉપલક રીતની જે રસિકતા તે. ૩.–રસિક જનોની આગળ સ્હેજમાં તે જેવી હોય તેવી તેની પરિક્ષા થઈ જાયછે.

૪.–રસમાં ભંગ કરે તેવી.–જેમ ચાંદની રાતને વિષે સઘળુંજ રળિયામણું ભાસેછે અને તેમાં રસ્તામાંની ધૂળ જે છેક સાધારણ વસ્તુ તેપણ રળિયાંમણી અને શોભાયમાન દીસેછે, તેમજ સ્વાભાવિક રસિકતા રૂપી જે ચાંદની તેણે કરીને જે સાદાંમાં સાદી વસ્તુ હોય તેમાંથી પણ કંઈ કંઈ રીતની નવી નવી ખુબીઓની લ્હેજતો બ્હાર ખીલી નિકળી આવીને તે દીપવા લાગેછે, અને પછી એ રસિકતાની ચાંદનીમાં તે વસ્તુની ખુબીના તરેહ તરેહના તર્કના અનેક ઊંડા અને ઘેરા રંગો જોવામાં આવેછે; પરંતુ જે તકલદી રસિકતા હોયછે તે તો ઉલટો રસનો ભંગ કરી નાખેછે. ૫.–આ સૃષ્ટિને વિષે ભિંન ભિંન એટલે જુદાં જુદાં રૂપના અને જુદા જુદા રંગના રસાનુભવે કરીને નવ રસનો જે સિંધુ તે ભરપૂર–ચિકાર થઈ રહેલોછે, અને કોઈ ઠેકાણે જો કદાપી એ સૃષ્ટિ રૂપી નાટકની લીલાના ખેલની અંદર તુટ પડેછે, તો તરત તે વેળા વચમાંથી એકદમ ઓચિંતો એ નાટકનો વિદૂષક જે અષ્ટાવિધાની બહુરૂપી તે ગમે તેવો વિલક્ષણ વેશ ધારણ કરીને વિલક્ષણ રીતની ચેષ્ટા કરીને વિલક્ષણ રીતના રાગડાનો એવો વિલક્ષણ સૂર કહાડેછે કે તેથી સહુને હાસ્ય ઉપજીને જે પડેલી તુટ તે તરત સંધાઇ જાયછે, અને કશી અંપૂર્ણતા માલમ પડી શકતી નથી!

૬.–કેક લોકો દક્ષણીયોના સહવાસમાં રહીને ચેવલી પાનના કરતાં કપૂરી પાન વધારે પ્રસંન કરેછે.

નવ[1] રસ ભરિ રચના વિષે, ચુકવો નહિંજ પ્રસંગ;
લેવો રસ ઝટ ઝડપિને, જે વેળા જે રંગ!–૯.
રસ–પ્યાલો ઘું'ટડે પિવો, જેમ પિવાયો જાય;
વિજય એજ સાર્થક લહૂં, આ મનુષ્યાદેહ માંહ્ય.–૧૦.
પણ, ગુણકારી નિર્મળો, શુદ્ધ બ્રહ્મરસનાદ;
અવર ન વિજય વખાણું હૂં, વાણી માંહ્ય વિવાદ!–૧૧.
શુદ્ધ રસિકતા ના ચહે, કદી મલીન કુછંદ;
ફંદે લે આનંદ જે, હોય મતી મુઢ મંદ.–૧૨.
નિર્દોષી પ્રભુ–પ્રેમમય, જગ–લીલાનાં જામ;
વિજય પિયે તેનુંજ સદા, શુદ્ધ રસિકતા નામ.–૧૩.

---

## પૂર્વ સંસ્કાર.

### (ભુજંગી વૃત્ત.)

જુઓ જગતમાં માનુષી દેહ ધારી; જનોની મતી દીસતી ન્યારિ ન્યારી;
ધરે કો દયા કો કરે ક્રૂરતાઈ; ખરો પૂર્વ સંસ્કાર[2] સંસાર માંહી.–૧.
જથા બુદ્ધિ રહી સૂખ[3]–ઇચ્છાથિ વર્તે; તજે કોઈ માયા ભજે કોઈ મર્તે[4];
પતંગો પડે દીપકે ધાઈ ધાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.–૨.
સગા ભ્રાત બેમાં હરીજન એક; બિજો હોય નાસ્તીક ને દુષ્ટ છેક;
કરે એક નેકી બિજો તો બુરાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.–૩.
નથી મેળ કૂટુંબ કે જાતિ કેરો; ન બેસે વળી સંગથા[5] રંગ ઘેરો;

---

૧.–શૃંગાર, કરુણા, વીર, હાસ્ય, રૌદ્ર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત, એ નવ રસ.

૨.–કોઈ અમુક વિષય (જાણે તે પોતાને જાણીતોજ હોઈને સ્હેજ વિસ્મૃતીથી ઢંકાઈ રહેલો હોય તેવી રીતે) સ્હેલથી ગ્રહણ કરવાની જે પાત્રતા જન્મથી કુદરતી બક્ષીસ તરીકે મળેલી હોય તે અથવા તેવી શક્તિ.

૩–૪.–સહુ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે સુખ મેળવવાનાં પ્રયત્નમાં ફરેછે–કોઇ માયિક–નાશવંત–ક્ષણભંગુર વસ્તુઓના મોહથી વિરક્ત રહેછે, અને કોઈ મર્ણપર્યંત તેને ચપડાલાખ અથવા મડાગાંઠની પેઠે નિરંતર વળગ્યાજ રહેછે–એ પણ સંસ્કાર પ્રમાણેજ.

૫.–સત–સમાગમનું મહાત્મ કેહેવાયછે, પરંતુ સંસ્કાર વિનાં તે પણ મળતો અને ફળતો નથી.

સદાચા[૧]—આધાર ના અન્ય[૨] કાંઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૪.
ખરો ભક્ત કહેવાય પ્રલ્હાદ પૂરો; ન કહેવાય વીભીષણ કે અધૂરો;
મિરાં ને પુરી[૩] ભક્તમાં છે ગણાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૫.
કળા ગાન ને કાવ્ય ને ચિત્ર કેરી; વળી બ્રહ્મવિદ્યા તણી લેહ[૪]—લ્હેરી;
રહે બીજમાં વૃક્ષ જેવૂં સમાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૬.
બિજા દેશના પંડિતો[૫] પૂર્ણ ભાવે; જુનો માર્ગ જે આપણો તે બતાવે;
વદે ધર્મ વેદોક્ત કેરી વડાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૭.
કહે આર્યના ધર્મનાં કર્મ સાચાં; કરે જંનનાં મંન આસ્તીક પાછાં;
સમાધી અને યોગ કહે સૂખદાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૮.
મહા વાક્ય[૬] તે વેદનાં મૂખ ભાખે; પ્રમાણો અને સ્પષ્ટ દૃષ્ટાંત દાખે;
ચમત્કાર આત્મીક દાખે નવાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૯.
ખરે ધન્ય એવા જનોને અતીસે; નહીં મ્લેચ્છ એ તો નર્યા આર્ય દીસે!
ગયાં નેત્રનાં નીર મોભે[૭] તણાઈ! ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૧૦.
અરે લોક વેદોક્ત આચાર ધારો; સુધારો ખરો તોજ નર્સ[૮] તો કુધારો;
સ્મરો પૂર્વ સંસ્કાર ચાખો મિઠાઈ; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી.—૧૧.
જુઓ પૂર્વ સંસ્કારને આંખિ પાછો; વિજે[૯] જે વળી આર્ય—ઉત્કર્ષ વાંચો;
દિસે વિસ્મૃતીમાં રહેલો દટાઈ[૧૦]; ખરો પૂર્વ સંસ્કાર સંસાર માંહી—૧૨.

---

## અભિમાન ન કરવા વિષે.

(છપ્પય વૃત્ત.)

લક્ષ્મીનો શો ગર્વ, ચલિત એ તો કહેવાએ;
નથી થઈ એ કોનિ, નહીં કોની વળિ થાએ;
દ્યૂત[૧૧]—ખેલમાં ખિસ્સું, આજ ભર્યું કાલે ખાલી;

---

૧.—સદાચારનો આધાર. ૨.—બીજો.
૩.—પુરીબાઈ. ૪.—લેહ રૂપી નદીની લ્હેર.
૫.—મોક્ષમુલર ભટ્ટ તથા ડૉક્ટર બ્યૂલર આદિલઈ.
૬.—તત્વમસિ—બ્રહ્માસ્મિ આદિલઈ. ૭.—(કે આપણા ધર્મનો સંસ્કાર યવનોમાં ભાસેછે!) ૮.—નહિં તો.
૯.—વિજય. ૧૦.—પૂર્વ સંસ્કાર.
૧૧.—જેમ જુગારની રમતમાં આજે પાસા સવળા પડ્યાથી ગજવું તર

સ્થિતિ છે ત્હારી તેવિ, મુરખ શિદ ફૂલે ખાલી?
જો લાગે કહ્યું મુજ જુઠું તને, દ્રવ્યનિશાની[1] લ્હેરમાં;
પુછ તેને જે સપડાયલા, સન પાંસટના શેરમાં[2]!—૧.
ચતુરાં ને ચંચળા, ચપળ તે ઉડતાં રહેજે;
હોય ઘણી સંભાળ, તોય તે છળતાં લ્હેજે;
કૈક કરે વૈરાગિ, કૈક બેવચને બાળે;
બુદ્ધિવાન સ્ત્રી હોય, જાણ તોએ ભરિ આળે;
રે મ્હારિ મ્હારિ કહિ મોહમાં, સ્ત્રીનો ગર્વ કરીશ મા;
કદિ વિજય બાહ્યનાં[3] ડોળથી, ભરમે તૂં ભૂલીશ મા.—૨.
દિસે કાવલી કાય, મૃત્તિકા રુપ આ ત્હારી;
પરુ મળ મુત્ર ભરેલ, ગંદિ ભીતરમાં ભારી;
ફુટડી જો કદિ આજ, કાલ થઇ જાશે કુબડી;
બધિર લૂલિ કે અંધ, દેહ દિસશે પછિ દુબળી;
વળિ ફિકર કાળજી રોગ ને, વૃદ્ધપણું શિર મ્હોટ છે;
રે કાયાનાં અભિમાન શાં? કાળ તણી એ ચોટ[4] છે.—૩.
ડહાપણ વિદ્યા બુદ્ધિ, સદા રહેશે નહિં તેવાં;
ડાહ્યાં[5] જન કંઈ દિઠાં, થયાં દીવાનાં જેવાં;
સગાં સ્નેહિ લહિ નીજ, કહિશ મા મ્હારાં મ્હારાં;
જયાંલગિ[6] સ્વાર્થ સધાય, રહે એ ત્યાંલગિ ત્હારાં;

---

થયું જણાય, પણ કાલે પાછા એ પાસા અવળા પડ્યા કે તે ખીસું ખાલી થઇ જાયછે—એટલુંજ નહીં પણ ઉલટું માથે બીજું વધારે દેવું થાયછે તેમ.

૧.—પૈસાના મદ રૂપી મદિરાની—કેફની ધુંનમાં.

૨.—સને ૧૮૬૫ ના સાલમાં મુંબઇમાં શેરના ધંધામાં—સટ્ટાના વેપારમાં જે લોકો પાયમાલ થઇ ગયાછે તેઓને પુછી જોવું.

૩.—ઉપરની નરમાસ, સાદાઇ અને સફાઇ વાળી સુધી રીતનાં ડોળ ઉપરથી તેમજ નિશ્ચય માનીને તે ઉપર ભરોસો રાખી ભરમમાં રહીને ભુલ ન કરવી—એવી ભુલ કરવાથી ભર્થરી સરખા રાજાને પણ સંસારનો ત્યાગ કરવો પડ્યોછે.

૪.—મૃત્યુ રૂપી પારધી એ કાયાના ઉપર નિશાન—લાગ તાકી રહેલોછે.

૫.—જે મનુષ્યોને બીજાં સહુ સલાહ પુછવા આવતાં એવાં જે ડાહ્યાં હતાં તે કાળની ગતિએ કરીને ચિતભ્રમ—ગાંડાં બની ગયલાં દેખાયાંછે.

૬.—જાંહાં સુધી ત્હારા તરફથી કોઇ પણ પ્રકારનું સુખ તેઓને મળતું રહેશે માત્ર તાંહાં સુધી.

આ મંદિર માલ સહૂ તને, છે ઈજારે[1] સોંપિયાં ;
નથિ એમાં પણ ત્હારૂં કશૂં, જળ અગ્નીર[2] જો કોપિયાં.–૪.
નહિં મુજ સમ કો અવર, લહે એ સુઝ નૂં ખોટી ;
હશે સવાયા કૈક,–તૂંથિ, છે પૃથ્વી મ્હોટી ;
રાવણ સમ ભૂપાળ, કાળની ઝાળે બળિયા ;
આણ્યૂં જો અભિમાન, રામ સમ તેને મળિયા ;
રે ચ્હડતી પડતી ચીમ છે, સદા તેવું કંઈ ના રહે;
અભિમાન કશૂં નવ આણિયે, ખરે વિજય સાચૂં કહે.–૫.
વિનય વિશ્વમાં વડો, વિનયથી વિદ્યા આવે;
વિનય વિશ્વમાં વડો, પ્રતિષ્ઠા પૂરણ પાવે;
વિનય વિશ્વમાં વડો, વિનય ગુણ સઘળા[3] લાવે;
વિનય વિશ્વમાં વડો; લાભની[4] સુઝ બતાવે;
શુભ વિનય ભર્યો સુસ્વભાવ તે, સહુને વ્હાલો લાગશે;
છે માણસાઈ[5] જનની વિનય, વિજય ભાગ્ય સુતુ[6] જાગશે.–૬.

---

## પ્રશ્નોત્તર.

( છપ્પય. )

શા બે છે સદ્ગુણ, જેથિ જન જગમાં શોભે?
જિવતર કોને ફોક, અને શિર જમ કેરો ભે?

---

૧.–તું જે એનો વહિવટ કરેછે તે જાથુના ધણી પેઠે નહીં, પણ માત્ર અમુક ટુંકી મુદતના ઈજારેદારની પેઠે કરેછે.

૨.–આગ કે રેલ આવે તો.

૩.–વિનયનો ગુણ એવો છે કે એ એક ગુણ જો આવ્યો તો પછી એ ગુણને પોતાનાં કુટુંબનાં સાથીઓ વગર કોઈ ઠેકાણે એકલાં રહેવું ઠીક લાગતું નથી, તેથી કરીને પછી તે પોતાના સાથના બીજા સઘળા ગુણોને ધીમે ધીમે લાવી આણેછે.

૪.–લાભ થવાના જે જે રસ્તા તે તે સઘળા એ વિનયે કરીને સુઝેછે.

૫–૬.–મનુષ્યમાં જે માણસપણું જણાયછે તે એ વિનય વડેજ જણાયછે; અને વળી જો કદાચિત્ ભાગ્ય ઊંઘતું હશે,–એટલે મંદ હશે, તો વિનયે કરીને તે હળવે રહી બગાસું ખાઈ–આળસ મરડીને–જાગૃત બની જઈને–પછી તે ભાગ્યનો ઉદય થશે.

નહીં શું સદાકાળ, યાદ કરવૂં સંભારી ?
સંઘરવૂં શું હમેશ, દીલમાં રૂડૂં ધારી ?
જગમાં શી રીતે મનુષ્યથી, ભેળી દોલત થાયછે ?
જન વળિ વશ શૂં રાખ્યા થકી, મટિ દુખિયો ઝટ જાયછે?–૧.

(દોહોરા.)

વિનય અને શુભ સભ્યતા, સદ્ગુણ એ જગ માંહ્ય;
જન એ બે સદ્ગુણ થકી, જગે અધિક સોહાય.–૧.
જિવતર તેનૂં ગયું વ્રથા, કુકર્મ જેણે કીધ;
પરમાર્થ ન જાણ્યો કદી, વળિ હરિ–નામ ન લીધ.–૨.
યાદ તું ગઇ ગુજરી બિના, મન હરનિશ નવ આણ;
આણી તો દુખ દલગિરી, વધ્વાં એમ વળિ જાણ.–૩.
શંકા તજિને સર્વથા, સંગ્રહ કર સત્કર્મ;
હેતુ એજ મુળ જન્મો, યથાર્થ સમજી મર્મ.–૪.
કરકસર કરે મનુષ જે, કરિ ઝાઝો ઉદ્યમ;
તે જન કો દી મેળવે, દ્રવ્ય રિતે ઉત્તમ.–૫.
રસના વસ ના મનુષ જે, રાખે તે પસ્તાય;
રાખે તે ચાખે સુરસ, વળિ સુખિયો અતિ થાય.–૬.

---

## ગરજ વિષે.

(છપ્પય વૃત્ત.)

ગરજે ખરને તાત, ભ્રાત રિપુને જન કેહે;
ગરજે થઇ દિન[1] દાસ, પાસ રહિ હૂકમ સેહે;
ગરજે અતિશ વખાણિ, વાણિથી રૂડૂં ભાખે;
ગરજે મમત ન તાણિ, હાજિ[2] કરિ મરજી રાખે;
વળિ કહે વિજય આ વિશ્વ[3] સંધૂં, ગરજ થકી બંધાણુંછે;

---

૧.–ગરીબ–લાચાર–રાંક. ૨.–કોઇ વાતનો પોતાને ઘણોજ આગ્રહ કે મમત હોય તો તે પણ ગરજની વખતે મુકી દઇને હાજી, હા કરીને. ૩.–જગત.

જો જગમાં ગરજ ન હોય તો, ભાવ ન કો કોનો[1] પુછે !–૧.
ગરજે જે રહેતાન, ગરિબ ગઉ સમ તે થાએ;
ગરજે વિદ્યાવાન, મુરખને શરણે જાએ;
ગરજે નિરધનિ પાસ, અરજ ધનવંત ગુજારે;
ગરજે નિચને વાસ,[2] કુલિન રેહે જઈ ભારે;
હસિ ગરજે બાળક બાઉની, ખોળામાં આવે કને;
વળિ દુખ દેતો દુશ્મન વિજય, ગરજ પડે સ્નેહી[3] બને!–૨.
ગરજે વસ્તૂ સોંધિ, મોંધિ કિંમત દઈ લેશે;
ગરજે વાંકાં વેણુ, વેરિનાં તે પણ સ્હેશે;
ગરજે થઈ શેઠાણિ, દાસિને પાંયે નમશે;
ગરજે ઉત્તમ નારિ, નીચસૂં જારે[4] રમશે;
વળિ ગરજે જન કરશે તુરત, ન[5] કરવાનું હોએ કહ્યૂં;
કહું કારણ તેનૂં સાંભળો,–ગરજ માંહિ ગળપણ[6] રહ્યૂં !–૩.

૧.–"કેમ ભાઈ કેમ છે–સારી પેઠ તો ખરા ?!" એમ કહીને કોઈ એક બીજાંને બોલાવે પણ નહીં, ને કોઈ કોઈની ખબર પણ ન પુછે ! ૨.–રેહેઠાણ–મુકામ–ઘર. ૩.–દોસ્તી–મૈત્રી બતાવીને, આપણો જાણે મહા હેતસરી થઈ પડે ! ૪.–જાર-કર્મ–વ્યભિચાર.

૫.–આપણે કોઈ કામ કરવાનું ન કહ્યું હોય તે પેહેલાં તો તરત આપણને વ્હાલાં થવાને આપણો પડતો બોલ ઝીલી લઈને ગરજાઉ માણસ એવી રીતે તરત તે કામ આપણને બજાવી આપશે; અથવા એનો બીજો અર્થ એવો કે આપણે "ના ના" કહીયે, તોપણ તે ન માનતાં એ પ્રમાણે તે ગરજાઉ મનુષ્ય આગ્રહ કરીને તે કામ આપણને બજાવી આપશે; અથવા એનો ત્રીજો અર્થ એવો કે જે કામ ન કરવાનું–એટલે કરવું ઉચિત નહીં એવું–અઘટતું–અયોગ્ય–હલકું–ન બની શકે એવું–કે નામોશી ભરેલું હોય, તો તેમ છતાં પણ જો તેવું કામ કરવાનું કહ્યું હોય તો, ગરજાઉ મનુષ્ય તે કામ પણ કરવાને કબુલ થતાં વિલંબ નહીં કરે.

૬.–ગરજાઉ મનુષ્ય ગમે એવું અયોગ્ય કે અસંભવિત કામ કરે તોપણ તે સંભવિત જાણવું–તેમાં નવાઈ ન જાણવી.–કારણ કે ગરજનાં ગળપણની કિંમત આગળ તે કામ ગમે એવું અયોગ્ય કે મુશ્કેલ હોય તોપણ તેની કિંમત ઓછી–થોડીજ જણાય એમ જાણવું ! ને વળી તેની સાથે એમ પણ જાણવું કે એ હજી થોડું છે–એનાથી પણ વધારે અયોગ્ય કે વધારે મુશ્કેલ કામ હોય તો તે પણ ગરજ બનાવી આપે !

ગરજે રાવણ ભોગિ, જોગિ થઈ જાનકિ લાવ્યો;
ગરજે વિભિષણ અસુર, સુર-સિતાપતિને ભાવ્યો;
થયો સાર્થિ નળરાય, એમ જગ માંહિ જણાયું;
ગોવિંદ પાળી ગાય, નામ ગોપાળ ગવાયું;
વળિ કિંકર થઈ પાંડવ રહ્યા, ભીમે સેવ્યું રસોડું છે;
જન ગરજ પડેથી કહે વિજય, જે ન કરે તે થોડું છે!-૪.
હોય જ્યાંલગી ગરજ, માન[1] મૂકી બોલાવે;
હોય જ્યાંલગી ગરજ, પાન પ્રીતે ખવડાવે;
હોય જ્યાંલગી ગરજ, ચાહિ આવે નિત પાસે;
હોય જ્યાંલગી ગરજ, વખાણી પાય તળાંસે;
પણ ગરજ સરી કે જોય નહિં, સામું એ[2] કો દી ફરી;
અરિ[3] થાય વૈદ સરિ ગરજ કે, વિજય કહે કહેવત ખરી.-૫.
મુક્તાફળ મ્હા મૂલ, મળે સિંધૂમાં સસ્તાં;
મળે કસ્તુરી સોંઘિ, કસ્તુરીમૃગ જ્યાં વસતાં;
સોંઘું મળે સુવર્ણ, જાય જો કો લંકાંએ[4];
આરસ સોંઘા મળે, કદી આરસગિરિ[5] જાએ;
વળિ સોંઘાં સહુ મળિયાગરાં, વનમાં મળિયાગર તણાં;
પણ જન જો સોંઘાં જોઈએ, જાજો ગરજ-વને[6] ઘણાં!-૬.

---

૧.-ગરજાઉ મનુષ્ય આપણું ઉપરી હોય તો તે વેળા તે પોતાનું ઉપરીપણાંનું માન મુકી દઈને સામું આપણને માન દઈને બોલાવે!

૨.-રસ્તે ચાલતાં આપણને દુરથી દેખીને ઝટ પોતાની નજર આડી કરી દઈને આપણી તરફ-આપણાં મ્હોડાં સામું પણ જોય નહીં!

૩.-ગરજ સરી કે વૈદ અરી-કહેતાં વેરી થાય, એ કહેવત ખરે-ખરી છે. ૪.-એ પ્રમાણેની દંતકથા ચાલેછે; અથવા એ ઠેકાણે, સોનાની ખાણ રૂપી લંકાંમાં. ૫.-આરસ પાહાણના પર્વત ઉપર.

૬.-આ સંસારમાં મનુષ્યની જેટલી સંખ્યા હોય તેટલીજ સંખ્યા એ ગરજનાં વનોની હોય એમ જાણવું, કેમકે દરેક મનુષ્યને રઝળવાનું પોત-પોતાનું અક્કેકું ખાસ પોતાની ગરજનું વન હોયછે, તેમાં તે નિરંતર ભટ-

## મમતં વિષે.

### ( કવિત—મનહર છંદ. )

જગતમાં મમતે તો ગાડયુંછે[1] ઊંડું તખ્તં[2],
ખરી મસલત[3] કોઈ કોઈની માને નહીં;
"ના" કહ્યાથી વધુ[4] તાણી."હા" ભણે તેના ભગત,
કોટી ઊપાયે તે કહ્યું ધરતા કાને નહીં;.
ખમે ઘણું નુકસાન તોય તેને નાવે ભાન,
જાન જતાં સુધી તેને આવતી સાને નહીં;
માટે જગતમાં કદિ મમતીસું કરવો ન,—
મમત, કે જાય ઘેર વિજય વાણે[5] નહીં!—૧.

---

ડયાંજ કરેછે! માટે, એ દરેક મનુષ્યનું ભટકવાનું તેનું પોતાની ખાસ ગરજનું વન કીધું છે—એ જો જાણ્યામાં આવે, તો પછી તેની ગરજના વનમાં પેસીને તેને જેટલી સસ્તી કિંમતે અને જેવી રીતે વેચાતું લેવા ચાહિયે, તેટલી સસ્તી કિંમતે તથા તેવી રીતે તે આપણને મળી શકેછે!—પણ હાલમાં માણસો વેચાતાં આપવા લેવાનો ધંધો ચલાવવાની કાયદામાં ઊઘાડી રીતની મના છે!

૧.—દાટયુંછે—પાયો નાખેલોછે. ૨.—રાજગાદિ—સિંહાસન. ૩.—સલાહ—શિખામણ. ૪.—વધારે બરાડીને—મ્હોટી બૂમ પાડીને. ૫.—પવનને.

**વ્યાખ્યાનઃ**—આ આખાં જગતને વિષે મમતનો અમલ એવો તો ચાલી રહેલોછે, કે તેથી કરીને જો કદાચ કોઈ મનુષ્યને ખરેખરી તેનાં હિતની વાત આપણે કેહેવા જઈયેછ, તોપણ તે તેનાં મનમાં ઉતરી શકતી નથી;—તેને એમ કહીયે કે તું ફલાણી વાત આમ ના કરતો, ત્યારે તે કહેછે કે—હા, હું તો એમજ કરવાનો;—એવામાં જો ભોગજોગે તેમ કરવાની આપણે તેને બીજી વાર "ના" કહીયેછ, તો પછી તે એકદમ મમતમાં આવી જઈને (કેમકે નાને ને હાને વેર છે,) મ્હોટો બરાડો પાડીને—સાત વાર ઠોકીને "હા" કહીને હાહાકાર કરી મુકેછે, અને પછી તે પોતાના હાહાકારમાં આપણું કેહેવું કાન ઉપરજ ધરતો નથી. આપણી શિખામણ એવી રીતે ન સાંભળવાથી પછી તેને ગમે તેટલું નુકસાન થાયછે, તોપણ તેને તે વાતનું ભાન આવતું નથી; અને આખરે મમતમાંનો મમતમાં એવી રીતે તેનો જાન જવાનો વખત આવેછે—એટલે કાં તો તે મમતને લીધે, કે પછી

મમત જો કરવો તો નિજ હેતુથી વિરુદ્ધ,
કે જરૂર પરિણામે સામે[1] હારે[2] મમતી;
મમતી ન જોયે હેતુ તે તો ચાલે મમતેજ,
તે ન જોય વાત અણગમતી કે ગમતી;
મમતે અનેક ધર્મ-પંથ નિકળ્યાછે,
ને થયાછે કેંક મોમના મમતે મતિ ભમતી;
મમતે તો કેંક મ્હોટાં રાજ થયાં પાયમાલ,-
એથી વળિ બિજું ન શું થાય હવે કમતી ?!-૨.

---

તેનું આવરદા આવી રેહેવાને લીધે-પરંતુ તેમ છતાં તેને જરા સાન પણ આવતી નથી !-એમ છે! તેટલામાટે, આ જગતને વિષે મમતી માણસની સાથે કદાપી મમત ન કરવો-કેમકે, મમત કરવાથી તે માણસ વાને ઘેર એટલે પવનને ઘેર-ઘેલછા ઉપર-ચાલ્યો જાયછે, તેથી જો તેની સાથે આપણે પણ તેના જેવા થઇને મમત ન કીધો હોય તો એમ ન થાય !

૧-૨.-સામે પક્ષે-સામા પક્ષનો મમત કરનારો જે મમતી હોય તે હારે-હારી જાય; અથવા એનો બીજો અર્થ એવો કે. તે મમતીને વિવાદ-તકરાર રૂપી પાણીની સામી તાણે-સામે વ્હોએ તણાવું પડે-એટલે એમાં વ્યંગાર્થ એવો કે, એ પ્રમાણે સામે હારે તરવું એ ઘણું મુશ્કેલ છે, તેથી કરીને પછી તે સામા મમત કરનારને એવી રીતે પણ પરિણામે હારી જવુંજ પડે!

**વ્યાખ્યાનઃ**—મમત જો કરવો તો પોતાનો જે હેતુ હોય તેનાથી ઉલટી રીતનો મમત કરવો-એટલે જાણે આપણે કંઈ વાત જો કોઈ સામાં મનુષ્ય પાસે કરાવવી હોય તો "એ વાત હું એ પ્રમાણે કદી પણ થવા દેનાર નથી-મ્હને પણ હવે એ વાતનો મમત ભરાયલોછે-જોઇયે વારૂ હવે એમ કેમ થાયછ ?!"-એમ તે સામાં મનુષ્યને કેહેવું,-(કે જરૂર સામે હારે પરિણામે મમતી)-એનો અર્થ તો ઉપર બતાવેલોછે તે પ્રમાણે છેજ. હવે જે સામું મમતી મનુષ્ય હોય તે કંઈ આપણા મનની અંદરનો હેતુ શું છે તે વાત જોતુંજ નથી-તે તો માત્ર આપણા મમતના બોલ પકડી લેછે, અને તે ધોરણ ઉપર ચાલીને સામો મમત ઉઠાવેછે;-પછી ગમે તો એ મમતની ધુંનમાં પોતાને તે વાત કરવી અણગમતી હોય કે ગમતી હોય, તોપણ તે વિષે કશો પણ વિચાર ન કરતાં-તે વાત પોતાને અણગમતી હોય તોપણ તે મમતનું માર્યું કરેજ છે !-વળી આ જગતને વિષે ધર્મના અનેક જે પંથો નિકળેલાછે તે પણ એ મમતને લીધે-

## કુટેવ..

### ( ઇંદ્રવિજયછંદ—સવૈયો.)

ટેવ પડી છુટવી કપરી અહમેવ[1] ધરી રહિ છેવટ સુધી;
લૌકિક લાજ ઘટે મટિ દાઝ[2] નિરાંતનું રાજ લહ્યૂં બુધ ઊંધી;
વાળિ વળી નહિં મ્હેલિજ તો પછિ બાળિ જુઓ પણ ખૂંધિનિ ખૂંધી;
આપ મુઆ વણ સ્વર્ગ પમાય ન, વીજય વાત અનૂભવ સૂધી.—૧.

---

જ નિકળેલાછે—બાકી એ તમામ પંથોનો આદિ અંતે ઉદ્દેશ એકજ છે. વળી કેટલાએક હિંદુઓ મમતમાંના મમતમાં એમના એમ આખરે મુસલમાન થઇ ગયલાછે—એવી રીતે મમતે કરીને માણસોની મતિ ફરી જઇને તેઓ દિવાનાં બની જાયછે. અરે, મમતમાંનાં મમતમાં તો મ્હોટાં મ્હોટાં કેક એમનાં એમ રાજાઓનાં રાજનાં રાજ પાયમાલ થઇ જઇ ઉખડી જઇને પરવારી રહ્યાંછે—ત્યાં હવે એના કરતાં બીજી હલકી—ઓછી—ઊતરતી વિસાતની વાતો જે બને તેમાં નવાઇ ગણતાં છેડો કેમ આવે ? !

૧.—અહંકાર—હુંપદું—હું કરૂં તેજ ખરૂં, એવી જે હઠ તે. ૨.—દયા.

હવે એ સવૈયાની બીજી, ત્રીજી, તથા ચોથી તુકનું વ્યાખ્યાન આ પ્રમાણે છે:—માણસને એક વાર જે કુટેવ પડી ગયલી હોયછે તે પછી રીઢી બન્યા પછી દુનિયાંદારીમાં કોઇની લાજ ગણતી નથી, અને તે એવી રીતે જ્યારે કોઇની લાજ રાખતી નથી, ત્યારે પછી કોઇને એ કુટેવના ઉપર પણ દાઝ—દયા નથી રેહેતી; હવે સહુ લોકો એ કુટેવની જ્યારે એ પ્રમાણે કનવાર—દરકાર—ખણખોજ કરવી મુકી દેછે, ત્યારે એ ઊંધી બુદ્ધિની કુટેવ "જેણે મુકી લાજ તેને ત્રણે જગનું રાજ"— એમ વિચારીને પોતાની રીત પ્રમાણે પછી નિર્ભયપણે—નિરાંતે વર્તી જાયછે. એ કુટેવ જે છે તે જ્યાંલગી ઉગતી એટલે કુમળી હોયછે ત્યાંલગી તો જેમ વાળી હોય તેમ તે વળીને સુધરી શકેછે, પરંતુ પાકી—કઠણ થઇ ગયા પછી તે કદી પણ વળી કે સુધરી શકતી નથી. એ કુટેવ છે તે કુતરાની પુંછડીની પેઠે પછી વાંકીની વાંકીજ રહી જાયછે—અને વળી એ કુટેવ એવી છે કે કાથાની દોરડીની પેઠે બળી જતાં પણ એ પોતાનો આમળો મુકતી નથી. કહેવત છે કે "આપ મુઆ વિનાં સ્વર્ગ ન પમાય," તેમ એ કુટેવને ગમે એટલી શિખામણ દીધાથી તે ઠેકાણે નહીં આવે—એ તો જ્યારે જાતે ઠોકર ખાઇ ખાઇને દુઃખના અનુભવ પોતાની જાતે મોંઘી કિંમતે લે ત્યારેજ સૂધી થાય—ઠેકાણે આવે—એવી એ કુટેવ સ્વચ્છંદી તથા અત્યાગ્રહી છે !

## સુખદુખાનુભવ.

(ચોપાઈ.)

દુનિયાંમાં જોકે દુખ ઘણાં, વળણુ[1] ઘણાં તોપણ તે તણાં;
મ્હોટૂં વળણ કવન જે ગાઉં, આજ વિજય અનુભવ તે પાઉં.–૧.
અધુરિ સમજથી જાણુ ઘણુંક, પૂરીથી પણ છે વળિ કાંક;
ઘણાંક તો સ્વાભાવિક લહૂં, વળી ઘણાં નિજ ભુલથી કહૂં.–૨.
કેટલાંક તેમ સાચાં જાણ, કેટલાંક કલપેલાં માન;
મનની ટેવ સદા એહવી,[2]–દુખ માને[3], ત્યાં શૂં કહે કવી?–૩.
સુખમાં દુખને આણે યાદ, ભવિષ–ભ્રાંતિનો સૂણે નાદ;
એમ સમય–સુખ જાતો[4] રેહ, વિસ્મૃતિમાં[5] પછિ દુઃખજ લેહ!–૪.
ભુલે સમય–દુખ જાતો રેહ,–એમજ, શૂં પછિ બાકી કેહ?!
ઘણે અનુભવે એમ ભુલાય, વિજય તહાં સુખ–વાયૂ વાય.–૫.
પણ પાછળથી જો પરખાય, ઘણું તે ગુણ–કારણ[6] દેખાય;
દુઃખ થકિજ સુખ–કદર લહાય, વિજય ટેવ–ભૂંપણું વિસરાય.–૬.
સુવર્ણ નિર્મળ અગ્નિથિ થાય, ત્યમ દુખથી મન–મેલ કપાય;
પછિ ઝળકે શાંતીની જ્યોત, વિજય આભુષણ તે તૂં ગોત.–૭.

---

૧.–દુઃખ રૂપી સર્પનું ઝેર ઉતારવાનાં ઔષધ–ઊપાય–ઈલાજ–વળણો.

૨–૩.–પોતાને કશું દુખ ન હોય તોપણ મ્હને દુખ છે એમ માની લેવાનો એ મનનો સ્વભાવજ છે–જેમ કોઈ અફીણના વ્યસનના કરનારને અફીણના ગેરફાયદા જણાયા છતાં તેને અફીણ ખાધા વગર ચાલતું નથી, તેમ એ મનને દુખ માની લેવાની ટેવ–વ્યસન પડી ગયુંછે–તેથી કરીને એવી રીતે કંઈ ન હોય તો આગલું પાછલું સંભારીને પણ મ્હને દુખ છે એમ માની લીધા વગર એને ચ્હેન પડતું નથી!

૪–૫.–એવી રીતે વર્તમાનકાળમાં જે સુખનો વખત ચાલતો હોય તે ભૂતકાળની ગઈ ગુજરી વાતો સંભારવામાં તથા ભવિષ્યકાળની નિરર્થક ચિંતાઓ કરવામાં વહી જાયછે–જતો રહેછે; અને પછી એ પ્રમાણે વર્તમાનકાળનો સુખનો જે ચાલતો વખત તે પોતાનાં બેભાનપણાંને લીધે તથા પોતાની અજ્ઞાનના ઘરની બેસમજને લીધે પોતાને દુખ રૂપ લાગેછે–અને પછી એ વાત એમ બનેછે તે સહુ વિસરી જઈને પોતાને હંમેશ દુઃખજ છે એમ એ મન પોતાની મેળે મિથ્યા માની લેછે!

૬.–ભૂતકાળમાં જે દુખ પડેલું હોયછે તે ઘણું કરીને ભવિષ્યકાળમાં બીજા ઘણા લાભ–ફાયદા–ગુણ–સુખનું આપનારૂં મૂળ કારણબીજ રૂપે

દુનિયાંમાં જો દુઃખ ન હોત, પછિ સુખ શાથી[1] શૂં જુદું જોત?
પડ્યો હોય તડકે જો શોષ,[2] તોજ શિળે શિત સુખ જળ કોશ[3].—૮.
અતી દયાળૂ ડાહ્યો દેવ, ડહાપણુના દરસાવે નેવ;
દિઠે જે પડે ભજનનિ ટેવ, સહુ નહિંતર ભુલિ જાતજ સેવ.—૯.
'સુખે સોનિ ને દુઃખે રામ', અરે કૃતઘ્ની કેવૂં કામ;
હવે અહા કેવૂં દેખાય, ન્યાય ત્રાજવૂં વિષમ[4] ન કાંય.—૧૦.
તથાપિ તે અજ્ઞાને કરી, અતિશયોક્તિ[5]—મા, ભુલ—દીકરી;
જગે ભોગ—દુખ વધુ[6] કહેવાય, વિનાં જ્ઞાન—ગમ[7] ત્યમ દેખાય.—૧૧.
ડહાપણ સદ્ગુણુની છે વાત, દુખ તે દિન, ને સુખ તે રાત[8];
દિસે દિસે[9] શુધ બારિક ભાત, રાત મિની રહે મોરનિ[10] લાત.—૧૨.

---

હોયછે એમ જોવામાં આવેછે. ૧.—સરેરાસ એકલું સુખજ હોત તો પછી તેનો મુકાબલો કોની સાથે થઇ શકત? તેમાં પછી ભિનતા—ભેદ—નવાઈ શી માલમ પડત? અને નવાઈ બંધ પડતાંમાં પછી તે સુખ હાલ જેવું દુખને મુકાબલે જુદું પડીને નવાઇ ભર્યું—સારૂં લાગેછે તેવું એ દુખના મુકાબલા વગર એક સરખું—નવાઇ વગરનું કેમ કરીને સારૂં લાગત? ૨.—કંઠ સુકાઈ જવો તે—તરસ.

૩.—ત્યારેજ છાંયડામાં થંડું પાણી સુખનો જાણે કોશ—ભંડાર ખુલતો હોય તેવું શાંતિ આપનારૂં થઇ પડેછે—શિયાળાની ઋતુમાં એ છાંયડો અને થંડું પાણી થોડુંજ સારૂં લાગે. ૪.—ન્યૂનાધિક—ઉંચું નીચું.—ઈશ્વરે આ જગતને વિષે સુખ દુખ સમાન રીતે વ્હેંચી આપેલાંછે—તેના ઇનસાફનાં ત્રાજવાંની દાંડી બંને પાસે નિરંતર એક સરખીજ રહેછે—તે કદી પણ ઊંચાનીચી થતી નથી—એ સિદ્ધાંત છે!

૫.—જે કંઇ હોય તેના કરતાં અતિશય વધારીને કહેવાની જે મનુષ્યોની રીત તે અતિશયોક્તિ. હવે એ અતિશયોક્તિ તે જાણે મા, અને તેને પેટે તેની દિકરી ભૂલનો પ્રસવ થાય;—અર્થાત્ અતિશયોક્તિમાંથી ભુલ ઉત્પંન થાયછે!

૬—૭.—જગતમાં સુખના કરતાં દુખ વધારે છે એમ જે કેહેવાયછે તે પેલી અતિશયોક્તિની દિકરી જે ભુલ તે એ પ્રમાણે કહેવડાવેછે;—કેમકે, જ્ઞાનની ગમ—સમજણ—સૂઝ વગર લોકોને એવી રીતે સુખના કરતાં દુખ વધારે દેખાયછે. ૮.—દુખનો વખત તે દિવશના વખત સરખો છે, અને સુખનો વખત તે રાતના વખત સરખો છે.

૯—૧૦.—દિવશને વખતે તરેહ તરેહની જે ઝીણી વાતો હોય તે શુદ્ધ રીતે બરાબર માલમ પડી શકેછે—ભુલચુક થતી નથી—અને રાતને વખતે

લાત દિસે જે અનુભવિ[1] હોય, રાતે પગ મુકતાં સ્મરિ[2] જોય;
પછે ન ઠોકર વાગિ પડાય, નિરાંતથી સુખ–પલંગ સુવાય.–૧૩.
દુઃખ વિનાં નથી ક્યાં પણ સૂખ, મા નિંદો કો દુખનૂં મૂખ;
એજ[3] મુખે સુખ–જળ પીવાય, સુખ રુપ દિસિ[4] પછિ ઠંડક થાય.–૧૪.
જળ પડતાં[5] બહુ લાગે વાર, તેથી અકળાઈ જાય વિચાર;
પણ અનુભવં નિશ્ચય[6] થિર હોય, વિજય શાંતિ–સુખ અંતે[7] જોય.–૧૫.
દુખ ગણતાં તો નાવે પાર, વધ્યાં[8] જાય અજ્ઞાને તાર;

તો કહેવત છે કે "રાતે બીલાડી મોર દેખે" એટલે ભ્રમ ઉપજીને, પછી તે ભ્રમ–સંદેહ રૂપી મોરના લાંબા ટાંટિયાની લાત સહન કરવી પડે!

૧–૨.–દિવશે જે જોઈ લીધું હોય કે આવી રીતે ફલાણે ઠેકાણે ગયાથી લાત ખાવી પડે તેમ છે, તો પછી રાતે તે ઠેકાણે જતાં અને પગ મુકતાં પેહેલાં પેલો દિવશનો અનુભવ યદ્દ આવીને તેમ થતાં અટકાવ થાયછે. એટલે પછી લાત ખાવાનો પ્રસંગ આવતો નથી.

૩–૪.–જેમ હવાડાની અંદર પાણી પડવાનું નળનું મ્હોડું હોયછે તેમાંથી તે હવાડામાં પાણી આવેછે, તેમજ આ સંસાર રૂપી હવાડામાં એ દુખ રૂપી નળનાં મ્હોડાંમાંથીજ નિકળીને સુખ રૂપી જળ આવેછે; અને એ પ્રમાણે જ્યારે આપણને એ વાતનું જ્ઞાન થાયછે ત્યારે પછી એ દુખ રૂપી નળનું મ્હોડું તે સુખ રૂપ દેખાઈને આપણને શાંતિની શીતળતા થાયછે!–અર્થાત્ પ્રથમ દુખ પડ્યું હોય તોજ પાછળથી સુખનો વખત આવેછે! ૫.–સુખનો વખત આવતાં.

૬.–પરંતુ અનુભવે કરીને જેનાં મનનો નિશ્ચય થયો હોયછે તે પોતાનાં મનને વિષે એ વાતમાં કશો સંશય ન રાખતાં પછી એ વિષે ધીરજ રાખીને સમાધાનિથી રહેછે. ૭.–ગમે ત્યારે અને ગમે ત્યાં, પણ પરિણામે. ૮.–જેમ ખાણની ચાસણીના તાર નિકળ્યા જાયછે તેમ અજ્ઞાન એ પણ ઘણો ચિકણો પદાર્થ છે, અને તેની સાથે દુખ એ પણ પાછો તેવોજ ચિકણો પદાર્થ મળેછે, એટલે પછી અજ્ઞાન રૂપી માયા–કેફની ખુમારીના તારમાં દુખના તાર નિકળી નિકળીને વધ્યાજ જાયછે, અને પછી આ આખું જગત રૂપી માયાનું જાળું તે જાણે એ દુખના તારની ગુંથણનું બની જઈને કરોળિયાનાં જાળાં જેવું એ તમામ તારમય ભાસીને આ આખું જગત આખરે તારાજ–ખરાબેહાલ–પાયમાલ થઈ ગયું હોય એમ જીવ રૂપી કરોળિયાને ભાસેછે! કેમકે અજ્ઞાનના કેફની ધુંનમાં પછી એની આંખ ધીમે ધીમે મીચાતી જતાં ઝીણી થતી જઈને પેલું જગત જે તારમય ભાસતું હોયછે તે પછી પરિણામે તમામ જળમય–પ્રલેકાર–મહાપ્રલય થઈ ગયો હોય એવું ભાસેછે!

નાવ[1] પરંતુ જ્ઞાન-વિચાર, વિજય વિવેક પમાડે[2] પાર.–૧૬.
દુનિયઇ આનંદો કહેવાય, ઝટ તે તો ખંડિત થઇ જાય;
પછિ પાછળ પરતાવો[3] થાય, ધૂળ પડી એ આનંદ માંહ્ય!–૧૭.
વિદ્યાનંદ અખંડાનંદ, એજ ખરૂં સાચૂં સુખ-કંદ;
શું વર્ણવું તે હું મતિમંદ, નથી વિજય રમવો જે ફંદ[4]!–૧૮.
સરળજ[5] માર્ગે જેહ પમાય, હર્ષાશ્ચર્ય[6] જહાં ઉભરાય;
એ આનંદે અનુભવ[7] થાય, તોજ જન્મ સાર્થક[8] કહેવાય.–૧૯.
સમાધાન[9] જ્યાં મનનૂં થયૂં, દુઃખ સદા ત્યાંથી[10] દુર ગયૂં;
નિરોગિ જે સંતોષી[11] રહ્યૂં, કહે વિજય ત્યાં દુખ પછિ કયૂં[12]?–૨૦.
વરસિ રહ્યો જ્યાં સુખ-વરસાદ, કરતિ સિતાર મધુર સુર નાદ;

---

૧–૨.–પરંતુ એવી વખતે પછી જ્ઞાનમાં વિચાર રૂપી વ્હાણની મારફતે વિવેક રૂપી કિનારો-કાંઠો હાથ લાગેછે.! ૩.–એ આનંદો એવી રીતે થોડી વારમાં ગુમ થઇ જાયછે, એટલુંજ નહીં પણ વળી પોતાની પાછળ પશ્ચાત્તાપ, દલગીરી, ગ્લાનિ, અફસોસ, એવું એવું ખરકતમાં મુકતા જાયછે! ૪.–આ દુનિયાંમાં જે કેટલીએક રીતની મેલી ખટપટ-બનાવટ થઇને કોઇને વગર તકશીરે ગુન્હેગાર ઠેરવવાના ફંદો રચવામાં આવેછે, તેવો એ કંઇ ફંદ રચવાનો નથી!

૫.–ભેદ પ્રપંચને આડેઅવળે ગલીકુંચીને રસ્તે ગયા વગર-સૂધે-પાધરે રસ્તે જે વિદ્યાનંદ પ્રાપ્ત થાયછે. ૬.–જે વિદ્યાનંદને જોઇને સાનંદાશ્ચર્ય- હર્ષ અને આશ્ચર્ય ઉભરાઈ જાયછે.

૭–૮.–એવો જે એ વિદ્યાનંદ તે વિદ્યાનંદનો અનુભવ થાય, તોજ આ મનુષ્યદેહ ધારણ કીધેલો તે કૃતાર્થ-સફળ-પાર પડ્યો-એમ કહેવાય!

૯.–ઉપર કહેલા વિદ્યાનંદે કરીને જે મનને વિષે હર્ષ શોક, સુખ દુખ, એ વિષેની સમાનવૃત્તિ થઇ જઇને પછી જે ઠેકાણે શાંતિના ઘરની નિરાંત-નિવૃત્તિ ઠરી રહી હોય. ૧૦.–જે ઠેકાણે એવી રીતે શાંતિના ઘરની નિરાંત-નિવૃત્તિ ઠરી રહી હોય તેવે ઠેકાણેથી.

૧૧–૧૨.–જે મનુષ્યનું શરીર નિરોગી હોય અને મન સંતોષી હોય તેને પછી દુખ કિયું રહ્યું?–વાસ્તવિક રીતે વિચાર કરતાં તો એવાં મનુષ્યને કશું દુખ છે એમ કહી ન શકાય; પરંતુ એવાં તો લાખો મનુષ્ય નિરોગી હોયછે, તેમ છતાં તેઓ પોતાને દુખી માનેછે. હવે તેઓને જો પુછ્યું હોય કે "તમે અસંતોષી છો?" તો તેઓ એ વાતની સાફ ઘસીને ચોખ્ખી ના પાડવાનાં! પણ એવી ના પાડેલી ખોટી જાણવી-કોઇ પણ પ્રકારના અસંતોષ વગર એ પ્રમાણે દુખી થવાનું બીજું કારણજ ન હોય!

બાહ્યાભ્યંતર પૂર્ણાનંદ, વિજય એજ સહુ વિદ્યાનંદ.-૨૧.
ડોલિ રહે મન ઇંદ્રિ સમસ્ત,[1] જેમ વાયૂએ વૃક્ષો મસ્ત[2];
કરે મોર કોકિલ જેમ સાદ[3], ચાલિ રહે ત્યમ વિદ્યા-વાદ.-૨૨.
મન આકાશે વિધવિધ રંગ, ધનુષ્ય જોઇ થવાયે ડંગ;[4]
ભૂમિતિ સમ મનમિતિ સિદ્ધાંત, ઘટા[5] પડિ સમજ ભાગે ભ્રાંત.-૨૩.
એજ ખુબી કો સુખ દુખ તણી, કે પડતિ સમજ વારે ઘણી;
સુખ હોતાં દુખ ઝાંખું મનાય, દુખ હોતાં સુખ ઝાંખું જણાય!-૨૪.
એ હમણાં દુખ ઝાંખૂં થયૂં, એ આ સુખ મ્હો આગળ રહ્યૂં;
એમ વિજય મન નિશ્ચય થાય, જો વિદ્યાનંદે [6] રહેવાય!-૨૫.

---

## મનનો અસ્થિર સ્વભાવ.

(પદ.)

આ શૂં દીસે રે જન મન[7] ના ઠરે છ.-આ શૂં દીસે રે૦-ટેક.
યુદ્ધ ચાલ્યું જ્યાં વિકલ્પનું ને, વળિ સંકલ્પનું ધાડૂં;

---

૧-૨.-જેમ વાયુએ કરીને વૃક્ષો પોતાનાં પાંદડાંઓ તથા ડાળીઓ સુદ્ધાં ડોલી રહેછે, તેમજ વિદ્યાનંદના તર્ક રૂપી વાયુએ કરીને સર્વ જ્ઞાનેંદ્રિયો સહિત મન ડોલી રહેછે! ૩.-મોર તથા કોયલના ટોકા-કોમળ મધુરા સ્વર. ૪.-ચોમાસાંમાં આકાશને વિષે જેમ ઈંદ્રધનુષ ખેંચાયછે તેમ એ મન રૂપી આકાશને વિષે પ્રેમ શૌર્યનાં કમાનદાર ધનુષ્ય ખેંચાતાં જોઇને ડંગ-તટસ્થ થઇ જવાયછે!

૫.-એ મન આકાશને વિષે એવા તરેહ તરેહના રંગોની, તથા પ્રેમ શૌર્યનાં ધનુષ્યની, તથા ભૂમિતિના જેવા મનમિતિ ક્હેતાં મનના જે અનેક વિકારો તથા અનેક તરેહની જે લાગણીઓ તે સંધાંને માપવાની જે વિદ્યા તે મનમિતિના સિધ્ધાંત ક્હેતાં સપ્રમાણ સિધ્ધ થયલા જે નિયમો તે નિયમોની, એવી રીતે જે એકદમ સામટી ઘેરા રંગની ઘટા થઇ રહેલી હોય તે ઘટામાં એ વિદ્યાનંદની સાહ્યતાએ કરીને પૂરેપૂરી સમજણ પડીને પછી એ મનની તમામ ભ્રાંતિઓ ભાગી જાયછે-ટળી જાયછે- જતી રહેછે!

૬.-જો આ સંસારના બીજા તમામ માયાવી-એટલે પૈસો-સ્ત્રી વિગેરેના વૈભવોના આનંદોની પાછળ ભટકવું મુકી દઇને, એકલા એ વિદ્યાનંદ ઉપરજ પૂર્ણ શ્રધ્ધા અને એકજ નિષ્ઠા રાખીને રહી શકાય તો!

૭.-મનુષ્યનું મન એવું છે કે કદાચિત્ આખાં જગતનું રાજ તેને મળે તોપણ તેથી તે સંતોષ પામતું નથી,અને તેને કદી પણ નિરાંત થતી નથી-

શુદ્ધ નયન પણ દિસે દર્પણે,[1] સંધૂં બાંડૂં[2] બાડૂં.—આ શું દીસે૦—૧.
બહુ મનસૂબા ને અંદેશા, વળિ શંકા ભળિ તેમાં ;
કે વેળા કેવી દિલ-તબિયત, પછી તે ઠરયું રહે શેમાં ?—આ શું૦—૨[3].
છે દર્પણુનિ પ્રકૃતિ એવી, દિસે સ્મરણુ થયું જેનૂં ;
કામધેનુ પુરિ કરે કામના, ચાલ્યું પ્રબળ યુધ એનૂં.—આ શું૦—૩[4].

તેની તૃષ્ણા નિરંતર આગળ વધતી જઇને તેને નિવૃત્તિ થવાને બદલે ઉલટી તેની પ્રવૃત્તિ વધતી જાયછે !

૧-૨.—બાંડું એટલે પુંછડાં વિનાનું અથવા સાણગાર વગરનું—અડવું—અતડું; અને બાડું એટલે બાડી આંખે જેમ એક ચંદ્રમાના બે ચંદ્ર અને એક દીવાના બે દીવા દેખાતા હોય તેવું.—વ્યાખ્યાનઃ—આંખ તો બાડી નથી, કે તેમાં કશી છારી જેવું પણ બ્હારથી માલમ પડતું નથી—સાફ દેખાયછે—પરંતુ અંતઃકરણ રૂપી દર્પણમાં સઘળુંજ જાણે અડવું—અતડું, અને વખતે બેવડું જણાતું હોય તેવું સંધું અવ્યવસ્થિત—ઘમસાણ મચી રહ્યા સરખું—બેતાલ—અંધેર—કઢંગું ભાસેછે;—કેમકે સંકલ્પ વિકલ્પનું ભારે જોશથી તે ઠેકાણે યુદ્ધ મચી રહેલુંછે !

૩.—અનેક તરેહની આકૃતિના તથા અનેક તરેહના લશ્કરી પોશાક વાળા,ટોપીઓ ઉપરની લ્હેકાતી પીછીઓ સાથે—જેમ માથાં ઉપર પર ખોસ્યાં હોય તેવા,કઇ કઇ મ્હોટા મ્હોટા પંચહથ્થા પંજાબી પેહેલવાન સરખા યોદ્ધાઓ જે સંકલ્પના પ્રધાન મનસૂબા—મનના સૂબાઓ તે—વિકલ્પના પ્રધાન જે અંદેશાઓ તેઓની સામાં ધાડું યુદ્ધ મચાવી રહેલાછે; એવી રીતે એ રણસંગ્રામમાં પેલા અંદેશાઓ જે મંકોડાના સરખી તુટી કમરે ઘડીમાં મરણિયા થતા જણાતા,અને પાછા વળી ઘડિકમાં વિચારમાં પડી જતા સામા શત્રુઓનો માર ખાતા જણાતા, એવા એ અંદેશાઓ જેમ તેમ કરીને તાણીતુસીને લડેછે, તેમાં એ રણસંગ્રામની વચમાં એ અંદેશાઓની બાયડીઓ જે શંકાઓ છે તેઓને—હમારા ધણીઓ લશ્કરમાં કપાઇ મુઆ હશે કે કેમ—એવો વિચાર ઉપજી આવવાથી, તેઓ પોતાના ધણીઓને સમજાવીને લડવું મુકી દઇને પોતાને મુકામે પાછા ખેંચી લઇ જવાને આવેલીછે;—અને એવી રીતે એ રણસંગ્રામની વચમાં બાયડીઓ ભળવાથી મનસૂબાઓ લડતા અટકી જઇને તેઓના તરફ જોઇ રહ્યાછે—કેમકે મનસૂબાઓ એ મનના સૂબાઓ છે, તે જેમ પોતાની મરજીમાં આવે તેમ લડે, કે લડતા અટકી જઇને જોઇ રહે, કે ચ્હાય તે કરે ! હવે એવી સ્થિતિમાં કોઇ વખતે દિલની તબિયત કેવી હોય—એટલે ગમે તેવી વ્યગ્ર સ્થિતિ હોય,—તેવે ઠેકાણે તેવે પ્રસંગે પછી મનુષ્યનું મન કેવી રીતે સંતોષ પામીને નિરાંતથી નિવૃત્તિમાં રહી શકે ? !

૪.—એ અંતઃકરણ રૂપી દર્પણનો ગુણ—ધર્મ—સ્વભાવજ એવો છે કે જે

કે વેળા મન કુદે ખુશીમાં, રમે ગગનપર ટોચે;
કે વેળા જડ ભારિ વસ્તુ બનિ, જાય ગરક ડુબિ શોચે.—આ૦—૪[1].
ન વાસ્તવિક બેમાંનું એકે, પણ મિંઢું મમત ન મુકે;
ગમત રટણમાં 'બંદૂ ન ચુકે', કહે પણ પછિ વિજ ઝબુકે!—આ૦—૫[2].

---

વાત યાદ આવેછે કે તરત તે-વાતનું તેમાં પ્રતિબિંબ પડીને તેમાં પછી તે આબેહુબ પ્રત્યક્ષરીતે જોવામાં આવેછે—માટે મનની ઇચ્છા પુરી પાડનારી કામધેનુજા સરખું એવું એ જે અંતઃકરણ છે તે કામના—એટલે અમુક મનુષ્યોનાં મનની જે અમુક ઈચ્છાઓ હોય તે પૂર્ણ કરે, કે તેથી પછી તે અમુક મનુષ્યોનાં મન સંતોષ પામીને નિરાંતથી નિવૃત્તિમાં રહી શકે—તથાસ્તુ—એવી રીતે એ ઠેકાણે વિજય કવી આ જગતનાં સર્વ મનુષ્ય માત્રને આશીર્વાદ દેછે!—અને એ પ્રમાણે આશીર્વાદ દઈને, કવિ એ વિષયના અનુસંધાનમાં પાછું કહેછે કે એવી રીતે સંકલ્પ વિકલ્પ એ બેનું પ્રબળ—જોશમાં યુદ્ધ ચાલતું હતું!

૧.—કેક વખત એ મન એવું તો ખુશીમાં આવી જઈને હરખથી ફુલાઈ જઈને હલકું ફુલ બની જઈને પછી તે હવામાં ઊંચાંનું ઊંચાં ઉડતાં ઉડતાં છેક ગગનની ટોચ ઉપર જઈને રમેછે, કે જાણે તેને તે વેળા સ્વર્ગ માત્ર બેજ આંગળ બાકી રહી ગયું હોય એમ તેને લાગેછે;—અને તેમજ વળી કેક વખત એ મન એવું ભારેસલ—પથ્થર જેવું જડ પદાર્થ બની જઈને શોચ—અફસોસના ઊંડા દરિયામાં ગરક થઈ જઈને ડુબી જવાની તૈયારીમાં જણાયછે, કે જાણે સાત પાતાળમાંનાં છેલ્લાં પાતાળની છેલ્લી હદની બાતમી કહાડી લાવવાને, અથવા તો પોતાનાં સાતે વ્હાણ ડુબી ગયાં હોય તેમાંનું એકાદું હાથ લાગે તો તેની તપાસ કરી લાવવાને, પાતાળનાં છેક તળિયાં સુધી નીચે જવાનો ઊંડો વિચાર કરવામાં પડયું હોય તેવું તે વેળા એ મનનું ડોળ દેખાયછે!

૨.—એ બે વાનાંમાંથી એક પણ વાસ્તવિક નથી—એટલે, એક રીતે છેક હરખથી ફુલાઈ જવું એ વાત પણ વાસ્તવિક—સાચી નથી, તેમજ બીજી રીતે છેક અફસોસમાં પડી જઈને તેમાં ગરક થઈ જવું એ પણ વાત વાસ્તવિક નથી;—એવી રીતે એ મનને ગમે એટલો બોધ કરવામાં આવેછે, તોપણ તે મિંઢું-હૈયામેલું બનીને પછી પોતાની હઠ કદી છોડતું નથી—અને પછી જ્યાંત્યાંથી ગમત—રમુજ ઢુંઢી—શોધી કહાડવાને માટે જે રટણ—રખડપટ્ટી કરવી પડે તેમાં—'બંદું'—પોતે કોઈ દિવસે ચુકીને ભુલું પડે તેમ નથી—એવી રીતે એ મન મ્હોડે તો સફાઈ હાંકેછે, પરંતુ, પેલાં સાતમાં પાતાળની હદની બાતમી કહાડી લાવવાના ઊંડા વિચાર જેવું કે સાત વ્હાણમાંનાં એકાદાં વ્હાણની તપાસ કરી લાવવાના ઊંડા વિચાર જેવું જ્યારે એ મનનું ડોળ

એમ મારગે જૂદે જૂદે, દોરવતા બે દીઠા ;
વચલો મારગ ભૂલાવે તે, દિસી દૂરથી મીઠા.—આ શૂં દીસે રે૦—૬.
સૂધાં રહેવૂં નીમ્યૂં રહેવૂં, કલ્પના નહીં બ્હીવૂં,
નહીં નાચવૂં નહીં કૂદવૂં, પુછ્યૂં મને 'ક્યાં સીવૂં?'—આ શૂં દીસે૦—૭[1].
સહુ સીવાશે પ્રોવું પ્રથમ છે, નાકૂં વચમાં ઝીણું ;
ઠરે વિજય મન પ્રોવાયૂં જો, કહે 'વાણિ-ફળ વીણું!'—આ શૂં૦—૮[2].

---

દેખાયછે તે વેળા પછી એ મન પોતાની જાતિના ગુણ-સ્વભાવ ઉપર જતું રેહેછે—કેમકે મન એ નપુંસકલિંગનું અથવા નાન્યતર જાતિનું નામ છે તેજ પ્રમાણે તે પોતાના ગુણમાં પણ એવે વખતે આખરે બાયલું—નાહિંમત બની જાયછે, અને પછી વ્હેમ તથા ભય રૂપી વિજળીના ચમકારા જોઈ જોઇને પોતે અતિશય ભય પામીને ચોંકી ચોંકીને ચમકતું રેહેછે !

૧.—સૂધે મારગે ચાલવું, પ્રારબ્ધને યોગે જે સુખ દુખ આવે તે વિષે સમાનવૃત્તિ રાખી રહીને તે ભોગવવાં, ભાવિ વિષેની મિથ્યા નિરર્થક કલ્પનાઓ કરી કરીને તેવાં ખોટાં ભયથી બ્હીવું નહીં, અને તેમજ હર્ષથી ફુલાઈ જઇને નાચવું પણ નહીં અને કુદવું પણ નહીં;—એવી રીતે જ્યારે એ મનને બોધ આપીને કહ્યું, ત્યારે એ મન ભારેખમ તથા હાવકું થઈ જઈને, અને ઉપદેશકને ઘેરી લેવાના—ગુંચવાણમાં નાખવાના હેતુથી તેની નકલ કરવા જતું હોય તેવી રીતે એમન તેને પુછવા લાગ્યું કે— " એ તહમારી નિરાંત અને નિવૃત્તિ મ્હારે કામની નથી—મ્હારો તો મૂળે પ્રવૃત્તિનો સ્વભાવજ છે, તેથી મ્હારે નિવૃત્તિ સાથે નહીં બને—અને મ્હારે તો જીવવું ત્યાંલગી સીવવું જોઇયે—મ્હારે પ્રવૃત્તિ વિનાં એક ક્ષણ પણ ન ચાલે—માટે મ્હારે સીવવું ક્યાં ? તે કંઈ તમે બતાવોછો ?! "

૨.—ત્યારે ઉપદેશકે એ મનના પ્રશ્નનો ઉત્તર એવી રીતે આપ્યો કે—સીવવાની વાત તો પાછળથી છે, પણ પ્રથમ તો પ્રોવું કેમ—એજ વાત ઘણી કઠિણ છે, કેમકે મૂળ ચૈતન્યબ્રહ્મ એજ વસ્તુ રૂપી જે કંઈ નાકું તે વચમાં ઘણુંજ ઝીણું—બારીક—ન સમજી શકાય તેવું—નિરંતર અજ્ઞાન—માયાનાં આવરણે કરીને આચ્છાદિત થયલું—ઢંકાયલું—ન સુઝે તેવું છે, તેથી કરીને એ નાકું જો ત્હને બ્રહ્મજ્ઞાન રૂપી સૂક્ષ્મદર્શક યંત્રે કરીને સુઝે, અને પછી ત્હારી લગન—લ્હેનો દોરો પ્રોવાઈને જો તેમાં લ્હાગથી એકતાર બની રેહેવાય, તોજ નિરાંત અને નિવૃત્તિ થઇને ત્હારો મોક્ષ થાય, નહીંતર કોટી જન્મે કોઈ કાળે ત્હારો મોક્ષ થનાર નથીજ નથી !—એ પ્રમાણે જ્યારે ઉપદેશકે એ મનને સૂચક બોધ આપ્યો, ત્યારે પછી તેને કંઈક જ્ઞાનગમ પ્રાપ્ત થવાથી તે કેહેવા લાગ્યું કે—"આ વિજયવાણીનું ઝાડ આજે આ ઠેકાણે—આ પદ-

# સંસારને વિષે સુખ શેમાં છે?

## (પદ.)

સલુણૂં સુખડૂં રે, સંસારે શામાં દીસે* ?!–
દર્પણ મુખડૂં રે, કેવું હલકૂં હીસે[1] !–સલુણું સુખડૂં રે૦–ટેક.
ચિત્ત–સમાધાની જે ચારૂ, મારૂરાગ–અસીસે;
વાટમારુસ્યૂં ચાલ્યું યુદ્ધ બહુ, પણ ને દિસે રહિડિ રીસે!–સલુણૂં૦–૧[2].

માં ઠીક ઝુકી રહેલું–ઝુલેલું જણાયછે; અને ઉપદેશકે ટીકાની લાકડીએ તેને ઠીક ઝુડેલું–ઝાપટેલું જણાયછે–તેથી કરીને "બ્રહ્મજ્ઞાન ઉપજે એવાં જે એ વાણી રૂપી ઝાડનાં ઘણાં ફળ વેરાયલાંછે તે હવે હું વીણી લઉંછું!"–એમ કહીને તે એ પદમાંનાં વાણી–ફળ વીણવા મંડી પડ્યું !

* એવા ગીતનો એ પૂર્વપક્ષ મુકી એ પદનો પ્રારંભ કરીને છેલ્લી વારે એ પદની સમાપ્તિએ જે સિદ્ધાંત છે તે કહેલોછે.

૧.–રીઝતું–મલકાતું માલમ પડેછે.–સલુણું એટલે મનોહર કાંતિનું જે સુખ તેનું મુખડું અંતઃકરણ રૂપી દર્પણમાં કેવું હલકું ફુલ સરખું–જાણે એ હમણાં ઉડી જશે, એવું કાવલું દેખાતું–પરંતુ રીઝતું, અને ગાલમાં ગોભા પડે તેવી સુકુમાર રીતે મલકાતું ભાસેછે ? !

૨.–માથા ઉપર સામા શત્રુઓ લડવાને–યુદ્ધ કરવાને ઝઝુમી રહ્યા હોય તેવે સમયે, સ્વસ્થપણે નિરાંત રાખી રહીને કરાંકે આરામ લયાં કરવો,–એ ચિત્ત–સમાધાની વગર બીજા કોના આસરા ? ! એવી એ જે ચિત્ત–સમાધાની તે એ પ્રમાણે આરામમાં જણાયછે, તોપણ તેણે પોતાનાં મસ્તક નીચે ઓસીકું મારૂરાગનું રાખેલુંછે.–જેમ કોઈ ઘડિયાળનું 'એલાર્મ' આપણને અમુક ધારેલે વખતે ચેતવણી આપીને ઉઠાડેછે, તેમજ એ મારૂરાગનાં ઓસીકાંમાં એવો ગુણ રહેલોછે, કે તે પોતાનામાંથી અલાપચારીના લાલિત્ય ભરેલા નિકળતા ધ્વનિએ કરીને એક પાસથી એ ચિત્ત–સમાધાનીના આરામમાં કંઈ પણ ખલેલ ન કરતાં ઉલટું તેના આરામને ઉત્તેજન આપેછે, અને વળી બીજી પાસથી તેમજ તે એવી રીતના પોતાનામાંથી નિકળતા ધ્વનિએ કરીને એ ચિત્ત–સમાધાનીના આરામમાં અજ્ઞાનના ઘરની ઊંઘનું બેભાનપણું ન રાખતાં જ્ઞાનના ઘરની તેની જાગૃતિ–સાવચેતી–તેજસ્વી પ્રતાપ વાળી શૌર્ય–શક્તિ નિરંતર કાયમ રાખેછે.–તેથી કરીને વાટમારૂ લુટારાઓ જે સંકલ્પ વિકલ્પ તે જોકે માથા ઉપર ઝઝુમી રહીને બહુ બહુ રીતનું યુદ્ધનું ઘમસાણ–તોફાન મચાવી રહેવાથી તેઓની સાથે યુદ્ધ ચાલી રહેલુંછે, તોપણ તેમ છતાં, એ ચિત્ત–સમાધાની લેશ માત્ર પણ આકળી પડેલી હોય એમ જણાતું નથી !

મન-વિકાર બીજા બાપડલાં, મિથ્યા શસ્ત્રો ફેંકે;
અચળ ચિત્ત ચુકવે તે ચોટે, રહૂં લિધાં પણ ટેકે !-સદ્ગુણું૦-૨[1].
નિજ અવિચળ નિશ્ચયથી[2] નાખે, નીચે અરિદળ-બળને[3];
અનુભવથી[4] જાણી લઈ કરિ સહુ,પોતે યુધનિતિ-કળને!-સદ્ગુ૦-૩.
વાયુ મેઘ તોફાન સિંધુનાં, તે પણ અનુભવ લીધા ;
ઋતુ ઋતુ કરે બાગ ખેતરે, માન-જોખ વળિ કીધા.-સદ્ગુણું૦-૪.

---

૧.-એ ચિત્ત-સમાધાનીનો પ્રતાપ કેટલો ને કેવો છે-એ રીતથી અજાણ્યા એવા અજ્ઞાનમાં પડેલા અસંખ્યાત રક્તબીજ માકણ ચાંચડ સરખા જે બાપડા મનોવિકારો તે પોતાના ચટકા રૂપ શસ્ત્રો ફેંકેછે, અને વિચારેછે કે એમ ચોંટી દીધે વેર વળશે-પરંતુ એ તેઓનાં તમામ પ્રયત્નો મિથ્યા જાયછે,-કારણ કે ગમે તે થાય તોપણ કોઈને કશી હાની નજ કરવી, તેમ વળી પોતાનું આસન પણ કોઈ કાળે નજ બદલવું, એવી રીતની એ ચિત્ત-સમાધાનીએ જે પ્રતિજ્ઞા લીધેલીછે, તેણે કરીને તે ચતીપાટ એકજ આસને તથા એકજ સ્થિર દૃષ્ટિએ કરીને રહેલીછે-પોતાની કરોઠ પણ ફેરવતી નથી--અને એવી રીતે અચળ રહીને-જેમ ગિલ્લી દંડાની રમતમાં સામી આવતી ગિલ્લીને ચુકવીને દંડો તેને બ્હારોબ્હાર પાછી સામી ચોટથી ઉડાવીદેછે, તેજ રીતે એ ચિત્ત પોતાની સમાધાનીના દંડા વડે એ માકણ ચાંચડ સરખા મનોવિકારના ચટકા રૂપ ગિલ્લીઓ જે તેઓનાં શસ્ત્રો હોયછે તે શસ્ત્રોને રહેલથી તરત બુઠ્ઠાં કરી નાખીને પાછાં ઉડાવીદેછે-અને એવી રીતે એ ચિત્ત-સમાધાનીને તેથી કરીને કશી પણ અસર થઈ શકતી નથી!

૨.-હું જો એ તમામ સંકલ્પ વિકલ્પ તથા તેઓનાં બીજાં મનોવિકારોનાં લશ્કરને નહીં લેખવું-નહીં ગણકારૂં, તો પછી તેઓનું મ્હારા ઉપર કોઈ પણ રીતનું કંઈ પણ જોર ચાલી શકાને તેઓ મ્હારી સાથે કદી પણ ફાવી શકવાના નથીજ-માટે તેઓને મૂળે આંગળીજ ન આપવી કે પછી તેઓ પોંહોચે વળગવા આવે,—એવો પોતાનો દૃઢ નિશ્ચય રાખીને-એવા ઠરાવે કરીને.

૩.-સામા શત્રુઓ જે મ્હોટા જોરાવર મનોવિકારો હોય તે તમામ મનોવિકારનાં લશ્કરને.

૪.-એ મનોવિકારો આવે પ્રસંગે-આવે ઠેકાણે-આવે સમયે-આવી રીતે-આવી ઢબથી સામા આવીને ફલાણી ફલાણી-આવી આવી રીતની છેતરવાની-લલચાવવાની-ફોસલાવવાની-હરાવવાની યુક્તિઓ-તદબીરો કરેછે, એ તમામ વાતોનો પ્રથમ પોતાની જાતનો અનુભવ મેળવીને.

સુધે રાહ મળતાંને ભેટતિ,[1] વિજય પ્રસંન અતીસે ;
એવી ચિત્ત-સમાધાનીમાં, સંસારે સુખ દીસે !-સઘ્રુણૂં સુખ૦-૫.

---

## સુખ તથા દુખનો વખત.

( કવિત. )

સુખ કિંવા દુખ જહાં આવિ પડ્યું આપોઆપ,
તપાસવિ તક છેક ન છુટાય ભાગતે;
ભવિપને[2] માથે ઢોળી ભોગવવું ભોળે ભાવે,
મેળે પછે થાય ભોગવાય એવો ભાગ[3] તે;
જાણીજોઈ નથિ કોઈ દુખ માગી લેતું,
સપનામાં લાગ્યું સારૂં ને 'કટાળું[4] મ્હોકું જાગતે;[5]

---

૧.-આડે અવળે દુરાચરણને ગલીકુંચીને રસ્તે ન જતાં, એકજ પોતાને સદાચરણને સુધે મારગે ચાલતાં જે કોઈ મનુષ્ય કે બનાવ-જોગ-ઈત્તિફાક રસ્તામાં મળે કે બને તેને વગર અહંભાવે તથા કોઈ પણ રીતનો આગ્રહ રાખ્યા વગર-સહજ સ્વભાવે ભેટતી-મળતી એવી.

૨-૩.-હોય, જે ભાવિ-બનવા કાળ હતું તે બન્યું,-એમ કહીને ભોલાં-ઢાલાં બની જવું,.એટલે પછી કુદરત તરફથી સુખ દુખની વ્હેંચણ થઈને આપણે હિસ્સે જે સુખ કે દુખનો ભાગ આવ્યો હોય તે, એની મેળે-જરૂર ભોગવી શકાય તેવો થયા વગર નજ રહે,-એવો સિદ્ધાંત છે !

૪-૫.-કેટલીએક વખત તેવાં મિઠાં-લ્હેજતદાર સપનાં આવેછે તેમાં તે વેળા તો અતિ સુખ થતું હોય એમ ભાસેછે, પરંતુ જાગી ઊઠ્યા પછી તે સુખ જતું રેહેતું જોઈને બહુ ખેદ ઉત્પન્ન થાયછે-હવે એ સપનાંનું સુખ અને જાગી ઊઠ્યા પછીનું તેનાં નિમિત્તનું દુખ કોઈ જાણી જોઈને માગી લેછે એમ ન કહી શકાય-દેવજોગે આપોઆપ સપનાંમાં સુખ ભાસેછે, અને તેમજ પાછું જાગી ઉઠતાં તે જતું રેહેતું જણાઈને દુખ ઉપજેછે-સુખની પાછળ દુખ ભોગવવું પડેજ-એવો કુદરતી નિયમ છે.-તોપણ, એમાં વ્યંગાર્થ એવો છે કે-કારણ વિનાં કોઈ પણ કાર્ય હોતું નથી-અને તેમજ વળી કર્મ વગરનું કોઈ ફળ પણ હોતું નથી-પછી તે કારણ અને કર્મ ન જોવામાં કે ન સમજવામાં આવે એ એક જુદી વાત છે;.તેટલામાટે, એ સુખ દુખનાં પણ કારણો હોયછેજ, એમ એ ઉપરથી સિદ્ધ થાયછે-અર્થાત્ જે કર્મસંયોગે સુખ કે દુખ પ્રાપ્ત થાય તે માથે ચ્હડાવવું-એવો એમાં બોધ છે.-વળી એના વિશેષાર્થમાં એક બે દૃષ્ટાંત

વિજય કહે દૂનિયાંમાં દૂખનો સોંઘો વખત,
સુખનો જો[1] હત મોંઘો દૂખનોજ લાગતે !–૧.

## ૯. શાંતિનું સુખ.

### ( કવિત. ).

આ સંસારે શાંતિની સમજ–એજ સાચું સુખ,
એ વિનાં રહ્યાં તે બીજાં[2] દૂખ સંધાં જાણવાં;
ન્યાત જાતની આભડછેટ એ તો વેઠ,
પાપ પુણ્ય તો ઠેકાણે આણુસમજુને આણવા;
જ્યાંલગિ સમજ હોય કાચી ત્યાંલગિ તો,
મ્હોટા પુરૂષના પડદા[3] તે સાચા પરમાણવા;

રૂપ વાત એવી છે કે–સ્ત્રી જાતને પોતાનાં જોબનને વિષે સ્વામિનાં સુખની અતિ વિહ્વળ ઇચ્છા રહેછે, તે સુખનો વખત તો સ્વપ્નની પેઠે પસાર થઈ જઈ તેને પોતાનાં સીમંતનું જે ઘણું કોડ હોયછે, તે વ્હેલું વ્હેલું આવીને ઊભું રહેછે, પણ જ્યારે પ્રસવ–વેદનાનાં કષ્ટનો તેને અનુભવ થાયછે, ત્યારે તે વેળા તેનું મ્હોડું કટાણું થાયછે–પણ તે પ્રસવ–વેદનાનાં કષ્ટનો વખત જ્યાં એક વાર પસાર થઈ ગયો કે પાછી તે ઇચ્છા હતી તેવીની તેવીજ થઈ રહેતી જોવામાં આવેછે ! તેમજ વાંઢાને સ્વપ્નમાં પરણીને જાગી ઊઠ્યા પછી તેનું મ્હોડું પણ જાણે પોતાનું પલ્લું ભરેલું અકારત ગયું હોય તેવું, અને સાત વ્હાણ ડુબી ગયા જેવું નિરાશ અને કટાણું થાયછે !

૧.–આ દુનિયાંમાં દુખનો વખત ઘણો વધારે જોવામાં આવેછે, તેથી તે નવાઈ વગરનો–સાધારણ અને સસ્તો લાગેછે, અને સુખનો વખત તેને મુકાબલે ઓછો જણાયછે, તેથી તે નવાઈ ભર્યો–અસાધારણ અને મોંઘો લાગેછે; પરંતુ એ ઉપરથી એવું અનુમાન નિકળી શકેછે કે એ પ્રમાણે જો સુખનો વખત વધારે જણાતો હોત, તો તે નવાઈ વગરનો–સાધારણ અને સસ્તો લાગત, અને પછી દુખનોજ વખત ઓછો જણાવાથી તે નવાઈ ભર્યો–અસાધારણ અને મોંઘો લાગત !

૨.–એ શિવાય બીજાં સઘળાંજ દુખ છે એમ કહેવાનું કારણ એવું કે આ સંસારમાં મોહમાયાની આંખે જોતાં જે બીજાં સુખ જેવાં ભાસતાં હોયછે તે પણ જ્ઞાન–વિવેકની આંખે જોતાં નાશવંત–ક્ષણભંગુર તથા દુખનાં મૂળ કારણ–બીજ રૂપે દેખાઈને તે દુખ રૂપ–દુઃખજ જણાયછે !

૩.–પૂર્વે જે જ્ઞાની–મહાપુરૂષો થઈ ગયાછે તેઓ જે જે પ્રતિબંધો રૂપી

જોજે વિજય તું મ્હોટું એજ છે અંધેર,—
અજ્ઞાનિઓ[1] બની જ્ઞાની લાગ્યા પક્ષ[2] ઝાઝા તાણવા !—૧.

---

## બેઠક—સમાધાનિનું સુખ.

(લાવણી.)

અધિકોત્તેજક[3] બંધક[4] જગનો હેતુ નજર સત[5] ના[6] પડતો;
વાંચવું, વાત, વિચારવું, જોવું,—એ ચારે તે સાંપડતો;[7]
દિઠી અતીસેં દુનિયાંની ભુખ જરને કરતી "શેઠ ખમા";[8]
પણ ન્યારું વિજય સમાધાનિ—સુખ નસ્યા પ્રેમની બેઠકમાં !—૧.

---

પડદા—નિયમો કરી ગયાછે, તે તે સઘળા ઊંડા મુદ્દાસર તથા કારણસર કરી ગયાછે, એમ સમજીને તે સઘળાં નિયમોને સાચા માનવા જોઇયે.

૧—૨.—આ દુનિયાંમાં જે ખરા જ્ઞાની પુરૂષો હોયછે તેઓ તો રકઝક—તકરાર—માથાફોડ—વાદ વિવાદ—એમાંનું કશું પણ ન કરતાં સઘળી વાતનો આગ્રહ મુકી દઈને—મુનિવ્રત રાખી રહ્યા હોયછે—અને આ જગતમાં ધર્મના અનેક પંથોની જે મારામાર—કતલ ચાલી રહેલીછે તે તો, કાં હિંદુ કે કાં મ્લેચ્છ મુસલમાન પાદરીઓ જેવા તમામ અજ્ઞાની લોકોએ જ્ઞાની છીયે—એવું બતાવવાને આ આખાં જગતમાં પોતાનું જ્ઞાન કેવા પ્રકારનું છે તેની સાખીતીનો ઢંઢેરો પીટવાને સારૂ, ઉઠાવેલી હોય એમ ભાસેછે !

૩.—અધિક ઉત્તેજન આપનારો. ૪.—બાંધી રાખનારો.
૫.—સત્ય. ૬.—નજર ના પડતો—માલમ પડતો નથી.
૭.—પ્રાપ્ત થાયછે.
૮.—નકીબ—ચોબદારો જેમ "શેઠજીને ઘણી ખમા,"—એવું બધી તરફથી તને રક્ષા—ક્ષમા મળે એવા ભાવાર્થનું આશીશવચન—નેકી પોકારેછે તેમ.

**વ્યાખ્યાનઃ**—આ આખી દુનિયાં શેને યોગે ચાલી રહેલીછે—સર્વ મનુષ્યો એક બીજાં સાથે શેણે કરીને બંધાઈ રહેલાંછે—આ જગતમાં પૈસાના કરતાં વધારે ઉત્તેજન આપનારી વસ્તુ શી છે—અને આ તમામ સૃષ્ટિનું બંધારણ—મૂળ ઉદ્દેશ કીયો છે—એ બાબતની જે ખરેખરી સત્ય વાત છે તે સર્વ મનુષ્યને સાધારણ રીતે માલમ પડી શકતી નથી;—પરંતુ ગ્રંથો વાંચવાથી, જ્ઞાની પુરૂષોની સાથે વાતચિતનો સહવાસ રાખવાથી, મનન કરવાથી, અને અવલોકન કરવાથી,—એ ચાર રીતે તે વાત પ્રાપ્ત થાયછે—જાણવામાં આવેછે. દુનિયાં તો પૈસાનેજ પરમેશ્વર માનીને તેને

## અનુકુળતાંનું સુખ.

(દોહરા.)

દુનિયઈ ફરજ હજારમાં, ફરજ એહ પણ એક;
સ્વતંત્ર થઈ ના વેઠવું, દુઃખ નકામૂં છેક.–૧.
જિંદગિ કેરા હેતુઓ, અનેક રિતે અનેક;
રહેવૂં સગવડ સ્હેલથીં, એ પણ તેમાં એક.–૨.
કેક લોભિ જિવતાં લગી, લે ન જરા આરામ;
કરવા જાય બહુ કોડથી, ક્રોડ ભાડુતી[1] કામ.–૩.
દિકરી તે પણ તેહની, ધર્યૂં કૃપણતા નામ;

---

પૂજી રહેલાછે, અને તેમ છતાં પણ તેની પૈસાની ભુખ તૃપ્ત ન થતાં નિરંતર ઉલટી વધતી જતી દેખાયછે–અને સઘળાં મનુષ્યો પૈસા વિષેની એવી રીતની પોતાની અતૃપ્ત ભુખને લીધે,–એ પૈસો આપણા ઉપર પ્રસંન થઇને પાંચ–પચાસ હજાર રૂપિયાની દોલત આપીદે તો તે વાત એને તો કંઈ હિસાબમાં નથી ને આપણું તો કામ થઈ જાય–એવી જાણે આશામાંનાં આશામાં, ને તે વળી ભરોસાની સાથે, નિરંતર "શેઠજીને ખમા–ખમા"–એમ પોકારી રહેલાંછે; અને એ પોકારથી, કે પછી કોણ જાણે એવા લોભિયા લોકોને દાદ નજ આપવી, એવો એ પૈસાનો ઠરાવ હોય તેથી કરીને જાણીજોઈને–પણ એ પૈસાના કાન બ્હેર મારી ગયલા હોય એમ જણાયછે! ત્યારે કેટલાએક લોક એટલે સુધી પ્રયત્ન કરેછે કે પોતે એક સિંગડું પોતાના હાથમાં રાખીને એ પૈસાના કાનમાં તેનો એક છેડો ધરી રાખીને બીજે પોહોળે છેડે પોતાનાં મ્હોડાં મ્હોળાં કરીને તેમાં પુષ્કળ ફુંકેછે–પોકારેછે, તોપણ તેટલું છતાં તે સાંભળતોજ નથી, કારણ કે એ પૈસાએ પોતાના કાનમાં પુમડાંઓ ખોસેલાં જણાયછે. તે પુમડાં એ સિંગડાંને પણ પતં નથીજ કરતાં! વિજય કહેછે કે દુનિયાં એ પ્રમાણે પૈસામાં ગમે તેટલું સુખ માને, પરંતુ જ્ઞાનની રસિક વાતચિત તથા ખુલાસાને માટે અને આત્માની ઐક્યતા કરવાને માટે કાં સ્ત્રી કે કાં પુરૂષ પણ જ્ઞાની–પ્રેમી જનોની એકાંત નિરાંતની બેઠકમાં જે મનની તૃપ્તિનું–સમાધાનિનું–શાંતિનું સુખ મળેછે–અનુભવાયછે તે સુખ તો ખરે કંઈ ન્યારૂંજ છે!

૧.–પોતાના ખરેખરા અર્થનાં કે ખરેખરાં હિતનાં–આત્મકલ્યાણનાં નહીં, પરંતુ પોતાનો સઘળોજ સ્વાર્થ–પોતાનું સઘળુંજ હિત માત્ર એકલા પૈસામાંજ રહેલુંછે–એમ સમજીને કેવળ પૈસાનેજ ખાતર કરવામાં આવતાં એવાં અનેક તરેહનાં ભાડુતી કામો.

દામ ન છૂટે તેહથી, અગર તુટે જો ચામ.—૪.
બાપ દીકરી બેહુએ, કર્યો એક દિલ સંપ;
કોણ જિતેછે જોઇયે, જરા ન ધરવી કંપ!—૫[1].
વેઠે બહુ પરતંત્રતા, તન મનથી વેચાઈ;
મિથ્યા માને વર્ચસે, મઝા અને મ્હોટાઇ!—૬[2].
એમ ધન ભેગું કરે, ને વળિ મારે ભૂખ;
ચિંતા કેમ ચાખી શકે, તન મન—તાજું સૂખ?—૭[3].

૧.—લોભ—બાપ, અને કૃપણતા તેની દીકરી, એ બે જણાંએ એવી શરત બકી કે જોઇયે વારુ કોણ જીતેછે?—જરા પણ નિરાંત કે આરામ આપણે કદી નજ લેવાં—નિરાંત કે આરામ લેવાનો આપણ બંનેમાંથી જે પ્રથમ વિચાર કરે તે હાર્યું એમ જાણવું!

૨.—પોતાને ઉત્તરમાં જવું હોય તોપણ, ભાડું દક્ષણનું મળવાનું હોય તેથી કરીને પછી પોતાની મરજી ઉપરાંત-એટલે મનને વેચીને શરીર રૂપી ગાડી, એવી રીતે નિરર્થક પરતંત્રતા વ્હોરી લઇને, દક્ષણ દિશા તરફ હાંકી લઇ જવી પડે; અને પછી "આપણે આપણાં શરીર તથા મનના ઉપર કેવો અધિકાર—અમલ (ઉત્તર દિશામાં સુધે રસ્તે જવાને બદલે દક્ષણમાં ઊંધે રસ્તે લઇ જઇને કામ—ક્રોધાદિ ષડ્રિપુઓની તથા માયાની જાળમાં—કાંટાની ઝાડીમાં ફસાવે એવો!) અંકુશ રાખીયે છઇયે?!—ગાડી હાંકવામાં પણ ઠીક સ્હેલ પડેછે, ને વળી ભાડું મળેછે તે તો જુદું! અને આપણે મ્હોટા અધિકારી—અમલદાર—ચોધરી બનીને 'એ, સમાલ બાઇરી!' એમ મ્હોડેથી કરારે જેને તેને કહેતા જઇયે છઇયે!—એ બધી કંઇ થોડી મઝા નહીં, અને એમાં આબરૂ પણ કંઇ થોડી નથી—એમ ન હોય તો એ ધંધામાં આટલા બધા આપણા સાથીઓ ક્યાંથી હોય?!"—એવી રીતે વરચસે એટલે મમતમાં—જાણી-જોઇને—સમજીને—પોતાનું માથું પોતાને હાથેજ કુટીને—સામાને ઝાંખાં પાડવાને, તથા પોતાને વાગતું હોય તે છતાં કાલાંઘેલાં બનીને હમને નથી વાગતું—એમ બ્હારથી બતાવવાને, અનેક રીતની મઝા અને મ્હોટાઈ, મિથ્યા—વગર લેવેદેવે—નકામી—તમાચો મારીને ગાલ લાલ રાખવા જેવી—એવા લોભી લોકો પોતાની મેળેજ માની લેછે!

૩.—એવી રીતે પૈસો તો તેઓ પુષ્કળ એકઠો કરે, પણ પેટ ભરીને સુખે ખાય પણ નહીં,—અને વખતે એ લોભને ભાડાં મારે ભાણા ઉપરથી અધવચ ઉઠી જઇને ગાડી હાંકી લઇ જવી પડે, ને પછી પોતાની ભુખ મરી જાય, અને ભાણું ઘેર ટાહાડું—વાસી થઇ જઇને તે કુતરાને

ઉજ્વળ ઉચાં સૂખનો, સ્વતંત્રતામાં[1] વાસ;
તે સુખનો સ્વપને નહીં, પરાધીનને ભાસ.–૮.
કુદરતના કર્તા તણું, ખુદ કુદરતનું જ્ઞાન;
૧. ખરૂં સૂખ તો એજ છે, તેનૂં કરવું પાન.–૯.
આ ભવમાં સુખ થાય ને, વળિ બીજે ભવ થાય;
એજ હેતુ મુળ જન્મનો, એમ જગે કહેવાય.–૧૦.
માટે નિજ અનુકૂળતા, માર્ગ સુધે જળવાય;
હક–સુખ તેનૂં ખોવું કાં?–હેતુ એજ જગ માંહ્ય.–૧૧.
જે સુખ–રસ્તો આ ભવે, બીજે ભવ પણ તેજ;
અનકુળતા–સુખ એ વિજય, મળતૂં જ્ઞાનીનેજ!–૧૨.

---

## નિવૃત્તિ.

(ચોપાઈ.)

જોતાં અંતે જેમનું તેમ;
લાંબૂં ટૂંકૂં એમનું એમ;
શાનું વેર ને શાની રહેમ;
વીજય એ તો સંધા વ્હેમ!–૧*.

---

ખવડાવવા જેવું થઈ ગયું હોય, તોપણ ઘેર આવીને પાછું તે પોતાનેજ ખાવું પડે,–કેમકે પોતાની દિકરી એવી કે બાપ કરતાં એંઠી સવાઈ તે કદી કુતરાને પણ નાખવા નજ દે!–હવે એવી રીતે રાત દિવસ ભાડું કમાવવાની ચિંતામાંનું ચિંતામાં રહીને તન મનનું તાજું સુખ એ બાપ દીકરીથી કેવી રીતે–કેમ કરીને–ચાખી શકાય–લઈ શકાય?!

૧.–સ્વતંત્રતા એજ ખરૂં સુખ છે. પોતાને સ્વાધીનપણે રહી કરીને જે ઉદ્યોગ પોતાનાં મનનાં વળાણને–શોખને–વૃત્તિને અનુસરીને થઈ શકતો હોય તેજ ખરો ઉદ્યોગ,–કેમકે ઉદ્યોગનું ફળ સુખ છે–અને એવા સ્વાધીનપણાંના ઉદ્યોગ વિનાં સુખ નથીજ–તસ્માત્ એ વિનાં બીજા જે પરાધીનપણાંના ઉદ્યોગ હોય તે ખરા ઉદ્યોગ નહીં–પરંતુ તે તમામ ભાડુંતી વેઠ કહેવાય!

* એ ચોપાઈનું અર્થ–ગૌરવ એવું છે કે એમાં કહેલી વાત ઘણે પ્રકારે ઘણી બાબતોને સામાન્ય રીતે લાગુ પડી શકે તેમ છે; તેટલામાટે

## જડીબુટ્ટી વિષે.

( ચોપાઈ )

સારી કુદરત-વાડી માંહિ;
એકજ વસ્તુ અજબ જણાઈ;
નથી જડી, પણ જડી મનાઈ;
એવી વિજયા બુદ્ધિ-નવાઈ !—૧.

---

## મનને બોધ.

( કવિત. )

અરે મન ગરજી જરૂર તું તો છાંડી દેની,
જેનો આ દેખાવ તેવું દરપણ ઘાટમાં;
ગમે તેમ કરે તોએ કુદરતિ રૂપ ન રહે,—
ઢાંકવું, ત્હારા ઝીપેલા કૃત્રિમી ઠાઠમાઠમાં;
જો હોય પ્રકાશ જ્ઞાન જોય તું ચોપાસ,
સમી રીતે કહ્યું માની પછે ચાલવું જાય વાટમાં;
વિજય કહે વસુધામાં સૂધા—રૂપ સૂધે રાહ છે,
કેવાં 'મન શે' લુંટાય સુધાંની ઝપાટમાં ?—૧.

---

ઘણો વિસ્તાર ન કરતાં એના અર્થનો સંક્ષિપ્ત અને સૂચક ઈસારો માત્ર એટલોજ છે કે—જો એકમાંથી અનેક રંગો નિકળ્યાછે, તો પછી પરિણામે તે અનેક રંગો—ઘેરા, આછા, ભભુકદાર, ઝાંખા,—સઘળા એક સરખી રીતે પાછા એકમાંજ સમાઈ જઈને જેમ મૂળ સ્થિતિ હતી તેમની તેમ પાછી તે એકની પોતાની અસલ સ્થિતિ થઈ રેહેવાનીજ—એવો સિદ્ધાંત છે. કહેવત છે કે "ઊંટ લાંબું તો પૂંછ ટુંકું"—વધારે સુખ તેમ વધારે દુખ—ઓછું સુખ તેમ ઓછી આપદા—વિગેરે—વિગેરે;—હવે જો એમજ છે, તો પછી વ્હાલાં—અળખાંમણાંપણું, રેહેમ—વેર, એ સહુ ક્યાં રહ્યું ?—અર્થાત્ એ સઘળી મનુષ્યના મનની માત્ર કલ્પનાઓ—મિથ્યા ભાસ—ભ્રાંતિઓ—મનના વ્હેમો છે !

## સત્ય અને અસત્ય.

(કવિત્ત.)

ધિક ધિક ધિક તેને સો વાર છે ધિક,
જેણે જગમાં જનમીને જુઠાણું એક જાણ્યૂંછે;
નિશ્ચેં કરી માનજો આ લોક અંતે કો દિ તેનું,
ભોપાળું સૃષ્ટિના નિયમેજ બ્હાર આણ્યૂંછે;
ધન ધન ધન જેણે સાચાં રહેતાં દૂખ,
સૂખ ઉજળું તેમાંજ જ્ઞાનાનુભવે પ્રમાણ્યૂંછે;
વિજયે તો સત્યમાં જે દૂખ તે કસોટી-દંડ[1],
અસત્યમાં સૂખ તે કુહાડા[2] રૂપ નાણ્યૂંછે[3]!-૧.

---

## સ્વાર્થ.

ઠિકજ રહો દૂનિયાં ને ઠિકજ એ માનવી તૂં,
ઠીક તેમાં મળિ માયા ચાલે આમ આમનૂં;
સૃષ્ટિમાં સ્વારથ વિનાં જોવાય ન બીજું કાંઈ,
કો ન કોનું, ખરૂં વળિ મહાતમ મામનૂં;
જુઓ ભાઈ આખી વય નકામું જાણી ન ચિંધ્યું[4],
અંતે દોડતાં થકાય માટે થયું કામનૂં;

---

૧-૨-૩.-જેમ સુવર્ણને કસોટી ઉપર કસી જોવાથી તેને જે સ્હેજ ઘસારો પડેછે તે તેનાં સુજાતપણાંનો તેને દંડ-સજા થયા સરખું છે, તેમજ સત્યમાં જે દુખ પડેછે તે તેવીજ રીતે તેને કસોટી-દંડ રૂપ છે; અને અસત્યમાં જે સુખ ભાસેછે તે કુહાડાના ઘા સરખું છે, કારણ કે અસત્યમાં જે તરત તે વેળા તાજું સુખ ભાસેછે તે જેમ જેમ પછી વખત જતો જાયછે તેમ તેમ પરિણામે તે કુહાડાના ઘા સરખું દુખદાયક, કળતર ભરેલું, અને બીજાં અનેક દુખનું મૂળ કારણ-બીજ થઈ પડેછે-એવો સિદ્ધાંત છે!

૪.-કહ્યું-શિખવ્યું નહીં.-રામનું એટલે જગદીશ્વરનું નામ લેવામાં પણ જો કંઈ સ્વાર્થ રહ્યો હોય તોજ તે લેવું, નહીંતો તે નકામું-અમસ્તું ન લેવું-એમ વિચારીને આખી ઉંમર સુધી કોઈ રામનું નામ દેવાને ભલામણ કરતું નથી, પરંતુ આખી વય પૂરી થઈ રહ્યા પછી આખરે મરનાર

રામ-નામ પણ સ્વાર્થ*વિનાં તો નકામું થતે,
કામનું વિજય દૂનિયાંમાં નામ દામનૂં !-૧.

---

## અન્યાય અને સ્વાર્થ.

મ્હોટાં પાપ કરતાં ન લોક અચકાય જરા,
કાંકે તેને માંટે ન દિવાની ફોજદારી છે;
જગમાં જણાય એ ઉપેરથી ર્ન ઝાઝો ન્યાય,
રંડાઈ દંડાય રંક વાત તોબાકારી છે;
કહેવત તો પૂરે શાખ બળિયાના બેજ ભાગ,
કહો ભાઈ કયાં લાગે થાક મ્હોટી મારામારી છે;
અંતઃકર્ણ થયાં બુઠ્ઠાં વિવેક તો મુક્યા ટોલે,
વિજય આ સ્હોને સ્હોની સ્વાર્થી વાત પ્યારી છે !-૧.

---

## સ્વભાવની પરિક્ષા થઈ જવી.

નિખાલસ મન ને આળસ તન જરા નહિં,
ધન. એવા સાલસ સ્વભાવને સંસારમાં;

---

જ્યારે કંઈ સાંભળતો હોતો નથી તે પળા તેનાં શબની આસપાસ વિંટલાઈ વળેળા લોકો "રામ, રામ" પોકારેછે-એ રામ રામ તે જગદીશ્વરનું નામ ન જાણવું-પરંતુ રામનો અર્થ એ ઠેકાણે આના-(જેમ વ્યાજ ગણવામાં વરસ દાહાડે બાર રામ ચ્હડ્યા એમ કહેવાયછે તેમ)-પૈસો-એવો છે, કેમકે મરનારને તે વેળા સહુ પુછી જોયછે કે ભાઈ ત્હારામાં જો કંઈ રામ હોય તો ત્હારો પૈસો તેં કયાં રાખ્યોછે, કે કોને સોંપ્યોછે, તે આ વેળા હમને કહી નાખ-બતાવી દે-કેમકે ત્હારે હવે તે કંઈ કામનો નથી ! અને વળી મુડદૂં મુગાં મુગાં લઈ જતાં ડાઘુઓથી દોડતાંમાં તેઓનો શ્વાસ ભરાઈ જઈને થાકી જવાય, એટલામાટે તે વેળા એ રામનું નામ કામનું થઈ પડીને તેઓ રામ રામ એ શબ્દ કે પછી એ શબ્દના અનુપ્રાસના ગમે તે સ્વરો બોલેછે ! અર્થાત્ સ્વાર્થ વગર એ રામનું નામ પણ નકામું ગણાત, માટે વિજય કહેછે કે આ દુનિયાંમાં દામનું એટલે પૈસાનું નામ રામનાં નામ કરતાં પણ વધારે કામનું-અગત્યનું ગણાતું હોય એમ જણાયછે !

વાણી તેમ કરણી સુધીજ જો રહવાઈ,
પ્રાઈ સ્વાભાવીક જાણો તેણે દોરી કિરતારમાં;
અંતર મેલાઈ બ્હાર સાધુપણું રાખે,
જાય જણાઈજ કૃત્રિમી તે પંચના વિચારમાં;
વિજય આ મન જાણે મ્હારી વાત હુંજ જાણું,
ન જાણે જે ચિત્ર* પડે ચ્હેરાના આકારમાં !—૧.

---

## ઠગારી ખુશી.

કથિ કથિ કથું હું તે કેટલું ન આરો એનો,
ખંડિત ખુશિ રહી અંબે ખ્વાબશી ખલકમાં;
નથિ રહેતી ઘડિભર ઠગારી તે ઠગિ જાતી,
સંતાતી તે ઝલાય ન ચપળ પલકમાં;
જેની કોક માને ખુશિ ખેસ ઓહોડવામાં,
છીયાં અલ્લક દલ્લક વળિ ઝાંઝર ઝલ્લકમાં;

---

* મનુષ્યનું મન એમ ધારે કે "હું જે ખાનગી રીતે પોતાના એકાંત ઓરડામાં છત્રે ખુણે ભરાઈને મુગું મુગું વિચાર કરૂં તે વાત બીજું કોણ જાણવાનું છે ? માટે એ જે મ્હારા ભિતરના ખાનગી વિચારો હોય તે કદાપી કોઈ કાળે બ્હારનાં બીજાં મનુષ્યોના જાણવામાં આવી શકેજ નહીં– એમ થવું એ કેવળ અસંભવિત છે;"—પરંતુ એવા જે ખાનગી વિચારો કે વાતો હોય તેનાં પ્રતિબિંબ તે વિચાર કરનારાં મનુષ્યના ચ્હેરાના દેખાવ ઉપર પડવાથી તે મનુષ્યનાં મુખ–ચિન્હની લઢણ તથા બીજાં અનેક રીતનાં તેનાં લક્ષણો ઉપરથી તેની ભિતરની અમુક વાત કે વિચાર જે પ્રકારનાં હોય તે પ્રકારનાં, અનુમાને કરીને, સેહેલથી વર્તી શકાયછે;—એ બાબત એમ છે,—એ વાત બીજાં મનુષ્યોના સંબંધમાં કદાચ કટલાંએક મનુષ્યનાં મન જાણતાં હોય, તોપણ તેની પોતાની બાબતમાં પણ એમજ હોય—એ વાતની ઘણાંખરાં મનુષ્યનાં મનને ખબરજ નથી હોતી, અને કેટલાંએક મનુષ્યનાં મનને એ વાતની કદાચ ખબર હોયછે, તોપણ પોતાની જાતની બાબતમાં તેવા વિચાર કરતી વેળા તેઓને એ વાતની વિસ્મૃતિ થઈ જાયછે !

પેલો જાણે પેલું જુઠું પેલું જાણે પેલો જુઠો,
વિજય જે જેને ભાસ્યું ક્યાં કાળાં બલ્લકમાં !–૧*.

### મનના ગૂણ અને અવગૂણ.

અરે કલ્પવૃક્ષ મન ખરે તુજને છે ધન,
જેમ તુને વાળ્યું હોય તેમ તું વળાયછે;
સમજિ જો સુધું સુખ સંતોષે ઈચ્છાય,
તો દેખાયછે, ને દુખ, જો કલ્પના ઉંધી જાયછે;
અજબ વસ્તુ છે મન કે ધરેછે બબ્બે રૂપ,
ઘડિમાં ઘોડું ને ઘડિમાં ગધેડું થાયછે!
અરે ભલાં સૂધાં મન નથિ તૂજ વાંક કશો,
એકજ વિજય એ અજ્ઞાનનો અન્યાય છે!–૧.

---

* વ્યાખ્યાનઃ—કહી કહીને હું કેટલું કહું-એનો કંઈ પાર નથી; તોપણ સંક્ષેપમાં એટલુંજ કહેવાનું કે, આ જગતને વિષે તમામ જે જે ખુશીઓ છે, તે તે સઘળીઓ અસ્થિર–નાશવંત અને પરિણામે સપનાંના જેવી અનુભવાયછે; કેમકે તેમાંની કોઈ પણ ખુશી એક ઘડી વાર ઠરી રહેતી નથી, અને આપણે તે વેળા એમ લાગે કે આ આ ખુશી તો જાણે આપણીજ છે, પરંતુ તે અકસ્માત્ એવી રીતે કંઈ ચપળ વિજળીની પેઠે માત્ર ચમકારો બતાવીને–આપણને છેતરીને–ભુલથાપ દઈને તરત એક ક્ષણમાં ઝંપ થઈ જાયછે, કે પછી તે કદી પણ પાછી આપણે હાથ લાગતી નથી! કોઈ જુવાન માણસ લુગડાં ઘરેણાં પેહેરવાના તથા વરણાગીના વિચારમાં હમેશાં મશગુલ રેહેવામાંજ ખુશી માનેછે, તેમજ વળી જે બાળક છોકરાંઓ હોયછે તે પોતાના હાથ ભોંયપર મુકીને "અલ્લક, દલ્લક, ઝાંઝર ઝલ્લક," ની જે તેઓને રમવાની એક રમત છે, તે રમત રમવામાંજ અત્યંત ખુશી માનેછે;–હવે પેલું જુવાન મનુષ્ય એમ સમજેછે કે મ્હારી જે ખુશી છે તે સાચી છે, અને આ છોકરાંઓની રમતની ખુશી જુઠી છે; તેમજ વળી પેલાં છોકરાં એમ સમજેછે કે હમારી રમતમાં જે હમને ખુશી મળેછે તેજ સાચી છે, અને એ જુવાન મનુષ્યની ખુશી શું હશે તેમાં હમને ખરેખર સમજ તો નથી પડી શકતી, તોપણ એટલું તો નક્કી કે હમારીજ ખુશી સાચી અને એ જુવાન મનુષ્યની ખુશી જે હોય તે જુઠી. વિજય કહેછે કે જેને જે વાતમાં ખુશી લાગે–જેણાય–જેમ જેની કલ્પનામાં આવે તેને તે તેમ ખરી! એક હબ્સીને, ગોરાં અને ફુટડાં છોકરાંને રમાડવાના કરતાં પોતાનાં કાળાં બલ્લક અને ચીબાં–બ્હેરવાં છોકરાંને રમાડવામાં, વધારે ખુશી લાગેછે– તેને તેજ ખુશી ખરી!

## મનની ભ્રમણતા.

### ( ઇંદ્રવિજય વૃત્ત—સવૈયો. )

" એક સમે લહ્યું સાચું જુઠૂં જુઠું સાચું સમે વળિ એક લહ્યૂં તેં;
એક સમે સુખ માન્યું અરે મન એક સમે દુઃખ તેજ કહ્યૂં તેં;
રે ભરુંસો ન પડે ભમતાં મન ના હું હવે કરૂં જેહ ચહ્યૂં તેં;"
અંકુશ જ્ઞાન-વિવેક વિનાં કર ના રહિ વીજય જાય વહ્યું તે !—[1].

---

## મનની ભુલથાપ.

### ( કવિત્ત-મનહરછંદ. )

મ્હેલે[2] દિને મુગાં જને તાણી તાણી માગી વાણી,[3]
માયા માએ આણી મયાં[4] દિધિ વાણી જંનને;
બિજે[5] દિને વૃક્ષ-બીજ[6] પોષાતું જાણીને ધન-પાણીથી,[7]

---

૧.—વ્યાખ્યાનઃ—"એક વખત ઉપર જે વાત સાચી હતી તેને તેં જુઠી માની હતી, અને તેમજ એક વખતે જે જુઠી વાત હતી તેને તેં સાચી કરીને માની,—વળી એક સમે જેને સુખ માન્યું હતું તેજ સુખને બીજી વખતે તેં દુઃખ કરીને માન્યું.—એવી રીતે હંમેશ ત્હારી મતિ ભમતી ફરતી અને બદલાતી અનુભવાયછે, માટે ત્હારા ઉપર ભરોસો રહી શકતો નથી, તેથી કરીને ત્હારી ખુશી પ્રમાણે તુને ચાલવા દઇને તું જેમ ચાહીશ તેમ હવે હું કરનાર નથી !"—એ પ્રમાણે જીવાત્માએ મનને કહ્યું ! વિજય કહેછે કે એ મસ્તાના હાથ્થી સરખું જે મન છે તે જ્ઞાન-વિવેકના અંકુશ વગર,—કર ના રહી—એટલે હાથમાં ન રહીને, જાય વહ્યું તે—એટલે પાણીના પ્રવાહની પેઠે પવનના ધરપર આડે અવળે રસ્તે ચાલ્યું જાયછે—એટલે એ મન પછી એવી રીતે વંઠી જાયછે—બ્હેકી જાયછે!

૨.—જન્મ થયા પછી તરતજ. ૩.—બચ્ચાંએ "ઉંઆં, ઉંઆં," એમ તાણી તાણીને રડીને વાચા-બોલવાની શક્તિ માગી.

૪.—મનુષ્યમાત્રની માતા જે મહામાયા તેણે એ બચ્ચાં ઉપર વ્હાલ-કૃપા કરીને તેને બોલવાની શક્તિ આપી. ૫.—મનુષ્ય મ્હોટી ઉંમરનું—આ સંસારની વાતોથી સમજણું—જુવાન થયું ત્યારે.

૬—૭.—આ તમામ સંસાર વ્યવહારનાં સુખ રૂપી જે મુળ કારણ—બીજ—વૃક્ષ—ઝાડ, તેનું પોષણ ધન-પૈસા રૂપી પાણીથી થાયછે,—એમ જોઇને પૈસાનેજ સહુથી અગત્યની વસ્તુ ગણી તેને વખાણી તેને માટે પુષ્કળ ઉદ્યોગ કરીને તેણે તે મેળવ્યો.

વખાણ્યું ધન ભુલિ ગુણ-ધનને[1];
વિજે[2]-દિને મન એહું ધારણ એવી[3] ધારવા,
ધન તો આ મળ્યું હવે તાજું કરૂં તનને;
વિજય જ્યાં ચોથે[4] દિ અવધ[5] આવી રહી,
મન મુગું[6] રહ્યું પસ્તાઈ પરણી[7] બેસી અન્યને[8]!-૧.

---

## ગેરવાજબી કહડાંતો વાંક.

છબ છબ પાણીની ને ધબં ધબ ધરાની[9],
પિછાની સ્વર-છબ[10] અંધ ચાતુરી[11] ચલાવેછે;

---

૧.-જગદીશ્વરના ઊંડી સમજવાળા જે અગાધ-ગહન ગુણો તે સઘળા ગુણને વિસરી જઈને.

૨.-જુવાનીનો મદ-જોસ્સો નરમ પડ્યા પછી મધ્યમ વયે-એટલે જિંદગી રૂપી દિવસને પાછલા પોહોરને વખતે-વૃદ્ધાવસ્થાની શરૂઆતમાં.

૩.-મનુષ્યનું મન એમ વિચાર કરવા લાગ્યુંકે આ પૈસો તો મળ્યો-હવે હું એ પૈસાનો ઉપભોગ કરીને ખાનપાન આદિ ઇંદ્રિયોના વિષયોનાં સુખના નાના પ્રકારના વૈભવો લઈને શરીરનું જતન કરીને તેને પાછું તાજું-માતેલું-અગડબંબ બનાવું!

૪-૫-૬-૭.-વિજય કહેછે કે ચોથે દિવસે જ્યાં આવરદાની મુદત પુરી થઈ રહી, ત્યાં તે વેળા એ મનને જ્યારે માલમ પડ્યું કે-આ તો ધાર્યું હતું કંઈ અને થઈ ગયું કંઈ-બ્રહ્મ સાથે લગન-લેહ લાગી રેહેવાનો જે મૂળ ઉદ્દેશ-આ જન્મ લેવાનો હેતુ હતો, તેને બદલે આ તો પોતાનાં લગન, માયાનો ભ્રમ જે સંકલ્પ વિકલ્પ કરાવનારો મિથ્યાભાસ તેની સાથે થઈ રહ્યાંછે!-ત્યારે તે વેળા પછી "હાય હાય, હવે આ વેળા હું શું કરૂં? લગાર વ્હેલું જાણ્યામાં આવ્યું હોત તો પણ ઠીક કે કંઈ ઈલાજ થાત!"-એવી રીતે પરિણામે એ મન સારી પેઠે પસ્તાઈને-લાચાર બની જઈને-પૂર્વે જન્મ કાળે જેમ તે મુગું હતું તેમજ પાછું એવે આખર વખતે પણ પોતે મુગું-અવાચક થઈ ગયું-થઈ જાયછે!

૮.-પૃથ્વિની. ૯-૧૦.-જે મનુષ્ય આંખે અપંગ હોયછે તેની સાંભળવાની શક્તિ, તેની આંખની ખોડના અવેજમાં, બીજાં દેખતાં મનુષ્યના કરતાં વધારે તીક્ષ્ણ હોયછે, તેથી કંઈ પણ સ્હેજ-હળવો-બેમાલુમ અવોજ તેને કાને પડેછે કે તરત તે અવાજની છબ-તરેહ ઉપરથી તે અવાજ શેનો છે, અથવા શું થયું તેનો છે, તે વાત તેવાં મનુષ્ય સ્હેલથી સચોટ રીતે વર્તી જઈને પછી તે બાબત પોતાને કરવાની જે તજવીજ હોયછે તે તે કરેછે!

બધિરને[1] પાડે જો કો બૂમ તે બગાસું[2] જાણે,
કરની[3] સાને તો કામ કરોડો બજાવેછે!
શાને સંસારના લોક ભાગે[4] તેને મુકે આગ[5]?
એકજ[6] ભાગમાં બાગ[7] અચ્છો તે બનાવેછે;
અમ્યા વિજય કહે એ તો ભૂતળના[8] લોક,
ભોળપણું[9] એ તો સુધું તેનું બ્રહ્માનેઓ[10] ભાવેછે!—૧.

---

૧—૨—૩.—બ્હેરાં મનુષ્યને જ્યારે કોઇ બૂમ પાડે—હાક મારે, ત્યારે તે બ્હેરૂં મનુષ્ય એમ જાણે કે તે બૂમ—હાક મારનાર મનુષ્ય એ પ્રમાણે મ્હોડું વિકાસીને બગાસું ખાતું હશે! પરંતુ કરની સાને—એટલે હાથની ઇસારત કરીને હાથના ચાળાથી (કક્કે કમળ, ખખ્ખે ખડગ, ગગ્ગે ગગન, ઘઘ્ઘે ઘંટ,—એવી રીતનાં હાથનાં નામાંના હાવભાવ બતાવીને) જો તેને સમજાવ્યું હોય તો, તેને જે કંઈ કામ કહ્યું હોય તે તરત તે સમજી જઇને બજાવી આપેછે!

૪—૫—૬—૭.—જે મનુષ્યની જેવી શક્તિ અને જેવું તેનાં મનનું વળણ, તથા જેવાં તેનાં પ્રકૃતિ—સ્વભાવ—શોખ—ખાસિયત એ સહુ હોય, તેવાં કામ તે મનુષ્યને સોંપ્યાં હોય, તો તે તેને અનુકુળ—પ્રિયકર થઈ પડીને પછી તેવાં કામ તે ઉત્તમ રીતે બજાવેછે;—આ સૃષ્ટિ રૂપી નાટકના ખેલમાં તે મનુષ્ય પોતાના ભાગનો વેષ બહુ સારી રીતે ભજવી શકેછે;—પરંતુ જે મનુષ્યને બાગ બગીચામાં કામ કરવાનો શોખ હોય તેવાં મનુષ્યની પાસે જાજરૂ કહડાવવાનું—ભુંગિયાનું કામ કરાવવું ધારીયે, તે કામ તેને કેમ કરીને પરવડી શકે? અને તેને તે પાલવ્યા વગર તેનાથી તે કામ કેવી રીતે થઇ શકે? હવે એવી રીતે જે કામ જેનું નથી તે કામ તેની પાસે કરાવીને શા માટે આ સંસારના લોકો તે મનુષ્યના ખાસ ગુણને એવી રીતે ન પીછાની શકી તેના ગુણને અવગુણ ઠેરવી તેના ભાગમાં આગ લગાડી મુકતા હશે?—આજ કાલ મા-બાપો પોતાના છોકરાઓને ભણાવીને વિદ્યાભ્યાસ કરાવવામાં એકલો નોકરીનોજ ઉદ્દેશ સમજેછે એ શું કહેવાય?!

૮—૯—૧૦.—વિજય કહેછે કે એ તો આ પૃથ્વિ ઉપરના લોકોની ઉલટી—ઊંધી સમજની ભુલ છે, બાકી એવાં ખાસ પ્રકૃતિવાળાં મનુષ્યનું જે સાદાંપણું—સુધાપણું—એકમાર્ગીપણું તે તો તેવાં મનુષ્યનો ઉત્પંન કરનાર જે બ્રહ્મા તેને પણ ગમેછે—એ બ્રહ્મા પણ એવાં મનુષ્યની એવી રીતથી સંતોષ પામીને તેઓના ઉપર નિરંતર પ્રસંન રહેછે! કેમકે, એ બ્રહ્મા આ દુનિયાંના લોકોની પેઠે, એવી રીતે તેઓનો ગેરવાજવી વાંક કહાડેજ નહીં!

## વેગળે રહીને જોવામાં ખુબી.

કદર ન બુઝે તેઓ કને જઇ ઝુઝે,
સુઝે મઝા-જેઓને ન આધી રહિ તસવીરમાં;
પડળ આવેલાં આંખે અજ્ઞાનનાં ઘેને[1],
જાણે જ્ઞાન શેને મેલ[2] ભરાયલો મ્હસ શીરમાં;
વિજય શું કેહ લેહ લાગી રહી એક,
છેક નહિં છેહ ટેકે મીન મેખ[3] ન તાસીરમાં[4];
શાં જોવાં દુરથી રળિયામણાં ડુંગરો ચાંદ,
તાકી દુરબીન જોય વિજય જો હીરમાં[5]!—૧.

---

## તુકમે તાસીર ને સોબતે અસર.

કોકિલાનું[6] બચ્ચું કાગવૃંદથી[7] વછુટું પડે,
જ્યારે મ્હોટપણે જ્ઞાન-મેઘે[8] નાદ[9] થાયછે;

---

૧.—અજ્ઞાનના કેફની ખુમારીને લીધે. ૨.—અજ્ઞાનનો પુષ્કળ કચરો ભરાઇ જઇને જેનાં મગજ છેક અંધાધુંદ બની ગયાં હોય તેવાં મગજવાળાં મનુષ્ય પછી જ્ઞાનનો પ્રકાશ કેવો હોયછે, અને ક્યાં હોયછે, તે વાત કેવી રીતે જોઇ શકે ને જાણી શકે?

૩.—લોમ વિલોમ—ધચુપચુ—સંકલ્પ વિકલ્પ—ભ્રાંતિ.

૪.—પ્રતિબિંબની જુક્તિ—તદબીરમાં.—હર કંઈ વાતની મઝા જ્યાંલગી વેગળે રહીને લેવાય, ત્યાંલગીજ તે નવાઇ ભરેલી અનુભવાયછે—એવો જે આ કવિત્તનો વિષય છે તે છેક ઉપલક રીતનો—મિથ્યાભાસ સરખો નથી—ઊંડી સમજવાળો—ગહન છે;—અને એ વાતનાં દૃષ્ટાંતો આપીને એ બોલેલું સ્પષ્ટ રીતે પ્રમાણ કરી આપવામાં લંબાણ થાય તેમ ન કરતાં એટલુંજ કેહેવાનું કે એ વાતમાં જે ખુબી—કરામત—ભેદ રહેલાંછે તેમાં કોઇ પણ પ્રકારની ભ્રાંતિ આણવાનું કારણ નથી—જેમ કહ્યુંછે તેમજ છે! એમ છતાં જો ભ્રાંતિ રેહેતી હોય તો એ વાતનાં સ્પષ્ટ દૃષ્ટાંત એ કવિત્તની ચોથી—છેલ્લી તુકમાં આપ્યાંછે.

૫.—મધ્યબિંદુનિ તથા પરિધની રળિયામણી તેજસ્વી કાંતિમાં.—દુરબીને તાકીને જોવામાં આવેછે તેવી રીતે લક્ષ—ધ્યાન દઇને—બારિક નજરે જોતાં, ડુંગરા દુરથીજ રળિયામણા લાગેછે, અને ચંદ્ર પણ તેમજ! અને તેમજ વળી સર્વ કંઇ!

૬.—કોયલનું. ૭.—કાગડાનાં ટોળાંથી. ૮–૯.—કોયલનું બચ્ચું મ્હોટું થઇને તેને સમજણ આવવા માંડેછે, અને એવામાં

છળ્યાનો સંબંધી[1] ન'મળ્યાનો છાંડી શોચ ક્રોધ,
માની પળ્યાનો આભાર જ્ઞાને ગમ[2] ખાયછે;
ધૂળ[3] ભરવાડમાં અમીર હીરો[4] ઢાંક્યો ન રહે,
પ્રસંગે[5] પ્રકાશી મોઘાં મૂલમાં ગણાયછે;
'તુકમે તાસીર સોબતે અસર' વિજય કહે,
અંતે જાત[6] જે જેવું તેની તેવી જણાયછે!—૨.

---

ગ્રીષ્મ ઋતુમાં કોયલ બોલવા માંડેછે—અને વર્ષા ઋતુમાં જ્યારે આકાશને વિષે મેઘ ચ્હડી આવવાથી વાદળાંઓની ઘટા થઇ રહીને રમણીય દેખાવ થઈ રહ્યો હોયછે—તે વેળા ઠામ ઠામ કોયલ મસ્ત બની જઈને તેના ટૌકાનો નાદ થઇ રહ્યો હોયછે—ત્યારે પછી તે સાંભળીને, પેલાં કોયલનાં બચ્ચાંને પોતાની સ્વજાતિનું જ્ઞાન થાયછે, અને એવી રીતે જ્ઞાન થયા પછી કાગડાની દેખાદેખી તે બચ્ચું "કા કા" કરવું મુકી દઇને ટૌકા કરતાં શીખેછે, અને પછી કાગડાનાં ટોળાંથી તે છુટું પડેછે.

૧—૨.—એ પ્રમાણે કાગડાએ તે કોયલનાં બચ્ચાંને પોતાનાં ટોળાંમાં આણીને રાખેલું, તેથી તે બચ્ચાંનાં સંબંધી—મા બાપ વિગેરેથી તે છુટું પડી ગયલું, અને એવા તેના વિયોગનો પાછો કદી સંયોગ થવાનો સંભવજ ન આવેલો, તેમ છતાં તે વાતને માટે દુખ કે ગુસ્સો ન લગાડતાં, પોતાનું પાલણ પોષણ થયું હોય તેને માટે તે કોયલનું બચ્ચું કાગડાનો ઉલટો ઉપકાર માનીને જ્ઞાનવિવેક કરીને ગમ—ખામોશ ખાઈ જાયછે, કેમકે, આખરે તે કોયલનું બચ્ચું—કુલીન છે! તેથી તે કદી નગુણું થતું નથી!

૩—૪—૫.—ભરવાડ રૂપી ધુળમાં અમીર રૂપી હીરો, અથવા ધુળમાં હીરો, અને ભરવાડના છોકરાઓમાં અમીરી ખાનદાનનો છોકરો, એ ઢાંકેલા નથીજ રહી શકતા,—કેમકે પ્રસંગ—અનુકુળ સમય આવેછે ત્યારે તરત તેનો ચળકાટ અને પ્રકાશ જણાઇ આવેછે, અને પછી તે મોઘાં મૂલની વસ્તુમાં ગણાઇને તેવે હલકે સ્થળે તે પડી રેહેતા નથીજ!

૬.—વિજય કહેછે કે "તુકમે તાસીર' અને સોબતે અસર"—એ તો કહેવતજ છે, તેટલામાટે જે જેવું હોય તેની જાત આખરે તેવી ઢાંકી રહી શકતી નથી—સજાતપણું કે કજાતપણું તે સહુ આખરે માલમ પડી આવેછેજ!

## કળિયુગ રૂપી પિંઢારો.

રે સૂર્ય તું ઉષ્ણતા[1] ને ચંદ્ર અમિ[2] શીતળતા,
ઇંદ્ર કેમ પર્જન્ય વર્સાવી પ્રજા પાળેછે?
ખવાડયું રહી ખોરૂં થાય જ્યારે પાપી પેટો માંહ્ય,
જાય ને અગ્નિ-પ્રપંચ-ઉદ્યમે પ્રજાળેછે;
દૈવ કોપ વિનાં હવે કદિ નાવે ઠેકાણે,
જુઠાણું પ્રકાશ્યું વિજય, સત્ય ઝાંખું આળે છે;
રે બેઠો શું મુગો બુદ્ધ[3] જંગલે કેરે મંગળ?
પુરમાં કળિ[4] પિંઢારો પેસી ડાટ વાળેછે!—૧.*

---

૧.—ગરમી—તાપ. ૨.—અમૃત-સુધા. ૩.—બુદ્ધા-વતાર. ૪.—કળીયુગ.

*વ્યાખ્યાનઃ—અરે સૂર્ય તું ત્હારી ઉષ્ણતાથી, ચંદ્ર તું ત્હારી શીતળ સુધાથી અને ઇંદ્ર તું ત્હારી વૃષ્ટિથી—એવી રીતે પાલન કરનારી જે ત્રણ શક્તિઓ તે શક્તિરૂપ હે જગદીશ્વર, તું ધાન્ય ઉત્પન કરીને આ ત્હારી પ્રજાનું-સૃષ્ટિનું શું કરવા પાલણ પોષણ કરેછે? એ ત્હારૂં ખવડાવેલું સઘળું ખોરૂં-મિથ્યા થઇ જાયછે,—એવી રીતે એ મનુષ્યો ત્હારાં કૃપાદાનને પાત્ર નથી-કેમકે એ નગુણાં-કૃતઘ્નિ-પાપી મનુષ્યો તુને વિસરી જઇને-નાસ્તિક બની જઇને-ત્હારો ડર ન રાખીને, કપટ-દગા-કાવતરાં વિગેરેના નઠારા-આડા-ખોટા માર્ગના ઉદ્યમમાંજ નિરંતર મચી રહીને. એ ત્હારો ખવડાવેલો ખોરાક પચાવેછે, તેથી તે ખોરો થઇ જાયછે! દૈવનો કોપ જણાયા વિનાં હવે એ મનુષ્યો કદી પણ પાછાં સૂધે મારગે આવીને-સુધરીને ઠેકાણે આવવાનાં નથી, કેમકે આ જગતમાં જુઠાણું ચાલી રહીને તે કાવતું-પ્રકાશતું ભાસેછે, અને સત્ય તો મિથ્યા અપવાદે કરીને ઝાંખું-નિસ્તેજ-ભૂકું પડી ગયલું જણાયછે! હે જગદીશ્વર, તું તો આ કળિયુગને વિષે બુદ્ધાવતાર ધારણ કરીને જંગલમાં મંગળ કરતો, મુગો-ગુપચુપ-જેમ થાયછ તેમ સાંખી રહીને જોયાં કરતો-મુનિવ્રત ધરીને અદૃશ્ય રહી બેસી રહેલોછે.-ને આ જગત રૂપી શેહેરમાં-વસ્તીમાં તો આ દુષ્ટ પાપી ચાંડાલ કળીયુગ રૂપી પિંઢારો સર્વ ઠેકાણે ફરી વળીને મ્હોટો અનર્થ-ઉત્પાત-લુટફાટ કરી મુકીને તમામ ત્હારી સૃષ્ટિનો ધાણ વાળી મુકેછે! અર્થાત્, હે જગદીશ્વર, તું ત્હારી પ્રજાના ઉપર કૃપા કરીને હવે જો સ્વેચ્છાએ કરીને કલ્કી અવતાર ધારણ કરે તો ઘણું રૂડું! કેમકે, આ વિજય કાજી ત્હારો બંદો નિરંતર એ ફિકરમાંનો એ ફિકરમાં રેહેવાથી છેક દુબળો બની ગયલોછે!—પછી તો તું પરવરદેગાર મુખત્યાર છે!

## રાહુપ્રત્યે ચંદ્રનાં વચન.

એક વાર ઘનઘોર ગગને ગ્રહણ થયું,
પડયો પરજન્ય[1] પછે ચંદ્ર કહે આકાશે છે;
'અભ્રમાં[2] મેં જાણ્યું અભ્ર[3] ન જાણ્યો મેં રિપૂ[4] રાહુ,'
'હવે ઓળખ્યોછે તુને રે દુષ્ટ ક્યાં ન્હાસેછે ?'
'હું તો છું ઉંચો તું અપંગથી[5] ન અવાય પાસે,'
'હેઠનાં જનોને મિથ્યા ગ્રહણ આ ભાસેછે;'
'એમ છતાં, પતિત[6]–ઓળે હું અભડાયો ન્હાયો,'–
'વર્ષ્યો, હાવાં વિજય–ચંદ્ર કેવો પ્રકાશેછે ?!'–૧.*

---

૧.–વરસાદ. ૨.–આકાશમાં. ૩.–વાદળું.
૪.–શત્રુ. ૫.–ધડ વગરનાં એકલાં માથાંથી.
૬.–ભ્રષ્ટ–પાપીનો પડછાંયો પડવાથી.

*વ્યાખ્યાનઃ–એક વખતે અંધરાયલાં આકાશને વિષે વાદળાંઓની ઘનઘોર ઘટા થઇ રહેલી તેવે પ્રસંગે ચંદ્રગ્રહણ થયલું, તેવામાં વરસાદ આવ્યો, ત્યારે પછી આકાશને વિષે ઉંચો રહેલો જે ચંદ્ર તે રાહુ પ્રત્યે નીચે પ્રમાણે બોલ્યોઃ–

"અરે દુષ્ટ રાહુ, આ આકાશને વિષે જે અનેક વાદળાંઓ દોડાદોડ કરી રહેલાંછે, તેમાં તું પણ એક કાળું વાદળુંજ છે,–એમ મેં પ્રથમ જાણ્યું–તું રાહુ ત્હારા પડછાંયાથી મ્હારા પ્રકાશને રોકીને મ્હને અભડાવી તું ત્હારી શત્રુવટ કરવા આવ્યોછે,–એમ પ્રથમ મેં જાણ્યું નહીં,–પરંતુ, લક્ષ આપીને જોતાં હવે મેં ત્હને ઓળખ્યોછે–જાણ્યુંછે કે તું જે રાહની જાત–રાહુ છે, તે મ્હને નડવા આવેલોછો!–હવે એ પ્રમાણે જ્યારે મેં ત્હને ઓળખ્યોછે, ત્યારે હવે તું આ વાદળાંઓ ભેગો તેમાં ભરાઇને ભળી જઇને ત્હારૂં જેવું છે તેવું (શ્યામ) મ્હોડું છુપાવતો છુપાવતો ક્યાં ન્હાસેછે–ભાગી જાયછે? હું ચંદ્ર તો આકાશને વિષે ઘણોજ ઉંચો રહેલોછું, અને તું તો અપંગ–ધડ વિનાનું એકલું માથું છે, તેથી કરીને હાથ પગ વગર ત્હારાથી તો કોઈ કાળે પણ મ્હારી પાસે ઉંચા આવી શકાતુંજ નથી; અને આ નીચે પૃથ્વિ ઉપરનાં મનુષ્યોને જે મ્હારૂં ગ્રહણ થયલું ભાસેછે, તે મિથ્યા ભાસેછે–વાસ્તવિક રીતે મ્હારૂં ગ્રહણ ત્હારાથી કદી પણ થઈ શકતુંજ નથી–તોપણ એમ છતાં તું ભ્રષ્ટ–પતિત–પાપીનો મ્હારા ઉપર કદાચ પડછાંયો પડયો હોય–એવી, ત્હારે દુષ્ટને યોગે, મ્હારાં મનને વિષે જે ભ્રાંતિ–શંકા ઉત્પન થયલી, તે ભ્રાંતિ રૂપ આભડછેટને મેં

## ઘડિયાળ.

નાજૂક કલ્લોલ કરી રહ્યો આશો કંઠ,
કાલો કાલો જાણે કોકિલાનો બોલે ઘડિયાળમાં;
'ટક ટક' બોલે તે હું ઉભો ટક ટક જોઉં,
સેકંડ મિનિટ કલાક એક સમ તાળમાં;
કલાક વાગ્યા ને કલાકે કલ્લોલ કરી મ્હેલ્યો તો,
ચાલાક આ મન બોધ પામ્યું તતકાળમાં,
"આળસ વિસારૂં આળ સમૂળગું ગયું,"
"કાળ ગાન ગાઈ ગાળું પછી કલ્લોલ તે ડાળમાં!"—૧.*

---

આવી રીતે ધોઈ નાખીને મનની શુદ્ધિ કરવાથી મ્હારે ન્હાતાં જે પાણી પડયું તેને લીધે આ વરસાદ થયોછે! હવે આકાશમાંનાં સઘળાં વાદળાંઓ વિખેરાઈ જવાથી તેના ભેગો તું પણ તેમાં કોઈ ઠેકાણે સંતાઈ પેઠોછે, અને આ આકાશ જે ત્હારે પડછાંયે અપવિત્ર થયલું, તે હવે વૃષ્ટિથી તમામ પાછું સ્વચ્છ—પવિત્ર થઈ રહ્યુંછે;—હવે વિજય કવિના કાવ્યમાં વર્ણેલો જ્ઞાનનો જે ચંદ્ર તે કેવો પ્રકાશેછે—તે તું જો!" ( એ કવિત્ત માંહેલું ચંદ્રનું બોલેલું ભાષણ, કોઈ સુઘોર-સાધુ પુરૂષ કોઈ લુચ્ચા—ઠગ—પ્રપંચી—દુષ્ટ મનુષ્યના પ્રત્યે, બોલતો હોય,—એવી પણ એમાં સંજ્ઞા અથવા ભાવ—વ્યંજના રહેલીછે!)

*વ્યાખ્યાનઃ—આહા! આ ઘડિયાળમાં કેવો ઉત્સાહ ભરેલો અને કોયલના જેવો કાલું કાલું બોલતો અવાજ થઈ રહેલોછે?—એ ઘડિયાળમાં "ટક ટક" એવો જે અવાજ થાયછે, તે હું એની સામો ઊભો રહીને એકાગ્ર ચિત્તે ટક ટક જોયાં કરૂંછું, અને વિચાર કરૂંછું કે—આહા એનાં તાલ સૂર પણ કેવાં ખરેખરાં સાચાં છે—સેકંડ, મિનિટ, અને કલાક, એ સહુ એક સરખી રીતે નિરંતર પોતાની તાલમાં કેવાં બરાબર રેહેછે? વળી મિનિટ-કાંટો અને કલાક-કાંટો એ બંને કાંટા ગમે એટલા આઘા પાછા ફરી ફરીને—તાન પલટા કરી કરીને પણ પાછા બાર કલ્લાકે પોતાના એકજ અસલ મુકામ ઉપર આવીને કેવા એકઠા મળી જાયછે, અને કેવા એ પોતાના સમપર—તાલમાં બરાબર—ચોક્કસ રેહેછે?!—એમ વિચાર કરૂંછું એવામાં ઘડિયાળમાં "કડિંગ, કડિંગ", લેતા કે કલ્લાક વાગવા માંડયા, એટલે તરતજ આ ચાલાક મન આ પ્રમાણે બોલી ઊઠયું કેઃ—"જોયું? હકનામ સાહેબના! આ મેં જે વિચાર કીધો તે હવે નક્કી ખરો પડવાનો!—આ ઘડિયાળ ઉપરથી આજે મ્હને એક ભારે મ્હોટો અગત્યનો બોધ પ્રાપ્ત

## વ્હેમ રૂપી દીવો.

### ( પદ—કાફી. )

( "ગર્ભવાસ રાખ્યો રે, કિરપા તને બહુ કરી"—એ રાગ. )

વ્હેમ રૂપી દિવડા રે, જોત ત્હારી ઝાંખી પડી;
ઘેર[1] હવાં જાની રે, વાટને શું રહ્યો અડી ?—વ્હેમ રૂપી૦—ટેક.
ખુટ્યું તેલ ને બોલે ચણ ચણ, દિસે મોગરો મ્હોટ ;
આ જાઉં આ જાઉં કરી રહ્યોછ તેમાં, બત્તીની પણ છે ફોટ ;
જેવું જન માંદું રે, જિવશે જાણે અધ ઘડી.[2]—વ્હેમ રૂપી૦—૧.
અજ્ઞાન રૂપી રાત્રીએ તેં, કર્યો નીજ પ્રકાશ ;
જ્યાં ત્યાં જન સહુ વ્હેમજ દેખે, નાખ્યો તેં એવો પાશ[3] ;
જેમ અહિમુખ રૂને દિવડે[4] રે, જ્યાં ત્યાં દીસે સર્પ—ગૂંછળી[5].—વ્હે૦-૨.

---

થાયછે—એવી રીતનો કે—આ એક ... કરવુંછે, કે અહીંથી એક છલંગ મારવા જેટલું કરવુંછે, તેટલું કરતાં વાર શી લાગવાની છે ? જરા થોભો તો ખરા ! થાયછ—કરાયછ !—એમ વિચારીને એક ક્ષણ વાર પણ એ ઘડિયાળના કાંટા પોતાની ફેરી ફરવામાં કદી પણ આળસ કરતા નથી,—તેમજ હું પણ મ્હારાં કામમાં આળસ કરવાની રીત મુળથીજ છોડી દઉં, કે આળ સમુળગું—કહેતાં બિલકુલ કોઈ તરેહનો મ્હારે માથે પછી અપવાદજ ન રહે; અને એ ઘડિયાળની પેઠે હું પણ મ્હારો કાળ હજી હાલમાં વેળાસર એવી રીતે મુખથી કવિતા તથા ગાયન ગાવામાં અને હાથથી કામ કરવામાં નિર્ગમન કરૂં—એટલે પછી પરિણામે બ્રહ્માનંદ અને નિજાનંદ રૂપી જે મ્હારી ખાસ પોતાની ડાળ—શાખા છે, તેના ઉપર બેસીને પછી નિરાંતે કોયલની પેઠે તથા ઘડિયાળની પેઠે મ્હારાથી બેઠાં બેઠાં પોતાને વિષે ( મનને વિષે ) બ્રહ્મનાદનો કલ્લોલ કરાયાં કરે ! "—તથાસ્તુ !

૧.—હવે તું બુઝાઈજા—હોલાઈજા—ત્હારે ઘેર—મુકામે જતો રહે—દિસતો રહે—આ ભરતખંડનાં કુમળાં—ભોળાં દિલ રૂપી દિવટ—બત્તી—વાટને શામાટે અમસ્તો અડી—અડકી રહેલોછે—સ્પર્શ કરી રહ્યોછે ?

૨.—જેમ મોતનાં બીછાનાં ઉપર પડેલું કોઈ મનુષ્ય જાણે હમણાં ઘડી—અધ ઘડીમાં મરી જશે એવું થઈ ગયું હોય તેવો તું દેખાયછે—ત્હને મુગો મુઝારો થયલોછે—ને તેમાં કંઈક મુગા સનેપાતનાં પણ ચિન્હ જણાયછે !

૩—૪—૫.—ધંતર મંતર વાળા એવું કહેછે કે મુએલા સર્પનાં મ્હોડાંમાં વાવેલા કપાસનાં રૂની દિવેટનો દીવો કરવાથી તે દીવાના પ્રકાશમાં જ્યાં ત્યાં સાપનાં ગુંછળે ગુંછળાં ભાસેછે—એ જેવો વ્હેમ, તેમજ તે ત્હારા વ્હેમના પાશની જાળનો ભરતખંડને વિષે એવો તો પ્રસાર કરી મુકયોછે કે જ્યાં ત્યાં વ્હેમ વ્હેમ ભાસી રહેલાછે—બીજું કશું દેખાતુંજ નથી !

પ્રાણી રૂપી પતંગ[1] જે જે, આવ્યા ત્હારી પાસ ;
દુષ્ટ દિપક તેં દયા ન આણી, મોહ્યા આશ્રિતના[2] કીધા નાશ ;
કર કાળું[3] હવાં અહિંથી રે, નહિં તો જાવું પડશે રડી.—વ્હેમ૦—૩.
યુરોપ રૂપી મેરૂની[4] શુભ, પ્રદક્ષિણા કરી આજ ;
અર્ક સુધારો કેરો આવ્યો, અહિં તહિં[5] કરે રૂડું રાજ ;
તું નથિ હાવાં દિપતો[6] રે, લડતાંમાં તું પડ્યો આથડી.—વ્હેમ૦—૪.
તાણીતૂસિ તું જાયછ ઊઠવા, પણ જવાયછ બેસાઇ ;
પછી શરમાઇ તું ઝાંખો પડેછે, ન રહ્યું વિત્ત તો શી મર્દાઇ ?
ખિજવાઇ જઇ વળિ પાછો રે, ચણ ચણ કરિ તું પડે વ્હડી!-વ્હે૦-૫[7].

૧.—જેમ દીવામાં ઝંપલાવતા પતંગિયા ઉડી ઉડીને તેમાં પડેછે તેમ મનુષ્ય રૂપી પતંગિયા—જિવડા. ૨—૩.—ત્હારાથી મોહ પામી જઇને—પરવશ બની જઇને જે પતંગિયા ત્હારે આસરે—ત્હારે શરણે આવીને આધીન થઇ રહ્યા તેનોજ તેં નાશ કર્યા સરખું કીધુંછે—તેનીજ તેં અવદશા—પડતી હાલત આણીછે !—એ ત્હારૂં કર્મ એજ ત્હારામાંથી નિકળતો કાજળ—મેસ છે, માટે હવે તું આ ભરતખંડમાંથી કહડા—નિકળ—ત્હારૂં કાળું કર ! ૪.—યુરોપખંડ રૂપી મેરૂ પર્વતની (સૂર્ય મેરૂ પર્વતની આસપાસ પ્રદક્ષણા કરેછે તેથી કરીને જગતમાં રાત્રિ અને દિવશ થાયછે એવી જે દંતકથા ચાલેછે તે ઉપરથી). ૫.—અહીં એટલે એશિયાખંડ માંહિલા આ ભરતખંડમાં—અહીંયાં, અને તહીં એટલે ત્યાં—યુરોપખંડમાં. ૬.—હવે સૂર્યનો ઉદય થયોછે તેના પ્રકાશ આગળ તું જરા પણ દિપતો નથી—છેક ઝાંખો—ફીક્કો પડી જઇને નહીં સરખો થયોછે; અને એ સૂર્યના પ્રકાશની સાથે પ્રતિસ્પર્ધીપણે ત્હારાથી ગમે તેટલું મથતાં અને આથડતાં પણ બરોબરી થઇ શકતી નથી—તું હવે મ્હાત થઇ ગયોછે—હારી ગયોછે !

૭.—જેમ તેમ કરીને તાણાતૂસીને—મરણિયો થઇને તું ઉઠવાનું પ્રયત્ન કરેછે—આખર વખતનો સ્હેજ ચળકાટ—ચમકારો બતાવવાની કોશીશ કરેછે, પણ પાછું "હાય રામ" એમ કહીને ત્હારાથી બેસી જવાયછ—ઉઠી શકાતું નથી—અને એવી રીતની પોતાની નાકૌતીથી પછી તું શરમાઇ જઇને ઝાંખો—ભુંડો અને છેક ફિક્કો પડી જાયછે—હવે એવી રીતે ત્હારામાં કશો જીવ—દમ રહ્યો નથી, તેમ છતાં તું પોતાની મર્દાઇ તે શું બતાવવા જતો હશે!—એમ જ્યારે હું ત્હને કહુંછું, ત્યારે તું પાછો મ્હારા સામો ખિજવાઇ જઇને ( તેલ ખુટી જવાથી પાણીનો અંશ—પાશ—અંસર આવવાને લીધે ) ચણ ચણ એવો શબ્દ કરીને તું મ્હારી સાથે આ-યલી રીતે વ્હડી પડેછે !

વિતિ ગઈ રજની અજ્ઞાનની ને,[1] થયું જ્ઞાન-પ્રભાત;
સૂધારા કેરો અર્ક ઉગ્યો અલ્યા, ઝાંખી પડીછે ત્હારી જાત;
જોત ત્હારી[1] હાવાં રે, કહે વિજય તું કરની વડી[2].—મ્હેમ રૂપી૦-૬.

## અવદશા* રૂપી તડકો.

### ( પદ—કાફી. )

તડકા, આ શું તુજ ગાંભીર્ય?-ટેક.
રંગ કુસુંબા પીળો કેસર, આ શું ત્હારૂં હીર[3]?-તડકા, આ શું તુજ૦-૧.
હિંદુ દેશે આવો અહીં[4] વાગતાનો; પણ હિંદુમાં નહિં વીર્ય!-તડકા૦-૨.
તડકો તો આવો તીવ્ર પડેછે; તેમાં પડ્યા છૈયે તીર[5]!-તડકા, આ૦-૩.
રે સૂર્ય દેવ શેં પાત્ર[6] રાખે સૂકું; ભર ભર અભિમાન-નીર.-તડકા૦-૪.
ઓ આવે વર્ષાઋતૂ[7] એમ ઇચ્છિયેછ સહુ;આ તડકે કયાંલગી રહે ધીર?-૫.
ભીનાં થયા પછી લાગશે વ્હાલો જ્યારે; લેશે વિજય સહુ થઈ વીર!-૬

---

૧-૨.-ત્હારો મોગરો રહેજ-બેમાલુમ જે હજી છે તે હવે તું ગુમ કરી નાખ-હોલવી નાખ-બુઝાવી નાખ-તદન સમાવી દેની-અમરતો નામનો કાં રાખી રહ્યોછ?! ચલ, ખસ, નિકળ, ભાગી જા, દિસતો રહે!

* પડતી હાલત. ૩.-તેજ; ઈર્ષ્યા-( એ તડકાનું તેજ એવું છે કે તે જોઇને લોકોની આંખ તરેછે, અને તેમાં અદેખાઇનો ચળકાટ વધારે ઉદ્દીપન થતો માલમ પડેછે. ) ૪.-હુનાળામાં બાર ઉપર બ-અડી વાગતે ખરેખરો જે સખત તાપ પડેછે તેવો.

૫.-કિનારે-કાંઠે-અરણ્ય-વગડામાં-ખુલ્લાં મેદાનમાં.

૬.-અરે સૂર્ય દેવ, તું જ સમુદ્રનું જળ શોષીને વરાળ રૂપે ઉંચું ખેંચીને તેનાં વાદળાંઓ મોકલીને પછી તેની મારફતે વૃષ્ટિ આણેછે, એવો જે તું વૃષ્ટિનો દાતાર તે તું, ત્હારૂં તેજ ઝિલનારૂં સ્થળ-ઠેકાણું જે આ ભરતખંડની પૃથ્વિ તેને કાં સુકવી નાખેછે? અહો સૂર્યદેવ, એ ભરતખંડ હજી ત્હારી કૃપાને પાત્ર છે-આર્યજનો પોતાના આર્જવ રૂપી અર્ઘ ત્હેને આપેછે-માટે એ ભરતખંડ રૂપી પાત્રમાં-વાસણમાં દેશાભિમાન રૂપી જળ તું કૃપા કરીને ભરી દે! ૭.-લિલોતરીનો-લીલા લ્હેરનો વખત.

## કૃપા વૃષ્ટિ.

### (પદ.—રાગ દેસ.)

("કામણ દીસેછે અલબેલા હારી આંખમાં રે"—એ ઢાળમાં.)

આ શો વરસે ભાગી મેહુલો મુસળધારમાં રે; અંતા[1] ભારમાં રે!—આ૰ ટેક.
બહુ ભય આજ લગી દરસાવ્યાં, ખોડ ભુલવવા બહુ તરસાવ્યાં;
પણ હાવાં તો ઓ આ આવ્યો વ્હારમાં[2] રે.—આ શો વરસે૰—૧.
પ્રથમ સુસ્તિ ને બાફ[3] બતાવ્યાં; બહુ ગગડી[4] ચમકી ચોંકાવ્યાં;
પણ પેછિન્યોયો જોઈ નીજ જન હારમાં રે.—આ શો વરસે૰—૨.
અરે દિવસ આ ક્યાંથી આવો; ન્હોતિ આશ જવ તાપ બતાવ્યો;
ચમકિ સુધારા-વિદ્યુત જેમ અંધઃકારમાં રે!—આ શો વરસે૰—૩[5].
ફળ્યો સૂર્ય, આપ્યો વર, દુખ ગયું; સહુ નવપલ્લવ લિલું ભિનું થઈ રહ્યું;
કુદિ રહિ ખુશિ હિંદુ-દેશે નર નારમાં રે!—આ શો વરસે૰—૪[6].
ભાપણું કવિતા ગાનતાનથી; હિંદુદેશ દેશાભિમાનથી;
દેસ[7] સુણી ઉઠ્યો જેમ ઝટ બારમાં રે!—આ શો વરસે૰—૫.
પૂર્વ-યશોનું સ્મરણ કરીને; ધર્યો રણે સનમુખ અગીને;
લડતો જોદ્ધો ઊમંગે લલકારમાં રે.—આ શો વરસે ભાગી૰—૬.
હિંદુદેશમાં વિજય વિજય બહુ; થયો જીત-યશ. નાઠાં ભય સહુ;
વિજય ગાય ગાણું કવિતાના તારમાં રે!—આ શો વરસે૰—૭.

---

૧.—લિલોતરીથી લીલાલ્હેર થઈ રહે ત્યાં સુધી બંધ ન પડતાં જારીજ રહેવું—એવી જાણે પોતાના મનમાં કાળજી—ખંત ભરાઈ હોય તેવી રીતે, અને તેની સાથે વળી પોતાનો મોભ્ભો રહે એવી અલૌકિક રીતે!

૨.—મદદે—કુમકે. ૩-૪.—વરસાદ આવતાં પેહેલાં જે ધામ થાયછે—કહેછે તે, તથા ગર્જના અને વિજળી થાયછે તે.

૫.—ભલે આજ આવો કૃપાવૃષ્ટિનો અવસર આવ્યો—બાકી જ્યારે અવદશા રૂપી તડકો પડતો હતો તે વેળા તો આવો રૂડો અવસર આવશે એવી કોઈને કદી આશાજ નોહોતી—આ તો જાણે વ્હેમનો જે કેવળ અંધકાર હતો તેમાં હવે સુધારાની વિજળી ચમકવા લાગીછે.

૬.—અવદશા રૂપી તડકા વિષેનાં આગલાં પદમાં જે સૂર્યદેવની સ્તુતિ કીધી હતી, તે ઉપરથી તેણે, આ પ્રમાણે ભરતખંડના ઉપર અનુગ્રહ કરીને કૃપાવૃષ્ટિ મોકલેલીછે—હવે એ વૃષ્ટિથી લીલાલ્હેર થઈ રહીછે—અને તમામ આખા ભરતખંડમાં સારી પેઠે હર્ષ વ્યાપી રહ્યોછે!

૭.—દેસ રાગ; અથવા સ્વદેશનો ધ્વનિ.

## દેશ સુધારા ચિન્હ.

### ( પદ—રાગ હેસ. )

એ આ કેવાં દેશ-સુધારા ચિન્હ જણાયછે રે; જાણે થાયછે[1] રે!-એ૦-ટેક.
પ્રથમ વ્હેમિ ને નડતી રીતી; કરતાં'તાં તેસૂં બહુ પ્રીતી;
( પણ ) અંતે સમજણ આવી સૂધું અવાયછે રે !-એ આ૦-૧[2].
કુદરત સામાં જોર કશૂં છે; કુદરત કંઈક અજબ વરતૂ છે;
ઊંધિ સૂધિ અવળી સવળી ન કળાયછે રે !-એ આ કેવાં૦-૨.
દેવી આજ પ્રસન કંઈ દીસે; દિસતિ અહોનિશ જે અહિં રીસે;
આજે વ્હાલથિ છૈયાં સામું હસાયછે[3] રે !-એ આ કેવાં૦-૩.
કવિતાએ પણ ખૂબજ કીધી; નડતિ વ્હેમિ રુઢિઓ કિધિ બીધી;
વળિ જેથી ટળિ સુરિત, ફરજ[4] સમજાયછે રે !-એ. આ૦-૪.
દેવીએ જ્યાં ગેબિ બજાવી; તવ છુપિ છુપિ ઉરકેરણિ આવી;

---

૧.—માત્ર જણાયછે—ભાસેછે. એટલુંજ નહી પણ આબેહુબ જાણે પ્રત્યક્ષ રીતે થાયછે—અનુભવાયછે.

૨.—પ્રથમ અનેક વ્હેમી અને તરેહ તરેહની બંધીની નડતી રીતો—રૂઢિઓ પ્રમાણે ચાલવાને મનુષ્યો આગ્રહ તથા હોંસ રાખતાં હતાં, પરંતુ જેમ જેમ ઠોકર વાગીને તેઓને અનુભવ મળતો જાયછે, તેમ તેમ તેઓને પોતાની કાનની બૂટ પકડીને સુધે મારગે આવવું પડેછે—તેવી વ્હેમી અને તરેહ તરેહની બંધીઓની જે અનેક નડતી રીતો—રૂઢિઓ તે તેઓને હવે છોડી દેવી પડેછે.

૩.—એ કુદરત દેવી આ ભરતખંડની પ્રજા ઉપર જે કેટલોક વખત સુધી, દાહાડો અને રાત અપ્રસંન રેહેતી જણાતી હતી, તે હવે પાછી પ્રસંન થઈને સાનુકુળ થયલી હોય એમ જણાયછે; અને આ ભરતખંડનાં જે પોતાનાં છોકરાંઓ તેના ઉપર માતુશ્રીની પેઠે હેત આણીને—એ છોકરાંઓની દયા લાવીને તેઓના સામું કૃપાદૃષ્ટિથી એ દેવી હવે હસતી હોય એમ માલમ પડેછે !

૪.—કવિતાએ પણ સારી પેઠે મદદ કરીને તમામ વ્હેમી અને નડતી રીતોને ધ્રુજાવી નાખી—થથરાવી નાખીછે—હવે એવી રીતો એ કવિતાને દેખીને બ્હીતીની બ્હીતી અને નીચું મ્હોડું ઘાલીને જ્યાં ત્યાં હંમેશ શરમાતી ફરેછે; અને એ કવિતાની ચાબખથી તે હંમેશ ચોંકતી તથા ન્હાસતી ફરેછે ! ને જ્યારે એમ થયુંછે, ત્યારે હવે લોકોની સુરિત ઉડવા માંડીછે, અને તેઓની પોતાની ફરજો શી શી છે, તે વાતની હવે તેઓને ઉતાવળી સમજણ આવવા માંડીછે !

આવી હિમ્મત ચાનક દેવિનિ સ્હાય[1] છે રે !–એ આ કેવાં૦–૫.
સંપ–પ્રેમ અભિમાન–વીર રસ; ઉઠયો જાગિ ઝટ ગાઢો દિશ દસ;
જગે થાય હકારા–'દેશ હણાયછે રે'!–એ આ કેવાં દેશ૦–૬.
આહા માતા પાડ શું ક્હિયે; છૈયાં છોકરવાદી છૈયે;
હવે ન કો દી' ભુલિયે કિધિ શિક્ષાય[2] છે રે.–એ આ કેવાં૦–૭.
પુજતાં માતા હર્ષ ન માએ; વિજય વિજય શુભ શબ્દ વદાએ;
માતનું ફર્માન[3] વિજય વર[4] આજ વદાયછે રે !–એ આ કેવાં૦–૮.

---

## આર્યોત્કર્ષ.

### ( ગીતિવૃત્ત. )

આર્યોત્કર્ષેચ્છક[5] સહુ, સભાસદો પ્રથમ જગતપતિ વંદે;
સ્વાત્માનુભવ[6] લેતાં, રંગ વિવિધ જોતા સહુ જે અંડે[7].–૧.
બ્રહ્માંડે રંગ જોતાં, જોતાં જોયૂં કરૂપ[8] દેશીનૂં;
જે પૂર્વે સ્વપ્રકાશે, ભાસે આજે ગયું પ્રદેશીનૂં.–૨.
ભાસવું પર પરકાશે, જયમ આકાશે શશી રવી–આશે;
માલ શું એવી[9] ઢાલે, તાલ શું રોટિથિ પડયા લોટિ સાસે[10] ? !–૩.
અરે મોહ[11] ના રહે નિત, કો દી અંતે દિયેજ પણીચૂં ;

---

૧.–કુદરત દેવીએ ગેબી અવાજ કરીને જેવી સૂચના આપી, કે તેવાંજ ઠામ ઠામથી ઉત્તેજન આવી લાગાં, અને ઉત્તેજનની સાથે લોકોમાં હિંમત અને ચાનક પણ ઉપજી આવી–કેમકે એ ખુદ કુદરત દેવીની સાહ્યતા–મદદ છે !

૨.–એ હમારી નાદાનીને માટે, અરે કુદરત માતા, તેં હમને સારી-પેઠે–ઘટતી–પુરતી શિક્ષા–નસિહત આપીછે !

૩–૪.–"ભરતખંડમાં હવે વિજય વિજય થઈ રહો "–એવું જે કુદરત માતાએ વર–વરદાન આપેલું, તે આ વિજયવાણી–દ્વારાએ પ્રસિદ્ધ કરવામાં આવેલુંછે !

૫.–ભરતખંડની આર્યપ્રજાનાં ઉત્કર્ષ–આબાદીની ઇચ્છા કરનારા.

૬.–પોતાના આત્મા વિષેનો અનુભવ. ૭.–ગોળાકાર સૃષ્ટી-ની જે રચના તે–બ્રહ્માંડ. ૮.–જેનું રૂપ–કાંતિ.

૯–૧૦.–એવી રીતે પારકી ઢાલ વાપરીને પોતાનો બચાવ કરવામાં શો માલ ? અને ખાવાનું માગ્યું કે પછી ઘર–જમાઈ થઈને સાસરાંમાંજ અડંગા નાંખીને પડી રહેવામાં શો પુરૂષાર્થ ? ૧૧.–નવાઈથી

જોનિ પક્ષને અંતર, જાય શશી તોય જાણિને નીચું.-૪.
કાંકે મૃગઆકારે[1] લજ્જા લાંછન[2] દિસે શશી-વદને;
અરરર તેમજ ભાસે, દાસત્વે ડાઘ આર્યસિંહ બદને.-૫.
જાગ જાગ રે જાદવ,[3] છાં વરરાજા રૂડો કોડિલો તું;
સંભારી દિલ દાઝે, જોઈ રૂપ[4] સર્વ કોઈ ધસિ[5] મ્હોતું[6]-૬.
દેશ દેશથી કન્યા, મલકતિ[7] કરતી સરસાઈ[8] વરવા;
ગૌર વદનથી મોહ્યો, ન જોયું,-પ્રિત, કે વ્હાલ વીર્ય હરવા !-૭.
વશ શું ગયો થઈ છેકજ, ઉઠ ઉઠ દીસે વૃદ્ધપણું પાસે;
કર કસરત વેળાસર, નથિ તું હજિ પ્હોંચિયો કંઈ પચાસે.-૮.
પૂર્વપેર મદમાતો, બનિજા રાતો રંગ રસે પાછો;
તનુજ[9] તાહરા પાયે, પત્રકદ્વારે પુષ્ટીરસ આછો.-૯.
જયમ જયમ જોશે આવી,-શીકુંતી, ત્યમ ત્યમ અનુક્રમે ધાડો[10];
સ્હાય વિજય જય વદતો, આર્યસિંહ સાધને રણ ગાંડો[11] !-૧૦.

---

ઉપજતો પ્રેમ-માયા-હેત. ૧-૨.-કેમકે, ચંદ્રનાં બિંબ રૂપી મુખ ઉપર મૃગ લાંછન-હરણની આકૃતિના સરખો ડાઘ-શરમનું ચિન્હ દેખાયછે !

૩.-ભરતખંડ માંહેલા આર્યકુળના પ્રતાપ રૂપી જાદવ.

૪.-સ્વરૂપ-કાંતિ. ૫.-ત્હારી છબિલી કાંતિની ઝાંખી કરવાને-ઓવારણાં લેવાને-લોકોની ત્હારાં મંદિરમાં જે કચડાકચડી-ભિડાભીડ થઈ રેહેતી, તેવી હડસેલાહડસેલીમાં પણ આગળ પડીને-ઘુસીને-જોરસાથી મર્યાદાની આડનું ઉલ્લંઘન કરીને-ઝાપટિયાઓના કોરડાઓના સપાટાના માર કબુલ કરીને-તે ખમતાં પણ, છેક મોખરે ટેરાની આગળ ધસી આવીને !

૬.-ત્હારી છબી જોઈને સહુ કોઈ છક થઈ રેહેતું-સાનંદાશ્ચર્ય પામીને તટસ્થ બની રેહેતું. ૭.-મલકાતી-ગાલમાં ગોભા પડે તેવી રીતે મંદ મંદ હાસ્ય કરતી. ૮.-તુને પરણવાને માટે એ પ્રદેશી કન્યાઓ માંહોમાંહે એક એકથી વધારે સરસ-સ્હડિયાતી થવાને, તે મછી અનેક તરેહની તજવીજો તથા સ્ત્રીચરિત્રો કરતી.

૯.-પુત્ર-બંદા. ૧૦.-મેથી-ગુંદરપાક-મુસળી-સાલમપાક-વિગેરેના એવા એવા અધિક પુષ્ટિકારક. ૧૧.-માથે ચિરકા બેઠલા કનકવા જેવો !

## વ્હેમસાગર અને સુધારાશેહેર.

### ( ગરબી. )

આ દિસે આવતો પાસ, આરો[1] આ પેલો;
મળવા છૈયે ભર આશ[2], થાય ન ક્યમ વ્હેલો[3]?–૧.
આ જોઈ સુધારા શેહેર, હૈડાં હરખાએ;
આ કિલ્લાનો જોઇ ઘેર[4], ખુશિ ચ્હડવા[5] ધાએ!–૨.
કરિ કાળ કુદરતે મ્હેર, ઝટ ચ્હડિને બેઠાં[6];
આ જોઈયે સાગર–લ્હેર, વ્હેમનિ મંદ[7] હેઠાં.–૩.
આહા કેવો જે મરત, તોફાની પવને;
આ અર્કે સુધારા અરત, સૂકાને ન કને.–૪[8].

---

૧.–કાંઠો–કિનારો. ૨.–એ સુધારા શેહેરમાં આપણા પૂર્વજોનાં જે જુનાં મકાનો છે તેને તથા એ શેહેરમાં આપણાં માત પિતા લક્ષ્મી અને યશ રહેલાંછે તેને, તથા બીજાં સગાં વ્હાલાંઓને, તથા અનેક સદ્ગુણો જે આપણા આગલા જુના મિત્રો છે તે સરવેને મળવા–ભેટવાને આપણે આશા–ઉમેદ ભર્યા છઈયે.

૩.–આપણા મનમાં જાણે એવી તાલાવેલી–ઉતાવળ–અકળામણ થઈ–લાગી રહેલીછે કે–આ કાંઠો ક્યારનો દેખાયાં કરેછે, ને તેને હજી પાસે આવતાં આવતાં આટલી આટલી વાર–વિલંબ–ઢીલ શામાટે થાયછે–લાગેછે?–ઝટ એ પાસે કાં નથી આવતો?!

૪.–ગોળ ફરતી હદ–કિલ્લાની આસપાસનો કોટ.

૫.–આપણે તો હજી આ વ્હેમસાગરમાં વ્હાણમાં બેઠેલાં છઈયે, પણ આપણી ખુશી એવી ચપળ–હલકી ફુલ–હવા સરખી અને સતપતિયેણ છે, કે તે આપણી આગળ આગળ દોડેછે, અને એ ખુશીને ઉંચી જગા ઉપર ચ્હડીને નાચવા–ખેલવાનો ઘણો શોખ છે, તેથી કરીને જેનું મન જે વાતમાં હોય તેને તેજ વિચાર સુઝ્યાં કરે–એવો જે નિયમ છે–તે નિયમ પ્રમાણે, જ્યારનો એ કિલ્લાનો ઉંચો કોટ એ ખુશીના દીઠામાં આવ્યોછે, ત્યારની "હું ક્યારે એના ઉપર ચ્હડીને થોડી વાર પણ એક વાર નાચી લઉં!"–એમ એ તાકી રહેલીછે!

૬.–એમ ધારો કે એ શેહેરના કોટ ઉપર ચ્હડીને બેસવાનો વખત કુદરતની મેહેરબાનીથી આપણને જાણે મળી ચુકો!

૭.–હવે એ કોટ ઉપરથી જોતાં નીચે વ્હેમસાગરનાં મોજાં છેક નરમ પડી ગયલાં તથા નહીં સરખાં થઈ ગયલાં માલમ પડેછે.

૮.–અરે એ વ્હેમસાગરનાં મોજાં વાવાઝોડાંનાં તોફાનથી આકાશ લગી ઉંચાં ઉછળતાં અને પાછાં પાતાળ સુધી નીચે અફળાતાં–એ-

આ ચક્કર ભમ્મર[1] વ્હાણુ[2], ઉંચું નિચું અફળાએ;
ટાંગેલ તાળવે પ્રાણ,[3] આ ડુબ્યું ડુબ્યુ[4] થાએ.–૫.
આ ડુબે ન એવો માર, દૈવે દીધો રે;
મુહવાસે બનિ લાચાર, વ્હોરી લીધો રે.–૬[5].
આ ઉતારુઓમાં[6] સંપ, તુટયો જ્યારથિ રે;
અજ્ઞાને ન જણુઈ કંપ, ભુલ્યાં ત્યારથિ રે.–૭.
આ સાગર ખારે ઝેણ,[7] વ્હેમનિ ઊડે રે;
ચ્હડિ ગયાં જનોને ઘેન, મતિ વહિ ઊંધે રે.–૮[7].

વો એ વ્હેમસાગર એક વખતે મદમાતો બની રહેલો હતો; અને તેમાં સુધારાનો સૂર્ય અસ્ત થઈ જવાથી એ વ્હેમસાગરને વિષે તમામ અંધઃકાર વ્યાપી રહેલો હતો. અને વળી એવી સ્થિતિમાં આપણાં વ્હાણનું સુકાન પણ અવ્યવસ્થિત થઈ જવાથી ભાગી તુટી જઈને ઘસડાઈ ગયલુ હતું–તે પણ આપણી પાસે નોહોતું. ૧.–એ વ્હેમસાગરનાં વમળથી કરીને ચક્કરની પેઠે ફરતુ. ૨.–આ ભરતખંડની પૃથ્વિ ઉપરની આર્યપ્રજાનું જે મત તે રૂપી વ્હાણ.

૩.–આપણી આર્યપ્રજાના પ્રાણ તે વખતે જાણે તાળવે ટાંગેલા હતા (કે વ્હાણ ડુબે તો પછી તે પ્રાણને મ્હોડાંમાંથી તરત બ્હાર નિકળી જતાંજ વાર!)

૪.–એ વ્હાણ એમ જાણ્યું કે આ હમણાં ડુબ્યું–ડુબશે–એમ ક્ષણે ક્ષણે ધાસ્તી–હેબક લાગ્યાં કરતી.

૫.–પરંતુ એવી રીતે ડુબાય તોપણ ખેર–પછી એ વાતની ધાસ્તી રેહેતી તો મટે–પણ આ તો તેમ પણ ન થતાં એવી રીતની ધાસ્તી તથા હેબકમાંને હેબકમાં રિબાયાં કરવાના જેવી કુદરતે કેટલોક વખત સુધી આપણને શિક્ષા દીધી હતી–પણ આપણે એવી શિક્ષા ખમવાને ટેવાઈ ગયલાં, તેથી તેનો કશો ઉપાય ન કરતાં–અને કુદરતની ક્ષમા તથા સાહ્યતા ન માગતાં, આપણે લાચાર બની જઈને–સુસ્ત, ગાફેલ થઈને–પડી રેહેવાથી, આપણે તે શિક્ષાને પાત્ર થયાં હતાં, અને તે આપણે પોતાની મેળેજ માગી લીધા બરોબર હતું!

૬.–આર્યપ્રજાના લોકોમાં. ૭.–એ વ્હેમસાગરનાં ખારાં પાણીમાંથી જે એક પ્રકારની હવાનાં રજકણો ઊડી રહીને તેની ઝેણ મગજ ઉપર ચ્હડી જતી તેથી કરીને માણસોને કેફ ચ્હડી ગયો હોય તેવી છેક મંદ સ્થિતિ થઈ જવાથી તેઓની અક્કલ ભુલી પડીને પછી તે અવળે રસ્તે ચાલી જતી હતી.

આ હિંદુ-દેવ છે આજ, મુઠ્યો અતિ આણિ દયા;
જુએ કૃપાદૃષ્ટ જુનું રાજ[1], વસી દિલમાં છ મયા.-૯.
આહા શો અરુણ-ઉજાસ, તિમિર અજ્ઞાન પળ્યું;
બહુ દિને આજ આભાસ[2], અંધનું ભાગ્ય[3] ફળ્યું.-૧૦.
પૂરા હતા નીરાશ, ઉતારૂઓ[4] બેઠા;
ઓચિંતું સૂખ વણુ આશ,[5] ગયા દુખ-દી છેટા[6].-૧૧.
રે બહુ વરસ સહ્યું દૂખ, ખડક ન ભૂલે રે;
હાવાં થયું બમણું સૂખ, ખડક ન ફૂલે[7] રે.-૧૨.
આ સરિત છેક થઇ મંદ, સિંધૂની[8] હાવાં;
સહુ ગયાં વમળ[9] પાખંડ, સુધારા-બી[10] વાવ્યાં.-૧૩.
ફળ[11] આપો હાવાં રોજ, રાખિ સમાધાની[12];
છે શી ઝીણી કંઇ મોજ[13], ન જાય હુંથિ વખાણી.-૧૪.

૧.-પોતાનાં અસલ-જુનાં રાજ્ય ઉપર હવે તે રેહેમનજરથી જોયછે.

૨-૩.-એ વ્હેમનાં અજ્ઞાનનાં અંધારાંને લીધે આજ ઘણા દિવશ થયાં જે આર્ય પ્રજા અંધ બની ગયલી હતી, તે આ આજે સુધારાના સૂર્યનો પ્રકાશ પામવાથી એ આર્યપ્રજાનાં ભાગ્યનો હવે ઉદય થયોછે !

૪.-આર્યપ્રજાના લોકો.

૫-૬.-જે સુખની આશા મુકીને બેઠા હતા તે સુખ આજે અકસ્માત્ દેવની કૃપાથી પ્રાપ્ત થયુંછે-અને હવે દુખના દિવશો દુર-પાછળ જતા રહીને વિતી ગયાછે.

૭.-અરે એ વ્હેમસાગરને વિષે અકેકા ખડકો-ખરાબાઓ વચમાં આવીને નડતા અને તેની સાથે આપણું વ્હાણ ફડાફડ અફળાઇને ઘણાં વરસ સુધી આપણે જે દુખ અને ત્રાહિ તથા તોબા વેઠવાં પડેલાં તે હજી કેમે કર્યા ભુલાતાં-વિસરાતાં નથી;—પણ હવે એટલું ઠીક થયુંછે કે એ વ્હેમસાગરનાં તમામ ખડકોનો જડમૂળથીજ નાશ થઇ ગયોછે!

૮.-વ્હેમ સાગરની.

૯-૧૦.-સુધારાના ઉપદેશ રૂપી બી વાવ્યાથી, અનેક તરેહની બનાવટનાં-ઢોંગ-ધુતારાપણાં રૂપી જે વમળ પૂર્વે એ વ્હેમસાગરમાં ઉત્પંન થતાં તે હવે તમામ શાંત પડી ગયાંછે.

૧૧.-એ સુધારાના ઉપદેશનાં બી વાવેલાંછે તેનાં હવે જે શુભ ફળ પ્રાપ્ત થાય તે અનુભવો.

૧૨.-સાવધાની સહિત નિરાંત; અથવા સુખદુખ સંબંધી સમાનવૃત્તિ.

૧૩.-એવી સમાધાનિમાં અક્કલ અને વાણીએ કરીને વર્ણન ન થઇ શકે એવી જે કંઇ મઝા-લ્હેજત રહેલીછે તે.

ઉદ્યમ વિદ્યા યશ ધામ, મંદિર પૂજંતાં;
તસ્યું પૂર્વ કીર્તિ ડુબ્યું નામ, બંદર ઝૂઝંતાં.—૧૫[1].
શી મચી શેહેર ધુમધામ,[2] સુધારે શો શોભે;
ચ્હડયું નવિન વિજય નીશાન[3], મન મુજ રહ્યું લોભે[4]!—૧૬.

---

## આશા—વિશ્વાસ.

( તોટક વૃત્ત. )

ન નિરાશ થવૂં કદિ આશા મુકી; ન સદા ઋતુ રેહ કદાપિ સુકી;
વરષાઋતુ નીજ સમે વરસે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૧.
ગતિ કાળનિ છે અકળીત અતી; નળ પામિ જુઓ દમયંતિ સતી;
જિવતો નર, તો ભદરા મળશે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૨.
ચ્હડતી પડતી નિમ કાળ તણા; ન કશી નકસી નકસાનિ મણા;
પ્રભુ દાખિ શિળૂં પરિતાપ કસે[5]; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૩.
જયમ ચિત્ર વિચિત્ર કદી ચિતર્યૂં; પણ રંગ વિના ન ઉમંગ ભર્યૂં;
વળિ છાંય થકી વધતું દિપશે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૪.
રતનાગર સાગર જો જન તૂં; કરની વળિ ક્યાસ કંઈ મન તૂં;

---

૧.—ઉદ્યમ, વિદ્યા, અને કીર્તિ, એ ત્રણેનાં ભરતખંડને વિષે જે મંદિર—દેવસ્થાનો પૂર્વે ઘણી સારી સ્થિતિમાં હતાં, તે વચમાં છેક જીર્ણ થઈ જઈને ખખળી ગયલી હાલતમાં આવી ગયાં હતાં, તે મંદિરોને હવે મરામત કરીને ઉદ્યમ, વિદ્યા, અને કીર્તિ, એ ત્રણેની આરાધના પાછી જારી થવાથી, અને તેમજ વળી ભરતખંડનો વ્યાપાર પણ પાછો ધમધોકારે ચાલુ થવાથી, આ ભરતખંડનો જે આગલો પ્રતાપ અને આગલી કીર્તિ વચમાં ડુબી ગયાં જેવાં ભાસતાં હતાં તે હવે પાછાં ઉપર—બ્હાર તરી આવીને શોભી રહેલાંછે! ૨.—ઉદ્યમની મસ્તી—ઉમંગ—ઉલટ—ઠાઠ.

૩—૪.—જેના ઉપર "વિજય" એવા અક્ષરો લખેલા એવો—નવાઈ ભરેલી રીતનો વાવટો કીર્તિના કોટ ઉપર ચ્હડેલો ઊંચાં આકાશમાં હવાને વિષે ઉડી રહેલોછે—તે જોઈને વિજયનું મન મોહ પામી રહેલુંછે! અથવા, વિજયના મનમાં એવો અભિલાષ છે કે હું ક્યારે એ વાવટા રૂપ બની રહું!

૫.—પરમેશ્વર મનુષ્યને સુખ દુખ આપીને તેની સાચવટ—આકીન—ટેકને

થઇ ઓટ પછી ભરતીજ હશે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૫.
વિશવાસથિ ખાસ ઉદાસિ મટે; ન નિરાશ થવૂં કદિ સાચવટે;
ફળ આંહિં નહીં તવ તાંહિ[1] મળે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૬.
વિશવાસથિ ઇષ્ટ અવશ્ય ફળે; મનવાંછિત એ થકિ શાંતિ મળે;
વિશવાસ વિના શ્રમ વ્યર્થ જશે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૭.
જગમાં વિશવાસ ભગે જનતે; ઉપજી અતિ વ્હેમ દમે મનને;
ટળિ આસ્તિક નાસ્તિક જાળ[2] ફસે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૮.
ભવસાગર પ્રીતિ ક્વચિત્ત મળે; મગરો[3] બહુ માણસ વ્હાણ ગળે;
મુકતાફળ[4] જ્ઞાન વડે સુઝશે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૯.
જગદીશ[5] ઉપેર ન રીસ કરો; જગ માંહ્ય નહીં કદિ ન્યાય ખરો;
પણ આખર સત્ય વિજે તરશે; વિશવાસ વડે બધું વિશ્વ વસે.—૧૦.

---

## સહજ ખુશિ—આશા.

(પદ—રાગ ધનાસરી.)

કંઇ ખુશિ થાએ આજ; ન જાણું, કંઇ ખુશિ થાએ આજ?—ટેક.
કારણ તો છે ઊંધૂં[6] ઉલટૂં; તો આ ખુશિ શે કાજ?—ન જાણું૦—૧.
સહજ હસાય મરત થઇ નાચ્યું; બનાય નીશાબાજ!—ન જાણું૦—૨.
સહજ રહરૂં રહરૂં ન ધાર્યું મળતૂં; આજ ખુશિનું ભર્યું બાજ.—ન૦—૩.
અરે મંન શું સુકન દિસે કંઇ; બચશે ડુબતૂં ઝાજ?—ન જાણું૦—૪[7].

---

કરી જોયછે. ૧.—આ દેહ મુક્યા પછી ચૈતન્ય આત્માની જે સ્થિતિ હોય તેમાં. ૨.—અવિદ્યાની જાળમાં.

૩.—વિશ્વાસઘાત કરનારાં મનુષ્ય રૂપી મગર આ ભવસાગરને વિષે પારકાંનાં હિત રૂપી વ્હાણનું હરણ કરીને હોઇયાં કરી જઇ ડુબકી મારી ડુબી જાયછે! ૪.—ચૈતન્યબ્રહ્મ અથવા આત્મસ્વરૂપ રૂપી મોતી.

૫.—પરમાત્મા પ્રભુ—પરમેશ્વર—પરબ્રહ્મ.

૬.—પ્રસંગ—સમય તો ઉલટો વિરૂધ રીતનો—નાખુશી ઉપજાવે તેવો છે.

૭.—અરે, ચીનથી નિકળેલું માલ ભરેલું મ્હારૂં વ્હાણ સમુદ્રમાં ડુબવા વિષેના સમાચાર આવેલા, તે વ્હાણ શું કંઇ બચશે—તેના આ આવી રીતે શુભ સુકન થાયછે કે શું?! (કંઇ પણ કામમાં લાભની આશા બાંધેલી હોય, અને તેમાં પછી કંઇ પણ કારણથી નિરાશ થઇ ગયા હોઇયે, અને તેવામાં જ્યારે એવા કંઇ શુભ સુકન થાય, ત્યારે તેનું વર્ણન કવિજનને એવી અલંકૃત રીતે કરવાને અર્થે, સંપૂર્ણ રીતની સ્વાત્મોપાર્જિત સત્તા—અધિકાર છે!)

બહૂ કાજ તો દિસે કારમું; કુદરત રાખે લાજ!–ન જાણૂં, કઈ૦–૫.
કુદરતિ ખુશિ તત્ર હોવુંજ જોઈયે; કંઈ પણ રૂડૂં કાજ!–ન જાણૂં૦-૬.
યુક્તિ શ્રમ કીધાં સહુ ફળશે; ધરે ચિરજ સહસાજ.[1]–ન જાણૂં૦–૭.
ઉપાય નહિં ત્યાં ધૈર્ય રાખવું; વળે કરે શું મિજાજ[2]?–ન જાણૂં૦–૮.
વિજય ઠગારી લહે આશા–પુરિ; પણ કરવું પડે રાજ[3]!–ન જા૦–૯.

---

## આશા.

(રાગ સોરઠમલ્હાર)

આ શી આશા–તસવીર, આશા–તસ૦–આ શી૦–ટેક.
આ શાં તસવીર ઓ, વધિ રે ગયાં હો;
આછાં ઝાંઝવે જેમ નીર!–આ શી આશા૦–૧.[4]
મસ્તિ લાગી રહી, ઝડિની મગજમાં;
મીઠા મેહુલાનાં દીઠાં હીર!–આ શી આશા૦–૨.[5]

---

૧.–પ્રમાણિકપણે તથા સુધે મારગે રહીને સઘળા ઉપાય અને પરિશ્રમ કર્યાછે, એટલે તે બધા સબુરી રાખવાથી આપોઆપ ફળીભૂત થશેજ! ૨.–આવેશમાં આવી જઈને આકરી તબિયત કરી નાખવાથી શું સરે–શું સિઝે–શો લાભ થાય?! (કંઈજ નહીં!)

૩.–વિજય જાણેછે–સમજેછે કે આશા–પુરી એટલે આશાની નગરીમાં જવાથી તે ઠેકાણે ઠગાવું–છેતરાવું પડેછેજ, તોપણ કમનસીબે બીજી કોઈ નગરીનું રાજ નથી હાથ લાગતું, ત્યારે એ ઠેકાણે કરવું શું?–બીજો કંઈ ઉપાય–ઈલાજ નથી–તેટલામાટે એ આશાની નગરીમાં, મનુષ્ય માત્રને તેમજ વિજયને પણ, લાચારીથી રાજ કરવું પડેછે!

૪.–ઓહોહોહો, આ કેટલાં એકદમ એક ચિત્રનાં અનેક ચીત્ર થઈ જઈને વધી ગયલાંછે? જાણે સહજ ખુશીના અને આશાના સામસામા આયનાઓમાં–તખતાઓમાં એ ચિત્રનાં પ્રતિબિંબોની હારની હારજ તો!–મૃગજળ–રેતીનાં મેદાનમાં ઉનાળામાં તડકે ઝાંઝવાંનું નીર જેવું ભાસતું હોય તેવાં મિથ્યાભાસ સરખાં, પરંતુ જોતી વેળા જાણે ખરેખરાં હોય તેવાં, એ આશાનાં ચિત્રો કંઈક ઝાંખા રંગનાં હોય તેવાં ભાસેછે!

૫.–પરંતુ, આ સોરઠમલ્હારના રાગનો સૂર ધુમી રહેલોછે, તેથી આ વખતે જાણે વરસાદની હેલી થઈ રહી હોય એમ મગજને વિષે ધુંન લાગી રહેલીછે; અને જો આ વરસાદનું નામ દેતાં વારનેજ મનમાનતા મેહુલાની જળધારા અને નેવ પડતાં ભાસવા લાગ્યાંછે!

વિજય ખેડૂતની, આશા ફળો કહે,
ચખાઓ આશાનાં અંજીર !—આ શી આશા૦—૩.[1]

સાખીઃ—

સત ઉદ્યમ ક્રમ ના ફળે, રાગમલ્હાર ગવાય ?
વિજય મુઝો આશા તણી, ગાતાંમાંજ જણાય !—આ શી૦—૧૪.[2]

---

૧.—વિજય કહેછે કે મનુષ્ય માત્ર એ આશાનાં ખેતરનાં ખેડુતો છે, તેટલામાટે આતપોતાનાં આશાનાં ખેતરમાં જેવા જેવા પ્રકારનાં બી વાવ્યાં હોય તેવા તેવા પ્રકારનાં ફળ તેઓને પ્રાપ્ત થાઓ—અને પછી એક દૃષ્ટાંત રૂપે વિજય કહેછે કે અંજીરનાં બી વાવ્યાં હોય તો આશાનાં અંજીર ફળો—પાકો—અને એવી રીતે, તમામ મનુષ્યોની જે જે આશાઓ હોય તે તે આશાઓનાં તેવાં તેવાં તમામ ફળો પાકીને તેઓના ચાખવામાં આવો !—તથાસ્તુ !—(એવો એ ઠેકાણે વિજય કવિ સર્વ મનુષ્ય માત્રને આશીર્વાદ દેછે !)

૨.—જો પ્રમાણિકપણે અને શુદ્ધ મારગે રહીને—સત્યને અનુસરીને—ખરો ઉદ્યમ કરવામાં આવ્યો હોય, તો પછી તેવો ઉદ્યમ શામાટે ન ફળે? અને વળી મલ્હાર રાગ ગાતાં ગાતાં ખરા ઉમંગથી તથા ઉલટથી તે ઉદ્યમ કરવામાં આવ્યો હોય ત્યારે તો પછી તે ફળ્યા વિનાં કેમજ રહે ?—અર્થાત્ તેવો ખરો ઉદ્યમ ફળ્યા વગર નાજ રહે—વિજય કહેછે કે આશાની બલિહારી શી કહું ?—એ આશાની બલિહારી, ગાવામાંજ માલમ પડેછે—અર્થાત્ માત્ર ગાતાંમાંજ માલમ પડેછે, તો પછી એ પ્રમાણે ખરેખર વાસ્તવિક રીતે કર્મની ક્રિયામાં અને તેનાં ફળમાં તે કેમ માલમ પડ્યા વગર રહે ? અથવા, એનો બીજો ભાવાર્થ એવો પણ નિકળે કે—એ આશાની બલિહારી માત્ર ગાવામાંજ માલમ પડે !

☞ (પાને ૨૬૪મે ટીકામાં ટાંકેલું ચીનથી નિકળેલું માલ ભરેલું પેલું વ્હાણ ડુબી નથી ગયું— આશા ખરી પડીછે !—ફળીભૂત થઇછે !—તે વ્હાણ આ રહ્યું):—



# શૃંગાર.

## રાધિકાનું સ્વપ્ન.

(૫૬.)

("કાનુડો કામણગાળો રે, સાહેલી આ તો, કાનુડો૦"—એ રાગ.)

મધુરી મોરલી વાગે રે; એ મોહનજીની, મધુરી મોરલી વાગે રે.—ટેક.
મધુરી મોરલી વાગે; આહા સખી કેવી લાગે;
એમ બોલી, ઝબકી જાગે રે;—સગુણિ રાધે, એમ બોલી૦—મધુરી૦—૧.
સ્વપ્ને મોરલી સુણિ બાઈ, ન શકાય તે વર્ણાઈ;
સ્વરની શી ઘટા છાંઈ રે;—ગંભીર ગગને, સ્વરની ઘટા૦—મધુરી મોર૦—૨.
સ્વર શું લ્હેકાતો ઝૂમે; મીઠિ મીઠિ તાન ઘૂમે; પલટા તો કાળજડું વીંધે રે;—
ઓ બ્હેની મ્હારૂં, પલટે તો કાળજડું વીંધ્યું રે૦—મધુરી મોરલી૦—૩.
ઝપટમાં[1] મારી નાખી; અરે સખિ કંઈ ન બાકી; જિવણજીની
થઈ ઝાંખી[2] રે; સમણામાં દીઠી, વ્હાલીડાની છબિ ઝાંખી રે.—મ૦—૪.
ઝાડપાનની ઘટામાં; ઝાઝી ઝડિ વાદળીમાં[3]; છેલ એ બાંકી છટામાં રે;
યમુનાનાં નિરમાં, રુમઝુમ રુમઝુમ મેહુલો વરસે રે.—મધુરી મોરલી૦—૫.
જમના-તટે બજાવે; ત્રિભંગી[4] ઉભો શું ભાવે[5];
મુજને કને બોલાવે રે; અણસારે હસી, વ્હાલોજી કને૦—મધુરી૦—૬.
એવું સપને દીઠું બ્હેની; એવી માયાજાળ એની;
કરૂં શું હવે હું કહેની રે; સાહેલી મ્હારી, કરૂં શૂં હવે હું૦—મધુરી મો૦—૭.
ખાવું પીવું કંઈ ના ગમે; વિકળતા મનની ના સમે; નિશદિન ચિત
એનામાં ભમેરે; ઓ સખિ મ્હારૂં, ચિતડું ચોર્યુંછે એણે રે.—મ૦—૮.
અરે સખિ એ વાદીડે; અરે સખિ એ કહાનુડે;
ભોળવી હું ભામનીને રે; નાખીછે ભુરકી, ભોળવી હું૦—મધુરી૦—૯.

---

૧.—તાન પલટાની લપટવાળી ઝડપમાં. ૨.—વિજળીના ચમકારા જેવું ઉતાવળું દર્શન. ૩.—અંધરાયલાં વાદળાંમાં.

૪-૫.—ત્રણ ઠેકાણેથી વળેલો-મોરલી બજાવતો-ને કટાક્ષે કરીને હાવભાવ કરતો, આહા કેવો અલૌકિક છટા ભરેલી રીતે ઉભેલો જણાયલો !

ઓ સજની સમજાવે કાં તૂં; હાવાંતો નથિ રહેવાતૂં[1];
મેળવની, વ્હેલી થા, જા[2] તૂં રે,–વિજય વાલમ, મેળવની૦–મધુરી૦–૧૦.

---

(ગરબી.*)

સખી શ્યામને[3] મળ્યાનિ હોંસ મનમાં જો;
વ્હાલાજીની વાજે વેણુ આજ વનમાં જો!–સખી૦–ટેક.
એની વાંસળી સુણીને ફુલે છાતડી જો;
આવે યાદ શરદપુનેમ કેરી રાતડી જો!–સખી શ્યામને૦–૧.
હોય પાંખ તો ઉડીને જઈયે આ ઘડી જો;
અરે પ્રજવધૂને પાંખ કેમ ના ઘડી જો ?!–સખી શ્યા૦–૨.
વશીકરણ ભરી વ્હાલાજીની વાંસળી જો;
સ્વર સૂણતાંમાં ઠામ ન રહે પાંસળી જો!–સખી શ્યામ૦–૩.
વિરહ ભર્યો મધુર મોરલીનો સૂર છે જો;
એ તો વિવ્હળ કરે વનીતાનાં ઊર છે જો!–સખી શ્યા૦–૪.
સુઝે કામ કાજ નાજ કશું ઘર તણું જો;
નથી ભાન રહેતું લોક લાજનું ઘણું જો!–સખી શ્યામને૦–૫.
જઈ કુંજમાં મોહનજીને ઝાંખિયે જો;
પરીપૂર્ણ આજ પ્રેમરસ ચાખિયે જો.–સખી શ્યામને મ૦–૬.
ખરો પ્રેમરસ ભોગિ છે એ છેલડો જો;
હૃદયકમળમાં રમી રહ્યો અલબેલડો જો.–સખી શ્યામ૦–૭.

---

૧.–એ મોહનવરને મળ્યા વગર મ્હને હવે કંઈ પણ ચેહેન પડી શકતું નથી–મ્હારાથી જરા વાર પણ થોભી શકાતું નથી–રહી શકાતું નથી.

૨.–હવે તું વાર મા લગાડ–ઉતાવળી જઈને એ રસિકવરને આણીને જે તે વાતે હમારો સંયોગ થાય તેમ કર.

* એ ગરબી સર મંગળદાસ નથુભાઈને બંગલે એ રાગની શીઘ્ર કવિતા બનાવવાની ફરમાસ કરવામાં આવેલી તે ઉપરથી બનાવવામાં આવેલી હતી.

૩.–હે સખી, આજે શ્યામને મળવાનું મન હોય એમ જણાયછે–કેમકે મોરલીનો નાદ સંભળાવીને તે આપણને તેડતા હોય એવો એ મોરલીના નાદનો ભાવાર્થ–ઈસારો સમજાયછે!–અથવા, બીજો અર્થ એવો

સખી સાથ ગોપિ મધુવંન નીસરી જો;
નિર્ખિ નટવર, ઘર કેરિ વાત વીસરી જો!—સખી શ્યામ૦—૮.
રસિકરાય કહે કેમ આવિં ગોપિકા જો;
ગોપિ કહે ક્હાંન જાણિ કાં કરો ટિકા[1] જો? !—સખી૦—૯.
વ્હાલે ઇચ્છા કીધી પૂર્ણ વ્રજનારની જો;
બલિહારિ વિજય ન્યારિ કુંજવિહારની જો!—સખી શ્યા૦—૧૦.

---

(ગરબી.)

આવોની ગોકુળ ગામ; હવાં તો, ગોકુળ આવો;
શિદ તરસાવો ઘનશ્યામ; હવાં તો, ગોકુળ આવો.—ટેક.
મોહનજી મથુરાં જઈ, ફરી ન લીધી ભાળ;
ઉરમાં પ્રગટી રહિ સદા, વિરહ અગનની જ્વાળ.—હવાં તો, ગોકુળ૦—૧.
વાટ જોઈ થાક્યાં હમો, ખુટ્યાં નયણે નીર;
અગસ્ત કરતાં વાયદે, વીંધ્યા[2] હળધર-વીર!—હવાં તો, ગોકુળ૦—૨.
પંચાંમૃત[3] જેવૂં તિખૂં, અક્રુર તેવો ક્રૂર;
નામે ભૂલી ભામની, જાવા દિધા મધુપૂર!—હવાં તો, ગોકુળ આ૦—૩.
કુબજા તેં છે શીખવ્યા, છબિલાને છળ ભેદ;
જો જાણતં હત આવડૂં, તુને કરાવત કેદ[4]!—હવાં તો, ગોકુળ આ૦—૪.
જુઓ જોશિડા જોષ કંઈ, ક્યારે મળશે શ્યામ?

કે—હે સખી, આજે મ્હને શ્યામને મળવાનું ઘણું મન છે, ને તેમાં વળી એની વાંસળી સંભળાયછે, એટલે એ સુકન સારા થાયછે—આજે નક્કી મળશે! ૧.—જાણીને અજાણ્યા થઈ જઈ એમ ઠેકડી તે શું કરતા હોશો?!

૨.—હે પ્રભુ, અગસ્તઋષિનો વાયદો કેહેવાયછે, તેના કરતાં પણ તમે અધિક છો. કેમકે તેણે તો એકજ વાયદો વિંધ્યાચળપર્વતને કિધેલો, ને તમે તો હમને પ્રત્યેકને જુદા જુદા વાયદા નિરંતર ચાલુના ચાલુજ રાખ્યા જાઓછો—અને તેમાં વળી પાછા અગસ્તના એક વાયદા જેવા તમારા તો અનેક! ૩.—જે ચાખ્યાથી ચટકો લાગીને માથાંના બાલ ઉભા થઈ જાય એવું જે કેવળ મરચાંનુંજ પાણી તેનું નામ જેમ દક્ષણી લોકોમાં પંચાંમૃત કેહેવાયછે, તેમ અક્રુર નામના શખસે કૃષ્ણને મથુરાં તેડી લંઇ જઈને તેનો અને ગોપિકાઓનો વિયોગ કરાવ્યો તેણે કરીને ગોપિકાઓની નજરમાં એ માત્ર નામનોજ અક્રુર જણાઈને તે ઘણો ક્રૂર ભાસ્યો હતો. ૪.—કંસરાય પાસે.

આવી રૂડી અષ્ટમી, ગ્રહ[1] છે કીયે ઠામ ?-હવાં તો, ગોકુળ આ૦-૫.
વિરહ તપે તનડાં વિષે, ટળવળિયે નિશદંન ;
મીન જિવૂં કયમ જળ વિનાં; પ્રભુ છો પ્રાણજિવંન.-હવાં તો, ગોકુ૦-૬.
વ્હાલાજી કયમ વીસર્યા, વ્રજવનિતાનો સ્નેહ;
પ્રેમે પરવશ છૂં હમ્મો, છબિલા ન દિજે છેહ.-હવાં તો, ગોકુળ૦-૭.
સૂનો જમના-ઘાટ સહુ, વ્હીલી વ્રજની નાર ;
વિજય તરસિયે નિરખવા, નટવર નંદકુમાર.—હવાં તો, ગોકુળ૦-૮.

---

( ગરબી. )

વિશવાસ કઇ પેરે આણિયે;ઓધવ કહો,વિશવાસ કઇ પેરે આણિયે?-ટેક.
મોહને મથુરાં જઇ હમને વિસાર્યાં;પાળ્યું નવ વચન પ્રમાણિયે.-ઓધવ૦-૧.
સાંભળ્યૂં હમે છે જે સાંમળો કર્યો વશ;કાળિ કુબજા પટરાણિયે.-ઓધવ૦-૨.
લાખ સમ ખાય પણ સાખ હવે ખોટી; વાત સર્વે જૂઠિ એની જાણિયે.-૩.
નટવરમાં એ નવો ગુણ આવ્યો;કુબજાની ગોળી કેરાં પાણિયે!-ઓધવ૦-૪.
હવે શી રહી એને ગરજ હમારી;છો પીલાતાં વિરહની ઘાણિયે.-ઓધવ૦-૫.
વ્રજમાં જયારે એનો વાંક કોઇ કહાડતું;ઊકરાટું પરતું એનું તાણિયે.-ઓ૦-૬.
એક અવગુણે ગુણ્ સઘળા ડુબાવ્યા;કહો હવાં શી રિતે વખાણિયે?-ઓ૦-૭
કહેજો વ્હાલો વિજય પધારે પ્રભુ પોતે;સધેસો ન કહાવે હવે વાણિયે!-ઓ૦-૮.

---

( ગરબી. )

મળિયો અલબેલો; આજે સખી, મળિયો અલબેલો ;
જમના-તટપર ઊભેલો; આજે સખી, મળિયો અલબેલો.—ટેક.
એકલડી દેખી મુને એણે ; પ્રશ્ન કર્યો પેલો.-આજે સખિ, મળિયો૦-૧.
ઉત્તર શો દઉં સૂઝ્યો ન મુજને; સખિ તેં ન શિખવેલો.-આજે સખિ૦-૨.
અણબોલી મુને દેખી બન્યો એ તો; કાલો ને ઘેલો.-આજે સખિ૦-૩.
આલિંગન દઈ લીધો અધર-રસ; રહ્યો ન રોકેલો.-આજે સખિ૦-૪.
મેં કહ્યું છબિલા, છળ નવ કીજે; દેખશે કોઇ મ્હેલો.-આજે સખિ૦-૫.

---

૧.-ગોકુળ ગામની ગ્રહદશા આવતી ગોકુળઅષ્ટમીને દિવસે કેવી છે ?-પ્રભુ પધારીને ઓચ્છવ કરાવે એવી, કે વળી કંઇ ઓધવજી આવી બ્રહ્મજ્ઞાનનો સવારો કરી પરાણે બોધ આપવાનું કરીને ચિડવે તેવી ?!

એવું સુણી એણે મ્હારા બોલનો; અર્થ કર્યો રહેલો.—આજે સખિ૦—૬.
રસિયે કરિએ રાખી ન બાકી;રસ લીધો ધારેલો.—આજે સખી, મ૦—૭.
વિજય કહ્યૂં મેં મ્હારી સાથે વ્હાલા;હવે તો નિત ખેલો.—આજે સખિ૦—૮.

---

(દાદરો—રાગ ખમાચી.)

છેલા અલબેલડા, માયા તેં લગાડી રે;
માયા તેં લગાડી રે, માયા તેં લગાડી રે.—છેલા૦—ટેક.
શિર શોભે પાઘ ટેડી, મુછ તુજ વાંકડી;
ફાંકડી સુરત મુને ભાવી રે.—છેલા અલબેલડા માયા તેં૦—૧.
મંદ[1] મીઠું હસી ક્હાના, ચિત મુજ ચોર્યું;
નેહ[2] ભિંજી નજર કરી આડી રે.—છેલા અલબેલડા૦—૨.
સુધ બુધ ભુલી હું તો, થઈછું દિવાની;
પણ નથિ પ્રિત-રીતમાં કંઈ ગાંડી રે.—છેલા અલબેલડા૦—૩.
નેહ ઉભરાયો મુજ, થિર હવે ના રહે;
મા તલપાવ પ્હેલે[3] લલચાવી રે.—છેલા અલબેલડા મા૦—૪.
આવ આવ કને હવે, વ્હેલો તુંને ચાંપૂં;
દાખું એક અનુપમ પ્રેમ-વાડી[4] રે.—છેલા અલબેલડા૦—૫.
બહાલા વિજય છે મ્હારૂં-બ્હાલ એટલું જે તુંને;
નિરખ્યાં[5] કરૂં પ્રેમે રાત દાહાડી[6] રે.—છેલા અલબેલડા૦—૬.

---

૧.—કુમળું—ગાલમાં—મધુરૂં લાગે તેવું હાસ્યવદન કરીને.

૨.—પ્રેમરસમાં પલળેલી અને નજર બીજી તરફ પણ લક્ષ મ્હારા તરફ હોય એમ સુચવે એવી વાંકી દૃષ્ટિએ કરીને. ૩.—પ્રેમરસ પાવાની એક વાર આશા દઈને હવે મ્હને આતુર રાખી મુકી મા તરસાવ.

૪.—મ્હારાં ભિતરમાં અતુલ્ય પ્રેમની રચનાથી ભરેલો એવો જે એક લ્હેરી બાગ ત્હારે માટે ખીલી રહેલોછે તે હું ત્હને દેખાડીશ.!

૫-૬.—બીજું સઘળુંજ છોડી દઈને એક માત્ર ત્હારૂં મધુરૂં મુખડું રાત દાહાડો પ્રેમ ભરી આંખે નિહાળ્યાં કરૂં, અને એ ત્હારાં મધુરાં રસિલાં રૂપમાં જે અમૃતરસ રહેલોછે તે પીવાથી પછી મ્હને ભુખ, તરસ, કશું નહીં રહે—કેમકે પ્રેમી જનનું પ્રેમ એજ ભોજન છે—એ કરતાં બીજી કેવી રીતે હું ત્હને મ્હારો પ્રેમ બ્હાર બતાવી શકું ?!

( કવિત્ત. )

છેલ ક્હાના લાગી મુને ત્હારી એક લેહ[1],
છબિ રહિ છાંઈ નિશ દિન એક મ્હારા મંનમાં ;
હ્હેકાઈ હ્હેકાઈને વિચાર આવે તેજ,
કીધી ચેન જે મ્હેલમાં અને વળિ વૃંદાવંનમાં ;
મન હોકે[2] ઉત્તર દિશા તે માની તેજ[3],
લીધો ટેક[4] પ્રેમે ચોદિશે ન ભમું આ ભુવંનમાં ;
નથિ ભુલિ ઉત્તર દિશા, ને કેમ ઉત્તર[5] ન,
શું વ્હાલાજી વાંસલડી[6] ભુલ્યા હશો વંનમાં ? !–૧.

---

( ઠુમરી. )

ગુમાની છેલાં હો, ક્યોં ન સુધ લે ?–ક્યોં ન સુધ૦–ગુમાની૦–ટેક.
છિન ભર ચ્હેન નહીં મોહે જિયરાં; ના જાનું કછુ ખટકે.[7]–ગુમાની૦–૧.
સચ કહતી પ્યારે તુજબિન હું મેં; દીવાની, કછુન સુઝે.–ગુમાની છે૦–૨.
જાનું ન એસી ક્યા ચૂક પરી મોસેં; આકે વફાઈ દેખ લે.–ગુમાની૦–૩.
દર્દી હોકે પ્યારે એસા કેસા તૂં; દર્દીકા દર્દ ના બુઝે ?–ગુમાની છેલા૦–૪.

---

૧.–તાળી–લગન. ૨–૩–૪.–મ્હારાં મન રૂપી હોકાયંત્રે એકલાં એ વૃંદાવનનેજ ઉત્તર દિશા માનેલીછે–અને તેણે પોતાના પ્રેમે કરીને એવી પ્રતિજ્ઞા લીધેલીછે કે–આ જગતની ચારે દિશાએ ન ફરતાં એ વૃંદાવનની એકલી ઉત્તર દિશા તરફજ નિરંતર સ્થિર થઈને રેહેવું !

૫–૬.–હું તો એ પ્રમાણે ઉત્તર દિશા કહેતાં વૃંદાવનને કદી પણ વિસરેલી નથી, અને ત્હમે મ્હારી દાદ લઈને મ્હને ઉત્તર–જવાબ શેં નથી આલતા? અહો પ્રાણપ્રિય રસિયાજી, મ્હને એવો સંશય ઉપજેછે કે ત્હમારે જવાબ આપવાનું સાધન જે ત્હમારી વાંસળી તે ત્હમે કંઈ વનમાં તો નહીં વિસરી આવ્યો હોઓ ? ! અથવા, એનો બીજો અર્થ એવો કે–વૃંદાવનમાં એક વખતે ત્હમે જ્યારે વાંસળી વગાડેલી ત્યારે હું તે શ્રવણ કરીને મોહિત થઈ ગઈ હતી, અને પછી આપણ બંને જણાં પ્રેમના પાશમાં બંધાઈ જઈને આપણે અરસ પરસ પ્રેમની પ્રતિજ્ઞા લીધી હતી–તે વાત હવે ત્હમે વિસરી તો નહીં ગયા હોઓ ? !

૭.–મ્હને રહી રહીને કંઈ ખટક ખટક એવો રાત્ર દિવસ ખટકો થયાં કરેછે–સમજાતું નથી કે એ ખટકો શેનો હશે–શરીરના રોગનો હશે કે મનના રોગનો?–માત્ર એટલુંજ જણાયછે કે કંઈ ખટકો થયાં કરેછે!–અરે ભલા સાથી, ત્હારી નિધા એવી વાતમાં ઠીક પોહોંચેછે–આવીને જરા કંઈ તપાસ તો લે!

લપટ રહ્યા આગે રેન દીન સાથ; અબ ક્યોં કપટ છેહ દે?–ગુમાની૦–૫.
ઐસા ગુમાન ન કીજેં હો પ્યારે; બિજય સમજ દિલમેં.[1]–ગુમાની૦–૬.

( ઠુમરી. )

સખિ છેલાકી છતિયાં;[2] અબ મૈં જાનગઇ[3] હો.–સખિ છેલાકી૦–ટેક.
મોહના મધુપુર મન લે ગયો હૈ; લિખિ ન કછૂ પતિયાં;
ભઇ ક્યા વાકી ગતિયાં; સખિ છેલાકી છતિયાં.–અબ૦–સખિ૦–૧.[4]
તન યહ દર્દમેં ગર્દ ક્યા કહેવે; બિજય બાલમ બતિયાં;
રહેવે બિર્હ કરબતિયાં; સખિ છેલાકી છતિયાં.–અબ૦–સખિ૦–૨.[5]

(સોહીણી.)*

આલી, કબ આવેંગે દિલજાની; અજહુ ન આયે રજનિ રહિ થોરી;
મૈં વ્યાકુલ ભઇ દીવાની.–આલી, કબ આવેંગે દિલજાની?–આલી૦–ટેક.
દિલકિ અગન યહ પવન બઢાવત; લગત મોહે શીકી ચાંની.–આલી૦–૧.

૧.–હું બીજું ત્હને કંઈ નથી કેહેતી–એટલુંજ કહુંછું કે તું ત્હારા દિલમાં એટલોજ ક્યાસ કરી જો કે એમ કરવું એ ત્હને ઘટેછે ?!

૨.–હૈયાંનો આમળો–કાળજાનું કપટ. ૩.–હવે મ્હારા સમજવામાં આવી ગયુંછે.

૪.–અરે સખી, એ મોહનવર મ્હારૂં મન મ્હારી પાસેથી જોરાવરી–ઉછીનું લઇને તે પોતાની સાથે મધુપુર–મથુરાં નગરીમાં લઇ ગયલોછે; હવે તે રાખવું ઠર્યું, કે મ્હને તે પાછું આપવાનો એનો વિચાર છે, કે શી રીતે–તે બાબત એણે કકડો કાગળ પણ લખીને મ્હને કશું જણાવ્યું નથી–એવો એ કઠિણ છાતીનો કપટી કહાન છે–બ્હેન ત્હને શી વાત કહું?

૫.–હવે આ મ્હારૂં શરીર એવી રીતે વિરહ–વિયોગ રૂપી કરવતથી વ્હેરાઇને અહિંયાં રહ્યું વિરહ–વેદનાની વ્યાકુળતા સહન કર્યા કરેછે, અને દર્દમાં તે એવું ગરકાવ–ડુબેલું–ગિરફતાર બની ગયલુંછે, કે તે ત્હને એ કપટી કહાનની શી વાત કહે? (હવે એ મોહનવર મ્હારાં મનને પોતાની સાથે લઇ ગયલોછે, એટલે એ મન તેને વશ થઇ જઇને પછી તેની શિખવણી પ્રમાણે જેમ તે કેહેશે તેમ ચાલશે–અને આ મ્હારાં શરીર ઉપર એ મનની સત્તા છે, તેથી કરીને એ મ્હારૂં મન પોતે ત્યાં રહીને કરારે આ મ્હારાં શરીરને અહીંથી તેડાવી લેશે, તો પછી તે ઠેકાણે મ્હારૂં તે વેળા શું ચાલી શકનાર છે?–આ એવી રીતનેજ મુદ્દા ભર્યો એ મોહનવરનાં હૈયાંનો આમળો–અને કાળજાનું કપટ છે–હવે બ્હેન તું સમજી કેની ! !)

* એ સોહીણી, શ્રીભાવનગરના ઠાકોર સાહેબને સારૂ, ખાસ ફરમાસ ઉપરથી, બનાવવામાં આવેલી હતી.

સોહિનિકે સુર મોહિનિ ભરપુર; ઉત્તર રાગિનિકી રાની.—આલી, કબ૦—૨.
મૈં બિરહિનિ બ્હાવરિ ભઈ ઐસી; સોહિનિ જોગિનિ સમ જાની !–આ૦-૩.
સબ પ્રતિકુલ યહ અનુકુલ હોવે; પિય[1] આવે પિર[2] પીછાની.—આલી૦—૪.
ઢુંઢ[3]લા દૈયાં[4] પરૂં તોરે પૈયાં;[5] બિજયકિ હૈ નીકી[6] બાની.[7]—આલી,ક૦—૫.

( ભૈરવી.* )

આલીરી મિલા દે રસિયા રાજ; મૈં તો બિનતિ કરત તોકું આજ.-આ૦-ટેક.
રસિક બાત સપનેમેં સુનાઇ; બૈરન ભઈ મોકું લાજ.[8]—આલીરી મિ૦—૧.
અબ મોહે બિરહ સતાવત સજની; સુજત નહીં કછુ કાજ.—આલીરી૦—૨.
છિન ભર અબ મોહે ચૈન પરત નહિં; ક્યોં ન ધરત મેરી દાઝ?-આ૦-૩.
બિન કિસમત ઐસા ઉમદા મૈં;—કહાંસે પાઉં પુખરાજ?—આલીરી મિ૦—૪.
રૂપ અનુપ સુધાકે સાગર; નયન મેરિ દો ઝાઝ[9]!—આલીરી મિલા દે૦—૫.
તન મન સબ કુરબાન કિયા રંગ,—જોબન ઉનકે કાજ !—આલીરી મિ૦—૬.
મિલે બિના અબ મન બેરાના; ખાખ લગત સબ સાજ.-આલીરી મિ૦-૭.
બિજય કબી જિનકે ગુન ગાવત; દેખત સકલ સમાજ.—આલીરી મિ૦—૮.

## ખરાં દર્દી દિલનું ચિત્ર.

( રાગ—જોગી આસાવરી. )

પ્રિતમ બિન કૈસેં લગે જગ નીકો[10] ?
વો તો લગત મોહે સબ ફીકો.—પ્રિતમ બિન કૈસેં લગે જગ૦—ટેક.

---

૧.—પિયુ—પ્રિતમ ૨.—પિડા—દુઃખ. ૩—૪.—અરે સખી તું શોધી લાવ. ૫.—પગે. ૬—૭.—સારી —સુંદર—મૃદુ વાણી ( ભાવાર્થઃ—મ્હારા પ્રિતમની વાણી કઠોર નથી—કોમળ છે—માટે તું તેની પાસે જતાં બ્હી મા ! )

*એ ભૈરવી,વઢવાણના ઠાકોર સાહેબને સારૂ બનાવવામાં આવેલી હતી.

૮.—પ્રેમરસ પ્યાલો એમણે તો મ્હને આપવા માંડયો, પણ લજ્જાએ કરીને મ્હારાથી તેનું પાન થઇ શકયું નહીં !

૯.—જેમ સમુદ્રને વિષે વ્હાણ ખેલતાં હોય તે પ્રમાણે મ્હારી બે આંખ એ રસિયાજીનું મધુરૂં રૂપ નિરખીને તે ઉપર તરતી—ગેલ કરતી—રમતી ફરતી રહેલીછે !

૧૦.—રસ—મઝા—લ્હેજતદાર—ઠીક.

જૈસેં તરવર[1] ઋત પાનખિરકે, વૈસા લગત સબ સૂના[2] ;
મન બૈરાગી, ઉદાસી લગે સબ,–ભાસ ભિતરકી છબીકા[3] !–પ્રિતમ૦–૧.
શુક ચૈતન બિન જ્યૌં તન–પિંજરા, બિન પ્રીતમ જગ વૈસા ;
મિલે બિજય મેહેબૂબહિં મેરે,–અભિલાખ યેહી મેરે જીકા !–પ્રિત૦–૨.[4]

---

(ગઝલ.)

દેખનેકું પ્યારે દિદાર[5] તેરા; કયા કહું મૈં ઈન્તિઝાર[6] યાર.–દેખનેકું૦–ટેક.
લગા દિલ જબસેં મ્હોબત કટોરે, પીનેમેં ગિરફ્તાર હૂં;
જુદાઈકી મારી ગિરફ્તારીમેં, દિન રૈન રોતીહું ઝારઝાર[7].–દેખને૦–૧.
લગી પ્યાસ જલ–આશનાઈકી મુઝે, યહ જાલમ આતશ–કટાર હૈ ;
નિઘા કર પ્યારે કુછ બિમારીમેં, બિજય મૈં હૂં બિમાર યાર.–દેખ૦–૨.[8]

---

૧.–વૃક્ષ–ઝાડ. ૨.–સુનું સુનું.

૩.–મ્હારૂં મન આ સંસાર ઉપરથી હવે ઉઠી ગયુંછે–અને મ્હારી વૃત્તિ ત્યાગી થઈ ગઈછે–તેણે કરીને સર્વ કંઇ મ્હને ઉદાસી ભરેલું લાગેછે–અને આ તમામ જગતનો જે દેખાવ તે જાણે મ્હારાં દિલની અંદરના દેખાવનું પ્રતિબિંબ હોય–ઈયાને, આ જગતના દેખાવ રૂપી દર્પણમાં મ્હારાં દિલની ઉદાસી પોતાનોજ ચ્હેરો જોઈ રહી હોય–એવું આ તમામ જગત મ્હને મ્હારા પ્રિતમ વગર ઉદાસી ભરેલું અને ફિક્કું ભાસેછે !

૪.–ચૈતન્ય રૂપી પોપટ વગરનું શરીર રૂપી પાંજરૂં જેમ સુનું–અડવું–નકામું ભાસે–તેમજ મ્હારા પ્રીતમ વગર આ સંસાર મ્હને તેવોજ સૂનો–અડવો–નકામો ભાસેછે; અરે કોઈ પણ પ્રકારે મ્હારો સ્વામિ–ધણી–બેલી–સાહેબ–સાંઇ મ્હને મળે–એટલો એજ એક મ્હારા મનને વિષે નિરંતર અભિલાષ છે–એટલી એજ એકલી મ્હારાં મનની મુરાદ છે! ( એ પદ એવી રીતે વિપ્રયોગ શૃંગારને વિષે, તેમ પાછું વૈરાગ્ય અને ભક્તિને વિષે પણ તેમજ લાગુ પડે એવું છે. )

૫.–મુખડું–સુરત. ૬.–આતુર–આરજુમંદ.

૭.–બળાપો–શોક–કલ્પાંત કરીને–નાઉમેદ થઈ જઈને નિશ્વાસ મુકતી.

૮.–મ્હને ત્હારી મ્હોબત રૂપી જળ પીવાની તરસ લાગેલીછે–અને આ વિરહાગ્નિથી મ્હારો કંઠ સુકાઈ જાયછે; ઈયાને, એ વિરહ જેમ અગ્નિ જેવો છે–તેમજ વળી તે કટાર જેવો છે, તેનાં જખમ ભિતરમાં દિલને એવાં બેમાલુમ રીતે વાગેછે, કે તે અસહ્ય–સહન થઈ નશકે તેવાં છે–અરે બ્હારથી કોઇને કશું માલમ ન પડી શકે તેવી રીતે હું દિલમાં આજારી–હેરાન છું–જરા કંઇ રેહેમ લાવીને, મ્હારી તબિયત ઉપર નજર કરીને, અરે ભલા દિલદાર, તું મ્હારી એક વાર તપાસ તો લે !

# એક સાચી અને પ્રતિવ્રતા સ્રીનાં પોતાના સ્વામિ પ્રત્યે વચન.

## ( પ્રભાતિયું. )

કાં વ્હાલા કંથજી રોષે ભરાણા તમે, શેં નથિ વદતા હસીને રે;
એવડો શો મુજ વાંક દીઠો જે વાલમ, સૂતા જઈ આઘા ખસીને રે ?–
કાં વ્હાલા કંથજી૦–ટેક.

નથિ કંઈ કીધું ઈચ્છા ઉપરાંન્ત કે, નથિ કો સામું નિરખ્યૂં રે;
નથિ લોપ્યું[1] કો વચન કે નથી,–વદિ[2] દુઃખ લાગવા સરખૂં રે.–કાં૦–૧.
એમ કરતાં જો હોઉં ચુકી હમે,–અબળા અજ્ઞાન કહેવૈયે રે;
આ વ્હાલા તેવું હોય તો સમજાવી કહિયે પણ,આમ તો રોષે ના ભરૈયે રે.–૨.
નાથ મ્હારા અરે આમ તે શું કરો. મિષ નિદ્રાનું કાં બતાવો રે ?
ચતુર રસિક થઈ આતુરને આજ, કેમ પિયુજી તલપાવો રે ?–કાં૦–૩.
રૂડે ટાણે[3] આ આજ રસિયાજી તમને, ક્યાંલગિ રહેશે રોષ આવો રે ?
થાવા આવી પૂરી પાછલિ રેણી પ્રિતમ,હાવાં તો દાસી રહોડે આવો રે.–૪.
બળતરા દેખી મ્હારી આણિ દયા ધિમો, શીતળ વાયુ વાએછે રે;
પણ તેથી તો ભુંડો મનની આ અગનમાં,વૃદ્ધી ઉલટિ થાએછે રે.–કાં૦–૫.
કેવું કુમુદ ફુલ આ પેલા બાગમાંનું, નાચેછે ચંદ્રને જોઈ રે ?
રોષ–રાહૂએ મ્હારો ચંદ્ર ઘેર્યોછે તેથી, કર્મહિણિ હું રહું રોઈ રે.–કાં૦–૬[4].
મ્હારે તો મન છે અંધારૂં પણ પેલાં, કુમુદને ચંદ્રિકા ખીલોછે રે;
હૂં રાંકપર દેખી રોષ તમારો આવો, તે પણ ફીકિ[5] પડીછે રે.–કાં૦–૭.

---

૧.–તોડ્યું. ૨.–બોલી. ૩.–આજે દિવાળીની વિજયાદશમીને રૂડે ટાણાને દિવશે.

૪.–કુમુદનાં ફુલને ચંદ્ર સાથે પ્રીતિ છે, એટલે ચંદ્ર પ્રકાશથી તે ખીલી રહેછે–એવું એ જે કુમુદફુલ તે આ હવામાં ડોલેછે, તે એવી રીતે ચંદ્રને જોઈને પોતાના હર્ષમાં જાણે નાચી રહેલું હોય–એમ લાગેછે; અરે પણ હું કેવી કમનસીબ છઉં. કે મ્હારા સ્વામિના મુખ રૂપી ચંદ્રને આજે રોષ રૂપી રાહુએ આ પ્રમાણે નકામું–અનાયાસે ગ્રહણ કરીને ઝાંખો પાડ્યોછે–તેથી કરીને, પેલાં કુમુદ ફુલને જ્યારે એ પ્રમાણે પોતાના ચંદ્રને જોઈને હર્ષમાં નાચી રેહેવાનો વખત છે, ત્યારે મ્હારે આવી રીતે આ ઉદાસીમાં નિરાશ થઈ રેહેવાનો વખત આવ્યોછે !

૫.–પાછલી રાતની ચંદની જે ફીકી હોયછે, તે જોઈને એ રસિક અને

સાગરમાં તો કંઈ થાય તરંગો પણ, નભ દીસે પૂરૂં ગંભિરતાએ રે ;
તારા શા ઝંખવાય ઝબુકે ઝંખવાય,જયમ શુકચક્ષુકિકિ થાએ રે.—કાં૦—૮[1].
સ્વામીજી આ સમે છે સૃષ્ટિમાં સર્વ વસ્તૂ, નિરાંતની ચુપકીમાં રે ;
આ સમય તો વ્હાલા સર્વને સુખકારી, હું એકલી આ શેં દુખીમાં રે?—૯.
રે દિવડા તૂં ઝાંખો પડયોછે, કયમકે રહ્યોછે મેસ તુજમાં રે ;
પણ મ્હારે શેં આ આવ્યો સમય એવો,નથિ કલંક કશું મુજમાં રે.-કાં૦-૧૦[2].
સાચી છું સાચી મ્હારો દોષ શો દાઢો એવો,સ્વામીજી સાચું કહી દાની રે ;
તમ વિનાં મ્હારે આસરો કોનો વ્હાલા, એક વાર હસીને બોલોની રે.—૧૧.
સાચી પ્રિયાનાં એવાં નમ્ર રસીલાં સાચાં, પ્રેમ-વચંન સુણીને રે ;
'આવ આવ કને મીઠી'વધ્યો ધીમે એમ, કંથ રસિક તે હસીને રે.—કાં૦—૧૨.

---

સુકુમાર તરૂણી સ્ત્રી પોતાના સ્વામિને કહેછે કે—અરે હું જે આવી તમારી રંક દાસી સરખી છું, તેના ઉપર આજે તમે વિનાં અપરાધે આવા ગુસ્સે થયાછો—એમ જોઇને કોઇપણ સ્ત્રીને આ વખતે મ્હારી દયા ઉપજી આવ્યા વિનાં ન રહે—કારણ કે અબળા જાતિનાં હૈયાં કોમળ રહેછે ; અને આ ચંદની જોકે નિર્જિવ પદાર્થ—ચૈતન્ય વિનાંની વસ્તુ છે—તોપણ તે નારીજાતિ છે, તેથી કરીને તે પણ મ્હને આ પ્રમાણે વગર તકસીરે શિક્ષા થતી જોઇને ઓશિયાળી—ફીકી—ઝાંખી પડી ગયલીછે !—અથવા, એનો બીજો અર્થ એવો કે—એ ચંદની આ વખતે મ્હને સુખ આપવાને પોતે અશક્ત છે—એમ જોઇને તેને શરમિંદગી પોહોંચવાથી તે આ વખતે એવી રીતે ફીકી પડી ગયલીછે !

૧.—સાગર ગંભીર કહેવાયછે, પરંતુ તેને વિષે તો તેનાં પાણીનાં મોજાં થવાથી પણ કદાચ તેનાં ભારેખમપણાંમાં તથા ઠાવકાપણાંમાં કંઈ સ્હેજ કસર જણાતી હોય એમ કહેવાય, પરંતુ આ નભ કહેતાં આકાશ તો આ વેળા સંપૂર્ણ રીતે ગંભીર દેખાયછે; અને આ તારાઓ કેવા ચમકતા અને ઝાંખા પડતા—એમ વારંવાર ચમકવાની તથા ઝાંખા પડવાની ક્રિયા કરી રહેલા—જાણે શુક કહેતાં પોપટની આંખમાંની કીકીઓ વારંવાર ઉઘડતી અને મિંચાતી થયાં કરતી હોય, તેવી રીતે થતા—અથવા, બીજો અર્થ એવો કે—જેમ કંઈ નેનના તારાઓ આંખમિચાંમણાં કરતા હોય તેવા—અથવા, ત્રીજો અર્થ એવો કે—આકાશ રૂપી મહાસાગરના તારાઓ—તરનારાઓ વારંવાર ડુબકી મારીને પાછા ઉપર આવી નજરે પડતા હોય તેવા—ભાસેછે ? !

૨.—પાછલી રાતે દીવો જે ઝાંખો પડેલો, તે દીવાને જોઇને એ બિચારી જુવતી તેને પુછેછે કે—"અરે ભાઈ દિવડા, તું જે આ ઝાંખો પ-

તુર્ત એવામાં તો થયું પ્રભાત ને, રંગ સૃષ્ટિનો બદલાયો રે ;
તેમ[1] વિજય અહિં રંગમાં માચ્યો રંગ[2],પ્રેમ પરસ્પરે પિવાયો રે!–કાં૦–૧૩.

(પદ—રાગ જોગી.)

વ્હાલા આમ તે શું ગયેલ છો ડી? પ્રીત લાંબી પલકમાં કાં તોડી?–વ્હાલ૦–૧.
નથિ વાંક વ્હાલા મેં કો કીધો; નથિ છેહ પ્યારા કો દી દીધો.–વ્હા૦–૨.
રહિ નિત્ય તુંથી હું તો રાચી[3]; રિત પ્રીતડિની રાખી સાચી.–વ્હાલા૦–૩.
પ્રેમ–પંથે વરૂઈ વળાવો; રાખે ભિલ એવરૂઈ ન ફાવ્યો.–વ્હાલા આ૦–૪[4].
જાણિ દુખ મુજ દુખિ રખે થાં તું; જાણિ એમ ન કહું તે કદા હું.–વ્હા૦–૫[5].

ક્યોછે, તેનું કારણ તો કદાચ એમ ગણી શકાય કે–ત્હારાં ભિતરમાં મેસ કહેતાં જે કાળો કાજળ રહેલોછે, તે જાણે ત્હારામાં એક જાતનું કલંક રહેલુંછે, ને તેથી કરીને તું આમ જાંખો પડ્યોછે; પરંતુ હું તો કેવળ નિર્મળ–શુદ્ધ બુદ્ધિની–સુધી રેહેણીની અને નિષ્કલંક છું–એમ છતાં ત્હારી પેઠે આજે હવે મ્હારે પણ આ નિરાશ થઈને ઝાંખાં પડવાનો વખત આવ્યોછે–એનું કારણ શું હશે–તે તું કંઈ જાણેછે, કે મ્હને બતાવી શકેછે?–કારણ કે તું અંધારાંમાં પ્રકાશ કરીને સર્વ વસ્તુ બતાવી આપનાર છે, તો એ વાતને પણ તું પ્રકાશિત કરીને મ્હને બતાવી આપ! ૧૦–પરંતુ દીવાએ તેને કશો જવાબ ન આપ્યો, ત્યારે પછી તે બિચારીને પાછું ભાન આવ્યું કે એ પ્રમાણે નિર્જિવ પદાર્થ દીવાની આગળ કીધેલી ફરિયાદ કશા કામની નથી; અને એમ સમજીને તે પછી પોતાના સ્વામિ પ્રત્યે કડી ૧૧મીની વાત બોલી.

૧–૨.–તેમજ,વળી આપણી નાયિકાનાં ઉપર કહેલાં જે ચિત્તવેધક અને રસ ભર્યાં વચનો, તે સમળાં સાંભળ્યાથી કરીને આપણા નાયકની રીસ હવે છેક ઉતરી જઈને, તેના બદલામા તેના પ્રેમના ઉમળકાનો જોશ હવે એ ઠેકાણે–એ વખતે એટલો તો વધી જઈને ઉભરાવા લાગ્યો હતો, કે એ પ્રભાતના રંગમાં તેઓના પ્રેમનો રંગ પણ અચ્છો–ઘેરો જામી રહેલો!–(કેમકે, સામાન્ય રીતે વૈદકશાસ્ત્રનો પ્રભાતને સમયે એ વિષે પ્રતિબંધ છે, તેમ છતાં વિશેષ કારણને એવે પ્રસંગે એ પ્રતિબંધમાં અપવાદ સમજીને તેઓ એવે વખતે તે પાળી શકેલાં નહીં!)

૩.–ખુશી–પસંન. ૪.–પ્રેમને રસ્તે એકવચનીપણાં રૂપી ભોમિયો સાથે રાખ્યો હતો, તેથી કરીને બેઈમાનપણાં રૂપી વાટમારૂ–લુંટારાનું કશું જોર ફાવી શક્યું નહીં.

૫.–વખતે મ્હારૂં જે કંઈ ખાનગી દુખ હોય તે,હું ત્હને નોહોતી જણાવતી, કેમકે મ્હારૂં દુખ ત્હારા જાણ્યામાં આવે તો તું વળી મ્હારે માટે દુખી થાય–એટલા માટે તે હું ત્હને કદી પણ જણાવતી નોહોતી.

પ્યાર ત્હારો હુંપરથિ ખસ્યો જે; છેનું પરના મ્હારામાં વસ્યો તે.-વ્હા૦-૬[1].
શું ઘટે તુને મુકિ આમ જાવૂં? ન્હોતું સ્વપ્નેં ધાર્યૂ મેં તો આવું.-વ્હા૦-૭.
કહે ક્યમ વ્હાલા આવડું સાંખ્યૂં? જતો જિંવ હવે કઇ પેરે રાખ્યૂં?-વ્હા૦-૮.
મ્હારી આશ સમુળિ છે સંતાઈ; રહ્યો આધાર ના હવે કાંઈ.-વ્હાલા૦-૯.
અરે કહાં જાઉં ને શું કરૂં હૂં? જોઈ કોને હવે તો ઠરૂં હૂં?-વ્હાલા૦-૧૦.
વ્હાલા વિજય હવે વળ વ્હેલો; પ્યારી ત્હારીનો નહિંતો આ છેલ્લો.-૧૧.

---

( ગરૂબી. )

ઓ મધુકર[2] રે, ડંખ દઇ ક્યાં ઊડયો રે ટટળાવી!
કહે ક્યમ વ્હાલા,નાજુકડી હૂં શકું ધા કારિ[3] સમાવી?-ઓ મધુકર૦-ટેક.
જાતાં[4] વેળા ના કંઇ ચેતાવી; વ્હાલા દયા મ્હારી તુને ના આવી?
છેક જાણી ન મેં તુજ પ્રિતિ આવી.-ઓ મધુકર રે, ડંખ દઇ ક્યાં૦-૧.
બુંડિ હૂં શિદ ગઇ જળ ભરવાને; મળિ મારગડે ન દાન દીધું સાને;
એ જખમ ન કહ્યું જાય બીજાંને.-ઓ મધુકર રે, ડંખ દઇ ક્યાં૦-૨.[5]
શું દીઠી તેં તેવી મુને? કે કુદરતે ભરમાવ્યો તૂને?
ગઈ ઠંડક, થઈ હૂં વશ લૂને.-ઓ મધુકર રે, ડંખ દઇ ક્યાં ઊડયો૦-૩.[6]
મુજ ચિતડૂં તૂં પૂઠે ભમતૂં; તુજ સ્હોડ વિનાં સહુ અણગમતૂં;
મુખ દયામણૂં નૂરે નમતૂં.-ઓ મધુકર રે, ડંખ દઇ ક્યાં ઊડયો રે૦-૪.

---

૧.-ત્હારો પ્રેમ જે મ્હારા ઉપરથી ખસેલોછે તે, ત્હારા ઉપરના મ્હારા પ્રેમમાં ભળી જઇને ઉમેરાયલોછે-અર્થાત્ ત્હારો પ્રેમ ઘટ્યોછે, તોપણ મ્હારો પ્રેમ તો ઉલટો તેથી બમણો વધેલોછે.

૨.-ભ્રમર. ૩.-મ્હારૂં કુમળું દિલ આ વિયોગનાં બાણનું જે ઊંડું જખમ તે કેમ કરીને સહન કરી શકે? ૪.-પ્રદેશ જતી વખતે.

૫.-હું તે વેળા જળ ભરવા શાને ગઇ-એમ હવે મ્હને પસ્તાવો થાયછે. અરે, રસ્તે મળીને હું જે ત્હારા પ્રેમની ભુખી છું તેને તેં માત્ર ચિન્હથી પણ ત્હારી રેહેમ નજરનું દાન ન દીધું-અરે, એ દુખ કેવું અસહ્ય છે તે મ્હારૂં મનજ એકલું જાણેછે-મ્હારાથી તે બીજાં કોઇને કહી શકાતું નથી.

૬.-કોઇ બેવથની સ્ત્રી હોય તેના જેવી શું તેં મ્હને ગણી, કે કુદરતે કંઈ ત્હારૂં મન બીજી ગમ ભમાવ્યું, કે થયું શું?-ત્હારા પ્રેમથી જે મ્હારાં કળિજાંમાં થંડક રેહેતી હતી તેને બદલે હવે ત્હારી જુદાઈનાં દરદથી તે ઠેકાણે લૂ-ઉન્હી ઝાળ વરસી રહેલીછે.

તે બપોર કેવૂં મળેલૂં; તે તડકાની યાદે દિલ બળેલૂં;
તે દિવશાનું ચિતરું આ ચળેલૂં.—ઓ મધુકર રે, ડંખ દઈ ક્યાં૦—૫.
જુદિ જોઈ પુછે સખિ, પુછ્યું માંએ; પણ મુજથિ ન કોને કેહેવાએ;
નથિ સ્હેવાતાં જ્યારે દિલ ઉભરાએ.—ઓ મધુકર રે, ડંખ દઈ૦—૬.[1]
તું તો છે પ્રેમી કોમળ હૈયે; એમ છેક ન વીસારી દૈયે;
કહ્યું પોતાનૂં તેની પિડ લ્હેયેં.—ઓ મધુકર રે, ડંખ દઈ ક્યાં ઊ૦—૭.
પ્રિય તું તો ખૂબુ વ્હાલો લાગે; સુખ-સ્મૃતિ થાતાં જખૂંછૂં આગે;
હાય, વિરહ-તીર તો બહુ વાગે.—ઓ મધુકર રે, ડંખ દઈ ક્યાં૦—૮.
આ જોબનિયૂં જાએ લ્હેરે; રસ લે દે ક્યમ તું ચૂકે[2] રે?
જ્યાં ક્ષમા ન,-ત્યાં પ્રિતિ ન ટકે રે.—ઓ મધુકર રે, ડંખ દઈ૦—૯.
પ્રિતિ તે શું હું તો સમજતિ ન્હોતી; સમજાવિ[3] કરી રસ ખુબિ જોતી;
હવે ગયો વિજય ક્યાં મ્હેલી રોતી[4]?—ઓ મધુકર રે, ડંખ દઈ૦—૧૦.

---

૧.—એ પ્રમાણે મ્હારાં ચિત્તની વૃત્તિ ફટકેલ થઈ ગયલી જોઈને તેમ થવાનું કારણ શું છે-એમ મ્હારી સાહેલીઓ વિગેરે સહુ પુછેછે, તે વેળા મ્હારાથી કોઈની આંગળ મ્હારાં ભિતરનું દરદ કહી શકાતું નથી.—અરે પણ આ મ્હારૂં દિલ જે વેળા ઉભરાઈ જાયછે, તે વેળા તો મ્હારા દિલના ઉભરા દબાવી રાખતાં મ્હને બહુ દોહેલું પડેછ જો!

૨.—આ જોબનને વખતે તું પ્રેમરસ પી અને મ્હને પા—આ વખત તું જે ચુકી જાયછે તે પાછળથી ગમે એટલો પસ્તાવો કીધાથી પણ ફરીથી પાછો ત્હને મળનાર નથી. કદાચ ત્હારી નજરમાં મ્હારી કંઈ કસુર દેખાતી હોય તો તેને માટે હું ત્હારી ક્ષમા માગુંછું-તું મ્હને ક્ષમા કર—અરે, જ્યાં પરસ્પર ક્ષમા નથી થતી, ત્યાં તેવે ઠેકાણે કદી પણ પ્રીતિ લાંબી મુદત સુધી ટકી શકતી નથી.

૩-૪.—અરે ભલા પ્રિય સાથી, પ્રીતિ વસ્તુ શી છે તથા તેની રીતો શી છે તે વિષે રસિકજનોની જેવી સમજણ હોયછે તેવી મ્હને કશી એ બાબતની બરોબર સમજ ન્હોતી, પરંતુ ત્હારે સમાગમે એ પ્રીતિનો રસ, તથા તેમાં જે લ્હેજત રહેલીછે તે બધું મ્હારા સમજવામાં આવ્યું—એવી રીતે એ પ્રીતિનો સ્વાદ લગાડીને હવે આવી રીતે તું મ્હને રડતી મુકીને ક્યાં જતો રહ્યો?

(કવિત)

માયા[1] રૂપી માયા[2] પીવા ચાહ્યો તે માયાને[3] કાજે,
હવે કાં તું તજે[4] માયા માયા[5] રાખ મનમાં;
માયામાં[6] મઝા છે જેવી તેવી નહિં સ્વર્ગમાં તો,
જોની વ્હાલા વિચારી જે ક્યાંથી હોય ધનમાં ?
માયા[7] એજ મ્હોટી શક્તિ માયાએ ભુલાવ્યા ભલા,
માયાપાશે વિશ્વ બાંધ્યું રહ્યું છે બંધનમાં,
માટે પ્યારા જો તેં[8] ખરી લહ્યું છું હું નક્કિ,
મુને લાવીશ હઈશ છુપિ ગુફા[9] કે ગગનમાં[10] !—૧.

---

હજિ કેમ રાખે ન વિશ્વાસ પ્યારા દાસીનો તું,
ન છુટાય એવા પ્રેમપાશે તુજે બાંધીછું ;
તન મન અરપણ કર્યાં રહો મેં તુને,
ન અંતર[11] જ્યાં કરો એવાં વચન[12]-પ્રેમે સાંધીછું;[13]
બીડે તો બીડાવું કીધું કબુલ તે કમળમાં,[14]
આ મન[15] ભ્રમરી તેણે[16] સાજી નાં તો માદી છૂ ;

---

૧-૨.—ધન રૂપી કેફ. ૩.—પ્રીતિને માટે. ૪.—ત્યાગી વૃત્તિ-વિરાગ આણેછે. ૫.—હેત રાખ. ૬.—પ્રેમ રસમાં. ૭.—મોહમાયા.

૮-૯-૧૦.—તેટલામાટે; મ્હારા ઉપર જો ત્હારો ખરો પ્રેમ હશે, તો મ્હારી ખાતરી છે કે કોઈ કદાચ મ્હને પાતાળમાં, કે આકાશમાં, કે ગમે ત્યાં-લંકામાં લઈ ગયું હશે, તો ત્યાંથી પણ તું મ્હારી ખોળ કરીને મ્હને શોધી કહાડીને પાછો લાવીશ ત્યારેજ ત્હને સ્હેન પડશે !

૧૧-૧૨-૧૩.—પ્રેમ-પ્રતિજ્ઞાએ કરીને હું અને તું બંને જણાં એવાં તો જોડાઈ ગયલાં છઈયે કે વચમાં કોઈ પણ પ્રકારનો અંતર-ભેદ રહેલો નથી-ત્હારા-મ્હારાપણું જતું રહીને આપણે બંને એકાકાર-એક રૂપ બની ગયલાં છઈયે.

૧૪-૧૫-૧૬.—ભ્રમરને કમળનાં ફુલ સાથે પ્રીતિ છે, તેમ ત્હારા પ્રેમ રૂપી કમળનાં ફુલમાં આ મ્હારાં મન રૂપી ભમરીને રેહેવું બહુ ગમેછે, તેટલામાટે, એ પ્રેમ-કમળ કદાચ પોતે બીડાઈ જઈને આ મન ભમરીને પોતાનામાં બીડી લઈને બંધ કરી લેવી ધારે, તો તેવી રીતે બીડાઈને

ઓ પ્યારા વિજય તું તપાસી જો![1] આ વ્હાલી ત્હારી,
ભિડાયા પછી ફુપા[2] સુવાસ–હર્ષે વાધીછૂ[3]!–૧.

---

સખિ આજ સ્હવારમાં સૂર છે સુણાવિ ગયો,
ભેરવી–ભણકે[4], રહિ ગઇછે મગજમાં ;
હજિ જાણે ભમરો[5] તે ભમિ ભમિ ભમ્યાં કરે,
સૂરમાંનું જાણું જે છે સ્હવારજ[6], જગમાં;
સખિ જેની નાજુક સુવાસ કેવો કળિ[7] ખીલે,
સૂરમાં આનંદ રહ્યો વ્યાપી રગે રગમાં;[8]
વ્હાલા વિજય ઓ મ્હને રોજ તે તું સુણાવજે,
ભાવ[9] જે લ્હેકાય[10] સૂર અમિ[11] ઝરે અંગમાં !—૧.

---

બંધ થઈ રેહેવાની વાત પણ આ મન ભમરી કબુલ કરેછે, કેમકે એ પ્રેમ–કમળમાં રેહેતાં સુધીજ એ મન ભમરી નિરોગી રહેછે.–અને એ પ્રેમ–કમળમાંથી વછુટીને બ્હાર નિકળતાં વારનેજ એ મન ભમરી તરત બિમારૂ પડી જાયછે,–અને પછી એની તબિયત બહુ બેચેન અને હેરાન રહેછે.

૧–૨–૩.–એવી રીતે પ્રેમ–કમળમાં ભીડાયા પછી તેની અંદરના સુવાસની લપટ ભરી જે લ્હેજત મળેછે તેની ઉમેદના હરખથી જો આ મ્હારી છાતી ફુલાઇને વધેલાછે !

૪.–સ્હવારના પોહોરમાં ભેરવીનું તાન અને અલાપચારી એવી તો સંભળાવી ગયલોછે કે એ ભેરવીના સૂરના જાણે મ્હારા કાનમાં હજી ભણકારા પડ્યાં કરેછે, અને તેથી કરીને મ્હારા મગજમાં જાણે એ ભેરવીનાજ સૂરની ધુંન લાગી રહેલીછે–જાણે તે ભેરવાઇ ગયલાછે !

૫–૬.–બારણે બપોર થયલાછે, તોપણ હજી જાણે મ્હારાં મનમાં એ ભેરવીના સૂરનોજ ભણકારો ભમરાની પેઠ ભમ્યાં કરેછે–તેથી કરીને જાણે જગતમાં હજી સ્હવારનો પ્હોરજ હોય એમ મ્હને લાગ્યાં કરેછે !

૭–૮.–અરે સખી, આ મ્હારા પ્રેમની કળી આજે એવી તો ખીલી રહેલીછે, કે એ ભેરવીના સૂરની ધુંન લાગી રેહેવાથી જાણે મ્હારાં શરીરની તમામ રગેરગમાં સંપૂર્ણ રીતે આનંદ આનંદ વ્યાપી રહેલોછે !

૯–૧૦–૧૧.–અરે સુઘડ રસિક પ્રિય સાથિડા, તું મ્હને નિત્ય સ્હવારમાં હવે એવો ભેરવીનો સૂર સુણાવતો રેહેજે–ત્હારી ગાવાની છટામાં જે અર્થ સહિત હાવભાવ થતા માલમ પડેછે, ને તેમાં જે અલાપચારીના

( ઇંદ્રવિજયવૃત્ત—સવૈયો. )

નાજુક શી કળિ ખીલિ રહી ભવ-વાડિ[1] વિષે નવ-જોબન[2] નારી;
લોચન[3] કામ[4] તણી વિજિયા[5]-વિજળી ઝબુકે ઝપકાતિ ખુમારી[6];
ચોટ્ટુ[7] પરાગનિ[8] મ્હોટ મુનીજન તે પણ એક સમે કહે કટારી[9];
વીજય વસ્તુ તો મસ્તિને[10] માન્ય[11] છે લાગિ રહી રહે જ્યાં પ્રીતમ પ્યારી!-૧.

---

સૂરના ધ્વનિની લ્હેકાતી લપટ હોયછે, તેથી કરીને શરીરમાં અને મનમાં સાકેરના રવા, કે મિઠાસભર્યાં ને ગુલાબજળવાળાં ગેબરનો ભૂકો તો શું, પણ જાણે અમૃત-રસનાં ઝરણ ઝરી રહેછે!

૧-૨.—આ સૃષ્ટિ રૂપી બાગને વિષે નવું જોબન આવેલું એવી, અથવા ભરજોબનમાં હોય એવી સ્ત્રી.

૩-૪-૫-૬.—એવી સ્ત્રીનાં નયનમાં મદનની માયાના કેફની નિરંતર ખુમારી-લ્હેર આવી રહેલી હોય એમ જણાયછે, અને તેથી કરીને પછી એવી ખુમારી વાળી નેનની અદાથી જાણે વિજળીના ઝબકારા થતા હોય એવું એ પલકારા ભરેલી નેનમાં એક પ્રકારનું તેજ રમતું દેખાયછે!

૭-૮-૯.—પરાગ એટલે ફુલોમાં જે ઝીણો ભૂકો-સુગંધી આપનારા પદાર્થનાં ઝીણાં રજકણો રહેછે તે. એવી નવાં જોબનવાળી અથવા ભરજોબનવાળી સ્ત્રી રૂપી કળી જ્યારે ખીલી રહેછે, ત્યારે એ ફુલમાંથી પરાગ-સુગંધી પદાર્થનાં રજકણોની ચોકરદમ આસપાસ જે લપટ પ્રસરી રહેછે, તે લપટમાં જો કદાપી કોઈ મ્હોટા તપસ્વી કે યોગી યોગાયોગે આવી સ્હડેછે, તો પછી તે વેળા તેવા પુરૂષને પણ તે ઠેકાણે કેહેવું પડેછે કે—"આ સૃષ્ટિ રૂપી બાગમાં એ યુવતી રૂપી ફુલમાં મદન રૂપી પારધી પોતે છુપો રહીને જે આ પરાગ-સુગંધી પદાર્થનાં રજકણોની લપટ રૂપે પોતાની કટારી-તીર વિગેરે અનેક પ્રકારનાં શસ્ત્રો, અનેક અવયવો દ્વારે, અનેક રીતે, ફેંકી રહેલોછે—એ પણ એક અદ્‌ભુત વાત છે—નથી કહી શકાતું કે એમાં કોમળપણું રહેલુંછે કે કઠિણપણું છે—સુખ છે કે દુખ છે—સંકલ્પ વિકલ્પ કરાવે એવો બેશક આ એક વિષય છે—ગમે તેમ હો, પણ આટલું તો ખરૂં કે માયા-શક્તિ અદ્‌ભુત છે—બસ, ખૂબ છે!" અને એવા પુરૂષોની પાસે તેઓની જિંદગીમાં એક વખત પણ એ માયાશક્તિ એ પ્રમાણે કબુલ કરાવ્યા વગર તો નથીજ રેહેતી! પછી પાછળથી તેવા પુરૂષો ભલે હઠયોગને મારગે આગળ વધીને ત્યાગી અને જ્ઞાની થયા હોય!

૧૦-૧૧.—જે પુરૂષો એટલે દરજ્જે હઠયોગને મારગે આગળ વધીને ત્યાગી અને જ્ઞાની થયલા નથી હોતા, અને આ સંસારસુખમાં મસ્ત-રસમગ્ન-તદલીન હોયછે, તેવા પુરૂષોને તો એ વસ્તુ અને એ વાત-

( કેરબો. )

નાજુક લલના,[1] હાવાં તો ઊઘાડ તૂં-હાવાં તો ઊઘાડ તૂં;—
વેરી લાજનો બુરખો ત્હારો આજ,—નાજુક લલના, હાવાં તો૦—ટેક.
ઘટતી લજ્જા આભૂષણ[2] છે શ્યામાનૂં,[3] આભૂષણ છે શ્યામાનૂં;
પણ એ વ્હાલી આવડી[4] તો હોય નાજ.—નાજુક લલના, હાવાં તો૦—૧.
દિન ઝાઝા થયાં મેં ધીરજ રાખી, જોરસાને રાખ્યો ડાબી;[5]
હજી નાવે શું ત્હને મ્હારી દાઝ?—નાજુક લલના, હાવાં તો ઊઘાડ તૂં.—૨.
મનમાં રાજી, ઈતરાજી બ્હાર બતાવે, મળતાં કુમળી તૂં લાજે;
ત્હારે, કહે પ્યારી બને કયમ કાજ?—નાજુક લલના, હાવાં તો ઊઘા૦—૩.
પરસ્પર જ્યાં કુદરતથી[6] બંધાઈ પ્રીતડી, સ્વાભાવિક બંધાઈ પ્રીતડી;
ન હોય ત્યાં આવાં[7] સંકોચ[8] કે લાજ!—નાજુક લલના, હાવાં તો ઊ૦—૪.

શૃંગારરસ—(બ્હારથી ગમે એવું ડોળ બતાવે તોપણ) પોતાના દિલોજાનથી કબૂલ અને અત્યંત પસંદ હોયછે!

૧.—પ્રેમાળ સુંદર સ્ત્રી. ૨.—ઘરેણું—શોભા—પ્રતિષ્ઠા.

૩.—સ્ત્રી માત્રનું, પરંતુ વિશેષેકરીને મુગ્ધા સ્ત્રીનું.

૪.—તું જેટલી, જેવે ઠેકાણે, અને જેવી રીતની રાખેછે—તેટલી, તેવે ઠેકાણે, અને તેવી રીતની.

૫.—ઘણી વાર એ ત્હારો લજ્જા રૂપી બુરખો જે મ્હારો શત્રુ તેના ઉપર મ્હારો જોરસો તલપ મારીને તેને પોતાને હાથે ત્હારા મુખચંદ્ર ઉપરથી ખસેડી નાખવાને તયાર થઈ જતો, ત્યારે તે વખતે હું એ મ્હારા જોરસાને રોકી રાખતો—એમ ધારીને કે-રખે ત્હને એમ લાગે કે એ ત્હારા સેવક બુરખા ઉપર, મેં મ્હારા સેવક જોરસા પાસે અમલ બજવાવીને તેના ઉપર જોરજુલુમ અને બળાત્કાર કરાવ્યાં, અને એમ ધારીને પછી તેથી ત્હારા મનમાં રખે મ્હારા પ્રેમ વિષે ઉલટો—હલકો વિચાર આવી જાય—એમ વિચારીને મેં મ્હારા આવેશને લગામમાં—અંકુશમાં રાખીને તેને મેં મ્હારે તાબે કરી રાખ્યો!

૬.—આપોઆપ—સહજસ્વભાવે ઉત્પન્ન થયલી પરસ્પર એક બીજાંના પ્રેમ—સંજોગની એક બીજાની જે ઈચ્છા, તેણે નયન-દ્વારે પરસ્પર પોતાની મુગી પણ સ્પષ્ટ કબુલત આપેલી!

૭-૮.—એવે ઠેકાણે, એવી રીતે, દિલનો ઉભરો દિલમાં સમાવીને—આચકો ખાઈને—કલ્પિત ધાસ્તીથી પોતાનાં મનની ઈચ્છાની બિડાયલી હાલત રાખવી—એ ત્હને ઘટતું નથી—અને એ ત્હારી લજ્જા એવે ઠેકાણે આભૂષણ નથી—પરંતુ દૂષણ છે!

જો હોય સાચો હૂંપર પ્યાર ત્હારો, હૂંપર પ્રેમ ત્હારો ;
ખોલી બુરખો[1] વિજયને દે જવાબ[2]!—નીજુક લલના, હાવાં તો ઊ૦—૫.

## ( સાખી. )

(રાગ બારમાસીનો—" હમકું છાંડ ચલે બન માધુ"—એ રાહપર. )

મોહનાં[3] વેણ[4] ત્હારાં મંન હરેછે ;
નેણાં ત્હારાં આજ કંઈ કામણ કેરેછે.—મોહનાં વેણ ત્હારાં૦—ટેક.
"દીલ[5] વિષે શક દુર કરવો."—કહિ, લે તું પ્રીતિ—પણ[6] એવિ તરેહ છે ;
ઓ મિઠિ જો તું એ વાત ન ભુલતી, ઓ ભુંડિ જો તું એ વાત ન ભુલતી ;
જુદાઈ—દર્દથી વિજય ડરેછે.—મોહનાં વેણ ત્હારાં મંન હરેછે.—૧.
ધન્ય પ્યારી તું છે સાચી શોખી[7], રસ સાચો તૂ સમજિ ખરે છે ;
મિઠડિ સિતાર દરદ સહુ ભુલવે, મસ્ત[8] સિતાર ઉદાસિ કરે દુર ;
ગાયનમાં રસ—ઝરણ[9] ઝરેછે !—મોહનાં વેણ ત્હારાં મંન હરેછે.—૨.
કરિ ચતુરાં તેં સાચિ કદર છે, ધન્ય પ્રિયા મુજ દાઝ ધરેછે ;
પ્રાણપ્યારી ત્હારી પ્રિત શું વખાણૂં, દિલ લુંટનારી ત્હારી પ્રિત શું વખાણૂં;
તૂં તો ઊંડે[10] પ્રિતિ—સિંધુ તરેછે.—મોહનાં વેણ ત્હારાં મંન હરેછે.—૩.
પુખ્ત ઠરેલ વિચારો વ્હાલી ત્હારા, તે ન બિજાંના ફેરવ્યા ફરેછે ;
વળિ દિલ શુદ્ધ સ્વભાવ અમીરી, મન તુજ સ્વચ્છ સ્વભાવ અમીરી ;

---

૧—૨.—ત્હારો લજ્જા રૂપી ઉપર વરણેલો બુરખો હવે ઉઘાડી નાખીને ઉપલી વાતનો નિખાલસ દિલની ઉદારતાથી તું ઉત્તર આપી દે ! કેમકે, તું અમીરી તબિયતની તથા બૂજની જાણનાર છે—તેવી બેકદર, નિર્દય, અને અરસિક નથી—એ વિષે મ્હારી પક્કી ખાતરી છે !

૩.—મોહ પમાડનારી સ્ત્રી. ૪.—વચનો.

૫.—ખરાં—નિખાલસ દિલની શુદ્ધ પ્રીતિ.

૬.—" મ્હારી ત્હમારા ઉપર સાચી પ્રીતિ છે—અને એ બાબત ત્હમારે કોઈ પણ વેળા—કશી તરેહનો સંદેહ ન આણવો"—એમ જે તું મ્હને કહેછે, એ ત્હારૂં કેહેવું, એવી રીતે પ્રેમની તેં પ્રતિજ્ઞા લીધા સરખું છે—અને એક પ્રકારે હંમેશાનું તેં વચન આપ્યા સરખું છે !

૭.—રસશાસ્ત્ર સમજનારી. ૮.—ખરી આવડતની સાથે ખરી ઉલટથી તથા ધુંનથી વગાડી રહેલી સિતાર. ૯.—અમૃતરસનાં ઝરણ. ૧૦.—પ્રીતિ રસના સમુદ્રમાં ઉંડાણમાં ડુબેલાં રહીને તરવાની કળામાં તું ઘણી ચતુર તરનારી છે !

જન સામું પરખે નજરે[1] છે.–મોહનાં વેણ ત્હારાં મન હરેછે.–૪.
સ્વાર્થ રહિત પ્રિત ઉમદા ટકતી, સ્વારથિયા બિજિ ખિલતાં[2] ખરેછે;
એ પ્યારી અંગી એ પ્રેમરસ પ્રીછે,[3] રસિલી એ રસ અનુભવિ જાણે;
બિજો એવો રસ ન અહિં[4] ત્હરે[5] છે!–મોહનાં વેણ ત્હારાં૦–૫.
કરમાએ[6] પ્રીતિ-ફુલ પ્રીતિ-પાણ વણ, દયા, ક્ષમા, વળિ જયાં ન અરે! છે;
વ્હાલી એ વસ્તુ ન આણિ અણાએ, પ્યારી ન પ્રીત પરાણે થાએ;
કુદરતિ બીજ એના નસિબે ધરે[7] છે.–મોહનાં વેણ ત્હારાં મન૦–૬.
લલના તેં છે લબ્ધ[8] કિધો મ્હને, મારયું[9] હવે કદિ મન ન મરેછે;[10]
પ્રીત અચળ હવે જાચું હું ત્હારી, દાસ હવે શુદ્ધ માગું મિઠિ ત્હારૂં;
તુજમાં નિશ દિન ચિત્ત મુજ રહેછે.–મોહનાં વેણ ત્હારાં મન૦–૭.
પ્યારી ત્હારાં આજ શુદ્ધ પ્રેમી વચનો, હૈડું અથાગ ઉમંગે ભરેછે;
વિજય શું કહું વ્હાલી વધુ હું તૂંને, વધુ શું કહૂં વ્હાલી વિજય હું તૂંને;
તૂંને દેખી મ્હારૂં દિલડું ઠરેછે.—મોહનાં વેણ ત્હારાં મન હરેછે.—૮.

---

૧.–જે કોઈ નવું કે જાણીતું મનુષ્ય ત્હારી આગળ આવેછે. કે તરત તેનાં મુખચિન્હ ઉપરથી તથા તેની નેત્રચિકિત્સા ઉપરથી તેનાં મનની–ભિતરની વાતની તું પરિક્ષા કરી લેછે–અને તેનું ત્હારી આગળ આવવાનું કારણ સ્હેજમાં તું વરતી લેછે.

૨.–જે પ્રીતિ કોઈ પણ રીતના સ્વાર્થને લીધે બંધાયલી હોય તેવી પ્રીતિ રૂપી ફુલની કળી, ખીલવાને વખતે તો ખરી પડેછે, અથવા ખીલતાં પેહેલાંજ એમની એમ કાચીની કાચી રહેલી તે થોડા વખતમાં ખરી પડેછે!

૩.–પિછાને. ૪–૫.–એ શૃંગારરસના સરખો એવો બીજો રસ આ પૃથ્વી ઉપર પણ નથી, તેમ સ્વર્ગને વિષે પણ નથીજ!

૬–.–પ્રીતિ-પાણ એટલે પ્રીતિ નીભાવવાના ટેક રૂપી જળ વગર, અને રેહેમ નજર–દરગુજર–અને કાળજી રૂપી ખાતર વગર, એ પ્રીતિ રૂપી ફુલ સુકાઈ જાયછે. ૭.–ચહે.

૮.–લદ્ધ. ૯–૧૦.–હવે હું ગમે તેટલું મ્હારાં મનને સાધ્ય કરી ઠેકાણે રાખવા કદાચ ચાહું, તોપણ મ્હારાથી તેમ થઈ શકતું નથી, કેમકે એ મનને ગમે તેટલું તાણી રાખવાનું કરૂંછું, તોપણ તે મ્હારે હાથ ન રેહેતાં ત્હારા તરફ તણાઈ તણાઈને દોડી આવેછે!

( દુહા. )

બિજય કહત દુર્લભ[1] બડો, યહ[2] જગ દીલ–મિલાપ[3];
બુઝે[4] કૌન વાકી[5] મઝા, હોવૈ માપ અમાપ.[6]–૧.
જબ અમાપકા માપ તબ, નિડર[7] ખેલકી રેલ;
તાપર[8] ચંદા[9] પ્રેમકી, ન્યારી વાકી સ્હેલ.[10]–૨.
અમુલ મોતિ[11] તબ ભિતરકા, ચમકત કરત પ્રકાસ;
જિસ આગે હે તેજહિન[12], પૈસા[13] દુબલા દાસ.–૩.
દગા[14] જાલ જખ્ખ[15] મારના, યહ મછિયનકી[16] રીત;
દિલ–મિલાપ ગત[17] ન્યારિ હૈ, લુહ[18] ચમકકી પ્રીત.–૪.
બિલ્લિ[19] ચોર ખાના[20] ઢુંઢત,[21] ઘર ઘર પિછલી રાત;
દેખ ભસત કુત્તા પિછે, હોવત જાહિર બાત.–૫.
મૈના[22] મીઠે બોલસોં, રિઝવત[23] અપને નાથ;
કનક[24] પિંજરે કૈસિ વો[25], ખેલતિ સ્વામિન સાથ.–૬.

---

૧.–મળવો મુશ્કેલ–અમુલ્ય–શ્રેષ્ઠ. ૨.–આ જગતમાં.
૩.–ખરો પ્રેમ–એક દિલ થવું તે. ૪.–સમજે–પીછાને.
૫.–તેની. ૬.–મનુષ્યનું દિલ અથવા મન એ એક એવી વસ્તુ છે, કે તે કદી કોઈથી માપી શકાય નહીં, એમ છતાં ખરા પ્રેમે કરીને તેનું માપ થઈ શકછે! ૭.–નિર્ભય રીતની.
૮.–તેના ઉપર. ૯.–ચંદની. ૧૦.–મઝા–હેજત.
૧૧.–આત્મા–ચૈતન્ય રૂપી મોતી. ૧૨–૧૩.–જે મોતીની આગળ ( મુકાબલે ) પૈસો એ વસ્તુ એક કંગાલ, નિસ્તેજ, અને છેકજ અજ્ઞાન, માત્ર એક વેઠ કરી જાણે એવા દુબળાના સરખો સેવક છે!
૧૪.–દગા રૂપી જાળ નાખીને. ૧૫.–માછલાં પકડીને મારવાં–અથવા જાણીબુઝીને ખોટું કરીને પછી તેને માટે એવી રીતે માફ માગવી તે. ૧૬.–માછી લોકોની. (વ્યંગાર્થઃ–વિષયી લોકોની!)
૧૭.–જુગતી–રીત–સમજ. ૧૮.–લોહોડાંને ચમકપથ્થર–અથવા લોહચુંબક સાથે જેવી પ્રીતિ હોયછે તેવી. ૧૯.–બિલાડી–( વ્યંગાર્થઃ–વ્યભિચારિણી સ્ત્રી !) ૨૦.–ખાવાનું.
૨૧.–શોધેછે; ખોળેછે. ૨૨.–મેનાં–સારિકા પક્ષી.
૨૩.–ખુશ કરેછે–આનંદ ઉપજાવેછે. ૨૪.–સુવર્ણને પાંજરે.
૨૫.–તે.

માશુક[1] કુછ દરિયાફ્ત[2] કર, ચઢી[3] મરમકી[4] બાત;
કદર ન ચંપાકૂં[5] કછુ, લેકિન[6], કેતકિ[7] જાત.—૭.
કલી[8] દેખ દૂરસેં ભ્રમર, આયે તેરે પાસ;
મુલ[9] હોગા જે પ્રેમકા, બિજય કરત બિસવાસ.[10]—૮.

---

( દોહરા. )

રે, ગુલાબ![11] ગુણ ગાઉં શા, કોમળ મિઠડાં ફૂલ;
આપું કોની ઊપમા, તૂં તો દિસે અતૂલ.[12]—૧.
તારિફ કરું નરમાસની, કે કરું તારિફ આબ[13];
લપટે[14] લપટઇ[15] ઊપમા, ગુલાબ તે ગૂલાબ.—૨.
કંઇક સફેતિ રતાસમાં, સુરખી[16] ગ્લાનિ[17] મળેલ;

---

૧—પ્રિયા. ૨.—વિચાર—ક્યાસ.
૩.—એજ. ૪.—ગુપ્ત રહેલા વ્યંગાર્થની—ભાવાર્થની—રહસ્યની—ભેદ—મુદ્દાની. ૫—૬—૭.—ચંપાનાં ફુલના સરખી જે સ્ત્રી હોય તે તો એ વાતની કશી પણ બુજ નહીં કરી શકે, પરંતુ તું તો કેતકીનાં ફુલ સરખી ગુણુજ્ઞ જાત,—એટલે એ વાતની ખરી ખુબી સમજનાર—કદરદાન છે!
૮.—કેતકીનાં ફુલની કળી સરખી તરૂણી રૂપી કળીને જેઇને.
૯.—મુળ—વીર્ય—બીજ; અથવા, એ ઠેકાણે, એનો બીજો અર્થ એવો કે—હને જો મ્હારા પ્રેમની કિંમત—કદર હશે તો. ૧૦.—ભરોસો—આકીન—એવી રીતે કે એનું પ્રેમ રૂપી ફળ થશેજ! અથવા, મ્હારા પ્રેમની કિંમતના અવેજમાં મ્હને તું ત્હારો પ્રેમ આપશેજ!
૧૧.—ગુલાબનાં ફુલ સરખા રંગ વાળી તથા ખુશબો વાળી સુઘડ પ્રિયા.
૧૨—અનુપમ. ૧૩.—પાણી—તેજ—કાંતિ ( નૂરની ).
૧૪—૧૫.—હને આપવાની જે ઉપમા તે ત્હારી સુગંધીની લપટ સાથે વિટલાઇ જઇને વળગી જવાથી, ઉપમેય એટલે જેને ઉપમા આપવાની તે, અને ઉપમાન એટલે જેની ઉપમા આપવાની તે,—એ બંને વસ્તુ એકજ રૂપ બની ગઇ—અર્થાત્ ગુલાબ કોના સરખી, તો કે ગુલાબના સરખી—ગુલાબ તે ગુલાબજ—એવી રીતે ઉપમાલંકારને બદલે અનન્વયાલંકાર વાપરવો પડેછે—એવી તું આ સૃષ્ટિ રૂપી બાગને વિષે અલૌકિક—અસાધારણ વસ્તુ છે!
૧૬—૧૭.—ત્હારો રંગ જે ગુલાબી છે, તે રતાસમાં કંઇક સફેતી મળવાથી એવી રીતનો ગુલાબી રંગ બનેલોછે; હવે એ મિશ્ર રંગમાં જે રતાસ માલમ પડેછે—તે ત્હારાં જોબનના ખીલેલા બ્હારની સુરખીની રતાસ છે, અને

અજબ રંગમાં મોહિની, જેનો ખેલ[1] ઠરેલ.—૩.
મિઠી શિતળ સુગંધ શી, કરે પ્રસાર પરાગ[2];
અરે ગુણી ફુલ ન્યારૂં[3] તું, જોતાં કુદરત-બાગ.—૪.
કોમળ હિલતી પાંખડી, આંખડિ રમતી જેમ;
પ્રેમ ખેલતો સાનમાં, અધરપાનુમાં રહેમ.—૫.
ભ્રમર ભોગિ ભુલમાં હતો, ભમ્યો વંન ઉપવંન;
દર્દ હાય[4] પોકારતાં, રંગ[5] બિગાડ્યો તંનં.—૬.
વાંક ન એમાં કોઇનો, વાંક અવધનો[6] એહ;
હજી માનવો પાડ બહુ, સમય દિઠો શુભ જેહ.—૭.
કયમકે તુજ મેળાપમાં, દિસે દયા ને રહેમ;
વળિ ગુણ એવો[7] કે કરે—તેજ[8] ઉદ્દિપન તેમ.—૮.
ધન્ય દર્દ બુઝનાર તુજ, થયો આજ મેળાપ;
તન મન-દર્દ તું તો બુઝે, નથિ છુપવ્યૂં મેં માપ.—૯.
ખરે નિખાલસ મંન મુજ, કોમળ અંતઃકર્ણ;
અંતે અનુકુળ[9] આપણે, જોતો નહિં ઉપ[10]-વર્ણ.—૧૦.
ભ્રમર બિજા હોશે ભ્રમિત[11], પણ મ્હારી જે રીત;
પ્રકૃતિ, ગુણ, સહુ તૂં લહે. અરે ન ઉપલી[12] પ્રીત!—૧૧.

---

તેમાં જે સફેતી ભાસેછે—તે ત્હારી લજ્જા તથા ત્હારાં મનનાં દર્દની ગમી-એ બે વાતથી ઉપજતી જે ગ્લાનિ-ફિકાસ તે ગ્લાનિની સફેતી છે, અને એવી રીતે રતાસ અને સફેતી એ બે રંગ મળીને ત્હારો રંગ ગુલાબી બનેલોછે! ૧.—કળાકુશળતા.

૨.—ફુલોમાં જે સુગંધી-પદાર્થનાં ઝીણાં રજકણો રહેછે તે.

૩.—અલૌકિક. ૪-૫.—મનનાં-આધિનાં દરદથી નિરંતર ગુંજાર કર્યાં કરવાથી, અફસોસના-મનના પરિતાપના તડકામાં એમનું એમ તમામ લોહીનું શોષણ થઈ જઇને (હું) ભ્રમરનાં શરીરનો રંગ કાળો પડી ગયો!

૬.—વિધાત્રીનો પણ નહીં—પરંતુ તેણે નિર્માણ કરેલી મુદ્દતનો!

૭-૮.—એ પ્રેમ-સંયોગમાં વળી એવો ગુણ છે, કે હું જે આવો નિસ્તેજ અને કાળો પડી ગયલોછું, તે હવે એ પ્રેમ-સંયોગે કરીને પાછો તેજસ્વી અને કાંતિના-ચળકાટ વાળો બની રહીશ!

૯.—મંન મેળાપી. ૧૦.—ઉપલો રંગ-બ્હારનો દેખાવ.

૧૧.—ભ્રમણ કરનારા-ભટકતા ફરતા. ૧૨.—ઉપર ઉપરની-

વ્હાલાં ફુલ હૂં તો હવે, તૂં વણુ જેવો અંધ ;
અરે હવે શું તું છાંડશો, બાંધી એવો[1] બંધ ?–૧૨.
દિલ–મિલાપ સુખ ન્યારું છે, આ સંસારે એક ;
દયા ક્ષમા તેમાં મળે, વળી મળે જો ટેક[2].–૧૩.
હું તો મગ્ન તુજ લપટમાં[3], કપટ ન એમાં કાંઈ ;
વ્હાલાં ફુલ તું વિચારિ જો, જવાબ જુઠું ગગળાઇ[4] ?–૧૪.
વસંતઋતુ આવે કને, અરે મિઠુડાં ફૂલ ;
સૂતાં પણ મુકું સ્હોડ નહિં, રે રહેજે અનુકૂળ[5] !–૧૫.

---

( હોળી. )

પ્યારી આજ ઘેરો રંગ લાગે;–વસંતઋતૂ જોઇ આવતિ આગે.-પ્યા૦-ટેક.
સૃષ્ટિમાં સંધૂ સલુણૂં હસતું, હરખ વ્યાપ્યો જાગ જાગે;
હાંરે પ્યારી, હરખ વ્યાપ્યો૦–વસંત ઋતૂ જોઈ૦–પ્યારી આજ ઘેરો૦–૧.
કુદરત–લીલા શી ખેતર બાગે,રંગ કેસરિયે વાગે;
હાંરે પ્યારી,રંગ કેસરિયે૦–વસંત ઋતૂ જોઇ૦–પ્યારી આજ ઘેરો રંગ૦–૨.
પુષ્પની લપટમાં લટ્ટુ બની કેવો, ભ્રમર રમે અનુરાગે;
હાંરે પ્યારી, ભ્રમર રમે૦–વસંત ઋતૂ જોઈ૦–પ્યારી આજ ઘેરો રંગ૦–૩.
અજબ કળા પ્યારી દીપે ખીલી આજ,–વદન કમળ લટનાગે,
હાંરે પ્યારી, વદન કમળ લટ૦–વસંત ઋતૂ જોઇ૦–પ્યારી આજ ઘે૦–૪.
જો તું ઉમળકે રેહે નૂર ચળકી, રંગ મચે રુડો ફાગે;
હાંરે પ્યારી, રંગ મચે રુડો૦–વસંત ઋતૂ જોઇ૦–પ્યારી આજ ઘેરો૦–૫.
દર્દીને દર્દી દોસ્ત મળે એજ,–સાચી દવા દર્દ–ડાઘે;
હાંરે પ્યારી, સાચી દવા૦–વસંત ઋતૂ જોઇ૦–પ્યારી આજ ઘેરો ર૦–૬.

---

માત્ર બતાવવાની. ૧.–ત્હારા વગર મ્હને કશું હવે સુઝેજ નહીં–એવી ટેવ રૂપી અફીણનું બંધારણ બંધાવી દઈ, મ્હને ત્હારા મોહપાશમાં નાખી, પ્રેમના બંધે કરી બાંધી લઈને. ૨.–પ્રેમપ્રતિજ્ઞા–એક-વચનીપણું–વફાદારી. ૩.–ત્હારી ખુશીઓની લપટમાં.

૪.–આપણો જ્યારે પ્રથમ પ્રેમસમાગમ થયો,તે વેળા હર્ષે કરીને મ્હારો કંઠ ગદગદિત થઇ ગયો હતો–હવે એ લક્ષણ કેટલા અને કેવા પ્રકારના પ્રેમનું–તે તું ત્હારા મનમાં તોળી જો ! ૫.–ટેકી–વચની–વફાદાર.

જગ સહુ ફીકું પ્રેમિ દોસ્ત વણ, નહિં રસ ચંદનિ બાગે;
હાંરે પ્યારી, નહિં રસ ચંદનિ૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘે૦—૭.
કદર વસે જવ ભીતર ભારી, મંન મળી ભેદ ભાગે;
હાંરે પ્યારી, મંન મળી ભેદ૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘેરો૦—૮.
મંન—મિલાપ અજબ કંઈ વસ્તૂ, દીપે આનંદ અથાગે;
હાંરે પ્યારી, દીપે આનંદ૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘેરો રં૦—૯.
ભુખ નિદ્રા કશું ભાન ન રહે પ્યારી, તાન લાગે એક નાદે;
હાંરે પ્યારી, તાન લાગે૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘેરો રં૦—૧૦.
હાવ ભાવ સુર મધુર અલાપે, મસ્ત સિતાર શિ વાગે;
હાંરે પ્યારી, મસ્ત સિતાર૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘેરો૦—૧૧.
વસંતનિ તાન તો ભાન ભુલાવે, વિહ્‌વળ મન વસ્તુ માગે;
હાંરે પ્યારી, વિહ્‌વળ મન૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘેરો૦—૧૨.
અધરાંમૃતરસ પીતાં ને ખાતાં, લુબ્ધ તૃષા વધુ જાગે;
હાંરે પ્યારી, લુબ્ધ તૃષા૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘેરો રં૦—૧૩.
મિઠિ લલનાં તેં તો લગન લગાડી, ઓ વ્હાલી શું તું હવે ત્યાગે?
હાંરે પ્યારી, શું તું હવે મ્હને૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘે૦—૧૪.
ધન્ય પ્યારી વ્હારી પ્રેમી રસિકતા, વખાણું શિ વિજય હું રાગે!
હાંરે પ્યારી, વખાણું શિ૦—વસંત ઋતૂ જોઈ૦—પ્યારી આજ ઘેરો૦—૧૫.

---

(હોળી.)

હાંરે પ્યારી અધર—ચુંબન લેવા દે! ઉમળકો આવે બહુ આજે;
અધરાંમૃત પીવા દે; હાંરે પ્યારી, અધરાંમૃત પીવા દે;—
ન જાણે તું એમાં મઝા જે!—અધર—ચુંબન લેવા દે!—૧.
હાંરે વ્હાલી એમાં તે શૂં લજવાવૂં? મરોડી દે મુખડું શાને?
તૂં પ્રિયા હૂં પ્રિય કહાવૂં; હાંરે વ્હાલી, તૂં પ્રિયા હૂં પ્રિય૦—
કહેવાય ન એમ બિજાંને!—અધર—ચુંબન લેવા દે!—૨.
હાંરે સલુણી સુરખી[1] ભસ્યા તુજ ગાલ; અધર તુજ અંમૃત—હોજ[2];
એ રસ મુજને તું આલ; હાંરે રસિલી, એ રસ મુજને તું૦—

---

૧.—ગુલાબી રંગની રતાસ વાળા. ૨.—પ્રેમરસ રૂપી જે અં-

લેને સારૂ ચાહે તે મોજ! !–અધર–ચુંબન લેવા દે!–૩.
હાંરે છબિલી છુંદણાં ક્યાંડે છુંદાવ્યાં; ત્રાજૂડાંને ઉપમા શી આપૂં?
દાણનાં નાકાં[1] ઠરાવ્યાં; હરિ એ તો, દાણનાં નાકાં૦–
નાકેદારનૂં[2] સંધે દાપૂં! !.!–અધર–ચુંબન લેવા દે!–૪.
હાંરે સલુણી આવ્યો વસંત છે દૂલો[3]; રસિકજનો રંગે રમેછે;
કળિયો ખિલી ફુલ્યાં ફૂલો; હાંરે જોની,, કળિયો ખિલી ફુલ્યાં૦–
ભ્રમર રસ[4] લેવા ભમેછે!–અધર–ચુંબન લેવા દે!–૫.
હાંરે ઋતુ આવી વસંત મસ્તીની[5]; રંગિલી તું બનિ જાની દૂલી;
ના જાણે ખુબિ તું એ રસની; હાંરે તરુણી, ના જાણે ખુબિ તું૦–
એનટોની[6] ગયો રાજ[7] ભૂલી!!!–અધર–ચુંબન લેવા દે!–૬.

---

મૃત તેનું નાનકડું તળાવ તે,–નીચલો હોઠ. ૧.–જગાત લેવાનાં ઠેકાણાં–ચોકી–થાણાં; અથવા, એનો બીજો અર્થ એવો કે–ચુંબન–રસ લેવાનાં કાણાં–છિદ્ર–નિશાણીઓ. ૨.–જગાત ઉઘરાવનાર જે ત્હારો પ્રિય તેનું. ૩.–ઘોતાળ–સખી;–સૃષ્ટિ રૂપી બાગને, સૌંદર્યે કરીને સણગારનાર–ઉદાર મનનો (એ ઠેકાણે એ શબ્દમાં લાક્ષણિક અને સૂચક ભાવાર્થ એવો છે કે–હે પ્રિયા, એ વસંત જેમ દૂલો–ઉદાર મનનો છે, તેમ તું પણ ઉદાર મનની થઈ જઈને અધરચુંબન લેવા દે!) ૪.–ખિલતી કળિઓની લપટનો સુગંધી રસ–(એ ઠેકાણે–એમાં પણ લાક્ષણિક અને સૂચક ભાવાર્થ એવો છે કે–હોળીના દિવશમાં કેટલાએક તેવા મારવાડીઓ તથા પરદેશી ચોબે ભૈયા સરખા અભણ લોકો, ફગવાને નિમિત્તે ડફ વજાડતા–હોળીનાં ભાંડ ગીત ગાતા–અને અસભ્ય ચાળા કરતા–ઠામ ઠામ ભ્રમરની પેઠે ભટકતા ફરેછે; તેમજ વળી કેટલાએક તેવા વિષયી પુરૂષો, ઠામ ઠામ મંદિરોમાં–ચકલે ચકલે જ્યાં જ્યાં હોળીઓ સળગતી હોય ત્યાં ત્યાં–ધીસમાં–અને જ્યાં ત્યાં એ હોળીના દિવશોમાં મર્યાદાને ઉંચી મુકીને–જાણે તેમ કરવાનો પોતાને હક હોય–એમ સમજીને–તેઓ, ભ્રમરની પેઠે ભટકતા–અને મનમાનતી રીતે વર્તતા ફરેછે!)

૫.–એ વસંતઋતુમાં સ્ત્રી પુરુષો–તેમાં વિશેષેકરીને સ્ત્રીઓ ભિતરમાં, અને પુરૂષો બ્હારથી, કુદરતી રીતે મદમાતાં–રસમગ્ન બની જાયછે; અને તેટલાજ સારૂ, અબીલ ગુલાલ વિગેરે રંગ ખેલવાનો ચાલ આપણા દેશમાં પરાપૂર્વથી ચાલ્યો આવેલોછે–એવી જે એ ઋતુ સહુને મદમાતાં તથા રસમગ્ન બનાવી દેછે તેવી.

૬–૭.–રોમ શેહેરના ત્રણ સહરાજાઓમાંનો એક જે એનટોની તે,પા-

અરે ચતુરાં તૂં પણ નથિ કંઈ કાચી; પોતે સામૂં ચુંબન લેવી;
ચતુર રસિક તું છે સાચી; હાંરે ખૂબ, હિકમત[1] આ હવે ખાસી ! !–
વિજયને દેછે "ના, ના," ક્હેતી ! ! !–હ્હેજત એજ ચુંબનમાં ! ! !–૭.

---

(કેરબો.)

રે નથની,[2] રંગમાં કર્યો ભંગ તેં; રંગમાં કર્યો ભંગ તેં;
કેમ, થઇ તૂં આવી ઓ કમબખ્ત[3]?–રે નથની રંગમાં૦–ટેક.
તુજ શેઠાણી–અધરાંમૃત પીવા આવિયો; નડિ વચમાં તૂં, હું ન ફાવિયો;
રે આ, જાતો રહ્યો જો તે તો વખ્ત !–રે નથની રંગમાં૦–૧.[4]
ક્રોધ એવો, આવેછે હમને બંનેને; રાખીયે ત્હારા બંધૂને;
થયાં, જો તેનાં લોચન કેવાં રક્ત?–રે નથની રંગમાં૦–૨.[5]

---

તાની માશુક ઈજીપ્ત દેશની રાણી–ક્લિઓપેટ્રાનાં અધરચુંબનનો રસ લેવામાં લટ્ટુ બની જઇને, પોતાનું રોમનું રાજ્ય ભુલી ગયો હતો–એવું એ રસનું મ્હાત્મ–પ્રતાપ છે ! (શેક્સપિયરનું એનટની અને ક્લિઓપેટ્રાનું ટ્રેજડી નામનું નાટક જોવું.)

૧ –જુગતી–તદબીર–કળાકુશળતા.

૨–૩.–નાકની વાળી–વિંટલી. અરે નથડી, હું પૂરા રંગમાં આવેલો હતો, અને મ્હારો ઉમળકો ઉભરાઇ જતો હતો, પણ તેં હવે મ્હારા આનંદમાં ભંગ કરી નાખ્યોછે–તું કેમ આવી કજાત–નઠોર નિકળી ?

૪.–ત્હારી શેઠાણીના નીચલા ઓઠનું ચુંબન લેવાને, તથા એ ચુંબનનો અંમૃત સરખો જે મધુરો પ્રેમરસ તે પીવાને, હું ઉમળકાભેર આવેલો, પણ વચમાં તું અને ત્હારૂં લટકતું લોલક નડવાથી એ ચુંબનની વાતજ તદન ચુંથાઇને કચવાઇ ગઈ !–અરે હવે તે રંગનો–ઉમળકાનો વખત તો જતોજ રહ્યો જો !

૫.–હમને બંનેને એટલે મ્હને, અને ત્હારી શેઠાણી જે મ્હારી પ્રિયા છે તેને–હમને બેહુ જણાંને–એથી કરીને એવો તો ક્રોધ ઉપજી આવેછે કે–ત્હારા બંધુને એટલે ત્હારો ભાઇ જે કાંટો, જે કે અગરજો નામનો કાંટો કેહેવાયછે તોપણ તે પોતાના ગુણમાં નિરુપદ્રવી છે–અધરાંમૃત પીવામાં ત્હારી પેઠ વચમાં આવીને સમુળગો નડે તેવો નથી–તે બિચારા ભલા, બેઠી બાંધણીના, અને વળી મોતીના ચળકારાથી સુશોભિત–એવા કાંટાને હમે આજથી હવે ત્હારે ઠેકાણે નીમવાનો વિચાર રાખીને ત્હને બરતરફ કરવાં ધારીયે છઇયે, કેમકે તેં મ્હને એકલાને અટકાવ અને રોકાણ કરીને મ્હારૂં એવી રીતે અપમાન કર્યું હોત તો કદાચ તે વાત જુદી હતી,

ફરી પીવું, પણ હાવાં તે મઝા કહાં ? અરે હાવાં તે લ્હેજત કહાં ?
શૂં કહું, લાગ્યું વિજયને જખ્મ શખ્ત !–રે નથડી રંગમાં૦–૩.[1]

---

( ગરબી. )

ઓ પ્યારી એકલડો મૂકી ક્યાં ગઈ ?
નેહ-નજરે બતલાવી દિધિ શિદ આશ જો ?
વળિ શિદને વદિ રસિક વચન ચિત ચોરિયું ?
કરવો હૂતો આખર જો નીરાશ જો ?–ઓ પ્યારી એકલ૦–૧.
પ્હેલાં મેં ન્હોતો શોધ્યો તુજ પ્રેમ રે ;
પણ તુજ પ્રેમે કહ્યું મ્હારાને આમ જો ;–
' ઉરકેરા તું, સાથે આપણ સોહિયે ';
નહિં મતલબિ એ, હતિ કુદરતિજ સલામ જો !–ઓ પ્યારી૦–૨.
પંદર દિવસ રહી તૂં મ્હારા સાથમાં ;
તેમાં, પ્યારી તે દીની શી વાત જો ?!–
અમૃત મીઠી નયન-ઉમળકે પાવું તેં ;
નથિજ ભુલાતૂં સુખ તે તો દિન રાત જો.–ઓ પ્યારી૦–૩.
જાતી વેળા–' વ્હાલા, મળશો ક્યાહરે ?'
પૂછયૂં વ્હીલે મ્હોએ ભોળી એમ જો ;
વ્હાલી ત્યારે ગગળિ ગયો હૂં પ્રેમમાં ;
લાગી મુજને આગગાડિ[2] હતિ ખેન[3] જો !–ઓ પ્યારી૦–૪.

---

પરંતુ, આ તો તેં ત્હારી શેઠાણીના જીવને પણ એ ત્હારાં કૃત્યથી છેક કચવાવી નાખ્યોછે–જોની તેની આંખ કેવી ક્રોધે કરીને રક્ત–રાતી થઇ ગયલી માલમ પડેછે ? !

૧.–મ્હારી તરસ હવે હમણાં જતી રહીછે–તોપણ પીવુંજ એવો આગ્રહ કરીને હું કદાચ એ અધરામૃત, ફરીથી મ્હારી મરજીને ખેંચી આણીને પીવા જાઉં, તો ત્હારી શેઠાણી શું કંઇ મ્હને ના પાડનાર છે ? પરંતુ હવે તે રંગ કહાં, તે ઉમળકો કહાં, તે લ્હેજત કહાં, ને તે વાત કહાં ? ! અરે નથડી, ત્હને હવે હું શું કહું ?–આ એવી રીતનાં ત્હારી નરેણીનાં જખ્મથી આ મ્હારૂં કાળજું જાણે આરપાર કોરાઇ ગયું હોયની !–આ એવું જાણે મ્હને દરદ લાગેલુંછે! બેભાન જેવી બેભાન–જાણે જંગલીજડ઼ !

૨–૩.–તે વેળા મ્હને એમ લાગ્યું હતું કે–આપણા દેશમાં આ આગ-

તરુણાવસ્થા કેરિ સ્હવારે ઊઠતાં ;
પ્રથમજ દિઠું ભુંડું વિરહાસુરનું મૂખ જો ;
હાય હવે મુજ દિન આખો રડતાં જશે ;
માટે, ઓ ભુંડિ મળ,-કે ન રહે દૂખ જો !-ઓ પ્યારી૦-૫.[1]
ઓ ભુંડિ શું તું હેશ ગઈ વિસરી મુને ?
નથિ શું વ્હાલી જયમ હું તુજને વ્હાઉં જો ?
શું હું પ્રેમ-પરિક્ષા કરતાં ચૂકિયો ?
ઉગતો[2] માટે તરુણ શું હું ભુલ ખાઉં જો ?-ઓ પ્યારી૦-૬.
ના ના, પ્યારી નથિજ તું તો કંઈ તેવિ[3] રે;
પરવશ પડિ તે હેશ બની લાચાર જો ;
પણ પરવશમાં પરવશ પ્રેમે એવડો ;
નિશ દિન ત્હારા કરે વિજય વીચાર જો.-ઓ પ્યારી૦-૭.

---

( પદ-રાગ ઉદાસી. )

આ શી કીધી ઘાત[4] રે ? ન તપાસિ તેં પ્રેમનિ જાત રે ;
ત્હારૂં હસવું[5] મ્હારી થઈ હાણ, સલુણી,-આ શી કીધી ઘાત રે !-ટેક.

---

ગાડીનું એન શું કરવા આવ્યું ?-કે એકદમ ઉતાવળો મ્હારી પ્રિયા અને મ્હારી વચ્ચે જોતાં જોતાંમાં આવી રીતે વિયોગ કરાવી દેછે ?!

૧.-તરૂણાવસ્થા-યુવાવસ્થાની સ્હવારમાં ઉઠતાં ક્ષારને, એટલે યુવાવસ્થાની શરૂઆતમાં પ્હેલવ્હેલુંજ મ્હોડું આ દુષ્ટ વિરહાસુર કહેતાં વિયોગ રૂપી દૈત્યનું જોવામાં આવ્યું; અરેરે! હવે એવી રીતના એ અપશાકુન થવાથી આ મ્હારી યુવાવસ્થા રૂપી આખો તમામ દિવશ વિજોગનાં દુખની કવિતા ગાવામાંજ જશે કે શું? અરે પણ હે પ્રિયા, તું જો વેળાસર મ્હારી દાઝ લાવીને મ્હને પાછી મળે-અને મ્હારો આખો દિવશ એ પ્રમાણે ઉદાસીમાં જતો અટકાવે,તો હજી એ વાત ત્હારા હાથમાં છે-તુને જેમ ઘટે તેમ તું કરજે-પરંતુ એટલું વિચારી જોજે કે ત્હારી સાથેનો જે મ્હારો પ્રથમ પ્રેમ, અને તે પ્રેમમાં પડેલો જે આ પ્રથમ વિયોગ, તે વિયોગનાં નિમિત્તે કરીને એ પ્રમાણે મ્હારો આખો દિવશ અફસોસ કરવામાં અને દિલનાં દરદની હાય પોકારવામાં નિર્ગમન કરવાનો વખત આવ્યોછે !

૨.-દુનિયાંદારીની રંગભૂમિ ઉપર નવો પ્રવેશ કરનાર-શિખાઉ-અનુભવ વગરનો-બિન માહિતગાર-કાચો છું, તેટલામાટે ?

૩.-છેહ-દગો દે તેવી-બેવચની.

૪.-પ્રેમ-ઘાત-(જેમ શસ્ત્રઘાત-જળઘાત-આત્મઘાત-પ્રાણઘાત-વિશ્વાસઘાત-તેમ.) ૫.-અજાણપણાંની મજાકનું હસવું.

પ્રેમનો તરસ્યો આવ્યો તું પાસે, આશા દીધી પ્રેમ-પાન;
હાથે કરી સાથે રાખીને છોડ્યો અધવચ મધ્યાને રાન.-સલુણી,આ૦-૧.
હૈયું મ્હારૂં તો અતિસેં-કોમળ, હાય કારી પ્રેમ ડહામ;
ગદ ગદ કંઠે બોલ્યો હું વાચા[1],-ઓ મિઠિ મા[2] કર આમ.-સલુણી૦-૨.
સ્વાર્થ કશો મેં મ્હારો ન જોયો, તન મન ધન તુજ કાજ;
પ્રેમને સોસે ત્રણે શોષાયાં, નાવે અલી તને લાજ?-સલુણી, આ૦-૩[3].
એમ છતાં હંજિ સ્વાર્થ ન મ્હારો,-અર્થ[4] હું ત્હારો[5] જોઉં;
તુજને ન તેનૂં જ્ઞાન[6] કશૂંએ, હાય બેભાન[7] હું રોઉં!-સલુણી, આ૦-૪.
કોમળ ત્હારી કાંતિ દિસે ને, પ્રેમ ભર્યાં તુજ નેન;
કીર્ણું[8] ત્હારાં,વણુ કેમે પડે નહિં, ચિત્ત-ચકોરને[9] ચ્હેન.-સલુણી,આ૦-૫.

---

૧.-વાણી. ૨.-ના કર.

૩.-ત્હારે કારણે મેં મ્હારૂં શરીર, મન, અને પૈસો એ ત્રણે વાનાનો ખરચ કરવામાં કશી રીતની કસર રાખી નહીં, અને પ્રેમરસ પાન કરાવવાની તેં મ્હને આશા આપેલી-વિશ્વાસ આપેલો-કરાર કરેલો-તે આશા-વિશ્વાસ-કરાર ઉપરજ માત્ર બેસી રહીને મેં મ્હારાં શરીર, મન, અને પૈસા વિષે કશી દરકાર ન રાખતાં,-એ ત્રણે વાનાંનું શોષણ થવા દીધું-હું શરીરે સુકાઈ ગયો, મ્હારૂં મગજ ભમતું થયું, અને મ્હારા પૈસાનું ઘણું નુકસાન થયું-અને એમ કરતાં જે કંઈ બાકી રહેલું તે નુકસાન હું પોતાની મેળે પોતાને માથે વ્હોરી લેવાને એ મ્હારાં ભમતાં મગજની ઉસ્કેરણીથી તત્પર થઈ રહ્યો-એવી રીતે મ્હારી દયા ઉપજવા જોગ સ્થિતિ બની ગઈ-એ બધું ત્હારેજ માટે-એમ જોઈને શું ત્હને સારૂં લાગશે ? !

૪-૫-૬-૭.-તું ત્હારાં અજ્ઞાનને લીધે મ્હને છોડીને જે આડે રસ્તે ગયલીછે, તે રસ્તે ત્હને ઘણા સ્વારથિયા-પ્રપંચી-ચોર-લુટારા-ફાંસિયા જેવા લોકો મળશે-તેવે રસ્તેથી તું પાછી ત્હારી મેળે સમજીને સવળે રસ્તે કેવી રીતે આવે-એ ત્હારાં હિતની વાત વિષે હું હંમેશ વિચાર કરતો રહુંછું; પરંતુ એ વાતથી તું બિલકુલ અજાણુ છે-ક્યારે આ કવિતા કરતી વખતે તેમજ આ ટીકા લખતી વખતે ત્હારી કુમળી પ્રેમાળ વાતોનું સ્મરણ થઈ આવીને મ્હારૂં હૈયું ભરાઈ આવવાથી મ્હારો કંઠ છેક ગદગદિત થઈ જાયછે-પણ એ મ્હારી અત્યંત ઉદાસવૃત્તિ વિષે ત્હને કશી ખબર નથી-અરેરે અફસોસ !

૮-૯.-ત્હારાં મુખ રૂપી ચંદ્રનાં કિરણોનું અમૃતપાન કીધા વગર આ મ્હારાં ચિત્ત રૂપી ચકોરપક્ષીને કદી પણ આરામ-સુખ થતું નથી.

વિદ્યા કહેવાય જે ઇંદ્રજાળની, તે તું શિખી ક્યાંથી કેમ ?
કઠિણપણું બિઠિ તુજને ન છાજે, એ બિઠિ ધર કંઇ રહેમ.–સલુ૦–૬[1].
સ્વાતિબુંદ તુજ આશે સદા છું, તરસ્યો હું ચાતક–જાત ;
ચિત્ત–ચકોર ચહે ન બિજો રસ, ચંદ્રસું પ્રીત પ્રખ્યાત.–સલુણી૦–૭[2].
વિરહ દહનથી તન મુજ શામળું, સુકુમાર કળિ તુજ માટ !
વિજય ભ્રમર આશ વિશ્વાસે જોતો, વસંતઋતુની વાટ !–સલુણી૦–૮[3].

---

૧.–ઇંદ્રજાળની એટલે જાદુ–માયા–છળભેદની.–અરે, ત્હારો મુખ રૂપી ચંદ્ર વિદ્યાનો ભરેલો જણાયછે–એ ત્હારો મુખ રૂપી ચંદ્ર વિદ્યાએ કરીને પોતે અદૃશ્ય રેહેવાથી આ સઘળો તમામ નજરબંધીનો ખેલ ભાસેછે,–બાકી બપોર શા, તડકો શો, જંગલ શું, મેદાન શું. તું કોણ, હું કોણ, તું ક્યાં, હું ક્યાં ? !–અરેરે, પણ એ પ્રમાણે કોઇની નજર બાંધી લેવી એ કઠિણ હૈયાંનું કામ છે–એ કામ ત્હને છાજતું નથી–અરે, હજી પણ મ્હારી દયા લાવીને–હૈયું કોમળ કરીને–કંઇ જરા તો તું રેહેમ-નજર બતાવ !

૨.–સ્વાતિબુંદ એટલે સ્વાતિ નક્ષત્રના વરસાદનું ટીપું.–ચાતક એટલે પપૈયો.–ચહે એટલે ચ્હાય.–ચંદ્રસું એટલે ચંદ્રની સાથે.–અરે ચતુર પ્રિયા, તું સ્વાતિબુંદ છે,અને ત્હારા વગર હું ચાતક પક્ષી નિરંતર તરસ્યોજ રહુંછું–એવી આશામાં કે કોઇ વખતે કુદરતની કૃપા હોશે તો સ્વાતિ–નક્ષત્ર વ્હેલું મોડું પણ આવશે–તેમજ વળી આ મ્હારાં ચિત્ત રૂપી ચકોરને ત્હારા મુખ રૂપી ચંદ્ર શિવાય બીજી કોઇ વસ્તુ ઉપર પ્રીતિ લાગેજ નહીં–એ વાત જે આખાં જગતમાં પ્રસિદ્ધ છે તે તું ચતુરને કેમ અજાણી હોય ? !

૩.–વિરહ–દહનથી એટલે વિજોગની બળતરાથી.–શામળું એટલે કાળું.–અરે, તું એક પુષ્પની નાજુક કળી છે, અને ત્હારા વિજોગે કરીને ભ્રમરની પોતાનાં મનની જે બળતરા તેને લીધે તેનાં શરીરનો રંગ કાળો પડી ગયલોછે. હવે એ ભ્રમર આશામાં કુદરતના ઉપર વિશ્વાસ રાખીને રાહ જોતો રહેલોછે–માટે જો કંઇ રસજ્ઞાનના 'ઘરની વસંતઋતુ આવીને એ ત્હારાં મનની કળી ખિલવા માંડે, અને તેથી કરીને પછી ત્હારાં મનની કળી પોતાના ભોગી ભ્રમરની કદર જાણીને–કુદરતી હવાથી હાલીને–તેને આવકાર દેતી હોય તેવી રીતની પ્રફુલ્લિત થતી માલમ પડે, તોજ એ કુદરત ઉપર ભ્રમરે એ પ્રમાણે જે આશા અને વિશ્વાસ રાખીને–આવી સખત તપશ્ચર્યા કરીને–પોતાનાં તન મન ધનનાં બળીદાન આપેલાંછે–તે સાર્થક કહેવાય !

## ( પદ—રાગ પરજ.* )

( "મ્હારૂં ગોકુળ જોવાને આવ રે, મથુરાંના વાસી"—એ ઢાળ. )

ચાંદા,[1] ઊંચો ગગન રહ્યો ચળકે રે, ઊંચે તું ચળકે;
ઊંધે લેખે[2] લલાટ[3] આ લૂળકે[4] રે, નીચું નમ્યું લળકે.—ચાંદા, ઊંચો૦—ટેક.
નાજ અવાય ઊંચાં, ઉડી રે, તું ન દેખે[5] રહ્યો દૂર;
હાય આ આમ[6] વદાય વિજોગડે, તુંથી તો સંધું છાયુંછે[7] પૂર રે.—ઊંચે તું૦—૧.
પ્રેમ સંબંધની આંકડી રે, વચમાં પાતી રસ રહોય;
જેથી લલાટ આ લળક્યાં કરે રે, પણ પાતળિ શેં કહી રોય રે.—ઊં૦—૨.[8]
પૂનમ—ચંદ્ર આ કેવો પ્રકાશે, ષોડશકળ સંપૂર્ણ;
પણ ઓછો જોઈ સંબંધ આવે ઓચ્છું, નૂર થઈ જતું ઝાંખું જીર્ણ રે.——૩.[9]

---

* નિચે ઉભેલ: આશકનું ઊંચી અટારી ઉપર બેઠેલી માશુક પ્રતિ, ચકોર પક્ષિનું ચંદ્ર પ્રતિ, અને ઝુલતાં લોલકનું કાકરવાં પ્રતિ,—એમ ત્રણ રીતનું બોલવું એ પદમાં છે.

૧.—મુખ રૂપી ચંદ્ર. ૨.—કરમમાં લખેલો ઊંધો લેખ.
૩.—કપાળ—નસીબ. ૪.—લળકવું એટલે ઝુમી રહેવું.—અરે ચાંદા, તું આકાશમાં ઊંચો રહેલો પ્રકાશેછે, પરંતુ વિધાત્રીએ મ્હારાં કપાળ ઉપર મ્હારાં નસીબનું લખાણ અવળું—ઊંધું—પ્રતિકુળ કીધેલુંછે, તેથી કરીને મ્હારે આ પ્રમાણે નિરાશપણાંમાં ગરદન નીચી નાખી દઇને ઝુલતાં રેહેવું પડેછે! ૫—૬—૭.—હું જે આ પ્રમાણે ત્હારે માટે તરસુંછું તેની ત્હને ખબર નથી. અરેરે, આ વિયોગનાં દુખના ઉભરામાં એ પ્રમાણે મ્હારે કેહેવું પડેછે—બાકી ત્હારી ચંદની તો સર્વત્ર પ્રસરી રહેલીછે—ત્હારી કાંતિ—ખુબસુરતી આખી દુનિયાંમાં મશહૂર છે!

૮.—ત્હારી અને મ્હારી વચ્ચે એક પ્રેમ રૂપી આંકડી રહેલીછે, તે આંકડીમાંથી હું ત્હારો પ્રેમરસ રહેજ રહેજ આછી રીતનો નિરંતર ધીમો ધીમો પીધાં કરૂંછું—અને એ આંકડીનાજ સંબંધથી આ મ્હારૂં નસીબ જરા તરા પણ ટગુમગુ ટકી રહીને લટક્યાં કરેછે; પરંતુ જેમ મોર નાચી કુદીને પોતાના પગ સામું જોતો હોય, તેમ મ્હારૂં નસીબ, એ પ્રેમ સંબંધની આંકડી એવી છેક પાતળી શા માટે છે—એમ અકળામણ કરીને હંમેશ અફસોસ કર્યાં કરેછે!

૯.—ષોડશકળ સંપૂર્ણ એટલે સોળે કળા સંપૂર્ણ એવી રીતનો આજે તું માણેકઠારી પૂનેમનો ઉગતો ચંદ્ર કેવો કેસરી રંગનો પ્રકાશી રહેલોછે? અરે પણ ત્હારી પાસે આવીને મ્હારાથી ત્હારો રસ પરિપૂર્ણ રીતે લઈ શકાતો નથી—એટલો મ્હારે ને ત્હારે ઓછો સંબંધ છે—એમ જોઇને

કેસરિ રંગ શિતળ રસ મીઠો, આપુંના હારો હું ચ્હાઉં ;
વિજય ચકોરૂં દિવાનું બની જાણે,ઉત્તર તારવડે હું પાઉંરે!-ઊંચે તું૦-૪.[1]

( દુહો. )

ચંદા તેરે બદનપર, લોક કહે હૈ દાધ;
મૈં જાનૂં હૈં ખેલતા, ભ્રમર કમલ બિચ ફાગ !-૧.

---

( ઉપજાતિ. )

આહા સુવાયૂ શિત[2] ખૂબ વાએ; વર્ષે રુડો ઝર્મર હાવભાવે;[3]
વર્ષેછ નાગો[4] તડકે વળી આ; આહા પ્રકાશે પુતળી[5] મળી આ !-૧.
રે શાં બને મસ્ત રુઆંનુરાગે[6]; પાછૂં વળી સ્વસ્થ[7] થવાય જાગે[8];
પ્રકાશ તે અસ્ત[9] અરે ન આગે[10];તર્કો[11] થતાં બ્હો વિર્હ-તીર[12]વાગે.-૨.
રે તે સલૂણી ગઈ ક્યાંહ ન્હાસી ; મૂકી ગઈ આ બદલે[13] ઉદાસી ;

---

મ્હારાં મનને વિષે બહુ ઓછું આવી જાયછે-હું દલગીર થઈ જાઉંછું-અને મ્હારા ચ્હેરાનું નૂર ઝાંખું-ઢીલું-ફીકું-જરજર થઈ જાયછે !

૧.-એ પ્રમાણે ત્હારી સમક્ષ મ્હારાથી શી રીતે આવી શકાય-એ બાબતનો કંઈ જવાબ એ વચમાંની આંકડીના વિજળીના તારની મારફતે મ્હને કોઈ રીતે પણ મળે એવી હું ચકોર પક્ષી મ્હારાં પ્રેમનાં દિવાનાપણાંમાં આશા રાખુંછું-અને એ મ્હારી પ્રેમઘેલછા ભરેલી ઇચ્છા ફળે પણ ખરી !-એમ જો હું ન રાખું ભરૂંસો ;-તો ઈલાજ પણ બીજો કરૂં શો ? !

૨.-ચંડો. ૩.-વરસાદ ઝરમર ઝરમર વરસેછે તે જાણે હાવભાવ કરીને પોતાની પ્રિયા જે હવા તેની સાથે પ્રેમનાં લાડ-ગેલ કરતો હોય એવો શૃંગારી-પ્રેમી-રસિક અને રળિયામણો લાગેછે !

૪.-સુરજના તડકાનો પ્રકાશ જારી હોયછે ને જે વરસાદ આવેછે તેવો-અંધરાયલાં વાદળાંનાં આચ્છાદન વગરનો.

૫.-એ પ્રકાશને વિષે એક મોહિનીસ્વરૂપ જોવામાં આવ્યું !

૬.-અનુરાગે-અત્યંત પ્રીતિએ કરીને શરીર ઉપરનાં રૂઆં કેવાં મસ્ત બની રહેછે ! ૭-૮.-એવી રીતનાં એક મિઠ્ઠાં-હ્હેજતદાર સ્વપ્નમાંથી જાગી ઉઠતાંમાં પાછું પોતાની મુળ-અસલ સ્થિતિમાં આવી જઈને સ્વસ્થ થવાયછે !

૯-૧૦-૧૧-૧૨.-એવામાં પેલો સ્વપ્નમાં જોવામાં આવેલો જે પ્રકાશ તે જતો રહેછે, અને પછી તરેહ તરેહના અંદેશા ઉપજી આવીને મનને વિષે વિજોગનાં જખમ-ઘા વાગીને તેની વેદના થતી લાગવા માંડેછે ! ૧૩.-પોતે જતી રહી અને પોતાના બદલામાં પોતાની પાછળ ઉદાસીને અવેજી તરીકે મુકતી ગઈ !

મીઠી કટાક્ષે મન ચોરિ લીધૂં; જાતાં ન તે આશા-કટાક્ષ કીધૂં.-૩.
ધીમે ધિમે ગંભિરતા[2] વધેછે; તેમાં પછી જોવિ મઝા[3] સદેછે[4];
આસક્તિ[5] જો સાચ્ચિ[6] સદા ફળેછે;[7] જદા[8] તદા કાચ્ચિ કદા[9] બળેછે.-૪.
સાચાંજ રહેતાં સુખ-વૃષ્ટિ થાએ; થંડી વળી વાયુનિ લ્હેરિ વાએ;
પ્રકાશ વળિ જોઈવળી હસાએ;[10] પાછૂં વિજયથી પીઈને પવાએ!-૫.

---

મિથ્યા કહ્યૂં મ્હારું ગયૂં સહૂ છે; આ દીલને લાગણિ થૈ બહૂ છે;
લાચાર આશે રહિને થયો રે; વિશ્વાસ શો તે દિ હવે ગયોછે.-૧.
રે તે શું પાછૂં નહિં દેખું હાવાં? આવાંજ[11] ગાંડાં[12] કવનો શું ગાવાં?
ગાઉં પરંતૂ સુણુનાર[13] ક્યાં[14] છે? વિશ્વાસ રાખૂં સુણનાર હ્યાં[15] છે!-૨.

---

૧.-પાછી મળવાની આશા આપે તેવો આંખનો તિરછી રીતનો જે સંકેત તે. ૨.-ઠરેલપણું-સહનશીલતા.

૩-૪.-તેમાં પછી સહજ સ્વભાવે કુદરતી રીતે જે થાય તે જોયાં કરવું એવી વૃત્તિ રાખીને રેહેવામાં બહુ મઝા માલમ પડેછે-અને એવાજ પ્રકારની મઝા ઠરેલ સ્વભાવને સદેછે એટલે માફક આવેછે-અનુકુળ પડેછે.

૫-૬-૭-૮-૯.-અંતઃકરણનો જો ખરો પ્રેમ હોય તો તેનો ધારેલો અર્થ કોઈ સમે પણ તેને પ્રાપ્ત થયા વગર નજ રહે; અને જે કાચો-ઉપલક-બ્હારનો બતાવવાનો-મતલબી પ્રેમ હોયછે તે જ્યારે ત્યારે કદી પણ તુટી જાયછે, અને તે પછી દાવાનળની પેઠે આપોઆપ પોતે પોતાની મેળે સળગીને-બળતો રહીને અંતે તે નિરાશા-ખાખ થાયછે!

૧૦.-ગંભિરતા અને સાચવટની રેહેણીએ રેહેવાથી એ પ્રમાણે પરિણામે ફળપ્રાપ્તિ થાયછે-એવો જ્ઞાનનો પ્રકાશ જોઈને સંતોષના ઘરનું હાસ્ય-પ્રેમનો આનંદ ઉપજેછે.

૧૧-૧૨.-આવી રીતે મભમ રીતની-ઠામ ઠેકાણાં વિનાંનીજ કવિતાઓ મ્હારે ગાયાં કરવી કે શું? ૧૩-૧૪.-અરે એવી મભમ રીતની-તરંગી કવિતા પણ હું તો હોંસથી ગાઉં-જો એવી કવિતા સાંભળીને તેની કદર કરનાર મ્હારી પ્રિયા મ્હારી આગળ હાજર હોય તો-પરંતુ તે કદરદાન સાંભળનારી મ્હારી પ્રિયાજ અહિંયાં-આ ઠેકાણે ક્યાં છે?!

૧૫.-અરે મ્હારી પ્રિયા આ મ્હારી કવિતા સાંભળવાને જાણે અહિંયાં આટલામાંજ કંઈ સંતાઈને, ભરાઈ રહેલી હોય-એવા મ્હારા કાંનમાં ભણકારા પડેછે; અને હું, મ્હારી પ્રિયાની એવી રીતની ખાસિયત છે-એમ જાણુંછું, માટે મ્હારી ખાતરી છે કે એ વાત એમજ છે-એ સાંભળનારી મ્હારી પ્રિયા હ્યાં-એટલે અહિંયાં-આટલામાંજ કંઈ છે!

શાબાસ શાબાસ ખરૂં પડ્યું આ ! શોધંતું[1] મૂનેજ ભલૂં જડયૂં આ !
આહા શિ દેખૂં સમ-ઘેલછા[2] આ? મૂખે ધૂદાએ[3] શિ મઝા અચ્છા[4] આ!-૩.
કેવી સુવાયૂ મિઠિ લ્હેકિ વાએ ! વીચાર શા શા દિલ ઊભરાએ !
ખોટૂં નથી જ્યાં ઉભરા ઝિલાએ ; ત્યાંહાં થતી ઓછિ જણાય લ્હાએ.-૪.
ના રહિ સંમૂળી થઇ ખાલિ છે આ; ભાગ્યો ધુમાડો ફુંક મારિ જે આ ;
હંમેશ હાવાં સુખ છે થવું આ;[5] ગાણૂં વિજયનૂં ગાંડૂં[6] ગયૂં આ !-૫.

---

( ગરબી. )

મૂગો રેહેવા ઘણેરો હું ચ્હાઉં, તોયે બોલાઈ જાય રે ;
શૂળ રહિ રહિ પાછી સાલે યાર, ધટકે જિવડો જાય રે.-૧.
રહેતાં રહેતાં ગઈ સહુ હોંસ, રહ્યું ન જોર તંનમાં ;
માણસ બોલે તોયે મૂગું[7] જાણ, કહેવાય નહિં જે મંનમાં.[8]-૨.
કંઈક મભમમાં[9] જે બોલાય, અનૂભવિ જાણે રે;

---

૧.-મ્હારીજ ખોળ-તપાસ-શોધ કરતું (મ્હારી પ્રિયાનું વ્હાલ-હેત !)

૨.-જેવી મ્હારી પોતાની પ્રેમ-ઘેલછા છે તેવી-તેના સરખીજ-સામી પ્રેમ-ઘેલછા આ મ્હારી પ્રિયાની આ વખતે દેખાયછે ! અથવા, એનો બીજો અર્થ એવો કે-મ્હારી પ્રિયા આ વેળા કેવી આગ્રહ કરીને મ્હને પ્રેમરસ પાયછે ? એ આગ્રહ કરવામાં પોતે જે અનેક તરેહના સમ ખાયછે, અને મ્હને સામા સમ આપેછે, તેમાં એ મ્હારી પ્રિયાની કેટલી અને કેવી પ્રેમ-ઘેલછા દેખાયછે ? !

૩.-બોલાયછે.

૪.-ખૂબ-ઠીક-ખાસી.

૫.-આટલું-આવી રીતનું-નીચે પ્રમાણેનુંઃ-

૬.-પોતાનું લખેલું પોતેજ ખરેખરૂં સમજી શકે એવું જે મભમ અને વિલક્ષણ વૃત્તિનું ગાયન-જેનો ખરો મુદ્દો, વિજય, વિજયની પ્રિયા-જે હોય તે, અને વિજયની શૃંગારરસની કવિતાનો જે પ્રેમદેવ તે, એકલાં એ ત્રણ જણાંથીજ સમજી શકાય. અને તેટલામાટે બીજાં સહુને સમજ ન પડી શકવાથી ગાંડું લાગે-એવું જે એ ગાયન તે પણ વળી વિજયે એ પ્રમાણે આજે ગાઇ નાખ્યું !

૭-૮.-મનુષ્ય બોલેછે તોપણ તે ઘણેક પ્રસંગે મુગાં સરખુંજ છે એમ જાણવું, કારણ કે તેના મનમાં જેવી રીતે દુખ કે સુખ તેને લાગતું હોયછે તેવી રીતનું તેનાથી મ્હોડે બોલીને બ્હાર બીજાંઓને બરાબર સ્પષ્ટ રીતે બતાવી-સમજાવી શકાતું નથીજ !

૯.-સંકેતમાં.

અવળું સમજી બીજાં તો અજ્ઞાન, ગુણને દોષ નાણે[1] રે !–૩.
દુઃખ ગભરામણમાં મિત્ર, ધૈર્ય ને આશ[2] છે ખરાં ;
મારી મનડૂં રાખ્યૂં બહુ સેહ, થાય ન તોયે દુઃખ પરાં.[3]–૪.
શીકું ઝાંખું દિસે ચ્હેરે નૂર, મને નહિં ચ્હેન રે ;
નીરો કરિને ગુજારૂં આ દીન, લહૂં સંધું ચેન રે.–૫.
હાય ક્હેતાં ગળું ગુંગળાય, એવી ઉન્હી આરી રે ;
પ્રેમદુખ તે જાણ્યો મેં આજ, ખરે ખટકો ભારી રે.–૬.
લલનાએ લગાડીછે લેહ, ચોરાઈ ચિતડૂં ત્યાં જતૂં ;
માથે કામ પડ્યાંછે અટાટ[4], તેમાનું કંઈએ ના થતૂં.–૭.
ઝાઝો જન્મ થકી પ્રેમ-ખેલ, જાણ્યું ન હોશે દૂખ રે ;
ઊંઘમાં[5] પણ રહૂંછું હેરાન,[6] ખરે નથિ સૂખ રે!–૮.
હાય જાશે શું જવાની આમ,[7] નહિંજ દેખૂં સુખ રે ?
છાતી સરસી હું ચાંપૂં હાસ, ક્હાં છે તે મીઠી ઊક રે ? !–૯.
હૂં તો જુદાઈ જખમો દાખીશ, દશા જે જે ભોગવી ;
મળ્યું મનડૂં મ્હારૂં એક તેસું, નથિ અનીતિ જોગવી.–૧૦.
સુણિ વાત શું નહિં શરમાય,[7] દેખી પ્રીય-દુખ આવડૂં ?
અમીદષ્ટે શું ઉઠિ નહિં ધસાય, છઊં જે ઘાયલ મડૂં[8]?–૧૧.

૧.–જે સદાચરણનાં લક્ષણની–ખુબીની વાત હોય તેને ઠેકાણે તેને ખોડ–ખામી–દૂષણની વાત ગણેછે–માનેછે ! ૨.–ધીરજ અને આશા. ૩.–દુર–આઘે. ૪.–ઘણાં–પુષ્કળ.

૫–૬.–નિદ્રા હંમેશાં સર્વ મનુષ્યને આરામ આપનારી છે, તેમ છતાં મ્હારી નિદ્રા સ્વપ્નાવસ્થાના સરખીજ રહેછે ; અને તેમાં એ સ્વપ્નને વિષે પણ એની એજ મ્હારી ચિત્તની ચોરનારી લલના નિરંતર મ્હારી આગળ ખેલતી ભાસેછે ; હવે એવી રીતે મ્હારી પ્રિયા મ્હને સ્વપ્નમાં મળેછે, તો તેવી રીતે પણ મ્હને સુખ થવું જોઈયે, પરંતુ હું જે હેરાન રહુંછું તેનું કારણ એવું કે–એ સ્વપ્નને વિષે મ્હારી પ્રિયા એવી તો સ્વચ્છંદી ભાસેછે કે તેથી કરીને હું જાણે બેજાર બની જઈને તેથી પછી હેરાન હેરાન થઈ જાઉંછું !

૭.–એવી રીતની આ મ્હારી વાત સાંભળીને મ્હારી પ્રિયા જે એક લાજાળીના છોડ સરખી સુકુમાર ને કુમળી છે તેના દિલમાં મ્હારે વિષે દાઝ ઉપજી આવવાથી તે શું લજવાઈને સંકોચાઈ નહીં જાય ? !

૮.–આ દેહ જે શબવત્–શક્તિહીન અને વિરહનાં જખમથી ઘાયલ

કુળિ સાચી ભોળી પ્રીયા મ્હારિ, શાં[1] શાં તેને[2] દુ:ખ હશે ;
જોય ધિરજે વિજય-ચાતક[3] વાટ, નક્ષત્ર-સ્વાતિ[4] આવશે !-૧૨.

---

( ગરબી. )

પ્યારી પડવું પડે જુદાં આમ, આવ્યૂં ઊંધું[5] જયાંહ રે;
જોની ક્યાં હૂં રહી તું ક્યાંહ, મળવૂં હવાં ક્યાંહ રે ?-૧.
લાંબી[6] અવધ કહ્ડાશે આં કેમ, ન સુઝે છુટશે ક્યાહરે ;
મુઝઇ બહુ, રાખું વળિ આશા એમ, ભાવી[7] હશે જયાહરે.-૨.
હાય ભાવી કહેતાં તો અભાવ, થયોછે આ ભાવને ;
( તોયે ) ક્યમ નિંદૂ તરાવે એ નાવ, આ દુ:ખ દરિયાવને.-૩.
( એમ ) થવા ધીર હું તો બહુ જાઉં, પણ ન માને[8] મંન રે ;
કહેછે 'હું ન પટાવે[10] ઠગાઉં, દેખૂંછું અગંન[11] રે !'-૪.

---

બની ગયલીછે તે. ૧-૨.-હું આવી રીતે મ્હારાં પોતાનાં દુખને રડુંછું, પરંતુ તે બિચારી મ્હારી પ્રિયાને પણ એજ પ્રમાણે મ્હારા વિજોગથી કોણ જાણે કેવાં કેવાં દુખ હશે ?! ૩-૪.-પપૈયાની પેઠે બીજું કંઈ પણ પાણી ન પીતાં ધીરજ રાખીને વિજય, સ્વાતિ નક્ષત્રની એટલે સંયોગના વખતની રાહ જોયાં કરેછે, અને આશા રાખી દિલાસો લેછે કે વ્હેલો મોડો પણ તે વખત આવશે !

૫.-( ચોધડિયું-દૈવ-પ્રારબ્ધ ; અથવા કુદરતનું તોફાન ).

૬.-વિયોગની લાંબી દરમિયાન મુદત. ૭.-નિર્માણ થયલો વખત. ૮.-અરે વિરહનાં દરદથી મ્હારા સ્વભાવની વૃત્તિ બદલાઇ જઇને વિલક્ષણ રીતની થઇ ગયલીછે-એવી જે વૃત્તિ તે વૃત્તિને "ભાવી" એ શબ્દ બોલતાં તો હવે અભાવ-અપ્રીતિ-અરૂચિ ઉપજેછે ; તોપણ એ "ભાવી" શબ્દ રૂપી જે નાવ-વ્હાણ તેની હું અવગણના કેમ કરૂં ?-એ ભાવિનાં નાવ-વ્હાણે કરીને તો દુ:ખના દરિયામાં તરી શકાયછે-ડુબાતું નથી-કેમકે "ભાવી"-વ્હાણના ભંડારમાં આશા, ઉમેદ, વિશ્વાસ, ધીરજ, હિંમત, દિલાસો વિગેરે બહુ બહુ પ્રકારનાં ઔષધ, ઉપાય, તુમડાં વિગેરે અનેક વસ્તુઓ ભરેલીછે, તથા એ દુખ દરિયાનાં હવા-પાંણી-રોગ વિગેરે જે અડચણો તે આપણને બહુ લાગી તથા જણાઇ શકતાં નથી ! ૯.-પરંતુ મ્હારૂં મન મ્હારૂં કહ્યું માનતું નથી-એવી રીતે સમજાવ્યું સમજતું નથી.

૧૦-૧૧.-એ મન કહેછે કે "એ ભાવિ રૂપી વ્હાણના ભંડારમાં આશા,

નહિં કંઇ ન્હાનીસુની એ અગંન, હતાં દુર ત્યાંથિ આ ;
મળવા બદલે થયાં વધુ દૂર, આવી ઉંધિ કયાંથિ આ ? !–૫.[1]
પ્યારી સંભારે મનડું આ મોજ, ત્યમ ત્યમ વધુ મોહમાં ;
ફુસઇ અગને[2] ચમકતું[3] આ રોજ, ચમક જયમ લોહમાં !–૬.
લાગી અગંન દિલે ન ખમાય, કરૂં ઉપાય કેમ રે ;
દર્દ–ઉભરો ન રાખ્યા ખમાય, લાવે.ન શું રેહેમ રે ?–૭.
શું હું વીસર્યો ? હોય ન એમ, અરે મન સાંભર્યું ;
નથિ વાંક, પ્યારી છો લાચાર, પાસે પાનું આ ભર્યૂં.–૮.[4]
હોય ; નીભાવવૂં જયાં લાચારિ, સમો સમો લાવશે ;
પ્યારી વિજયસું રાખી રહે પ્રેમ, હશે દાહાડો આવશે !–૯.[5]

---

ઉમેદ, દિલાસો વિગેરે બધું ભર્યુંછે–એમ જે તું આત્મા મ્હને સમજાવેછે, તે હું–(મન) ત્હારૂં કહેલું કદી સાચું માનનાર નથી–એ તો એમ કરીને પેલા વેદાંતિઓની પેઠે તું મ્હને પટાવીને છેતરવા માગેછે–'ચક્ષુભિઃ સત્યં'–હું આ મ્હારી પોતાની આંખે પ્રત્યક્ષ દેખુંછું–કે આ વિરહનાં દુખના દરિયામાં અગંન–આગ–બળતરા–લાહ્યનાં મોજાં ઉછળી રહેલાંછે–અને તું મ્હને સમજાવેછે કે એ તો સહુ મિથ્યાભાસ છે–તે હું કેમ માનું–સમજું ?!–એ ત્હારૂં ઓધવજીનું બ્રહ્મજ્ઞાન હું ગોપિકાને ન ગોઠે !"

૧.–અરે પણ એ મન એમ કહે તેમાં એનો વાંક પણ નહીં તો !–આ અગન કંઇ જેવી તેવી નથી. અરે પ્રિયા, જોનિ, મૂળ આપણે એક બીજાંથી દૂર તો હતાંજ, ત્યાંથી પાસે આવીને મળવાને બદલે બ્હારોબ્હાર ઉલટાં એક લંકામાં તો બીજું લાહોરમાં–એમ આપણે એક બીજાંથી વધારે છેટે પડી ગયાં–એવી ઊંધી–અવળી ( તકદીર ) વિધાત્રીએ આપણે માટે કયાંથી ખોળી ક્હાડીને આપાણા તરફ હડસેલી દીધી ? !

૨–૩.–જેમ ચમક પથ્થર સાથે લોહોડું ઠોકાયાથી તનખા પડેછે, તેમજ સ્મરણશક્તિ રૂપી લોહોડાં સાથે આ મ્હારાં કાળજડાં રૂપી ચમક પથ્થર અથડાયાથી વિરહાગ્નિના નિત્ય તનખા પડેછે !

૪.–શું તું મ્હને ભુલી ગઈ ? અરે ના ના, તું મ્હને ભુલી ગઈ નથી–મ્હને યાદ આવ્યું,–આ ત્હારા ગઈ વખતના પ્રેમ–પત્રમાં તેં જે સઘળી સવિસ્તર હકીકત લખી જણાવેલીછે, તે ઉપરથી માલમ પડેછે કે તું નિરંતર મ્હારૂંજ ચિંતન કર્યાં કરેછે–ત્હારી એમાં કંઇ પણ રીતની કસુર નથી–તું લાચાર છે.

૫.–હોય; એ વિજોગનાં દુખના દિવશ પણ જતા રેહેશે ; જે ઠેકાણે આપણો ઇલાજ નથી તે ઠેકાણે ધીરજ રાખવી–

। (ગરબી.)

પ્યારી તૂં તો બહૂ સાંભરે ;
હાંરે એકાંતે સુતાં બેસતાં વાંચતાં ખરે[1].-હોજીરે, પ્યારી તૂં૦-ટેક.
હાંરે થયોછૂં દીવાનો ના સુઝે કંઇ મૂજને ;
હાંરે સુતાં ખ્યાલમાંરે[2] દેખૂંછ સાણે તૂજને.-હોજીરે, પ્યારી તૂં૦-૧.
હાંરે દેખી ભેટવા ધસૂં ને પછી જાગતાં ;
હાંરે ના દેખૂં ને વાગ્યામાં શરો બહુ વાગતાં.-હોજીરે, પ્યારી૦-૨[3].
હાંરે પ્રથમ ઠાવકિ પણ જ્યારે પ્રેમમાં હસે ;
હાંરે મિઠડિ ભોળી દીવાની રંગીલી દિસે.-હોજીરે, પ્યારી તૂં તો૦-૩[4].

---

સમો સમો લાવશે-એટલે વખત વખતને લાવશે; અથવા, એનો બીજો અર્થ એવો કે-હાલ ગમે એવો આડો-વાંકો-હઠીલો હશે જોગ,-તોપણ વખતે કરીને તે પાંસરો-ગાબરો દોર થઇ જઇને તેનો મટી જશે રોગ !-તું ત્હારા પ્રિય સાથે નિરંતર પ્રેમ રાખી રહેજે-પ્રારબ્ધમાં હશે તો સંયોગનો દિવસ અકસ્માત્ કદાચ કાલેજ આવશે !

૧.-ખરેખર,જ્યારે જ્યારે હું એકલો અને એકાંતમાં રહુંછું ત્યારે ત્યારે સુતાં, ઉઠતાં,બેસતાં,પસાર કરતાં, લખતાં, વાંચતાં અને એવી રીતે હર કંઇ કામ કરતાં એકલા ત્હારાજ વિચારો મ્હારા મનને વિષે નિરંતર ઘોળાયાં કરેછે. ૨.-એવી રીતે ત્હારાજ ખ્યાલમાં-વિચારમાં સુઇ જવાથી પછી સ્વપ્નમાં પણ પાછી તનેની તનેજ નિરંતર દેખુંછું !

૩.-એવી રીતે સ્વપ્નને વિષે દેખીને હું ત્હને ભેટવા એટલે મળવા અથવા આલિંગન દેવા જોશભેર ત્હારી પાસે આવવા દોડઉંછું, એવામાં પછી એ ધુમાડાના બાચકા રૂપ સ્વપ્નની મુરતી હાથમાં ન આવતાં ઝબકીને હું જાગી ઉઠુંછું-એટલે તું તો કંઇ જણાતી નથી, ત્યારે પછી એક તો આ મ્હારૂં દિલ વિરહના તીરથી જખમી થઇ થઇને આળું બની ગયલું હોયછે-અને તે વાગેલાંમાં પાછાં ફરી ફરીને એવી રીતે એ વિજોગના બાણ વાગ્યાં કરેછે-એટલે એ પ્રમાણે દૂખતી આંખે બમણી ઠોક વાગવા સરખું થાયછે !

૪.-પ્રેમનો ઉમળકો આવતાં પેહેલાં પ્રથમ તું જાણે ઘણીજ ઠાવકી-શાણી-ઠરેલ-ડાહી હોય તેવી દેખાયછે, પરંતુ જ્યારે તું પોતાના ખરા રંગમાં આવી જઇને પ્રેમના ઉમળકામાં પ્રબળ ચિત્તે-મન મુકીને હસેછે, તે વેળાં જાણે તું અલબેલી-ઘેલી અને કંઇક પ્રેમઘેલછાવાળી હોય તેવી પ્રેમરસમાં મગ્ન-આનંદી-મસ્ત બની ગયલી ભાસેછે ; અને એ વાત જ્યારે હું ત્હને કહુંછું ત્યારે તું મ્હારી આગળ તથા કશો ક્ષોભ પામતી નથી-એવી તું નિખાલસ મનની શુદ્ધ દિલ દેનારી પ્રેમદા છે !

હાંરે આંખડિ–અંજને મુને છે ખરે. આંજિયો;
હાંરે ત્હારી નયને ગરવ છે મ્હારો ભાંજિયો.–હોજીરે, પ્યારી૦–૪[1].
હાંરે તાકી તીર[2] કેવૂં તીરછું[2] તું ફેંકતી;
હાંરે ત્યારે બેમાલુમ[3] કમાન[4] કેવી લ્હેકતી[5]? !–હોજીરે, પ્યારી૦–૫.
હાંરે મીઠી એમ શું લખે તું ઠપકો[6] મુને?
હાંરે નથી યાદ શું દિધેલ જે વચન[7] તુને?–હોજીરે, પ્યારી તૂં૦–૬.
હાંરે નથી એકલી, હું છૂં તુંથી વધૂ દુખી;
હાંરે મથતાં મળે ન જોગવાઇ,–કેમ સુખી?–હોજીરે, પ્યારી૦–૭[8].
હાંરે આવ્યામાંજ છૂં એ મીઠિ ધિરજ રાખજે;
હાંરે પછે વિજય[9]–રસ ચખાય[10] તેમ ચાખજે!–હોજીરે, પ્યારી૦–૮.

---

૧.– ત્હારી અણિયાળી આંખમાં સુરમાના સરખું અંજન કર્યું હોય એવો જે ત્હારાં જોબનની ખુમારીનો ઘેરો રંગ ભાસેછે–તેણે કરીને હું જાણે અંજાઈ ગયલોછું–મોહિત થઈ માહાત થઈ ગયોછું–એવી રીતની ત્હારી આંખ ઉપર ખરેખર હું ફિદા–કુરબાન છું; હું એમ સમજતો હતો કે ગમે તેવી કોઈ મોહિની સ્ત્રી આવીને મ્હને મોહ પમાડવા માગે તોપણ હું મ્હારૂં મન ચલિત થવા દઈને કદી તેનાથી લોભાઉં–અંજાઉં નહીં, પરંતુ એ મ્હારૂં અભિમાન ત્હારી આંખનાં જાદુએ ભુલાવી દીધેલુંછે! ૨.–કટાક્ષબાણ. ૩–૪–૫.–એ કટાક્ષબાણ મારતી વખતે ત્હારી ભ્રકુટી–ભમ્મર રૂપી કમાન–કામઠું–ધનુષ્ય કેવી બેમાલુમ રીતે– જાણે ઇસારતમાં રહેજ ધ્રુજતું–હિલતું હોય એમ ભાસતું?!

૬.–"તમે મ્હને વિસરી ગયા હોઓ એમ લાગેછ"–એવી રીતે અનુમાને કરીને ઉઠાવેલી શંકા.

૭.–"હું ત્હને કદી વિસરનાર નથી"–એવું જે વચન–પ્રેમપ્રતિજ્ઞા તે.

૮.–તું એકલીજ વિરહના દુખથી દુખી છે એમ ન જાણીશ–હું ત્હારા કરતાં વધારે દુઃખી છું–એક તો વિરહનાં દુખથી દુખી, ને તેમાં વળી ગમે એટલી કોશીશ કરતાં પણ ત્હારા તરફ આવવાને મ્હને કંઇ તક–નિમિત્ત–પ્રસંગ નથી મળી આવતો; વિચાર કર કે હવે હું એ પ્રમાણે એવડાં દુખમાં કેવી રીતે સુખી હોઈ શકું?!

૯–૧૦.–તે વેળા પછી ત્હારામાં જે પ્રમાણે રસિકતા–શક્તી–જુરિયત હોય તે પ્રમાણે તુ યથેચ્છ રીતે–તૃપ્ત થવાય તેટલી અને તેવી રીતે–ત્યાં લગી,–જેમ વીરરસમાં તેમ શૃંગારરસમાં વિજયી પુરૂષ એવો જે વિજય તેનો,–પ્રેમરસ લેજે!

( દોહારા. )

ઓ પ્યારી તૂં ત્યાં પડી, હું તો પડ્યોછૂં આંહ;
ક્હે શી ધારી યુક્તિ તેં, મળવૂં હાવાં ક્યાંહ ?–૧.
બહૂ મુકવવા હૂં મથ્યો, લાજ તું'થી ન મુકાય;
મુજને પણ એ ટેક કે, મેળે[૧] પી રસ પાય.–૨.
અરે હવે એ ના ઘટે, લાજ ગાન સમ લાહ્ય;
પ્રિત સાચે પડદો કરો, ન પતિજ[૨] તો શેં સાહ્ય?–૩.
રે કાંટો[૩] તે શૂં કરે, મળ્યાં મંન બે એક;
અરે એજ કાંટો લહૂં. થયૂં માન[૪] જ્યાં છેક[૫].–૪.
તક સાચવતાં કિંમતે,–ખરી, વસ્તુ વેચાય;
અતિ મોંઘી કરવા જતાં, પરતાઈ સરતે જાય.–૫[૬].
ક્હાવી કામિનિ[૭] વશ રહે, સહે કામનાં બાણ;
કેતકિ નહિં સંદેહ મન, ચંપા હોશો આન[૮].–૬.

---

૧.–લજ્જા રૂપી જે સવામણનું તાળું તે પોતાની જીભ રૂપી કૂંચીએ કરીને પોતાની મેળે–જાતે ઉઘાડીને–ખોલીને.

૨.–મ્હારા પ્રેમ વિષે ઈયા મ્હારે વિષે કોઈ પણ રીતનો જો ત્હેને ભરોસો ન પડતો હોય તો પછી શું કરવા તું એવી રીતે મ્હારો હાથ ઝાલીને ઝાલી રાખેછે, અને મ્હારો પલ્લો પકડી રાખીને મ્હને મ્હારે રસ્તે જવા દેતી નથી ? ! ૩.–વચમાં નડતી શંકા રૂપી શૂળ જે હોય તે–અંદેશો–ખતરો,–અથવા હરકત–પ્રતિબંધ.

૪.–ગુમાન–અભિમાન–રીસ–તોર–પતરાજ–ફાંકો.

૫.–હદથી જ્યાદે–અતિશય–( લઘુમાન નહીં પરંતુ રસશાસ્ત્રને વિષે જે ગુરૂમાન કેહેવાયછે તે. )

૬.–પોતાની વસ્તુની જે યોગ્ય–વાજબી–ખરી કિંમત હોય તે જો ઉપજતી હોય તો પછી તેવી તક જવા ન દેવી, કેમકે તેના કરતાં વધારે નફો મેળવવાની રાહ જોઈને–વધારે ભાવ ખાવાનો લોભ કરીને, તેને અતિસેં મોંઘી કરવા જતાંમાં પછી પાછળથી પરતાઈને તેની યોગ્ય કિંમત કરતાં ઉલટી સસ્તી–ઓછી કિંમતે ગમે તેવા બેકદરને તે વસ્તુ આપી દેવી પડેછે !

૭.–આઠગણા કામવાળી કેહેવાતી જે સ્ત્રી જાત તેમાંની તું એક.

૮–૯.–તું કદરદાન કેતકીનાં ફુલની જાત નહીં, પણ આન ક્હેતાં બીજી કોઈ બેકદર ચંપાની જાત હશે–એવો મ્હારા મનને વિષે એ ઉપર-

પણ ભમિ પાછો ભ્રમર આ, શોધી એનો સાથ;
ન હોય ચંપા તોજ એ, કેતકિ સુંદર જાત.–૭[1].
ચતુરાં ક્યમ ચૂકૂ અરે, પળ પળ રસ છલકાય;
દૂર રહે ક્યમ તેહવો, ડુબિ આનંદ ઝિલાય?–૮[2].
આ શીયાળે સુખ નહીં, તે ઉરૂ–સ્હોડનું હાય;
ઘેલું[3] દિવાના વિજયથી, પ્રેમે ગગળિ વદાય.–૯.
મધુરસમાંની મિષ્ટતા, બોલી હળવે એમ;
અરસિક રસના રસિક કરું; હરિ મુકિ શક્તિ ન કેમ?–૧૦[4].

---

(દોહોરા.)

ત્હારામાં ત્હારાપણૂં, ઓ પ્યારી જો હોય;
મુજને આમ ઉદાસિમાં, એકલડો નજ જોય!–૧.

---

થી સંશય ઉપજેછે! ૧.–પણ આ મ્હારો મન રૂપી ભ્રમર એવી રીતે સંદેહમાં ભમી ભમીને પાછો ત્હારી તરફજ ખેંચાયછે–એ ઉપરથી એવું અનુમાન થાયછે કે તું ચંપાની જાત નહીં હોય; અને જો તું ચંપા નથી, તો પછી તું કેતકીની સુંદર જાત છે–એવો એ ઉપરથી એ પ્રમાણે સિદ્ધાંત થાયછે.

૨.–અરે ચતુર પ્રીયા, તું આની તક કેમ જવા દેછે? મ્હારો પ્રેમ-રસ ક્ષણે ક્ષણે ઉભરાઈને નકામો જતો રહેછે–અને તું તો આઘે–વેગળે રહેછે–ત્યારે હવે એ પ્રેમરસના ઉભરા કોણ ઝીલે, અને એહુથી સાથે વળગીને ડુબકી મારીને એ આનંદરસમાં કેવી રીતે ન્હાઈ શકાય?!

૩.–એવું પ્રેમઘેલછા ભરેલું.

૪.–શૃંગારરસ રૂપી જે અમૃતરસ ને તેમાં રહેલી જે મિઠાસ તે ધીમે રહીને આ પ્રમાણે બોલી કેઃ–કોઈ અરસિક,–ગાયન, કવિતા, ઇત્યાદિ રસ–વિષયના મર્મની કદર–બૂજ ન કરી શકે એવી, તથા તે રસને સમજીને લઈ ન શકે એવી, રસના કહેતાં જીભ હોય, તો તેને એવા રસ–વિષયની સમજણ આપીને–તેની પાસે કદર–બૂજ કરાવીને તેને એ રસ–વિષય ઉપર પ્રીતિ–શોખ ઉત્પંન કરાવી શકું એવી છું, પરંતુ તેવી જીભ વગર કોને કરૂં?!–અર્થાત્ જમનાર વગર જમાડનાર કોને જમાડે?! હે પ્રેમ-દેવ, શૃંગારરસ જામે એવાં સાધન અને અનુકુળતા જ્યાં જોઈયે તેવે ઠેકાણે તેં કેમ નથી આપ્યાં?!

મળવું ત્હારે હાથ છે, પથિ.કો મ્હારે સાથ;
સાથી ત્હારાં સ્વારથી, તૂં તો પ્રેમી જાત.–૨.
ઓ મિઠિ એક સમે હતૂં, આપણ વચ્ચે વ્હાલ;
હાલ હવે સંભારતાં, બનૂંછ હૂં બેહાલ!–૩.
સિતાર કવિતા સૂણતાં, દેતિ અધરરસપાન;
તે સુખ ક્યાં[1] સંતાડયું.તેં, ન જડે[2] છૂં બેભાન!–૪.
ડૂમો રહડતો છાતિયે, ભીતર મંન મુઝાય;
મુકું નિશ્વાસ નિરાશ થઈ, રે ઉભરા[3] ન ઝિલાય[4]!–૫.
હૂં તો પ્રેમી જીવડો, પ્રેમ મુજ ખોરાક;
પ્રેમી થઈ તૂં ક્યમ પ્રિયા, રહેમ ન આણે કાંક?!–૬.
મનની વાતો મન વિષે, સમાવિ શકું હૂં કેમ;
અતિશય જેમ દબાવું[5] હું, નિકળે ઉભરઈ[6] તેમ!–૭.
ક્યાં જાઊં કોની કને, વિનાં મંન–મીલાપ;
કંઠ મુકાતાં મળિ જશે, પ્યાલું વખતસર[7] આપ!–૮.
પ્રેમ ભર્યૂં કે વિષ ભર્યૂં, મંન ગમે તે આપ;
પ્રાણપ્રિયા તૂં આવિને, અધવચરૂં[8] દુખ કાપ!!–૯.
હૂં લંબાવૂં હાથ બહુ, પ્યાલૂં લેવા કાજ;
પ્યાલે તૂં ન અડે[9] જરા, ભલી ત્હારિ પતરાજ!–૧૦.
પ્રેમિજનોની ન્યાતમાં, ઘણુંક ઘોલ્લાં હોય;
વણ તેડે વણ ન્હોતરે, જમવાની તક જોય!!–૧૧.

---

૧–૨.–ઓઠ રૂપી ત્હારા દોલાબમાં તે સુખ તેં કિયે ઠેકાણે છુપાવી રાખ્યુંછે? મ્હને જડી શકતું નથી, અને તેથી કરીને પછી હું બેભાન બની જાઉંછું!

૩–૪.–અરેરે જે વિરહ–વેદનાની વ્યાકુળતાના વિચારના ઉભરા આવેછે.તે બ્હાર નિકળ્યા વગર આ મ્હારાં દિલમાંના દિલમાં પાછા ઝીલીને રાખી શકાતા નથી–એમ થવાથી એ મ્હારૂં દિલ ગુંગળાઈને અકળાઈ જાયછે!

૫–૬.–જેમ નવ સાંધે ને તેર તુટે તેમ; અથવા બંબાની સુંઢમાંથી ગમે તેમ ફુટી નિકળીને પાણી પોતાનો રસ્તો કરેછે તેમ!

૭.–હજી–વેળાસર. ૮.–અધવચ રહેલું. ૯.–અ-

શૂં તું મને તેવો[1] ગણે, નથિ હૂં વેવો છેક;
પ્રીત એકતરફી ન ચહું, મુળથી મ્હારો ટેક !–૧૨.
એમ છતાં વળી પ્રેમમાં, નેમ સદા ન પળાય;
નથી આપણી પ્રિત નવી, તથાપિ સંશય થાય.–૧૩.
શૂં હું થયો અળખામણો, ગયો આગલો પ્રેમ ?
ઉત્તર કૈં નથિ આલતી, મનમાં ત્હારા કેમ ?!–૧૪.
અમિરસ તુજ મુખ ચંદ્રનો, ચિત–ચકોર મુજ ચ્હાય;
અતિશય કાં ઓ માનિની, ગુરૂમાનમાં[2] જાય ?!!–૧૫.
વિમાસવૂં[3] પાછળ પડે, એવું ન ધરિયે માન;
ચતુરાં તુજને ચેતવૂં, ચેત સમજિ લે સાન !!–૧૬.
વેગિ વખત વહિ જાય આ, નહિં રહે જવાનિ હમેશ;
લ્હેજત સહુ લૂંટઈ જશે, જરિ[4] લુટારો[5] દેશ !!!–૧૭.
સુરખી[6] પ્રેમનિ નહિં રહે, જોબન પડશે ઝાંખ;
જશે ઉમળકો પડિ ફિકો, ખલક[7] દીસશે ખાખ[8] !!–૧૮.
નથી ભુખ્યો હૂં વિષયનો, શુદ્ધ પ્રેમ હૂં ચ્હાઉં;

---

ડકે–સ્પર્શ કરે. ૧.–વગર તેડે ન્હોતરે આવીને "પોતીકાં માણસને ન્હોતરાં તેડાં કેવાં ?!"–એમ કહીને પોતીકા બની જમવા અડી જાય તેવા ઘેહ્લા જેવો !

૨–ઘણી રીસમાં (લઘુમાન હોય તો તે કદાચ શોભે, પરંતુ આ ગુરૂમાન તો ત્હને બિલકુલ શોભતું નથી–તેમ તે ત્હને ઘટતું પણ નથી).

૩.–અંદેશામાં–પસ્તાવામાં પડીને ટક ટક જોયાં કરવું તે.

૪–૫.–ઘડપણનો પ્રદેશ–મુલક આગળ એવો આવેછે, કે તે ઠેકાણે ઠામ ઠામ બહુ બહુ રીતે લુંટાઈ જવાનો ભય છે–માટે જે કંઈ લ્હેજત ભોગવવાની પોતાના હાથમાં હોય તે ન ભોગવતાં કૃપણતાથી તેને સંઘરી દપટી રાખવી એમાં એવી રીતે ડાહાપણ નથીજ !

૬.–રતાસ. ૭–૮.–આ આખું જગત રસ કસ વગરનું–ફીકું–શુષ્ક–સેરડીના કૂચા સરખું–ઘડપણના પોતાના રંગ જેવું–ખાખ સરખું લાગશે ! ને તે વેળા પછી "ગોળમાંથી ગળપણ ગયાં, સેરડી, કેરી, વિગેરે ફળ, મેવા, અંન,–એ સરવેમાંથી રસકસ–સ્વાદ–મિઠાસ સહુ જતાં રહ્યાં, વ્હાલાંમાંથી હેત–પ્રીત ગયાં !"–એવું એવું પોતાની લાગણી પ્રમાણે બોલીને, પોતાનામાં તે રસ–સ્વાદ–લ્હેજત લેવાની

કદરદાન તુજને ગણી, પ્રેમ-કવન[1] આ ગાઉં !-૧૯.
જિવતાં લગિ હૂં તો કદી, નહિંજ મુકૂં મુજ ટેક;
વ્હાલિ વિજયની સમજજે, મ્હારે તો તૂં એક !-૨૦.

---

મર્મમાંહ્ય એ માનુની, લખે લેખ તું ઠીક;
સમજાં તૂં કે હૂં વિજય, પણ એ તારી બ્હીક !-૧.[2]

---

શક્તિ નથી રહી-એમ ન જાણતાં, કે પછી જાણી બૂજીને, જગતનો તથા તે માંહેલી વસ્તુઓનો વાંક કહાડવો પડશે !

૧.-પ્રીતિ-ગીત.

૨.-અરે ગુમાન ભરેલી માનવતી, તેં ગુહ્ય અર્થના ભેદવાળો પત્ર તો ઠીક લખી મોકલ્યોછે, કે જે કોઈ બીજા શખ્સના હાથમાં જાય તો તેને તે ફારસીમાં કે વિલાતી બોલીમાં લખેલા જેવોજ જણાય-એ ત્હારા પત્રનું લખાણ માત્ર તું અને હું એ બે જણાંજ સમજી શકાયે તેવું છે-પણ નિખાલસપણે પોતાનાં મનની વાત સ્પષ્ટ રીતે કહી દેવાની ત્હારામાં હિંમત નહીં, તેથી તેં એ પત્રનું એ પ્રમાણે વિનાં કારણે મરડાટમાં લખાણ લખેલું;-એ શિવાય એમ કરવાનું બીજું કંઈ ત્હને કારણ નોહોતું-અર્થાત્ તું બ્હીકણ છે, સાંભળઃ-

( ઇંદ્રવિજય વૃત્ત-સવૈયો. )

બ્હીક ધરી મરવાની કહે ક્યમ આવતું રોકિ શકાય બગાસૂં ?
છીંક વળી ક્યમ છેક રહે છુપિ ટેકથિ તસ્કર ખાવે દવા શૂં ?
ઠીક લહી બગ ધીમું ભરે ડગ નામ જગે ઠગનૂં પડ્યું ખાસૂં !
બ્હીક ગુમાન ધરે શું તું માનનિ વૈદ કને નખરાંપણું આ શૂં ?!-૧.

અર્થઃ-કેટ મનુષ્યને માત્ર બગાસાં આવવાથીજ તેના પ્રાણ જાયછે-એવી વાત સાંભળીને મરવાની બ્હીક રાખીને બગાસું આવતું હોય તે કેમ કરીને અટકાવી શકાય ?-કોઈ ચોર કોઇ ગૃહસ્થના ઘરમાં રાતે અંધારાંમાં ચોરી કરવાને ભરાયલો હોય, તે પોતાનાં પગલાં ઘણી સાવચેતીથી હળવે હળવે-અવાજ ન સંભળાય તેવી રીતે મુકીને ચાલતો હોય, તે તેનાં કદમ તો એવી રીતે છુપાવી શકે, પરંતુ તેને તે ઠેકાણે તે વેળા છીંક આવવાની થઈ હોય, (ગધેડાનાં ભૂંકાણની પેઠે!) તે છીંકના ઇલાજને માટે તે કીયા વૈદ પાસે શું ઔષધી લેવા જાય ?! અને છીંક નજ આવી એવો તે ઠેકાણે તેનો ટેક પણ તેનાથી કેવી રીતે જાળવી શકાય ? !-નદી કિનારા ઉપરનો બગલો ( બગભગત ) પોતાનાં કદમ ઘણાંજ સાવચેતીથી હળવાં હળવાં ને ધીમાં ભરીને, માછલાં જેથી ચેતીને ન્હાસી ન જાય તેવી રીતે તે ચાલેછે, અને પોતાના મનમાં તે સમજેછે-કે 'આ આખાં જગતમાં

શિકાર ધાર્યો સ્હેજમાં, અબળાથિજ લેવાય;
તું તો એથિ ઊલટૂં લખે, ઉડાવ્યું એ કહેવાય.—૨.[1]
નથિ મતલબ કશિ પૂજને, કે હું કરૂં તજવીજ;
એ મુજ બેદરકારિનું, વિચાર તૂં મુળ બીજ.—૩.
જે નર સામો કરગરે, માદા[2] સમ[3] તે જાણ;
કે બેકદર ગમારથી, બુએ મર્દમુછમાન.—૪.
ખરી પ્રીત તો ત્યાં લહૂં, પ્રથમથિ જ્યાંહ વળાય;
ચુકવી[4] પાછળથી જુએ, એ નર માદા[5] ન્હાય.—૫.
હવે થવા માશુક ભુંડી, કરે કોટિ ઊપાય;
વિજય ન હરગિશ લેખવૂં, નિયમ ન ઊથાપાય.—૬.
નાક ધનાળૂં તપખિરે, સદા મલિન જે રેહ;
તે ખુશબો—ખુબિ ના બુઝે, તે પર—બદબો કેહ.—૭.[6]

બંદા જેવું કોઈ પાકું અને પોંહોંચેલું નથી!' પરંતુ જગતમાં તેનું નામ ઠગ એવું જે પડેલુંછે.(બગસાધુ) એ સરપાવ તેને યથાયોગ્ય—ઘટારત રીતનો મળેલોછે!—અરે માનવતી, તું વેદની આગળ પેટ છુપાવીને—આવી રીતનું સાધ્વીપણાંનું ડોળ ઘાલીને—નખરાંબાજી,અથવા નખરાંપણું એટલે આવું ખોટાંપણું—જુઠાણું શું બતાવેછે?!—અર્થાત્ તું બીકણ અને પ્રમાદી છે!

૧.—મેં કહેલું કે પ્રેમ ઉપજાવવો એ ચતુર સ્ત્રીનું—ત્હારૂં કામ છે—હું તો એ વાતથી નિસ્પૃહી છું—મ્હારા જ્ઞાનાનંદમાં હું નિરંતર મગ્ન છું; ત્યારે તેં લખ્યું કે—"અશક્તિમાન ભવેત્ સાધુ"—હવે એના જવાબમાં મ્હારે ત્હેને કહેવાની ફરજ પડેછે કે:—બેકદરદાન બકેછ બાધું,—સમાન—મધ, મરિ, મરચાં, આદું!—ઉડાવ્યું એ કહેવાય—એટલે એનું નામ આમ તેમ સમજાવીને ઉડાવ્યું—ભમાવ્યું કહેવાય!

૨—૩.—માદા—આજારી જેવો, અથવા પક્ષીની માદા જેવો, જનાની—બાયલો. ૪.—જાણીજોઈને બાકું જોઈ નજર ચુકવીને, પાછળથી—"મેં ત્હમને જોયા નહીં હોં—માફ કરજો—કંઈ મનમાં ન આણશો"—એમ કહે! ૫.—આજારી; અથવા જનાની—બાયલા.

૬.—જેને ચમચા જેવા ચિપટા ભરી ભરીને ક્ષણે ક્ષણે તપખીર સુંઘવાની ટેવ હોય તેવું માણસ ગુલાબનાં, એલચીનાં, અને હેનાનાં અત્તરની લ્હેજત કેમ કરીને લઈ શકે?—તે પર બદબો કેહ—એટલે તે ઉપરથી પછી તે સુવાસને નઠારો વાસ છે એમ કહે; અથવા, એનો બીજો અર્થ એવો કે—"જેમ આપ ભલે જગ ભલા ઔર આપ બૂરે જગ બૂરા" તેમ પોતે જાતે બેકદર—અરસિક—અશક્તિમાન હોય, તેથી કરીને પછી પો-

સ્વાર્થ છતેં[1] સંતાડવો, ન સધાએ વિપરીત[2];
વધાથિ વેણ ગુમાનમાં, વિજય ન વળું એ રીત[3].-૮.
જોકે પ્રિતરસ ખુબ ચહૂં, જોકે ઝંટ-પિંગળાઉં;
તોપણ તું સમ શઠસું આં, સમંજિ ફરજ શઠ થાઉં!-૯.
સ્ત્રિજાત કહું તો ચાલશે, જેનિ આદિ પંણ-સૂઝ[4];
વિજય તેથિ લહું રથળ ઘણેં, શઠતા માંહિ રમૂઝ[5]!-૧૦.

---

( કવિત. )

પ્યારી આ પ્રદેશ દૂર બ્હારોબ્હાર જવું પડે,
ન મળાયું તુને લખું પત્ર છું લાચારીથી;
મેં તો કીધું નક્કિ જોઈ નારિયોની વૃત્તિ,
કે પળાય પતિવ્રત[6] ન યુવતિઓ બિચારીથી;
તુને સારૂં લાગે તેમ કરજે તું સુખે થકી,
પ્યારાને છે ખાતરી[7] ન થાય તેવું[8] પ્યારીથી;
વિજય કહે પ્યારી હમણાં વિયોગ-તાપે[9] રહે જો,-
તરસ,[10] તો સૂખ વધુ મોડાં સ્વાતી-વારીથી[11]!-૧.

---

તાની કમળાના રોગ ભરેલી આંખથી તે પારકાંને તેવું દેખીને તેને બદનામી આપે!

૧.-પોતાની મતલબ હોય તેમ છતાં તેને છુપાવવી.

૨.-અવળું-ઢંગ ધડા વગરનું.

૩.-એવી રીતે કદી પણ વિજય પ્રાપ્ત ન થાય-સ્નેહ ન મળે!

૪.-પ્રેમ-પ્રતિજ્ઞા વિષેની સમજ.

૫.-એવાં શઠપણાંમાંજ ગંમત-મઝા!

૬.-પ્રેમ પ્રતિજ્ઞા-પ્રિયવ્રત-પ્રિતમવ્રત.

૭-૮.-જે કર્મ અઘટિત અને ગેરવાજબી હોય તે સારૂં લાગીને તેવું અઘટિત અને ગેરવાજબી કામ પ્યારીથી કદી થઈ શકેજ નહીં-એ વિષે પ્યારાને ખાતરજમા છે!

૯-૧૦-૧૧.-હમણાં-હાલમાં આ વિરહ-જુદાઈનાં દુ:ખ રૂપી પરિતાપની ગરમાયી જે તરસ અને કંઠ શોષ વેઠવો પડે તે જો તું ધીરજ રાખીને સહન કરે, તો પાછળથી આપણા સંયોગ-મિલાપ રૂપી સ્વાતિનક્ષત્રના પ્રેમરસના વરસાદથી એ હાલનાં દુખના અવેજમાં જે ઘણું-વધારે-બમણું સુખ પ્રાપ્ત થાય-મળે તે સુખની ખરી કદર-બૂજ ત્હારાથી તે વખતે એ પ્રમાણે તરસ સહન કરી હોય તોજ થઈ શકે!

ઓ પ્યારી તું કયમ ટેક મુકિ આ મુકાવે આજ,
બતાવે બેવફાઈ જે લાવે ભુંડિ ર્‌હાય છે ;
ઓ પ્યારી આ હનિ આખર લગિ આશક-જીવ,
છેલ્લો પ્રેમ જોવો ચ્હાઈ પાલવંડો સ્હાયછે ;
શું આ આમ છેકજ દાખે છાતી કઠિણ,
તકશીર વનાં શૂર આણી તોડવા તું ચ્હાયછે ?
વિજયને શક પ્યારી એમ ત્હારી તોડી તુટે,
જબ્બર રબ્બર-પ્રીતિ ન તુટિ તણાયછે !-૧.

---

અરે નૂરી નૂર ત્હારૂં કેમ લાલ જોઉં ઝાંખું,
દૂરથી હું દેખી ત્હને શૂર ચ્હડિ આવતું ;
મનહર રસભરી કાલી કાલી વાણી ને,
અજાણી જાણે લાજની તે જોવું મુને ભાવતૂં ;
અરે તે કામણગારી હીલચાલ ક્યાં સંતાઈ,
અરે ભોળા આશકને એમ મા ભમાવ તૂં ;
દિવાનો વિજય હૂંફી-ઊમળકે[1] હસ્યો,
હવે હવાની[2] દવાએ જરા ગ્રીવાને[3] નચાવ તૂં !-૧.

---

અરે નૂરી આવ પાઈ પીલે પીલ નૂર,
શૂર ચ્હડી ગયું દૂર નથિ હીલચાલ અંગમાં;
અરસ પરસ હવે ઇન્તેજારી ગરમ છે,
શરમે ન દૂર ઝૂર રંગે કર ભંગ મા;*

---

૧-૨-૩.-એવી રીતે વિજય ફકીરનાં મનને વિષે જે ફિકર તે નૂરીની નરમ-મંદ તબિયતમાં નૂરીને ન જણાવતાં તે ફકીરે તે નૂરીને આ પ્રમાણે કહ્યું કે-"લે જો આ હું હૈયાંનાં ખરાં હેતના ઉમળકાથી હસુંછું, માટે હવે એ મ્હારાં હસવાંથી મ્હારાં દિલનાં હેતની હવા જે બ્હાર નિકળી તે હવા રૂપી મ્હારી ફકીરી દવા હું ત્હને આપુંછું-હવે એ મ્હારી ફકીરી દવાને તું માન્ય કરીને તું ત્હારી ગ્રીવા કહેતાં ડોકી-ગરદનને જરા નચાવ-નચાવી દે તો બા !"

* એ પૂર્વાર્ધનું વ્યાખ્યાનઃ-અરે નૂરી, તું હવે ત્હારી તબિયત

મરમ જો સમજે તો માન મૂકી મળ હવે,
હરદમ રહેતી હાય કેવી ઊંડ્ સંગમાં;
હસવાં રોવાંનું ન મળે ઠેકાણું[1] વિજયને,
નૂરી તે તે તણાણોછે[2] ત્હારાજ તરંગમાં[3] !–૧.

---

વાટમાં નમુનો દીઠો આ પ્યારી તદ્રૂપ ત્હારો,
ધસ્યો હું તે પાસે ભેટવા આવેશી ભૂલમાં;
શું કહું આ પ્યારી જે મિઠાસ લાગે ત્હારા,–
સંદેશા કહેનાર–વાણીમાં ન તે તો બુલબૂલમાં[4];
આ પ્યારી આ હોઠ ઇન્તેજારીની[5] સીસોટી[6] વાગે,
બાગે જોતાં બુંદ[7] સ્હવારે ગુલાબ–ફૂલમાં[8];

---

હોંશિયાર–ચાલાક બનાવી દે, અને પ્રેમરસ પાઇને પીલે, અને પછી આ ત્હારી જે લાલી ઝાંખી પડી ગયલીછે, તેને પીલી નાંખીને એ પ્રેમરસમાંથી નવી તાજી સુરખી આવે તેણે કરીને પાછું તું ત્હારા ચ્હેરાનું નૂર સુરખી ભર્યું અને ચળકતું–દીપતું બનાવી દે; અથવા, પ્રેમને પીલે–ફણગે–અંકુરે કરીને પાલીને પ્રેમરસ પ્રાપ્ત કરી લઇ ત્હારા ચ્હેરા ઉપરનું નૂર પાછું સુરખી ભર્યું અને દીપતું કરીદે! ત્હને પણ હવે આ પ્રેમનો ઉમળકો આવવા માંડ્યો હોય એમ જણાયછે, અને ત્હારાં અંગમાંની હિલચાલ કરવાની શક્તિ કંઈ જતી નથી રહી–તે ત્હારા અંગમાંજ રહેલીછે. હવે અન્યોઅન્ય આતુરતા જોશમાં ઉભરાઇ જાયછે; માટે તું લજ્જાએ કરીને દૂર રહી મનમાં મુઝાયાં ન કર, અને રંગ ખાસો જામે એમ છે, તેમાં તું હવે એવી રીતે ભંગ ન કર! ત્હારો પ્રેમજ્વર મ્હારાં ક્વિનાઇન વગર ખસનાર નથી!

૧–૨–૩.–વિજયને હસવાનું કે રોવાનું–દિલ ખોલવાનું ત્હારી રૂબરૂ શિવાય બીજું કોઈ ઠેકાણું નથી; અથવા, એનો બીજો અર્થ એવો કે–વિજયનાં હસવાં રોવાંનો કંઈ ઢંગ ધડો–પ્રમાણ નથી–હસવાને બદલે રડે અને રડવાને બદલે હસેછે–એવો એ વિજય ફકીર ત્હારાજ તરંગમાં–ખ્યાલમાં હોલેદિલ જેવો બની ગયલોછે; અથવા, એનો બીજો અર્થ એવો કે–અરે નૂરી, તું પ્રેમનો સાગર છે, તેથી ત્હારા તરંગમાં–મોજામાંજ એ નિરંતર તણાયો જાયછે! ૪.–બુલબુલ પક્ષીનાં ગાયનમાં.

૫–૬–૭–૮.–સ્હવારના પ્હોરમાં બાગમાં ફરતાં ગુલાબનાં ફુલના ઉપર જે ઓસનાં–ઝાકળનાં મોતી જેવાં ટીપાં હોયછે તે જોઇને ત્હારા ગુલાબી સુરખી ભર્યા, પણ વિજોગના શોકનાં ચિન્હવાળા, એવા જે ગાલ તેનું સ્મરણ થઈ આવેછે; અને પછી ચુંબન લેવાને સારૂ આ મ્હારા

ઓ વ્હાલી વિચાર વ્હાલ. આવું જો પ્રતિમાપર[1],
હશે વિજયનો કેટલું તું બીજ[2]-મૂળમાં ?!-૧.

---

પગલાં ન ઉપડે રડાઈ જાય આંખથી,
ને કેર[3] આ તણાય છેલ્લિ[4] કરતાં સલામમાં[5];
કર હાલ્યા[6] વનાં કેમ કરી ચાલું[7]-મન બોલ્યું,
કર બોલ્યો-કેર[8] લેવા દેવાનાં છું કામમાં;

---

હોઠમાં દયાભાવ સહિત આતુરતા ભરેલી ઇચ્છાનો સળવળાટ થઈ આવીને એ હોઠ રૂપી વરાળયંત્રમાં પ્રેમના આવેશની ગરમીની વરાળનો જોસ્સો ઉત્પંન થઈને તેનાથી અણધારી રીતે સીસોડી-સિપટી વગાડી દેવાયછે! ૧-૨.-હવે તું વિચાર કર કે ત્હારી પ્રતિમા એટલે ત્હારા નમુના, ત્હારા પ્રતિનિધિ, અને માત્ર ત્હારી નકલ-પ્રતિબિંબ રૂપ મૂર્તિના ઉપરજ જો એવી રીતે મ્હને એટલો પ્રેમનો ઉમળકો આવેછે, તો પછી તું પોતે જે મૂળ-અસલ કારણ બીજ રૂપ છે તેના ઉપર મ્હારો પ્રેમ કેટલો અને કેવો હશે?!

૩-૪-૫.-જુદાં પડતી વખતે જે આખરે છેલ્લી સલામ-એટલે ફરી પાછાં ઈશ્વર કૃપાથી જ્યારે ભેગાં થવાય ત્યારે ખરૂં, પરંતુ તે વખતે તો છેલ્લીજ સમજવાની એવી જે કાળજગરી સલામ-તે કરતાં આ કર-એટલે જમણા હાથમાં તે વખતે કંઈ પક્ષઘાતનો રોગ થઈ આવવાની તૈયારી થવા માંડતી હોય, તેમ એક પ્રકારની તાણ ઉત્પંન થઈ આવીને-એ હાથ પાછો પાછો ખેંચાઈ જવા લાગ્યો!

૬-૭-૮.-માણસ જ્યારે ચાલેછે ત્યારે તેના બંને હાથ વારા ફરતી આધા પાછા હાલેછે એવો સ્વાભાવિક કુદરતી નિયમજ છે-હવે એવી રીતે એ ઠેકાણે-"હાથ હાલ્યા વગર પગને ચાલવાનો મ્હારાથી કેમ કરીને હુકમ આપી શકાય, અને એ પગ ચાલ્યા વગર કેમ કરીને ચાલી શકાય-જો એ પગને એવો અણસમજો હુકમ આપવા જાઉંછું, તો તે 'એક વાર હાથને તો હાલવાનો હુકમ થઈને તે હાલવા માંડે, પછી હમે ચાલીશું'-એમ પોતાના ટાચકા ફોડીને-તતડાવીને-સામો તરત જવાબ આપે એવા છે, ત્યારે તે વેળા મ્હારે કરવું શું?"-એ પ્રમાણે મન બોલ્યું! એટલે જમણો હાથ ટાંટિયાના તરફ ફરીને વચમાં બોલી ઉઠ્યો કે-"અરે ઓ ઘણુંધોરી લંબટાંગા લબૂસો, શું અમસ્તું સમજ્યા વગર મુગી મુગી ઇસારત કરીને સૂબા સાહેબની આગળ મ્હારી ફરિયાદ કરોછો? દેખતા નથી કે હું આ સૂબા સાહેબનો (મનનો) હુકમ બજાવવામાં-રાજાધિરાજ પ્રેમરાયના તરફનો જે કર-જગાત તે આપવા લેવાનાં કામમાં રોકાયલોછું?-

એવી ભાંજગડમાં[1] આકરષણ[2] એવું થયું,
આખું આ શરીર સ્તબ્ધ[3] રહિ ગયું હામમાં;
મન બોલ્યું-વાદિ[4] પ્રતિવાદિ[5] જો રાજી[6] વિજય,-
રાજીનામું[7] પ્રેમરાય માની રાખે ધામમાં!-૧.

---

બોલવાનું હજિ તો બહુ બહુ રહ્યુંછ તોય,
પ્યારી હવાં એટલુંજ સમો આવી રહ્યોછે;
નથિજ લગાર ગમતું આ આમ છુટાં થવું,

---

અમથા અમથા ટાચકા ફોડીને જાણે મહા મ્હોટા કામદાર હોઓ તેવું ડોળ ઘાલીને નકામી ટેંટેં શું કર્યા કરોછો? કોણ ત્હમને ચાલવાનું કહેછે?-ઉભા થઈ રહો, અને મ્હારી અદેખાઈથી દુખવા લાગા હોઓ તો કરારે બેસી જાઓ, પણ ફરીથી હવે મ્હારૂં નામ લઈને મ્હને ખિજવશો ના-સમજ્યા કે? નહિંતો જોવીછ આ ચાબખ?!"

૧-૨-૩.-એવી રીતેની તકરાર-હા, ના,-પંચાત-માથાકુટ થતાંમાં પેલો પક્ષપાતનો રોગ જે જમણા હાથમાંથી પ્રથમ પ્રવેશ કરવા લાગેલો, તે હવે એ ઠેકાણે એ વખતે આખા શરીરમાં વ્યાપી જઈને-પ્રસરી જવાથી આખું આ શરીર સ્તબ્ધ થઈ જઈને-હાલતું ચાલતું બંધ પડીને ગૂમ થઈ ગયું, એટલે પેલા લંબટાંગા લંગૂસોને બેસી જવાની હિંમત આવવાથી એ તક તરત ઝડપી લઈને તેઓ લાગલા બેસીજ ગયા, અને એ પ્રમાણે આખું આ શરીર અટકી પડયું!

૪-૫-૬-૭.-ત્યારે તે વેળા પછી સૂબા સાહેબ (મન) બોલ્યા કે-"રાજાધિરાજ કૃપાનિધાન પ્રેમરાયજી પોતાની પ્રજા ઉપર ઘણી રેહેમનજર રાખનારા છે, તેથી પોતે આ શરીરની આવી સ્થિતિ જોઈને એવી રીતનો હુકમ આપેછે કે-વાદી પ્રતિવાદી, એટલે પ્રિતમ પ્યારીની એકઠાં-સંયોગમાં રેહેવાની જે ઈચ્છા તે ઈચ્છાકાર વાદી, અને તેઓનો વિયોગ થવાનો જે સબબ અથવા યોગ તે પ્રતિવાદી-એ બે વાદિ પ્રતિવાદી જ્યારે એવી રીતે રાજી-અનુકુળ હોય એમ આ કામના સાક્ષીપુરાવા ઉપરથી સિદ્ધ થાયછે ત્યારે, અને વળી પ્રિતમ પ્યારીને જુદાં પડવાની મરજી જણાતી નથી, તો હવે બેલાશક તેઓ રાજી રહે તેમ તેઓને ભેગાં રેહેવા દો!-એને સારૂ પ્રીતીની નીતિનો નિયમ-અથવા કાયદો આ પ્રમાણે છે કેઃ-પ્રિતમ પ્યારી-એ બેમાં મન જો રાજી, તો પછી શું કરી શકે મુલ્લાં અને કાજી?!" (એવી રીતે એ શરીરના અવયવોની મસલતથી એ પ્રમાણે પ્રિતમ પ્યારીનો વિયોગ થતો કોઈ એક વખતે ખરેખર અટકેલો!)

હાય રે લાચારી, સુખ-દીં તેવહી ગયોછે;
હોય, હવે વાત તે ન સંભારવી વારે વારે,
આશાનો મલમ જુદાઇ-જખમે કહ્યોછે;
વિજય કહે ધીરજે જો નખ[1] ન મરાય,
રૂઝે[2] એમ જાણવું કે પ્યારી મિલાપ[3] પાછો થયોછે!-૧.

---

(હોળી—રાગ ખમાચી.)

પ્યારી પાછી મળશે તું, કહેની હવે કયારે ?
ધિર મને ના રહે, કહેની હવે કયારે ?-પ્યારી પાછી મળશે તું કહે૦-ટેક.
મુદત ટુંકી તું રહિ મુજ સાથે; રહિ ઉમેદ બહુ મ્હારે!-હાંરે પ્યારી, રહિ૦

---

૧-૨-૩.-એ જુદાઇનું-વિજોગનું જખમ-ઘા એવી રીતે હોયછે કે, પ્રિતમ પ્યારી એ બેની વચ્ચે અંતર છેટું પડવાથી તે જખમમાં એ અંતર રૂપી ફાટ-ચીરો-તડ પડેલી હોયછે; હવે એવી રીતની વિજોગનાં જખમની તડમાં થોડો વખત સુધી તો તે જખમની અંદરના દુખાવાને લીધે માત્ર તેમાં કળતર અને વેદના થતી હોય એમજ લાગ્યાં કરેછે, પરંતુ જ્યારે થોડોક વખત એવી રીતે દુખમાં અને શોચ કરવામાં વિતી જાયછે. ત્યારપછી તે કળતર અને વેદના નરમ પડતી જતી જણાતાં કુદરતી રીતે તેમાં રૂઝ આવવા માંડીને એ વિજોગનાં જખમની તડમાં એક પ્રકારનો ખંજવાળ થઇ આવવા માંડેછે! હવે એવે વખતે એ વિજોગનાં જખમનો સંજોગ અથવા મિલાપ થવાને ઘણો વિલંબ કે લાંબી મુદત રહેલી હોતી નથીજ, તોપણ તવે ખંજવાળને વખતે ગમે એવાં સમજુક-ડાહ્યાં-વિવેકી-જ્ઞાની માણસોથી પણ કોઇ તવે પ્રસંગે ઉંઘમાં-અજ્ઞાનપણાંની તરફથી ઉત્તેજન મળીને પેલી રૂઝ આવવાની તૈયારીને વખતે ઓચિંતો એકદમ કંઇ ખંજવાળ આવવાથી લાગલું તે ઠેકાણે ખંજવાળવા જતાંમાં અંગુઠાનો કે આંગળીનો એ વખતે જે ઝેરી સરખો નખ તે મારી દેવાયછે-અથવા, કોઇ બીજી વસ્તુ સાથે ઘર્ષણ થઇ જાયછે, એટલે પછી ઝબકીને જાગી ઉઠીને જોતાંમાં રૂઝ આવવાને બદલે લોહી નિકળેલું જોઇને-અનુભવીને-અત્યંત તે વખતે તેઓને પશ્ચાત્તાપ થાયછે.-તેટલામાટે જો ધીરજ રાખીને એવી રીતે એ વિજોગનાં જખમના ખંજવાળને ત્હારાથી સહન કરી શકાય તો એમ જાણવું કે થોડી મુદતમાં તરત એ વિજોગનું જખમ રૂઝાઈ જઇને આપણો પાછો ફરીને સંજોગ-મેળાપ થવાનો છેજ! અને એવી રીતે એકવાર મેળાપ થયા પછી સુઝે તેમ પરસ્પર પંપાળવાથી કે ખંજવાળવાથી નખનું તે ઠેકાણે પછી ઝેર નથી લાગવાનું-એ વાત સર્વાનુમતે અનુભવસિદ્ધ છે!

કહેની હવે ક્યારે ? ધિર મને ના રહે;-પ્યારી પાછી મળશે તું૦-૧.
પ્યારી બોલી-"હશે સરજિત જ્યારે;[1] એમ[2] શું કહે અલિ વાહ[2] રે ? !
કહેની હવે ક્યારે ? ધિર મને ના રહે;-પ્યારી પાછી મળશે તું૦-૨.
"મળવા પ્યારા હું વધુ[3] છું અધીરી; પણ શું કહું પુછે[4] આરે; હાંરે પ્યા૦
કહેની હવે ક્યારે ? ધિર મને ના રહે;-પ્યારા પાછો[5] મળશે તું"૦-૩.
અન્યોઅન્ય આલિંગન લઇને; પ્રશ્ન પુરો[6] કર્યો પ્યારે;[7] હાંરે એમ, પ્ર૦
એક સ્હવારે, વસંતને[8] વ્હારે,[9]-પ્રીતમ પ્યારી હતાં બાગિચાંમાં[10] રે !-૪.
અધરાંમૃતરસ પાન[11] કરતાં; પ્રેમી નયન ચળકયાં[12] રે; હાંરે બેઉ, પ્રેમી૦
ચિત્ર[13] મુગાં રે, વિજય લાચારે,-પ્રીતમ પ્યારી છુટાં પડિયાં રે!-૫.

---

(ઇંદ્રવિજય વૃત્ત-સવૈયો.)

આજ કહે મિઠિ વાત તું, મર્મનિ શર્મ મુકી સહુ ભર્મ ઉઘાડી ;
સાત થયા દિન તોય હજી ખિન[14] નાથ જુએ દિન[15] છાતડિ ધાડી;

---

૧-૨.-એવી રીતે એવો નિરાશપણાંનો-ઉદાસીનો-ઉલટ વગરનો કર્મ-યોગનો બોલ શું બોલેછે ?-તે તો છેજ તો-જાણિયેજ છેયે તો !

૩-૪.-વધારે (હારા કરતાં હું વધારે અધીરી છું,-પણ તું કે કોઇ બીજું પુછે ત્યારે મ્હારે શું કેહેવું ? !) ૫.-એવી રીતે એ કડીમાં પ્રિયા પોતાના પ્રિતમને ઉલટું પાછું સામું પ્રશ્ન પુછેછે !

૬-૭.-પ્રિયાએ અને પ્રિતમે સામસામો પરસ્પર જે પ્રશ્ન એક બીજાને પુછેલો તેનો ઉતર જબાનથી આપવાને બદલે બંને જણાંએ પરસ્પર પોતાનો સંપૂર્ણ આગ્રહી પ્રેમ દરસાવીને એવી રીતે પ્રેમથી પૂરો કર્યો !

૮-૯-૧૦.-વસંતઋતુમાં જે બાગનો દેખાવ એક સ્હવારના પ્હોરમાં કુમળાં કીરણોથી સુંદર-ખુબશુરત-રમણીય બની રહેલો હતો, તેવા બાગની શોભામાં-સૃષ્ટિ સૌંદર્યમાં-હરિયાળી વાળા કિત્તોમાં-ખીલી રહેલા ગુલ્લાલામાં ! (એ પ્રશ્નોત્તર થયલા !) ૧૧.-પીવાથી.

૧૨.-આંખમાં પ્રેમની લેહેર-ખુમારી આવવાથી તેમાં એક પ્રકારનું તેજ રમતું દેખાવા લાગ્યું ! (પરંતુ ઉમળકાનો આનંદ તો માત્ર એક ક્ષણભરજ રહેલો,-કેમકે, જુદાં પડવાનો વખત છેક પાસે આવી પોંહોંચ્યો હતો.) ૧૩.-એ વખતે તેઓ જાણે મુગાં ચિત્ર જેવાં દેખાયલાં !

૧૪.-ઉદાસી-રિસાયલી-દુઃખી. ૧૫.-ગરીબ-લાચાર.

વ્હેમ[1] જુઠા સણગાર સજી તજ ક્લે ભજિં[2] મા હું લહીશ લબાડી[3];
ખેલ[4] ખિલે ફળ[5] ફૂલ હિસે વળિબીજય પાક[6] લહે પ્રિતિ વાડી[7].–૧.

---

( લાવણી. )

ધન ધંન સમય શુભ આજ, ખુશી[8] તે આજ[9], મસ્ત શો હોઊં ?
સલુણી રી આ સહસાજ,[10] પાછિ મળિ જોઊં ?–ધન ધંન૦–ટેક.
શો સજ્યો શૌભિતો સાજ, માહરે[11] કાજ, મોહ[12] દરસાવે;
ધિમું હસે મધુરિ કુંળિ લાજ,[13] મલકતી[14] આવે.–૧.

શી ઠરી તાકતી[15] આંખ, તોય તે પાંખ, ચમકતી દીસે;
જયમ ધને[16] ગગન નહિં ઝાંખ, ઊજળું[17] અતીસે.–૨.

---

૧.–લ્હારાં મનની ખોટી ભ્રાંતિ–શક–અનુમાન; અથવા, કોઈ અદેખાંએ આપેલો પથરો !

૨.–લ્હારાં મનને એવા એવા ખોટા વ્હેમમાં અને મિથ્યા ભ્રાંતિમાં નાંખેછે–રોકેછે, તેના કરતાં તેને બદલે પ્રીતિ અને આસ્થાથી તું લ્હારા ઈશ્વરનું સ્મરણ કરીને તેના ગુણ ગાઈલે.

૩.–જુઠો. ૪–૫–૬–૭.–પછી આપણી પ્રીતિની વાડી પવિત્ર–ચોખ્ખી છે, તેમાં આપણે આગળની માફક પાછાં હરિયે–ફરિયે–ખેલિયે તો વળી પાછો એ વાડીનો રંગ જામે, અને પાછી એ વાડી ખીલી રહીને ફળ ફુલ ઝુકી રેહેવાથી શોભી રહે !

૮–૯.–ખુશી તે આનુંજ નામ–આજ ખુશી–બીજી નહીં !

૧૦.–અકસ્માત્–સુલભ–અણધારી રીતે. ૧૧–૧૨.–સોળે સણગાર સજીને અલબેલી બનેલીછે તે મ્હને મોહ ઉપજાવવાના હેતુથીજ–

૧૩–૧૪.–મીઠી સુકુમાર લાજાળીના છોડની પેઠે સંકોચાતી સંકોચાતી અને વળી પ્રેમના ઉમળકાથી ગાલમાં મંદ મંદ હાસ્ય કરતી આવેછે.

૧૫.–વચમાં વચમાં વળી અટકી જઈને પોતાની નયનનું મ્હારા ઉપર કેવી રીતે નિશાન તાકેછે ? !

૧૬–૧૭.–અંધરાયલાં શ્યામવર્ણનાં આકાશમાં વિજળીના ચમકારાંથી જેવી રીતે પ્રકાશ થઈ રહેછે, તેવી રીતે એ આંખ–પાંપેણ–ભવાં તથા આસપાસની જગાના ઘેરા શ્યામ વર્ણનો જે દેખાવ તે, નેત્રકટાક્ષના તથા ભૃકુટીના ચપળ ઝબકારાથી જાણે ચમકતો હોય એમ ભાસેછે !

ઝૂલ.

રસ-સિંધૂ શો ભરપૂર;
આશક માશુક ચકચૂર;
પ્રિતિનિશો દિપે[1] શાં નૂર;[2]

રુચિ[3] વધિ ઉર[4] ચ્હડયાંછ શૂર,છુટયાં લંગૂર,સ્હોય શી સ્હોણી!-સલુણી૦-૧.
રે વિલાસની શી વાત, યોગ્ય છે જાત, એક બીજાંને;
ઘેલી[5] શી ચાલે લાત,[6] ગેલ,કો જાણે ?-૧.
શૂં કરે અદેખાં જંન, મળ્યાં જયાં મંન, એક બીજાંનાં ;
ધન ધંન પળાય વચંન, વાંચિ પ્રિતિપાનાં.-૨.

ધન ધંન વચનિ દિલદાર ;
તુજ સમ ન અવર લહુ પ્યાર ;
થઈ રહે દઢ,પુખ્ત તું નાર ;

છઉં સાચે પ્યારે યાર, હું તાબેદાર, ન વચન હું ખોઉં.-સલુણી શી૦-૨.
રે સાંભરિ આવે વાત, વિતી જે રાત, જુદાઈ કેરી;
નથિ ઉંઘ્યો તોય ઉત્પાત, સ્વપ્ન[7] જયમ વેરી.-૧.
કિધિ સાંભરતી સહુ મોજ, આગલી રોજ, રહૂં ઊદાસી ;
ના ચાલે તેમાં ખોજ,[8] બેવડી ફાંસી.-૨.

તૂં તો કબજે લાચાર ;
મેં લહ્યું ઉતર્યો શૂં પ્યાર ;
બહુ તર્કે[9] બનું બેજાર ;

કયમકે ન હું ગૂન્હેગાર,[10] કરૂં વીચાર[11]-ન મળવાનો[12] હૂં.-સલુણી શી૦-૩.

---

૧-૨.-પ્રેમના કેફની લ્હેરથી મુખડાંનાં નૂર-કાંતિ-તેજ કેવી તકતકતી રીતે શોભી રહેલાંછે ?! ૩-૪.-દિલની ઉમંગી આતૂરતાનો ઉમળકો જોશમાં હવે વધી ગયોછે.

૫-૬.-પ્રેમ ઘેલછાના ઉમળકા સહિત આવેશમાં લાડની લાત કેવી લાગેછે તે લાત ખાનારાં શિવાય બીજું કોણ જાણે ? !

૭.-જાણે કંઈ બિહામણું સપનું શત્રુવટ કરવા આવ્યું હોય, ને તેમાં જેમ કંઈ નાશકારક બનાવના દેખાવ ભાસતા હોય તેવી રીતે.

૮.-શોધ-ખોળ-તજવીજ. ૯.-મનના જુદા-ખ્યાલ-કલ્પના-અનુમાને કરીને. ૧૦.-બેદરકારી-કસુર કરનારો-તકશીરવાન. ૧૧-૧૨.-તું શા કારણથી-કેમ મળતી નથી એ

બહુ સહ્યૂં આપણે દૂખ, મિઠડિ માશૂક, હવે શૂં બળવૂં ?
કર વિચાર બમણૂં[1] સૂખ, હશે[2] આ મળવૂં!–૧.
બહુ દિનની ભાગી ભૂખ, થઇ'હતિ લૂખ[3], કાય[4] આપણની;
બનિ ચળકતિ વળિ જવ ઊંફ[5], સ્હોડ[6] પ્રિતિ–પણની.[7]–૨.
ઓ પ્યારિ હવે રહે મગંન;
મા છાંડિશ ઉઠશે અગંન;
છે લાગિ વિજયને લગંન;
તુજ જોઇ બદન ને વંદન, દિવાનો તદન,[8] બનીને મ્હોંઊં.–સત્રુ૰–૪.

---

( કવિત. )

ધન ધન દીન પ્યારી પ્રેમે લેહેલીન બન્યાં,
મટ્યું આજ[9] જુદાઇ–જખ્મ[10] રહેતાં રોજ જે;
પડ્યાં અદેખાંઓ માંહ્ય અવિશ્વાસ[11]–પોશ[12] ગયા,
થયો શુદ્ધ[13] તે અશુદ્ધ હતો પ્રેમહોજ જે;

---

વિષેનો.હું વિચાર કરતો.

૧–૨.–આપણને પડેલાં વિજોગનાં દુખના કરતાં બમણું સુખ,–હાલ હવે આ આપણને જે સંયોગનું સુખ મળેછે તેવે પ્રકારે,–મળવું સર્જિત હશે,–અને એટલાજ માટે એ વિજોગનું દુખ પડેલું–એમ તું વિચાર કર. ૩.–લૂખી; રસ–તેજ વિનાંની–ફીકી.

૪.–કાયા. ૫–૬–૭.–પ્રેમ પ્રતિજ્ઞા પ્રમાણે આજે જયારે હવે પરસ્પર એક બીજાંને પ્રેમની સ્હોડની શાલ રૂપી આ પ્રમાણે બક્ષીસ–ભેટ કરવામાં આવીછે, ત્યારે હવે એ શાલની ઊંફ વળવાથી સ્હું-વાળી સુખ આપતી ગરમીએ કરીને રસ અને તેજ ઉપજીને આપણી કાયા દિપતી તથા તકતકતી રીતે શોભિતી બની રહેછે !

૮.–પ્રેમ ઘેલછામાં ઊણી–અધુરી રીતનો નહીં, પણ પૂરેપૂરો ચકચૂર !

૯–૧૦.–આપણે વિજોગનાં દુખ રૂપી જખમનું જે દરદ નિત્ય સહન કરવું પડતું તે દરદ આજે આ આપણો આવી રીતે સંયોગ થવાથી હવે મટી ગયુંછે.

૧૧–૧૨–૧૩.–આપણી અદેખાઇ રાખનારાં મનુષ્યો, આપણને હરકત કરવાના હેતુથી આપણા પ્રેમ રૂપી જે ન્હાનકડું તળાવ તેતળાવમાં વચ્ચે પડ્યાં, પણ તેથી ઉલટો આપણને એટલો એક ફાયદો–લાભ થયોછે કે એ તળાવમાં જે અવિશ્વાસ–એટલે આપણો એક બીજાંનો પ્રેમ કેટલો અને

થોડી વાર તું ભમી હું ભમ્યો ગયો ભ્રમ[1] હવે,
ન ભમીયે ટળિ ભ્રાંતિ થયાં દૃઢ[2] ખોજજે[3];
વિજય કહે પ્યારી હવે અદેખાંઓ મારે[4] જખ[5],
થયાં પાણી સ્વચ્છ લેયે ઠંડી[6] હોજે મોજ[7] જે !–૧.

---

કેવા પ્રકારનો છે તે વિષે જે કંઈ અન્યોઅન્ય આપણને શંકા–વ્હેમ રહે-લાં તે શંકા અને વ્હેમ સમુળગાં–તદન જતાં રહ્યાંછે–તે નાશ પામ્યાંછે; અથવા, એ તળાવમાં રેહેનારા પાણીના પોરા વિગેરે જે દુઃખ–ઈજા–ઉપદ્રવ કરનારાં એવાં એવાં અનેક તરેહનાં જળચર જીવજંતુઓ તે સઘળાંઓનો હવે જડમૂળથી નાશ થઈ ગયોછે.–અને એવી રીતે એ આપણો પ્રેમ હોજ જે પ્રથમ એ શંકા–વ્હેમ વિગેરે પોરા–જળચર–જીવજંતુઓથી અશુદ્ધ–અપવિત્ર–મલિન રેહેતો હતો તે હવે સારી પેઠે સ્વચ્છ–પવિત્ર અને નિર્મળ થઈ રહ્યોછે !

૧–૨–૩.–અદેખાંઓએ આપણ બંનેને એક બીજાં વિષેની ખોટી ખોટી વાતો સમજાવીને એક બીજાંની વિરૂધ ભમાવ્યાં, તે તેઓનું કેહેવું સાચું માનીને આપણે થોડો વખત તો ભુલ કીધી ખરી, પણ હવે આપણને એક બીજાં વિષે વ્હેમ તદન જતો રહીને ખાતરી થયલીછે, તેથી હવે ફરીથી આપણે બંને એવી રીતે કદી પણ ભમનારે નથી,–એવાં આપણે દૃઢ–અચળ થયાં છઈયે–એમ તું ખોજજે–એટલે તપાસીને ખાતરી કરજે ! ૪–૫.–જખ, અથવા માછલી મારે.

૬–૭.–એ પ્રેમહોજનાં ઠંડાં પાણીમાં રેહેવાથી મળતી જે મોજ તે !





# સ્ફુટ વિષય સંબંધી.

## સંક્રાંતની સ્હવારે આકાશમાં ચગતા કનકવા.*

(રોલા વૃત્ત.)

સંક્રાંતિ સંગ્રામ, દેખું આ શો આકાશે;
રણક્ષેત્ર આકાશ, કેવું ગંભીર પ્રકાશે?
ઉઠી પ્રભાતે તુરત, અગાસીમાં જઈ જોતાં;
સમય અને રણભુમ્યે[1], દાખવ્યો મુજને ભો[2] ત્હાં.
રુપેરિ[3] જોદ્ધો[4] વીર, રહ્યો શો ગગને ઝૂમી;
ગંભિર થાક્યો[5] દિસે, નિશા[6] આખીએ ઘૂમી[7].
એ ઝાંખા રણહદે[8], છાપરાંપર વળિ જોશે;
દિસે પસરતા ધૂમ્ર, ફુટી તોપો[9] શું હોશે?
આસપાસ જે ઝાડિ, દાખવે રણની સીમા;
પૂર્વ તરફ કંઈ ભાસ, દિસે દીગંતલિટીમાં[10].

* સુરત શેહેરમાં જેણે કનકવાનો ખેલ જોયો હશે તેનાથીજ આ જે સુરતનો (?) ખાસ વિષય તે યથાર્થ રીતે સમજી શકાશે!

૧–૨.–પ્રભાતને ચુપકીને ગંભીર વખતે રણભૂમિ જે આકાશ તેનો દેખાવ ઘણો ભવ્ય ભાસ્યો, અને તેમાં તે વખતે પવન સારીપેઠે જ્હોળો નિકળેલો, તેથી એવા પવનમાં યુદ્ધ કેવી રીતે થઈ શકશે–એવી ધાસ્તી લાગી! ૩–૪.–ચંદ્ર.

૫–૬–૭.–અંધકાર રૂપી શત્રુ સાથે આખી રાત લડી લડીને આખરે તેને હરાવીને–તેનો પરાભવ કરીને–તેને હાંકી કહાડી, પોતે હવે થાક ઉતારતો સ્થિર થઈ ઠરેલો હોય એવો ભવ્ય ભાસેછે!

૮.–ચોકરદમ આસપાસ દેખાતી દૃષ્ટિમર્યાદાની લીટીમાં.

૯.–આ જે યુદ્ધ ચાલવાનું છે તેના પ્રારંભમાં જે કંઈ તોપ ફુટતી હશે તેના ધુમાડાના આ ગોટેગોટ માલમ પડતા હશે કે શું?! (લોકોના ઘરમાં રહવારના પ્હોરમાં ચૂલા સળગેલા તેના ધુમાડાના ગોટ માલમ પડેલા, તે એ ઠેકાણે ઉત્પ્રેક્ષારૂપક અલંકારે કરીને એ પ્રમાણે તોપની ભ્રાંતિ રૂપે કવિનો તર્ક દોડેલો તે વર્ણેલોછે!)

૧૦.–ઉપર કહેલી દૃષ્ટિમર્યાદાની લીટીમાં–શેહેરની ચોકરદમ આસપાસ, જમીન અને આસમાન જે ઠેકાણે જાણે એક બીજાને મળી જતાં હોય એવું જે ભાસેછે,–તેવી ગોળ આકારની લીટીમાં.

ઓ સૂર્યોદય થયો, રંગ આ પ્રભાત કેવૂં !
ઉદ્યમ ઉદ્યમ દિસે, ટાણું સંક્રાંતજ કેવૂં !
શી ગુલાબિ સ્હવાર, ગગનરંગ કેવો ભાસે !
કુમળી આછી ટહાડ,-કેવિ, કેવૂં મુહુ હાસે !
ખાય પિયે બણિઠણી, જન સહુ ખુશિમાં આજે ;
ધુમ્ર પીગળી સ્વચ્છ, બણ્યૂં નભ કેવૂં રાજે ?
સુનેરિ[1] જોદ્ધો[2] ક્રાણ્ું, ત્વરાથી કૂદિ શું આવે !
પવિત્ર સંધૂં દિસે, કો ન ખુશિ સમયે આવે ?
દૈવી[3] જોદ્ધો એહ, ઠાવકો[4] થઈને જોએ ;
રણે લડંતા વીર, અવર[5] જોદ્ધા જે રહોએ.-૨૦.

જોદ્ધા[6] ઝાઝા અહીં, જીત-આશે આથડતા ;
યોગ્ય જોઈને એક,-બિજાસૂં ખૂબજ લડતા.
ઓ આ દીસે શસ્ત્ર[7], સર્વને બાંધ્યાં વાંસે[8] ;
પણ વાયુરુપ[9] તથિ, અશ્વ[10] હસ્તી ના[11] ભાસે !
આગળ વાળો લડે, પાછલાસૂં[12] કૂટાઈ[13] ;
અંતરિક્ષમાં અજબ, ચાલતી એમ લડાઈ !
કો ગગને ખુબ ઘુમે, છાપ[14]-હેબક કો ખાતો ;

૧-૨.-સૂર્ય. ૩-૪-૫.-એ સૂર્ય જે ઐશ્વર્યવાન યોદ્ધો તે જાણે પોતાનો મોભ્ભો રાખીને ઘણો આઘો અને ઉચો રહીને ઠાવકું હાસ્યવદન કરીને પરિક્ષા લેતો હોય તેવી રીતે માલમ પડેછે, અને અવર જોદ્ધા કહેતાં બીજા શિખાઉ છોકરાઓ જે નીચે લડેછે તેઓની લડત (રમત) એ પોતે ઉપર રહીને જોયછે ! ૬.-(કનકવાઓ.)

૭.-(માંજા રૂપી). ૮.-પીઠ ઉપર-પછવાડે.

૯-૧૦-૧૧.-એ લડવૈયાઓને બેસવાના ઘોડા-હાથીઓ એ સહુ છે, અને તેના ઉપર તેઓ બેઠેલાજ છે, પરંતુ તેઓના એ હાથી ઘોડા વાયુ રૂપ-પવનના બનેલાછે,-તેથી કરીને તે પવન રૂપ હાથી ઘોડા આપણા જોવામાં આવી શકતા નથી !

૧૨-૧૩.-જે આગળ વધેલો હોય તે પાછળ આવનારા સાથે લડવાને સારૂ પોતે થોડાંક કદમ પાછો હઠીને, અથવા મરડાઈને-થોડાક હાથ ખેંચાઈને-મરોડાઈને એવી રીતે લડેછે-પેંચ થાયછે !

૧૪.-રખે હું હારી જઈશ-કપાઈ જઈશ-એવી ધારતીથી કોઈ એકના

લડૂં લડૂં કરિ ફાકં[1], હારિ હિંમત ઘર જાતો !
સર્વ વસ્તુનો નાશ, નાશથી ડરવૂં શૂં રે ?
બંધઇ થવું નિસ્તેજ[2], એથિ કાં પડવું ન શૂરે ?
ધન્ય ધન્ય આ લડે, વિનાં શિરનૂં[3] ધડ કેવૂં ?
ઘુમતું[4] ફરતૂં કતલ[5], મસ્તિમાં ગાંડૂં[6] શૂરૂં.

---

ટાંટિયા શિથળ–નરમ થઇ જઇને–લસ્પુક બની જઇને તે પછી એવી રીતે છાપ ખાઇને બેસી જાયછે !

૧.–વળી કોઇ એક વગર કોઅતે ખોટાં ભપકામાં જેની તેની સાથે બાથ ભીડવાનું ડોળ ઘાલેછે–તે જાણે "જો સમાલ, હું લડવા આવુંછું હોં. ત્હને હમણાં હરાવીને કાપી નાખીશ"–એમ કહીને એવી રીતે મુગાં લક્ષણથી બીજાઓને ધાક–ડર બતાવતો હોય એમ દેખાયછે ; પણ એવામાં જો કોઇ માઇનો પૂત તૈયાર થઇ જઇને સામો લડવા નિકળી આવેછે, તો પછી તે વેળા પોતાની હાંકેલી બડાઇ પ્રમાણે કરી બતાવવાને વખતે આખરે તેની હિંમત ઘેર પુંજી તપાસવા જાયછે–પુંજીમાં તો હોય એક બામ માત્રે કે વખતે સમુળગો ન હોય, અને સાદીમાં હોય પાવીસનું એક પિલ્લું ! તેથી કરીને પછી પોતાની હિંમત ન ચાલી શકવાથી પોતે એકદમ મ્હોટી–ર્હોળી, અને વાઘ કે સિંહ પાછળ લાગેલો જોઇને જેવી ઉતાવળ થઇ જાય તેવી ઉતાવળી હાંફલી ફાંફલી છલંગો મારતો એકદમ ઉતરી પડીને પોતાને ઘેર આવીને ટાઢાડિયા તાવથી થરથર ધ્રુજતો–કાંપતો ગુપચુપ એક ખુણામાં ભરાઇ જઇને મુગોમુગો પડી રહેછે!

૨.–રણક્ષેત્રમાંથી પાછાં ઘેર આવીને આ સંસારના માયાપાશનાં બંધનમાં ફરીથી લપટાઇને લોકોમાં જે પોતાની અપકીર્તિ થાય તે સાંભળી સાંભળી ઝાંખા પડી જઇને આખરે કોઇ દિવસે એકવાર મરવું તો ખરૂંજ–તો તેના કરતાં મરણિયા થઇને તેજ વેળા રણમાં મારવું કે મરવું એમ કરીને યશસ્વી મોતથી મરવું એજ્યું ખોટું ?–અથવા, એનો બીજો અર્થ એવો કે–કામ કરડા છટકાવેલી સ્થિતિમાં બંધાઇને કોહેલાં અથાણાં થઇને ઝાંખાં પડી જવું, અને આખરે ફાટીને પોતાનાં ચિંથરડાં થઇ જાય" તેવી દશાને પામવું, તેના કરતાં કાપવું કે કપાવું. પણ નાહિંમત–બાયલાં બનીને પાછું ઘેર તો નાજ ઉતરી આવવું એશું ખોટું?!

૩.–મરણિયો–મરવાને તૈયાર થયલો માથાં વગરનો એવો (લડવૈયો); અથવા, માથે ચિરકો બેઠલો એવો (કનકવો).

૪–૫–૬.–એવો જે માથાં વગરનો એ લડવૈયો તે લીલું સુકું, ન્હાનું મ્હોટું–બાળક–તરૂણ–વૃદ્ધ, એમાંનું કશું જોતોજ નથી, અને જે પોતાના દાવમાં–પંજામાં–હાથમાં આવેછે તેને તરત આબાદ કરીને

છટકિ ભુજ[1] તુટિ પાગ, કપાતાં માથાં લડતાં ;
ફર ફર પવને સુકઈ[2], આવિ પૃથ્વીપર પડતાં.
જોતાં જોતાં માંહ્ય, ઘણાં મસ્તક અહિં તુટતાં ;
પડે શસ્ત્ર[3] પોશાક, પૃથ્વિપર જન તે[4] લુંટતાં.
નથી મુખ્ખી[5] કે સૈન્ય, જણાતાં જૂદાં[6] કાંઈ ;
સરખે સરખા દિસે, દ્વંદ્વયુદ્ધ કરતા અહાંઈ.
એ આ બે ભડ[7], વીર, દ્વંદ્વયુદ્ધ કરતા શુરા ;
બાણાસુર બાવટે[8], હમેલે[9] લડું હરિ પૂરા.

---

ઠેકાણે પાડી દેછે ! એવા એ માથાં વગરના મરણિયા અને મરતાના લડવૈયાને જોઈને ન્હાસાન્હાસ-ભાગાભાગ થઈ રહેલીછે,-(જેમ કોઈ આતસબાજીનો ખેલ ચાલતો હોય તે જોવાને તમાશગીર લોકોની ઘણી ઠઠ મળવાથી ભીડ થયલી હોય તેની વચમાં ટોટા અને સાપોળીયાં ભરેલું એકાદ ઝાડ સળગીને તેમાંથી ટોટાં અને સાપોળીયાં નિકળવા માંડતાંમાં લોકોમાં ન્હાસાન્હાસ અને ભાગાભાગ થઈ રહેતી માલમ પડેછે તેમ)-અને કોઈથી એની પાસે એવી રીતે આવી શકાતું નથી !

૧-૨-ભુજ, એટલે કોઈના હાથ તુટી જાયછે-કપાઈ જાયછે (કોઈ કનકવાની કામ છટકી જાયછે), કોઈના પગ તુટી જાયછે (કોઈ કનકવાનાં ચમચક-ફુમાં ઉખડીને તુટી જાયછે), કોઈનાં માથાં કપાયછે (કોઈ કનકવાને માથે ચિરકા બેસેછે); હવે એ હાથ, પગ, માથાં, એ સહુ કપાતી વખતે તો લોહીથી ભરેલાં ખરાંજ, પણ તે ફર ફર ચાલી રહેલી હવામાં થઈને નીચે પૃથ્વિ ઉપર આવીને પડતાં પડતાંમાં એકદમ પવને કરીને તે સુકાઈ જાયછે, તેથી કરીને તે લોહી વાળાં હોય એમ આપણા અનુભવવામાં-જોવામાં આવી શકતું નથી !

૩-૪.-તેનાં હથિયાર પોશાક વિગેરે જે નીચે પૃથ્વિ ઉપર પડેછે તે લોકો લુંટી લેછે (માજા-દોરી વિગેરે જે કંઈ કપાઈને પડેછે તે.)

૫-૬.-એ લડાઈમાં કોઈ બે સામસામાં જુદાં જુદાં લશ્કરો હોય કે તે લશ્કરોના જુદા જુદા સરદારો હોય એમ કંઈ દેખાતું નથી ;-અર્થાત્ એ લડાઈ કંઈ આ દુનિયાંદારીની બીજી લડાઈઓની પેઠ જર, જોરૂ, કે જમીન, એ ત્રણમાંની કોઈ બાબતને માટે નથી-એક માત્ર પોતાનાં શૌર્ય-પરાક્રમના ટેકને અર્થેજ છે।

૭.-મ્હોટા-બળિયા. ૮-૯.-એક બાવટો (કનકવો) છે તે બાણાસુર જેવો-અને એક હમેલદાર (કનકવો) છે તે હરીના જેવો-કૃષ્ણના સરખો-દેખાયછે !

વિચિત્ર[1] દિસતો અસુર, લડે શું ગર્વ ધરીને ?
સાંધા[2] શરિર પ્રણાક, હસ્ત[3] જયમ રહ્યા ફરીને !
કૃષ્ણ-ચક્ર[4] ખુબ ફરે, શબ્દ મુખ ફરરરર કરતૂં !
લોટતું કાપતું હસ્ત[5], અહંપણું અરિનું હરતૂં !
શું ચાલ્યૂંછે યુદ્ધ, સમય લાગે આ કેવો !
સ્થળ કેવૂં, શા દિસે,–સ્તબ્ધ દાનવ ને દેવો !
ઓ આ આવ્યું પતંગ[6], જેમ બાણાસુરની મા[7] !!
છુટી ગયા બે વીર, હશે એથી શું બીના ?
ના ના, કૃષ્ણે મુકયો,–અસુર[8] લાજે વ્હેવણની !
લાજે કયમ નવ દેખિ,–નગ્ન[9] વણજારણ[10] વનની ? !

૧.–તરેહવાર–અચરતી ઉપજાવે તેવા–લાલ, કાળા, સપેત વિગેરે રંગોના આડા ઊભા સાંધાઓથી પટેપટાદાર બનેલો અજબ રીતનો દેખાતો ! ૨–૩.–એવા એ તરેહ તરેહના રંગના સાંધાઓથી પટેપટાદાર બનેલો જે બાવટો તે જ્યારે લોટેછે, ત્યારે બાણાસુરના હજાર હાથ જાણે તરવારના પટા ખેલી રહ્યા હોય તેવો દેખાવ માલમ પડેછે!

૪–૫.–હમેલદાર કનકવો, જેની છાતી ઉપર મૂળ જે બે કાળા પટા તે સોકટાંની બાજીના આકારની પેઠે રહીને, એક બીજાને વચ્ચોવચ મળીને, બે પટાના ચાર પટા હોય તેવા દેખાતા,–એવા ગારદીના પોશાક ઉપરની હમેલના સરખા પટાવાળો,–એ હમેલદાર કનકવો જ્યારે લોટેછે, ત્યારે કૃષ્ણનું સુદર્શન ચક્ર જાણે ઘમર ચકર ફરીને ફરરર એવો અવાજ કરતું શત્રુ જે બાણાસુર બાવટો તેના હજાર હાથ કાપીને તેનો ગર્વ ભાંજતું હોય તેવો દેખાવ માલમ પડેછે !

૬–૭.–પતંગ એ એક એવી રીતનો ભારે મ્હોટો અને વિચિત્ર દેખાવનો કનકવો હોયછે કે તેનું માથું એક વણજારેણનાં માથાં ઉપરના ઊંચા અંબોડાની ઉતરડ સરખું,–અથવા નળિયાં જેવડાં નાકના સરખું–( ઓખાહરણમાં જેમ વ્હેવણનું વર્ણન છે કે " નળિયાં જેવડું નાક, વ્હેવણ આવ્યાં રે ! " તેવું ) હોયછે,–વળી તેની છાતીના ભાગનો ઘાટ એક મ્હોટા ડૂંચા ભરેલા–ઉપસેલા તકિયાના સરખો હોયછે, કંમરનો ભાગ કંતાયલો જાણે નગ્ન હોય તેવો દેખાયછે, અને છેલ્લી વારે પગને ઠેકાણે છાતીના ભાગના પ્રમાણમાં એક ન્હાની સરખી પલાંઠી વાળેલી હોય એવું હોયછે,–એવા દેખાવનું જે એક પતંગ આવ્યું તે જાણે બાણાસુર બાવટાની મા–અને કૃષ્ણ હમેલદારની વ્હેવણ–પોતાના છોકરા બાણાસુરના હાથ કપાતા અટકાવવાને આવતી હોય એવુંજ નક્કી જણાયું !

૮.–દૈત્ય–બાણાસુરને. ૯–૧૦.–વણજારેણના માથાં

ઝૂલે ડાંડિ યશ-હાર[1], જાય આ કો અસમાને;
કૃષ્ણ-શીરપર થઈ, વીર ચમ્મર[2] રુપ જાણે!!-૫૨

ઓ આ કેવી લાલ, ચમકતી કરતી ચાળા;
ઉર રુપેરિ શા કળસ, પાન ચમચક છે કાળાં!
પણ આ બાજૂદાર, પેચ કરવા આવેછે;
ફૂન્નું શ્યામ, સિરું લાલ, ગોથ[3] કેવી મારેછે?!
મરોડિ ગઈ મેમુંદી, માન[4] શું ધરતી ભાસે?!
પણ વળિ ધીમે રેહી, આવિ કેવી આ પાસે?
થયા પેચ, પણ ભુંડો,-પડ્યો વચમાં ત્રીજો[5] આ;
પણ દેતાં તો દુઃખ, થયો પોતે પૂરો[6] આ!

---

ઉપરનો અંબોડો ઉતરડના સરખો અથવા પાણીનાં બ્હેડાં મુક્યાં હોય તેવો દેખાયછે, તેમજ એ પતંગનું માથું પણ તેવુંજ ઊભાં નળિયાં સરખું દેખાયછે, અને વળી એ પતંગ કંતાયલી કમરનું નગ્ન દેખાવનું માલમ પડેછે, માટે તેને જંગલી-અસભ્ય ગણ્યુંછે!

૧-૨.-આ કોઈ કનકવો ભગદોરપર કપાઈને આપણા હમેલદાર કૃષ્ણનાં માથાં ઉપર થઈને ઊંચા આસમાનમાં ડોલતો ડોલતો જાયછે;-એ દેખાવ કેવો માલમ પડેછે કે જાણે કોઈ શૂર વીર યોદ્ધા રણમાં કપાઈ મરવામાં જે કીર્તિ છે તે કીર્તિનો હાર પ્હેરીને પોતાની ઝુલતી દોરી તે જાણે ચામર-ચમ્મરની દાંડી હોય તેવે ચમ્મર રૂપે કૃષ્ણના શીર ઉપર ચમ્મર ઢાળતો-ફેરવતો જતો હોય-તેવો દેખાવ માલમ પડેછે!

૩.-આતાળી પાતાળી! ૪.-પેચ કરવાની મરજી તો પોતાનાં મનમાં ખરી, તોપણ જરા મરડાટ કરીને જાણે નાખુશી-રીસ બતાવતી હોય તેવી રીતે એ મેમુંદી પ્રથમ તો એક વાર પેચ ન થવા દેતાં આઘી કતરાઈને જતી રહી! આહા, એનામાં પણ એવું પોતાની જાતનું માનમાં જવાનું જે લક્ષણ (બોલાવે ત્યારે બાકું જોવાનું!) તે એ પ્રમાણે રહેલું દેખાયછે ખરૂં!

૫.-આ કોઈ અતરાપુ અદેખો એ પેચને ખરાબ કરવાના હેતુથી, અથવા, એ બાજુદારનો હક છિનવી લેવાની હરામ દાનતથી, વચમાં વગર તેડે ઘોલ્લાની પેઠે આવી પડેલોછે!

૬.-પરંતુ, 'દાનત તેવી બરકત'-એ કહેવત પ્રમાણે હવે એ પોતે, પોતાનાજ આચકા ભરેલા, અને પોતાની રીત ગેરવાજબી છે-એવી જે પોતાની માહિતગારી તે માહિતગારીને લીધે તેમાંથી ઉપજેલા ગભરાટ-વાળા, એવા જે ઠુમકા તે ઠુમકાથીજ પોતાની મેળે એવી રીતે મોત માગી લઈને, આજાદ થઈ ગયો-આહા, એના સરખું પુરૂષાર્થ અને

હોય ચાલતા પેચ, પડે વચમાં ત્રીજો જે;
દઈ બીજાંને દુઃખ, ખુમે પોતે મુર્ખો તે!
એન[1] જાણિ એ ગયું, સ્હેન[2] કરતાં ખુબ લોટે;
વચમાં વચમાં નમી, મેઘુંદી દિપતી કોટે[3]!
શામરોટલો થયો, ગયા કંના ગંઠાઈ;
એ સૂતાં એ ઉઠયાં, અહા કેવી સરસાઇ?!
સરકી ચાલે કવિ, લોટતાં કેવાં હોંસે;
છુટી ગયા એ પેચ. ઘુમે ગગને શાં જોસે[4]?
એ આ આવી કવિ, કનકવી ઠુમકી[5] ખાતી;
પુંછડું[6] કેવું ઉડે. ગેલ[7] કરિ શી શરમાતી[8]!
પણ આ ખળ[9] કો દિસે, કાળિને ખેંચી[10] જાતો;
પણ છટકી ગઈ કાંપ[11], દિસે હાવાં પસ્તાતો[12].

પરાક્રમ બીજાનું કિયું કહેવાય?!—(દુનિયાંમાં એવી જેની રેહેણી હોયછે તેજ દુનિયાંદારીની રીતે ખરા હોંશિયારમાં ખપેછે!)

૧—૨.—એવો હરકત કરનારો અને વચમાં નડતો કાંટો ગયો જોઈને હવે પેચ ખાસી યથેચ્છ રીતે નિરાંતથી ચાલેછે!

૩.—પેચ છેક કન્નાની લગોલગ આવ્યાછે.

૪.—એક સીમંતથી, તથા એક તે વાતનાં અભિમાન અને કોડથી.

૫.—બચ્ચાંનો પ્રસવ થયા પછી તેને કેટલોક વખત સુધી ધાવણું આપવામાં આવેછે, અને પછી જ્યારે તે ઘોડિયાંમાં સુતું થાયછે ત્યારે તેની ઘોડિયાંની દોરીને વારે વારે—ઘડિયે ઘડિયે ઠુમકા આપવા પડેછે—તાણવી—ખેંચવી પડેછે—નહિં તો તે બચ્ચું રડ્યાં કરે ને ખોળામાં આવવાનું થાય—તેમજ તેવીજ રીતે સીમંતનાં ફળ રૂપે એ કનકવી પોતાનાં ઘોડિયાંની દોરીની ઠુમકી ખાતી આવી!

૬.—નાળ રૂપ.

૭—૮.—કેવી ચુંચળ રીતે લાડમાં—રમતમાં આમ તેમ જાણે નૃત્ય કરી રહી હોય તેમ હવામાં ખેલી રહેલીછે?! અને વળી કોઈ વડીલને બોલાવતું દેખેછે એટલે તરત જાણે મર્યાદાથી લજવાઈને સંકોચાઈ જતી હોય તેવી ભાસેછે!

૯.—લુચ્ચો—હરામી—બદદાનતવાળો.

૧૦.—પટાવી—ફોસલાવીને—તાણી—ખેંચી લઈ જતો—અને તેમ છતાં ન માને તો પછી બળાત્કાર કરતો જણાસે!

૧૧—૧૨.—પોતાની બાજુના—કુમકના સાથીઓ હવે જ્યારે ખંસી ગયાછે, અને પોતે પોલીસના સિપાઈના હાથમાં અથવા કુદરતના—કાળના હાથમાં સપડાઈ પડ્યોછે, ત્યારે હવે પોતે અતિશય પશ્ચાત્તાપ કરતો હોય તેવો લાચાર અને દયામણો—રાંકડો બની ગયલો ભાસેછે!

ઘરમડાંડિયો[1] જાય, અહા ધારો શો જૂનો ;
શો દીસેછે રસિક, ખેલ એ પણ હિંદૂનો !
રૂપકમાં[2] કહિ વાત, જનો સહુ શિક્ષા લેજે ;
હંસ પડે ગ્રહિ સાર, તજી દુર્ગુણ સહુ દેજે.
આહા જેવૂં ભિતર, બ્હાર તેવૂં નવ નિકળે;
એ ભાષાનો દોષ, કે હું અધુરો કાવ્યબળે.
ધન્ય દિવશ સંક્રાંત, ધન્ય આતુરતા મ્હારી ;
હર્ષ થકી સંગ્રામ, જોઉં હજિ ધારી ધારી !
જોઈ એમ એ ગગન[3], લગન લાગી રહે રોજે ;
કહે વિજય હૂં મગન, તર્કની એવી[4] મોજે !!–૮૨.

---

ભાષાન્તર.

( ગીતિ વૃત્ત. )

"રાજ્ય-સભા, પંડિત ને, ગ્રંથો શિખવે વળી ભલૂં ભણતાં;
પ્રવાસ દુનિયાંદારી, પણ ગુણિકા ચાતુરી અને ગણતાં(?)!"–૧.*

---

૧.–જેટલી દોરી હોય તેટલી તમામ દોરી મુકી દઈને માત્ર એક રહેલ જોવાનેજ માટે જે દોરીનો આખરે છેડો મુકી દેવામાં આવેછે તેવી દોરીવાળો ઊંચો આસમાનપર ડોલતો ડોલતો જતો જે કનકવો તે. ૨.–આ વાત દ્રષ્ટાંત રૂપે અલંકૃત ભાષામાં બીજી ઘણીક બાબતોને લાગુ પડી શકે તેવી રીતે વર્ણવીછે.

૩–૪.–એ પ્રમાણે જ્ઞાનનાં આકાશમાં અનેક વિષયોના વિવિધ રંગોની લેહેમાંજ રહીને એ તર્કના ઘરની જે મોજ એટલે નિર્મળ, તેજસ્વી, ઊંચા પ્રકારનો, અલૌકિક આનંદ તે આનંદનેજ વિષે વિજય નિરંતર રસમગ્ન થઈને લીન બની રહેલોછે !

* એ ગીતિમાં પૂર્વાર્ધનો અર્થ સરળ રીતે સમજાય એવો છે, તેટલામાટે માત્ર ઉત્તરાર્ધ વિષે ખુલાસો એટલોજ કે દુનિયાંદારી સંબંધી જે વિવિધ પ્રકારનું જ્ઞાન તે દેશાટન કરવાથીજ પ્રાપ્ત થાયછે–તે વગર એકલાં પુસ્તક વાંચવાથી સંપૂર્ણ રીતે કદી પણ મળી શકતું નથી. પણ વળી માત્ર ભણેલોજ જે મનુષ્ય હોય તે, ભણેલાની સાથે જે ગણેલો હોય તેનાથી હારેછે–છેતરાયછે–મહાત થઈ જાયછે. તેટલામાટે ગણેલા પણ થવાની જરૂર છે, તો તેવી હોંશીયારી–ખબરદારી–ચતુરાઈ મેળવવી હોય તો તે ગુણિકાના પ્રસંગમાં રહેલીછે!

## ચલિયાંનો માળો.

( ગીતિ વૃત્ત. )

છતાં સુશોભિત ઘર આ, બાંધ્યો માળો ગરીબ શો રહેવા;
પરિશ્રમ-એ હક જાણી, નથિ પરવાનગિ રહ્યું જુઓ લેવા!-૧.*

---

( એકાક્ષરી દુહો. )

લેલો લે લાલા લુલા, લેલે લેલી લાલ;
લાલે લડ્ડુ લો લે લિલ, લે લીલી લે લાલ!-૧.§

---

*કોઈ એક ગૃહસ્થને ત્યાં મુલાકાતને પ્રસંગે, તેનાં મકાનનાં દીવાનખાનાંમાં એક ખુણામાં જે કંઈ ચલિયાંઓએ માળો બાંધેલો તે વિષે કંઈ અજમાસને સારૂ શીઘ્ર કવિતા બનાવવાનું ત્યાં બેઠેલા બે ચાર જિજ્ઞાસુ વિદ્યાર્થીઓએ કહેલું, તે ઉપરથી કાગળ તથા સીસાપેન માગી લઈને તે પ્રસંગે એ ઉપલી ગીતિ બનાવવામાં આવેલી હતી.-એમાં પણ પૂર્વાર્ધ સરળ છે. ઉત્તરાર્ધ વિષે ખુલાસો આ પ્રમાણે કે-જે વસ્તુ પોતાની જાતમેહેનતથી તૈયાર કરવામાં-બનાવવામાં આવેલી હોય તે વસ્તુનો ઉપભોગ કરવાનો તેના કર્તાને હક છેજ, તો પછી એવે ઠેકાણે એવી વસ્તુનો ઉપભોગ કરવામાં પરવાનગી કોની પુછવા રેહેતું?-એમ સમજીને, એ ચલિયું પોતાના માળામાં કશારે યથેચ્છરીતે વારંવાર જા-આવ કર્યાં કરેછે, પણ જુઓ એ કોઈ પણ વખતે તમારી રજા પુછેછે કે લેછે, કે કશી પણ તેમ કરવાની સ્પૃહા પણ રાખેછે?!-એવી રીતે મેં તેઓને તે પ્રસંગે પુછેલું, ત્યારે તેઓએ મ્હોડે ન બોલતાં માત્ર તે ચલિયાંના માળા સામું અને મ્હારા સામું-એમ વારાફરતી કેટલીક વાર સુધી જોયાં કરેલું!

§ સને ૧૮૭૭ ના સાલમાં વિજયવાણીનું ન્હાનું પુસ્તક છપાયલું ત્યારપછી તે પુસ્તકમાં એ દુહો જોઈને ઘણા જણે મ્હને પુછેલું કે એ દુહાનો અર્થ શો છે-અને તેમાં કોઈ એક તિખળી મિત્રે તો એમ પણ પુછેલું કે એમાં કંઈ અર્થ રહેલોછે કે માત્ર લલાની બારાખડીનું એક ખોખુંજ છે?! મેં તે વખતે તેની આગળ જે દુહાનો અર્થ કરી બતાવેલો તે આવી રીતે કેઃ-કોઈ એક શ્રીમંતનો છોકરો વ્યાપારને અર્થે પ્રદેશ ગયલો, ત્યાંથી પોતાને દેશ પાછાં ફરતી વખતે તેણે વિચાર કીધો કે મ્હારે ઘેર જાઉં તે વેળા મ્હારા મિત્રો મ્હારી મુલાકાતને માટે આવે તે વેળા મ્હારે કંઈ તેઓને ફરમાસુ ભેટ આપવી જોઈયે. હવે તેના મિત્ર ત્રણ જાણા હતા, અને તે ત્રણે સાથે તેને નિશાળમાં દોસ્તી બંધાયલી હતી. તેમાં એક તો લાલો કરીને મિસ્તરી હતો-એ બિચારો કમનસિબે એક વખત પોતાના ધંધામાં ઉંચી પાલખ ઉપરથી પડી ગયલો ત્યારથી તેનો ડાબો હાથ લુલો થઈ ગય-

## ચિંતા વિષે.

(દોહરો.)

"ચિતા થકી ચિંતા વડી, અધિક એક અનુસ્વાર;
ભક્ષ ચિતાનો માત્ર શબ, ચિંતાનો સંસાર!"—૧.*

## કવિતાના ધંધા વિષે.

(દોહરો.)

કબિતા હૈ પારસમની, કિમિયાગર કબિજન;
જિસ્કિ બાત જોહી બુઝે, પાર ન પાવત અન્ય!—૧.

લો, અને ત્યાર પછી દોસ્તી—હકમાં તેનું નામ 'લાલો લુલો' એવુંજ પડી ગયલું હતું. હવે એ મિરતરીને આપવાને માટે એક ઉંચા પ્રકારનો—નકસીદાર કામ કરવામાં ઘણો ઉપયોગી થઈ પડે એવો—રૂપાંના સરખો પાણીદાર લેલો તે શ્રીમંતે ખરીદ કર્યો. વળી તેનો બીજો મિત્ર કોઈ એક છેલ—ઈશ્કી—રંગીલો શખસ હતો, તેને સહુ 'લાલ' કહીને બોલાવતા, તેને માટે એક પરી સરખી ખુબશુરત અને નાજુક (જાણે લેલે મજનું—એ આશક માશુકનાં જોડાંમાંની લેલેજ પોતે જાતે હોય તેવી) કોઈ એક ગોલાગરી તે શ્રીમંતના જોવામાં આવી તેને તેણે સાથે લઈ લીધી. ત્યાર પછી તેનો ત્રીજો મિત્ર એક 'લલ્લુ' નામનો ઝવેરીનો છોકરો હતો, તેને માટે ઘણી મોંઘી કિંમતની એક લાલ તથા એક લીલ—એવાં બે જવાહિર ખરીદ કર્યાં; અને છેલ્લી વારે, પોતાનો એક જે ભાણેજ હતો, તેને માટે એક લીલી તથા એક લાલ—રાતી એવી બે પાઘડીઓ ખરીદ કીધી. અને એ પ્રમાણે એ બધી ખરીદ કરેલી વસ્તુઓ ઘેર આણીને પોતાના ત્રણે મિત્રોને તથા ચોથા પોતાના ભાણેજને પોતાની આગળ બોલાવીને જે જે વસ્તુ જેને જેને માટે ધારીને લઈ આવેલો તે તે વસ્તુ તેને તેને એકજ વખતે તે શ્રીમંતે એ ઉપલો દુહો કહીને ભેટ આપેલી!

* ચિતા એ બે અક્ષરના શબ્દમાંની ચિ (એ અક્ષર) ઉપર જ્યારે તેને માથે એક અનુસ્વાર—મીંડું અધિક—વધારીયે છૈયે, ત્યારે ચિંતા એ શબ્દ બનેછે, તેટલામાટે ચિતા એટલે જે એહ તેના કરતાં ચિંતા એટલે ફિકર એ વડી કહેતાં વધારે મ્હોટી છે; કેમકે ચિતાનો ખોરાક તો માત્ર શબ એટલે મુડદાંનોજ છે, પરંતુ ચિંતાનો ખોરાક તો આ આખો સંસાર છે—અર્થાત્ ચિતામાં તો માત્ર એકલાં મુડદાંજ બળેછે, પરંતુ ચિંતામાં તો નિરંતર આ આખી (જીવતી) દુનિયાંજ દાઝી રહેલીછે!

## તત્વબોધ.

(દોહરો.)

"મન તજ મિથ્યા મામલો, ક્ષણભર ન રહે ખિન્ન;
બ્રહ્મ સત્ય, મિથ્યા જગત, જીવ શીવ નથિ ભિન્ન!"—૧. §

## આગગાડી.

(કવિત્ત.)

ખખડાટ ધધડાટ આ શો સંભળાય કાને,
આંખે જોતાં આ શી સ્વર્ગવિમાન અંબાડી છે;
મનમાં વિચારતાં તો માયા કો દૈત્યોની હોશે,
એવી તીક્ષ્ણ બુદ્ધિ ઉપયોગમાં લગાડીછે;
રામ-અવતાર થયો, કે આ શું છે સેતૂ બાંધ્યો?
ઉડે પૂંછ મારુતિ, કે ક્રોધે રીસ ધાડી છે![1]
એનજીન કહેછે કે-તજો વ્હેમ, એ ન જીન,
આગગાડી કહેછે કે-જોયું?—આગ ગાંડી છે!—૧.[2]

---

§ અરે મન, તું આ તમામ સંસારની ખટપટનો નકામો ખટલો અને બધી આ ત્હારી માથાકુટ છોડીદે, અને એક પળ જેટલી વાર પણ વ્યગ્ર થઈને તું શોચમાં ન રહે; કારણ કે લાખ વાતની એક વાત ત્હને કહેવાની આટલીજ કે સત્ય વસ્તુ માત્ર એક ચૈતન્ય-બ્રહ્મજ છે, અને આ તમામ જગત મિથ્યાભાસ છે-એ તમામ ત્હારી પોતાની કલ્પનાસૃષ્ટિ છે-વસ્તુતઃ આત્મા ને બ્રહ્મ-પરમાત્મા એકજ છે-ભિન્ન નથી! (તો પછી આ તમામ બધો વેશ શાને માટે જોઈયે?!)

૧.—એ આગગાડીનાં ભુંગળાંમાંથી જે અગ્નિના ભભુકાની સાથે ધુમાડાના ગોટેગોટ ઉપરા ઉપરી નિકળ્યા જઈને છેક ઉંચા ગગન સુધી ઉડી રહેલાછે તે, હનુમાનનાં જે સળગતાં પુંછડાંથી આખી લંકા બળી ગયલી કેહેવાયછે તે પુંછડું એ તો નહિં હોય?! અને આ એનજીનનું મ્હોડું જે લાલ ચોળ માલમ પડેછે તે ક્રોધાગ્નિએ કરીને તો એમ દેખાતું નહીં હોય?!

૨.—આગગાડીનું વરાળયંત્ર જે એનજીન તે એમ કહેછે કે અરે તમે સહુ વ્હેમ છોડી દો-એ ન જીન-એટલે એ મ્હારી ગાડીઓ જે વગર બળદે ને વગર ઘોડે ચાલેછે, તે ઉપરથી તમે એમ વ્હેમ ન લાવો કે એ કંઈ જીન એટલે ભૂત છે-એ ન જીન-એ ભૂત નથી. આગ ગાંડી છે-એટલે અગ્નિનું બળ આવું ગાંડું-અદ્ભુત-અસંભવિત-કંઈનું કંઈ કરી મુકે તેવું છે-એમ હવે તમારી ખાતરી થઈ, કે હજી કંઈ બાકી છે?! એમ આગગાડી કહેછે-પુછેછે!

## રાણી વિક્ટોરિયાનો જય.

(ઇંદ્રવિજય વૃત્ત-સવૈયો.)

યંત્ર કિધા પણ મંત્ર ભણ્યા વણુ તંત્રીથિ તાર કહેછ સંદેશા;
વાદ્ય વજાડતિ તાલ પડાવતિ આણતિ કૈં કંઈ દૂર અંદેશા;
ધન્ય છે વીજળિ ધન્ય વિક્ટોરિયા ધન્ય છે યુરપ હુનરિ દેશા;
વીજય વીજય હોય સદા ભય નાહિં કદા રહિ ખાલિ ન રેપા.—૧.

## વ્યાજસ્તુતિ.

(કવિત્ત.)

પુત્ર જગમાં ગણાય મોઘા. પણ મ્હોટા થાય,—
ત્યારે તે સોંઘામાં ખાલી વાંઢા અથડાયછે;
કન્યાનો જનમ જોઈ હરખ ન પામે કોઈ;
મ્હોટપણે કન્યા વધુ કિંમતી ગણાયછે;
મુવાંને સંભારી વડા ભાવથી સરાધ સારે,
જીવતાંને ધિઃકારીને મુવાં જોવા ચ્હાયછે;
દુનિયાંના વિવેકના દિપકનું તેજ દેખી,
વિજયની આંખ જરા ઝાંખ મારી જાયછે!—૧.

## પૈસાનો ગેરઉપયોગ.

(કવિત્ત.)

મુંબાઈ બંદરપર કલાક અંદર દિઠી,
બે-ચાર હજારની આતસબાજી ફૂટતી;
રાતા પીળા લીલા આસમાની જાંબુવાઈ રંગે,
એકથી સવાઈ એક હવાઈયો છૂટતી;
કોઈ એક બાબાસાઈ રૂપિયો ન દિયે ભાઈ,
પ્રજા તણી ખોટ એક પડે જેથી પૂરતી;
"હાય આ તે શી ઘેલાઈ-કમાઈમાં ભિડી લ્હાય,"—
એમ રોઈ મમ્માઈ દેખાઈ માથાં કૂટતી!—૧.

## કામિની-લક્ષણ.

(દોહરો.)

રૂપ,ગુણ,વિદ્યા,કીર્તિ,ધન,કામિનિ જુએ ન કાંઈ;
એકજ વાત જુએ જરૂર,—ભરપટ્ટે મર્દાઈ!—૧.

## વખત વિષે.

(છપ્પય વૃત્ત.)

અરે વખત વિખ્યાત, અજબ બલિહારી ત્હારી;
ગુણ ત્હારા સાક્ષાત, રાત દિન લ્હે નર નારી;
નામ તેહનો નાશ, અગર કહેવત એ ચાલે;
તુને ન તેનો પાશ, પ્રલય[1] પણ તુને ન ઝાલે;[2]
વળિ સાલગિરી ને સમચરી, સર્વ વસ્તુનાં આણતો;
પણ આદિ અંત તુજ નવ જડે, નથી મધ્ય પણ જાણતો !—૧.
અજબ તાહરો અહાર, ક્ષુધા તુજ ગજબ કરંતી;
નિદ્રા નહિં ક્ષણવાર, નિરંતર[3] દૃષ્ટિ[4] ફરંતી;[5]
બાર-માસિ[6] ચકડોળ[7], ફર્યાથી વરસ ગણાતું;
વર્ષ-નામ[8] બદલાય, નથી તુજ રૂપ[9] બદલાતું;
ગતિ છે અતિ અકળ અમાપ તુજ, મતિ માનવિની થાકતી;

---

૧-૨.—મહાપ્રલયને વિષે આ તમામ આખી સૃષ્ટિ ડુબી જઇને તેનો નાશ થઇ જશે, તોપણ તું તો અખંડ-સ્થાયીજ રહેવાનો છે—એવા પ્રલયથી પણ ત્હને કશી અસર થઇ શકનાર નથી.

૩-૪-૫.—કદી પણ ઉંઘથી આંખ મિચાઇને ત્હને ઝોકું ન આવતાં હંમેશ ત્હારી આંખ જાગૃત અને ખુલ્લી રહીને ત્હારી નજર ચોકરદમ ફરતી રહેછે, અને વળી ત્હારાં કદમ કદી પણ પાછાં ન ફરતાં હંમેશ આગળનાં આગળજ વધ્યાં જાયછે.

૬-૭-૮-૯.—જાણે ચકડોળના જેવું ત્હારૂં એક ગોળ ચક્ર છે, અને ચકડોળમાં જેમ બાર પારણાં અથવા પાંજરાં હોયછે, તેમ એ ત્હારાં ચક્રમાં બાર મહિનાનાં બાર પારણાં અથવા પાંજરાં છે. હવે એવું એ બાર મહિનાનું ચકડોળ તેનો જે દરેક ફેરો તે એકેકું વરસ ગણાયછે, અને તે વેળા પછી તે વરસ ફલાણું કે આટલાંમું એમ કહેવાઇને પાછલાં વરસનું નામ ફેરવાઇને તેનું નામ નવું પડેછે.—પરંતુ તું તો એક સરખોનો સરખોજ કાયમ રહેછે—ત્હારા દેખાવમાં કશો ફેરફાર થતો નથી—શિયાળો, હુનાળો, ચોમાસું, તથા છ ઋતુઓ, પાછાં એનાં એજ; ટાંણાંના દિવસો પણ પાછા એના એજ; અને બીજી બધી અનેક બાબતો તથા વાતો પરિણામે મુદ્દે એકજ ધોરણ તથા નિયમ પ્રમાણે ચાલી જાયછે—એવું ત્હારૂં રૂપ નિરંતર એક સરખી રીતનું કાયમ રહેછે! અર્થાત્ કાળે કરીને જે ફેરફાર થાયછે તે ફેરફાર તું બીજી બાહ્ય વસ્તુઓમાં,

આ જિંદગાનિ છે સ્વપ્નવત્[3], અર્ધિ[2] ઊંઘતી[3] જાગતી[4]!—૨.
મિથ્યા આ ઘડિયાળ, કરેછે ટક ટક[5] સંધાં;
માપિ ન શકતાં તુને, મપાતાં[6] પોતે અંધાં[7];
શક સંવત ને સને; તવારિખ દંતકથાઓ;

બીનાઓમાં તથા વાતોમાં કરેછે, પરંતુ ત્હારે પોતાને વિષે કશો પણ કદી ફેરફાર થતો નથી!

૧-૨-૩-૪.—મનુષ્યની જે આ જિંદગી છે તે સપનાં સરખી છે, કેમકે સ્વપ્નાવસ્થા એ અડધી જાગૃતવસ્થા અને અડધી સુષુપ્તિ એટલે ઊંઘ—એ બે મળીને થાયછે. અર્થાત્ અડધું જ્ઞાન અને અડધું અજ્ઞાન એ બે મળીને આ જિંદગી બનેલીછે—એક તો એ અર્થ. બીજો અર્થ એવો કે—આ આખો સંસાર જે ભાસેછે તે માયાનું એક સ્વપ્ન છે, તો પછી આ મનુષ્યની જે જિંદગી તે પણ એક સ્વપ્નના સરખીજ છે, કેમકે આ સંસાર ઘડિકમાં જુદો ભાસેછે, અને વળી પાછો માયાના ફંદમાં ઘડિકમાં સાચો ભાસેછે,—અર્થાત્ અડધો સંકલ્પ થાયછે અને અડધો પાછો વિકલ્પ થાયછે,—તેથી એ જે અડધો સંકલ્પ જેટલીવાર રહેછે તેટલી વાર તેટલી તે ક્ષણિક જ્ઞાનની જાગૃતવસ્થા જાણવી, અને જે અડધો વિકલ્પ જેટલી વાર રહેછે તેટલી વાર તેટલી તે અજ્ઞાનની ઊંઘ જાણવી—એ બીજો અર્થ થયો. વળી એનો ત્રીજો અર્થ એવો કે—આ મનુષ્યની જિંદગી સ્વપ્નના સરખીજ ગણવી જોઇયે, કેમકે મનુષ્યનું આવરદા કદાચિત્ સરાસરી સો વરસનું ગણિયે, તો તેમાંથી પચાસ વરસ તો જાણે ઊંઘનાંજ જાય, ત્યારપછી પચાસ બાકી રહે તેમાંથી દસ—બાર વરસ બાલ્યાવસ્થાની રમત રમવામાં, અને છોકરવાદી—નાદાની—અણસમજમાં જાય, તેમજ પાછાં તેટલાંજ જુવાનીની જે ગધાપચ્ચીસી કહેવાયછે તેમાં જાય, અને વળી પાછાં કેટલાંક વરસો આધિ, વ્યાધિ, ઉપાધિ, અને વૃદ્ધાવસ્થામાં એમનાં એમ ઘસડાતાં ચાલ્યાં જાયછે!— હવે એવી જે આ મનુષ્યની સ્વલ્પ જિંદગી તેને સ્વપ્નના સરખી ન કહિયે, તો પછી કોના સરખી કહેવી??

૫.—ટક ટક જોયાં કરીને ટક ટક અવાજ કર્યાં કરેછે; અથવા, એનો બીજો અર્થ એવો કે—નકામી બકવા—લવારી—ટેંટેં કર્યાં કરેછે.

૬-૭.—એ પોતે ત્હને દેખતાં નથી—એવાં અંધાં છે, તેમ છતાં વળી મદ—અભિમાને કરીને બન્યાણું આંધળાંભીત બની ગયલાંછે, તેથી એ બધાં ત્હને માપવાનો ધંધો લઇ બેઠેલાંછે—પણ એમ નથી સમજતાં. કે એવી રીતે ત્હને માપવા જતાંમાં તો એનું પોતાનું માપ થઈ જાયછે—કેમકે ફલાણું ઘડિયાળ આટલાં વરસ ચાલ્યું—ટક્યું એમ જે કહેવાયછે તેણે કરીને એવી રીતે એ ઘડિયાળોનું પોતાનું માપ થઈ જાયછે!

વર્તમાન ભુત ભવિષ, લેખ પ્રાચીન[1] બિનાઓ;
એ સરવે માનવિની રમત, ભુસિ[2] નાખે તું પલકમાં[3];
છે પ્રલય, મૃત્યુ, ને નાશ એ, ત્રણ સેવક તુજ ખલકમાં !—૩.
એકિ વખત બે રૂપ, બતાવે તૂં દુનિયાંને;
એક ખંડપર રાત્રિ, દિવસનો સૂર્ય બિજાંને[4];
એક ઉપર પરિતાપ, બિજે ચંદની મઝેની;
થાય એકપર ગ્રહણ, બિજાંને ખબર મુ તેની;
રે અદ્ભુત અગણિત છે ગુણો, ગણુતાં ગ્રંથો હારશે;
નથિ તુજને પણ તેની સ્પૃહા[5], ગ્રંથ[6] લખ્યૂં કદિ બારશે[7] !—૪.
બાળક રમતાં રમત, ચોર ન્યાયાધિશ થાતાં;
જુઠાં[8] થતાં વર વહૂ, આજ તે ખરાં[9] જણાતાં;
મુગ્ધા સ્ત્રીની દ્રષ્ટિ, સુધીની[10] તિરછી[11] થઇછે !
જુવાનિ ને ખુબશુર્તિ, કેકની ન્હાસી[12] ગઇછે !

---

૧.—પૂર્વની—અસલની—જૂના જમાનાની.

૨—૩.—આ દુનિયાં રૂપી કાવલા કાગળ ઉપર મનુષ્યજાતના પરિશ્રમ રૂપી સીસાપેનનાં જે અનેક તરેહનાં લખાણુ, રમતો, ચિત્રો, તે બધાંને તું ત્હારાં રૌદ્રસ્વરૂપ અને સંહારશક્તિ રૂપ રબરે કરીને એક ક્ષણમાં સ્હેલથી ભુસી નાખીને તે તમામ જાણે હતું ન હતું સરખું કરી મુકેછે !

૪.—બીજા ખંડનાં—જેમ કે અમેરિકા ખંડનાં—મનુષ્યને.

૫—૬—૭.—ગમે એટલું હું ત્હારે વિષે લખાણુ કરૂં, તોપણુ તે વાતથી તું નિસ્પૃહી છે, તેનાં બે કારણુ—એક તો એવું, કે ત્હારા ગુણો સાક્ષાત સહુને જાણીતાજ છે—તો પછી તે બાબત લખાણુ થવાની જરૂર શી છે ?—અને બીજું, ત્હારાં મનમાં એમ કે—"આ વિજયવાણીનું મુળ નામજ કોઇ દિવશે વિસ્મરણુ રૂપી સમુદ્રમાં ડુબી જઇને નાબુદ થઇ જનાર છે, તો ત્યાં તેનાં લખાણુની હું સ્પૃહા રાખીને શું કરૂં ?—જો સ્પૃહા રાખું તો વળી મ્હારે તેનું નામ ટકાવી—નિભાવી પાંખમાં રાખવું પડે !"

૮—૯.—બાળક છોકરા છોકરી 'રાંધી પીસી' વિગેરેની રમતમાં જુઠાં—માત્ર નામનાંજ—વર વહુ બનતાં તે હવે તેમ ખરેખરાં થયાંછે !

૧૦—૧૧.—સરળ—પાધરી હતી તેને બદલે વાંકી—કતરાતી.

૧૨.—ઘડપણુ આવવાથી;—એવી ધાસ્તીમાં—કે રખે એ ઘડપણુ આવીને હમને વારેઘડિયે જે તે વાતમાં શિખામણુ આપવાનું થઇને ઠપકો દયા કરે—અને જેમાં તેમાં માથું ઘાલીને વારે વારે હમારા ઉપર બબડયાં કરે !

વળિ થયા ભૂપ કે રંક છે, રંક થયાછે ભૂપતી;
એ ચ્હડતી પડતી-નિયમ સહુ, બલિહારી ત્હારી અતી !-૫.
રે બચપણના વખત, કૂમળા ને નિર્દોષી;
ગંમત લ્હેજત ભર્યા, રહિત ચિંતા સંતોષી;
ક્યાં ગઈ તે મિત્રાઇ, વળી જિજ્ઞાસુ નવાઈ ?
ઉત્સાહ ભરિ સરસાઇ, સ્કૂલની ક્યાં સંતાઇ ?
રે જાણિ શક્યો ન હું તે સમે, કશી કદર કિંમત ખરી;
પણ હવે વધાવું મોતિડે, જો આવે પાછો 'ફરી'[1] !-૬.
થાય કૂમળૂં કઠિણ, કઠિણ તે કુમળૂં થાયે;
ખાટૂં થાએ મિષ્ટ, મિષ્ટ ખાટૂં થઈ જાયે;
પાકે નહીં ત્વરાથિ, વખતનાં ગીત વખતપર;
ગઈ તિથિ નથિ વંચાતિ, ભવિષ ઝુમિ રહ્યૂં જગતપર;
રે બહુ છે મ્હોટૂં પેટ તુજ, બિના ચમત્કારો ભર્યૂં;
'ઠિક',[2] વખત વિચારી ચાલવું, ભલે વિજયને સાંભર્યૂં !-૭.

(દોહરો.)

બખત ઔર ગોધૂમ[3] હૈં, દોનો એક સમાન;
સુરિત ગમી જ્યાં રોટિ હૈં, ઉદ્યમ-ધુંન[4] પકવાન !-૧.

---

૧.-બચપણનો વખત એક વાર જો ફરીથી પાછો આવે તો; અથવા, એનો બીજો અર્થ એવો કે-હાલ ત્હારૂં જે રૂપ છે તે ફેરવીને-બદલીને-બચપણના વખતનું રૂપ ધારણ કરીને તું જો પાછો આવે તો.

૨.-એ કવિતા કરતી વખતે કવિતાની ધુંનમાં, તેમજ વળી બીજી વાર પણ આ ટીકા લખતી વખતે, લખવાની ઝૂમમાં, હું જમવાની વાત ભુલી ગયો હતો, અને રસોઇ તૈયાર થયલી તે ટાઢી પડી જતી હતી-એવામાં વખત વિચારીને ચાલવું-વખતને અનુસરીને ચાલવું-'વેળા તેવી રક્ષા'-એ વાત સાંભરી આવવાથી મ્હને તે પાછી મ્હારી ભુખની તથા પિરસી મુકેલી થાળીની વાત યાદ આવી-એટલે પછી મેં પણ એપ્રમાણે "ઠીક" એમ કહીને એ કવિતાની છેલ્લી લીટી એવી રીતની લખી હતી-અને ટીકા પણ એ પ્રમાણેજ લખાઇછે !

(પછી એ પ્રમાણે જમ્યા પછી બીજી વખત, એ વિષયના છપ્પાઓ નીચે પાછો એક ઉપર પ્રમાણે દોહરો કરીને ઉમેરેલોછે !)

૩.-ઘઊં. ૪.-મસ્તી-લેહ.-વખત અને ઘઊં એ બંને

## વર્ષાઋતુમાં એક સહવારનો દેખાવ.*

(ટપ્પો—રાગ ભેરવી.)

દુર શો દિસે—વૃક્ષઝુંડ લિલોછમ આ !—દુર શો દિસે૦—ટેક.
ગંભિર નભે શી ઘટા[1] છે ઘોર છાંઇ ;[2]
પવને હિંસે[3] રહી, ડોલે[4] ધૂમ[5].—દુર શો દિસે—વૃક્ષઝુંડ૦—૧.
ઋતુવર્ષા ઠરી શી, હેડે શીતળતા ;
આમરાઇમાં[6] શી શોભે ફળલુમ ![7]—દુર શો દિસે—વૃક્ષ૦—૨.
પર્જન્યે[8] ટહુક્યાં[9] રહી, કોયલડી મોરો ;

---

એકસરખા છે—આળસ અને ઉદાસીમાં વખત રોકવો—એ રોટલી બનાવવાના જેવું છે, અને કોઇ અમુક ઉદ્યોગની ઉમંગી મસ્તીનો આનંદ લેવામાંજ નિરંતર એ વખતને લાગુ પાડવો—એ પકવાન બનાવવાના સરખું છે ! ( આ પુસ્તકમાં, મનને બોધની-શિખ કરતાં ઉપયોગ,-જોગનો,-શિખ કરતાં ઉપયોગ—એવી જે કવિતા ( પાને ૧૮૯ મે ) છે તે, તથા **સમયસૂચકતા** વિષેની જે કવિતા ( પાને ૧૯૧ મે ) છે તે,—એ બે કવિતાઓ આ કવિતાના સંબંધમાં વાંચવી. )

* એ તથા એ પછીના બે વિષયો કુદરત સંબંધી વિષયોમાં ન આવતાં કુદરતીરીતે આ ઠેકાણેજ બ્હાર આવી રહેલાછે !

૧-૨.—વરસાદ અંધરાઇ આવવાથી શ્યામ—ઘેરા—કાળા રંગનો જે રમણીય દેખાવ બની રહેલોછે તે.

૩-૪-૫.—વચમાં વચમાં જે પવનના ઘુઘવાટાનો ઘોષ—મેઘાડંબર ગાજતો હોય તેવો—શબ્દ સંભળાયછે, અને એ પવનથી જે પેલાં સામાં દેખાતાં દુરનાં વૃક્ષનો ઝુંડ—જથો—સમુદાય ડોલી રહેલો માલમ પડેછે, તેણે કરીને આ વેળા એમ લાગેછે કે જાણે આ આખું વિશ્વ—જગત ડોલી રહ્યું હોયની !—અથવા, આ જગત રૂપી આગગાડી, એક મસ્તાની હાથણીની પેઠે, કામ ક્રોધાદિ ષડ્રિપુના ઉત્પાતે કરીને પ્રલય થવાનો સંભવ જણાતો હોય તેવા પ્રલય રૂપી મહાસાગર ઉપરના કુદરતની ક્ષમા ભરેલા નિભાવ—ટકાવ રૂપી પૂલ ઉપર, સંપૂર્ણ વેગથી ખખડાટ ધધડાટ કરીને મદાંધ બની જઇને નિર્ભયપણે પોતાની પીઠ ઉપરના મેઘાડંબર ( છતરીવાળી અંબાડી ) સહિત ડોલતી ડોલતી ચાલી રહેલી હોયની !

૬.—આંબાનાં ઝાડના જથાવાળી જગામાં. ૭.—ઝાડની ડાળીઓએ લટકતાં ફળના જથા—ઝુમખા. ૮.—જે અંધરાઇ રહેલો વરસાદ તે હવે આવવા માંડ્યાથી.

૯.—કોયલ, મોર, પપૈયા, આદિલઇ તમામ પશુ પક્ષીઓ મસ્ત બની

ગિરિએ[1] ઉંચાં એકલું[2] સૂમ ![3]-દુર શો દિસે-વૃક્ષઝુંડ૦-૩.
એ સંધું દિસે એવે, ઉંચે સ્થળે કુવી ;
સુણિ વિજયે સૌંદર્યની[4] બૂમ[5] !-દુર શો દિસે-વૃક્ષઝુંડ૦-૪.

---

જઇને સુસ્વરા શબ્દ-ટીકા કરવા લાગ્યાં.

૧-૨-૩.-અરે પણ એ વિજય, આ ત્હારી પેલી ઉંચી એકાંત ટેકરી (ત્હારાં મકાનનાં ત્રીજા માળનું કાતરિયું, જેના ઉપર—

(દોહોરો.)

પંખી રૂપે ભાસતું, પશ્ચિમ વાયુ-દ્વાર ;
અવલોકે લોકો સહુ, વિસ્મય પામિ અપાર !-૧.

એવું જાણે કોઈ એક પક્ષી શાંતિથી ઠરીને નિવૃત્તિમાં બેસી રહેલું હોય તેવું દેખાયછે, તે કાતરિયાં રૂપી ટેકરી ) ઉપર તો એકલી શાંતિની ચુપકીનોજ વાસ હોય-એટલે એવા એકાંતવાસમાં તો એકલી તેજ રહેતી હોય એમ માલમ પડેછે,-એ પ્રમાણે વિજયનો જીવ પોતેજ પોતાને પ્રશ્ન પુછીને પાછો પોતાની મેળેજ જવાબમાં કહેછે.કે-મ્હારે કામ પણ બીજાં કોનું છે ?! એ શાંતિની ચુપકી,-ચૌદ ભુવનમાં ખોળતાં મળવી દુર્લભ એવી જે વસ્તુ તે એજ છે !

૪-૫.-"અરે આવી મ્હારી છટા-લીલા-શોભાના નિર્દોષ-નિર્મળ-ઉભરાઇ જતા-મસ્ત આનંદના રસની હેલીની બૂજ-કદર ઘણાંખરાં માનવીઓ પિછાની શકતાં નથી, અને એવો જે મ્હારો.ગુણકારી તાજો રસ તે તેઓના અનુભવવામાં-ચાખવામાં આવતોજ નથી; પણ અરે વિજય, તેં મ્હારા રસની ખુબી કંઈક જાણેલીછે-માટે હું ત્હારા ઉપર પ્રસંન થઈને આજ ત્હેંને વરદાન આપુંછું-કે તું આજથી એ મ્હારા રસની ખુબીનો પ્રતિદિન અધિક અધિક અનુભવ કરતો જઈને નિરંતર એ રસ તું ચાખતો રહે."-એ પ્રમાણે સૃષ્ટિસૌંદર્યની એટલે સૃષ્ટિની લીલા-શોભા-કુદરતના દેખાવની બૂમ-હાક ભૈરવીના ટપ્પાના સૂરમાં વિજયે એવે ઉંચે ઠેકાણે ઉભાં રહીને શ્રવણ કરી, ત્યારે તરતજ વિજય બોલ્યો કે-હે જગદ્જનુની માતા; વિજયને દ્રવ્યલોભ-કીર્તિલોભ-રાજ્યલોભ-એવો બીજો કોઈ પણ પ્રકારનો કશો લોભ નથી-માત્ર ત્હારા રસનો અને ત્હારી કૃપાનોજ એક જે લોભ તે તેં આજ આવી રીતે પૂર્ણ કરીને સંતુષ્ટ કર્યો, એટલે હવે હું આજથી કૃતાર્થ થયોછું અને થઈશ-તથાસ્તુ !

## શરદઋતુની¹ સાંજ.

### ( પદ–રાગ હમીર કલ્યાણ. )

ઊંચાં,
કેવું દીસે આસમાન; કેવું દીસે આસમાન–ઊંચાં, આહા !
કેવું દીસે આસમાન;–ઊંચાં, કેવું દીસે આસમાન !–ટેક.
રે શરદની સાંજ શી સલુણી;
જોતાં રંગ રસ² જાય ધુણી: શું છાંરે!–ઊંચાં, કેવું દીસે૦–
કાજગરા રંગો ઝટ બદલાએ;
થાય લ્હાય, પછિ સમાય, શિખ લેવાય, જ્ઞાને પમાય,–
વિજય અંતે સહુ કૂચા !–ઊંચાં, કેવું દીસે આસમાન !–૧.³

---

૧.–એ આસમાનના તરેહ તરેહના રંગ જોઇને મ્હારી રસિકતા ઉદ્દીપન થાયછે, તેથી કરીને હું રસમગ્ન–મસ્ત બની જઇને લ્હેરમાં ડોલુંછું !

૨.–અરે ઓ આસમાનના દેખાવ, તું આ વેળા કેવો રમણીય, વ્હાલો,–પ્રિયકર, અને લ્હેજતદાર લાગેછે ?!–ત્હારામાં કંઇ સત્યતા છે, કે તું એક મિથ્યાભાસના સરખો માત્ર ભાસેછે એટલુંજ ?!

૩.–અરેરે–ઉંડીને આંખે વળગે એવા કારમા અને કાવલા તરેહ તરેહના નાજુક–કુમળા–ખુબશુરત, અને ચમકતા રંગો, ક્ષણ વારમાં–પલકમાં પલકારા કરીને, તરત અંતર્ધાન–અલોપ–ગેબ થઇ જઇને, પાછા ધુમાડાના બાચકા જેવા ઝાંખા–કાળા ડાઘા–ધાબાં પડી રેહેતાં હોય તેવા બની જતા–ભાસેછે, તેથી કરીને જેમ કોઇ કાજગરાં–વ્હાલાં માણસ મરી જવાથી છાતીએ ડીંઓ ચ્હડી આવીને કાળજામાં ઇંધન થઇને અતિ દુઃખ લાગતું હોય તેવી લ્હાય–બળતરા–અકળામણ લાગેછે; પણ તે પાછી નરમ પડી જઇને એ ઉપરથી જ્ઞાનના ઘરની એવી રીતની શિખામણ–સમજણ લેવામાં આવેછે કે–આ તમામ આખા સંસારનો ખેલ તે પણ એ આસમાનના રંગોના જેવોજ ક્ષણિક–ક્ષણભંગુર–નાશવંત છે, તેથી કરીને એ સંસારમાં અનેક પ્રકારના જે જડ ચૈતનના રંગો તે ઉત્પંન થઇને, ક્ષણ વાર પોતાનાં જોબનની કાંતિની સુરખી વાળાં તેજનો ચમકારો કરીને, પાછા અંતર્ધાન–અલોપ–ગેબ થઇ જઇને, ધુમાડાના બાચકા જેવા ઝાંખા–કાળા ડાઘા–ધાબાંના જેવા થઇ જતા ભાસેછે, અને સેરડીની ગંડેરીઓમાંનો રસ ચુસી લેવાયા પછી તેના જેમ કૂચા પડી રેહેતા હોય તેમ–છેલ્લી વારે કાં આસમાનના કે કાં પૃથ્વિ ઉપરના તમામ રંગોના એજ પ્રમાણે હાલ બનેછે–તેટલા માટે એ ક્ષણિક–ક્ષણભંગુર–નાશવંત જે તમામ રંગો તેને જોઇને મોહ ન પામતાં, સત્ય વસ્તુ

## શરદપૂનેમની રાત.

### (રાગ-સોરઠ.)

આજ કંઈ ન્યારો પરકાશ;-શો ઘેરો[1] આભાસ[2] !-આજ૦-ટેક.
શરદ-નીશાએ[3] શી, શશિ-અમી-શિતળતા[4],
હરિને હૈડાં કહેછે હાસ[5]!-આજ કંઈ૦-શો ઘેરો આભાસ !૦-૧.
છટકિ ચંદનિ આહા, કેવૂં સહુણ્ડું સહૂ.;
દિપે રસ રમતાં શો રાસ[6]!-આજ કંઈ૦-શો ઘેરો આ૦-૨.
આવે સમે આહા, સોરઠ-તાન[7]શી ;
જઈ ઊંચાં ધુમતી આકાશ[8]!-આજ કંઈ૦-શો ઘેરો આ૦-૩.

માત્ર જે એક પરબ્રહ્મ-જેને વિષે ગુણનો, રૂપનો, આકારનો, તેમજ રંગનો પણ વસ્તુતઃ પરિણામે અભાવ છે, તેમ છતાં જે સ્વયંપ્રકાશ છે,-તેવાં આત્મસ્વરૂપ ચૈતન્ય બ્રહ્મના અનુભવ-જ્ઞાનના નિર્મળ નિજાનંદની લેહલગનમાં નિરંતર રહીને, સહજ સ્વભાવે રહીને, આગ્રહ રહિત બનીને, શાંતિના ઘરમાં સ્થિર થઈ રહેવું-એ આ મનુષ્યદેહનો દુર્લભ અને સર્વોત્કૃષ્ટ જે ઉદ્દેશ-હેતુ-અર્થ તે એવી રીતે, આસમાનના રંગો જોયાથી, શિખામણ રૂપે પ્રાપ્ત થાયછે !

૧-૨.-ચંદનીનો રંગ કેવો ઘેરો એટલે ભરેલો-પાકો (કાચો-આછો નહીં એવો) સફેત છે ! અને વળી એટલી બધી સફેતી છતાં એ રંગમાં એક પ્રકારનો એ ચંદનીનાં નૂર-તેજ-ચળકાટ રૂપી પાણીનો જાણે કંઈ આભાસ પડતો હોય તેવી રીતનો જે આભાસ મારતો ભાસેછે તે, આહા આજે માણેકઠારી પુનેમની રાતે કેવો ખિલતો બ્હાર આપેછે ? !

૩.-શરદપુનેમની રાત. ૪.-ચંદ્રનાં અમૃતની થંડક.

૫.-એ ચંદ્રના અમીરસની થંડકથી મનુષ્યના આત્મા આજે ઠરેછે-પ્રસંન થાયછે, અને એવી રીતે પ્રસંન થઈને "હાસ. આ ચંદની આજે કેવી કારમી રીતની-રળિયામણી દેખાતી-થંડક કરતી-અને સુખકર તથા પ્રિયકર લાગેછે-ધન્ય છે પ્રભુ ત્હારી લીલાને !"-એવાં એવાં અનેક પ્રકારનાં સંતોષ વચને કરીને સ્વાભાવિક રીતે જગકર્તાની સ્તુતિ અને તેના ગુણનું ગાન કરેછે !

૬.-શરદપુનેમનીરાત્રિએ. કૃષ્ણે ગોપિકાઓ સાથે જે રાસક્રીડા કીધી હતી તે; અથવા, એ રાત્રિએ ઠામ ઠામ જે ગરબાઓ ગાવામાં આવેછે તે !

૭-૮.-સોરઠ રાગના અંત્રામાં જે ઊંચો-બુલંદ સૂર લેવો પડેછે તેવા ઊંચા-અત્તાઈ સૂરનાં તાનનો ગગનમાં રમત રમતો પલટો !

હર્ષનાં ખિલ્યાં ફુલ,સુવાસ ઉડી રહી.;
આજ સિંધુ-સીપે મોતી પાક !-આજ કંઈ.-શો ઘેરો આ૦-૪[1].
વિજય શરદઋતુ, નિશા-નીશાનો ;
પીતાં રસ.ન.ધરાય પ્યાસ !-આજ કંઈ.-શો ઘેરો આ૦-૫[2].

---

## વિચારશક્તિ.

### ( કવિત્ત. )

અરે ઓ વિચારશક્તિ દિઠી મેં તો ત્હારી ગતિ,
જાણે જોરદાર અતિ ભડકું છાનું લિયે;
ચક્ષુ ત્હારો છડિદાર શોધી ક્હાડતો શિકાર,
જેને મ્હાળે તૂ વિચાર ઝોટાથી તે મૂળિયે;
ઘણી વાર છડિદાર નકમો શોધે શિકાર,
શિકારી એકરકાર જોઈ તુને હુલિયે;
અરે ઓ શિકારી તું તો ટોટા પેઠે ઘૂમે, પણ-
છડિદાર કયો કે શિકારી ક્હડ્યો મૂળિયે !-૧*.

---

૧.-આજની આવી રાત્રિએ મનુષ્યનાં મનના આનંદ રૂપી કુમુદનાં ફુલ સર્વત્ર ખીલી રહેલાંછે, તેથી કરીને એ આનંદનાં ફુલમાંથી ખુશબોની લપટ સર્વત્ર પ્રસરતી ઉડી રહેલીછે-અરે પણ એક ચમત્કારિક વાત એ છે કે સાગરને વિષે સીપમાં વરસાદનાં બુંદ પડીને તેનાં આજે મોતીઓ પાકશે-એવું એ આજની માણેકઠારી પુનેમની રાત્રિનું મહાત્મ છે!

૨.-એ શરદપુનેમની રાત્રિએ એક પ્રકારના આનંદનો નીશો-કેફ ચ્હડીને તેની પછી એક જાતની લ્હેર-ખુમારી આવેછે; અને એ નીશાની ધુંનમાં, એ લ્હેજતદાર આનંદરસ ગમે એટલો પીયાં કરીયે છૈયે, તોપણ તરસ મટતી નથી-એ અમૃતરસ પીતાં કદી ધરાઈને તૃપ્ત થવાતું નથી-એવો એ રસ અલૌકિક રીતનો તથા ચમત્કારિક છે !

* **વ્યાખ્યાનઃ**—જેમ ધગધગતો અગ્નિ પોતાની જ્વાળા રૂપી જીભે કરીને અતિશય જોરસાથી તલપ મારી મારીને, એકથી બીજું-બીજાંથી ત્રીજું-ત્રીજાંથી ચોથું-એમ પાટોપાટ મકાનોનાં છજાં ઝડપી ઝડપીને, તેનું પછી તમામ સત્વ ચુસી લઈને તેની ખાખ બનાવી મુકેછે, તેમ અરે ઓ વિચારશક્તિ-તર્કશક્તિ, ત્હારો વેગ અને ત્હારી રીત પણ તેવાંજ છે ! એક

## સ્વપ્ન પ્રત્યે ભાષણ.

(છપ્પયવૃત્ત.)

સ્વપ્ન વસ્તુ તૂં અજબ, ગજબ કેરિ મુકતૂં તૂં તો;
ભાંજતું સહુ તૂં ભ્રમજ, સમજ આ લહું હૂં તો;
છે નાટક સંસાર, લિલા અતિ ન્યારી એમાં;
સૂત્રધાર કિરતાર, ભાન આણે તૂં એમાં[1];
વળિ કહે વિજય અજ્ઞાનિને, જ્ઞાન ઉરે ઉપજાવતૂં;
ભુંડિ માયા કેરો મર્મ તૂં, શિખ આપી સમજાવતૂં.[2]—૧.

---

વાર પ્રથમ તો આંખ (મનચક્ષુ) ત્હારી આગળ દોડીને સઘળે ઠેકાણે એ-કરદમ નજર ફેરવીને—તપાસ કરીને—સઘળી બાતમી આણીને—ત્હને કહેછે કે—ફલાણે ઠેકાણે—ફલાણી રીતના શિકાર—ખોરાક—કસરત—ગંમત છે; એટલે પછી તું તરત તે ઠેકાણે ત્હારો (પવનપાવડી રૂપ) ઘોડો દોડાવી—પોંહોંચી વળીને, ઘણીજ બારીકીથી—ચીગ્રાચીગ્રીને, જેમ કોઈ કાબેલ બારિસ્ટર મુદ્દાના શાહેદની ઉલટ પાલટ તપાસ કરતો હોય તેવી રીતે, તું તે વાત કે વસ્તુને નખશિખપર્યંત નિહાળી નિહાળીને તપાસી જોઈ, તેનું એ પ્રમાણે મથન કરીને, જે તેનું નવનિત—સત્વ—સારાંશ—મુદ્દો હોયછે, તેને ઝટ તું તારવી ક્હાડીને ગ્રહણ કરી લેછે—ચુસી લેછે, અને તે ખોખાંને પછી તું પડતું મુકી દેછે! પણ વળી ઘણીક વખત એવું જોવામાં આવેછે કે બાહ્યચક્ષુની દૃષ્ટિ—નજર—નિઘા કોઈ અમુક વસ્તુ ઉપર લાગી રહેલી—ચ્હોંટી રહેલી હોય એમ બ્હારથી બીજાંઓને ભાસછે, તેમ છતાં ત્હારૂં—વિચારશક્તિનું તો તે વસ્તુના ઉપર કશું લક્ષ હોતુંજ નથી—તું તો તે વસ્તુને સમુળગી જોતીજ નથી—જાણે આંખ એવી વખતે દેખતી અંધ બની ગયલી હોયની! હવે એવી ત્હારી પ્રકૃતિ અકળિત અને નિરગુણી જોઈને હમે આશ્ચર્યમાં ગરક થઇ જઈયે છૈયે! અરે તું તો તત્વજ્ઞાનના શિકારની વાતમાં ઘણી પરાક્રમી અને પ્રતાપી છે, અને ઘુમવાનાં કામમાં તો ત્હારો વેગ એક ટોટાના સરખો છે, પણ જ્યાં આંખ મિચાઈ ગઈ (ઊંઘ આવી) કે પછી તું, ગજન—તાળવાં રૂપી લાકડે ટંગાઈ રહીને જાણે થોડી વાર સુષુપ્ત્યાવસ્થામાં (ઊંઘમાં) અર્ધ મૃત્યુની સ્થિતિમાં રહેતી હોયની—એમ અનુમાન થાયછે!

૧.—આ સંસાર એક નાટક રૂપ છે, અને એમાં નાટકકર્તા—સૂત્રધાર જગદીશ્વર છે—એ જે વાત, તેમાં.

૨.—તું હમને ત્હારૂં—પોતાનું, દૃષ્ટાંત બતાવીને એવી રીતની સમજણ આપેછે કે—જેમ સ્વપ્નાવસ્થાને વિષે સ્વપ્નની વાતો સત્ય હોય એમ તે વેળા ભાસેછે, પરંતુ તે તમામ ત્યારપછી જાગૃદવસ્થામાં આવતાં મિથ્યાભાસ

ભલા ભલા હુંશિયાર, જેહ કોથી ન ઠગાએ ;
તૂંથી તેહ ઠગાય, ખાલિ રડિ[1] હસિ[2] પસ્તાએ[3];
ખરે છે તું શી વસ્તુ, નથી એ તો સમજાતૂં ;
જાગૃત અને સુષુપ્તિ, એનિ[4] વચમાં[5] તૂં થાતૂં ;
ચિતવૃત્તી કેરી ભ્રમણતા, કંઇક અજીર્ણવિકાર છે ;
વળિ રુધિર તણાં ફરવાં ઉપર, સપનાં તુજ આધાર[6] છે.—૨.

સરખી સમજાયછે, તેમજ લૌકિક જાગૃદવસ્થામાં આ સંસારની માયાનો ખેલ— પૈસો—સ્ત્રી—છોકરાં—ઘરબાર—વૈભવ—સુખ દુખ—વિગેરે તમામ એ સહુ સત્ય હોય એમ લાગેછે ખરૂં, પરંતુ એ જે લૌકિક જાગૃદવસ્થા તે અજ્ઞાનની સ્વમાવસ્થા છે—તેમાંથી જ્યારે બ્રહ્મજ્ઞાનની અલૌકિક અને સાચી જાગૃદવસ્થા પ્રાપ્ત થાયછે, ત્યારે પછી એ તમામ સંસારની લૌકિક જે માયા તે પણ મિથ્યાભાસ સરખીજ અનુભવાયછે !

૧—૨—૩.—સ્વપ્નમાં સુખ દુખ જોઇને તે વેળા તે વાતનાં મિથ્યા હર્ષ શોક કરેછે ને તે સાચાં માનેછે, અને એવી રીતે જે નકામાં હર્ષ શોક કીધેલાં હોય તેને માટે પાછળથી પછી (લૌકિક) જાગૃદવસ્થામાં આવતાં તેઓ પોતાની એવી ભુલ જોઇને—સમજીને પસ્તાયછે !

૪—૫.—જાગૃત, અને સુષુપ્તિ એટલે નિદ્રા,—એ બેની વચમાં સ્વપ્ન થાયછે—એટલે અડધી ઉંઘતી અને અડધી જાગતી એવી જે જીવની—મનની સ્થિતિ તેનું નામ સ્વપ્નાવસ્થા અથવા સ્વપ્ન છે !

૬.—જે વાતમાં કે જે વિચારોમાં મન ભમ્યાં કરતું હોય તે વાત, કે તે વિચારો ઉપરથી સ્વપ્નનો મુળ પાયો—ધોરણ બંધાઇને, પછી તેની શાખાઓ—ડાળાં પાંખડાં—વિગેરે તમામ વૃક્ષની ઘટા બનીને, કે પછી તેની મ્હોટી ઈમારત તથા તેના ગુંચવણ ભરેલા રસ્તા વાળા ઓરડાઓ તથા ગોખ—ઝરૂખાઓ વિગેરે બધી તમામ રચના રચાઇને, તે તમામ આખી રચનાની રચનાજ એમની એમ એક પ્રકારનો એવી કંઇ સ્વચ્છંદી તથા વિલક્ષણ રીતની હવા ઉપર અદ્ધર ઉડતી રહેછે, કે તે ઘણી વાર પાયા વગરની હોય એમ આપણને લાગેછે—પરંતુ તેનો પાયો ઉંઘમાં ચણાયલો તથા દટાયલો હોયછે, અને વળી ચણાતાં વારને તરતજ તેના ઉપર વિસ્મૃતિનાં આચ્છાદનનો થર ચ્હડેલો હોયછે—તેથી કરીને તે આપણી નજરે પડી શકતો નથી ! વળી એ સ્વપ્નની ઉત્પત્તિનું કારણ ઘણી વખત, કંઈક અજીર્ણાંશ—અપચો—બદહજની—બાદી પણ હોયછે; તેથી કરીને એવી બદહજમીને લીધે નિદ્રા અધકચરી રેહેવાથી સ્વપ્ન ઉપજી આવેછે. તેમજ વળી શરીરમાં જે લોહી નિરંતર ફરતું રહેછે તેની ગતિના ઉપર પણ એ સ્વપ્નનો કેટલેક દરજ્જે આધાર રહેછે.

ઝાંખો કાળો શ્વેત, રંગ ઘણુંકરિ એ ત્હારા ;
રસ અદ્ભુત શ્રંગાર, ભયાનક તુજને પ્યારા ;
ચંચળ કુદતી ઉડતિ, ગતી ત્હારી મેં ભાળી ;
શ્વેત વસ્ત્ર રુપ ઝાંખું, ઘોડિ નિદ્રા તુજ કાળી ;
ઓ સ્વપ્ન, તું તો બહુ ભભકથી, રાજ કરૂછે રજનિયે ;
ધણિ મનમાની હકુમત કરે, હમે રાંક રૈયત છિયે !–૩.[1]
ઘડિમાં નદિ સર[2] વ્હાણુ, બાગ ફળ ફૂલ ફુવારા ;

૧.–એ કડીમાં સ્વપ્નનું ચિત્ર છેઃ–

મુખ્ય રંગ સાત પ્રકારના છે તે આવાઃ–ગળીનો, જાંબુવો, આસમાની, લીલો, પાળો, નારંગી, અને રાતો–એવા એ જે મુખ્ય સાત રંગ તે સાત રંગ મળીને સફેત રંગ બનેલોછે. હવે એ આઠ રંગોમાંથી એક તો કાળો, બીજો સફેત, અને ત્રીજો ઝાંખો, એટલે એ સાત રંગમાંનો ગમે તે કોઈ પણ એક આછો– તપખીરીયાને મળતો–ડાઘા અથવા ધાબાંના સરખો,–એવી રીતના એ ત્રણ રંગ સ્વપ્નને વિષે ભાસમાન થાયછેઃ કાવ્યશાસ્ત્રને વિષે–શૃંગાર, કરુણા, વીર, હાસ્ય. રૌદ્ર, ભયાનક, અદ્ભુત, બીભત્સ, અને શાંત–એવા જે નવ રસ કહેલાછે, તેમાંના–અદ્ભુત એટલે ભયાશ્ચર્ય ઉપજાવે તેવો, શૃંગાર એટલે પ્રીતિ ઉપજાવે તેવો, અને ભયાનક એટલે ભય–ધાસ્તી–બીક–ડર ઉપજાવે તેવો,–એ ત્રણ રસ સ્વપ્નને વિષે ઘણું ખરૂં અનુભવાયછેઃ એ સ્વપ્નની ચાલ, પ્રથમ ડગમગતી–ખસી–ઢળી–લપસી જાય તેવી, ત્યારપછી ઘણી ધામધુમ કરતી–ઠેકડા મારતી–ઝંપલાવતી. અને છેલ્લી વારે ઊડી જતી–અંતર્ધાન–અલોપ–ગેબ થઈ જતી,–એવી ત્રણ પ્રકારની ગતિવાળી ભાસમાન થાયછેઃ એ સ્વપ્નની આકૃતિ–રૂપ–ચેહેરો ઝાંખાં એટલે બરોબર સ્પષ્ટ રીતે ન દેખાયન્ન સમજાય તેવાં ભ્રાંતિના રંગનાં હોયછે, એનાં કપડાં સફેત ચંદની જેવાં ચમકતા રંગનાં હોયછે, અને એને બેસવાની ઘોડી જે નિદ્રા–ઊંઘ તે કાળા રંગની હોયછે–તેથી કરીને ઝાંખો, કાળો, અને સફેત–એ ઉપર કહેલા ત્રણ રંગ એવી રીતે સ્વપ્નને વિષે ભાસમાન થાયછે! અરે ઓ સ્વપ્ન, એવી રીતના દબદબાથી–જાહોજલાલીથી રાત્રિને વિષે આ આખાં જગતનું તું રાજ કરેછે, અને પછી તું ત્હારો અમલ ત્હારાં મનમાં આવે તેવી રીતે આપઅખત્યારીથી–સ્વચ્છંદી અને જુલમી રીતે બજાવેછે, પણ હમે તમામ મનુષ્ય જાત ત્હારી ગરીબ–લાચાર રૈયત છઇયે, એટલે તું જેવો અમલ બજાવવા માગે તેમો હમારે પ્રજાધર્મની રીતે કબુલ કરીને સહન કરવોજ જોઈયે, એ હમારી ફરજ છે–એ ઠેકાણે છુટવાનો બીજો હમારો કંઈ પણ રસ્તો કે ઈલાજ નથીજ !

૨.–સરોવર.

ઘડિમાં ઉજડ સ્મશાન, સ્હેર શોભિત અતિ ન્યારાં;
ઘડિમાં વળિ પાતાળ, ઘડિકમાં નભ ઉપજાવે;
ઘડિમાં નાખે નર્ક, ઘડિકમાં સ્વર્ગ બતાવે;
નવ દીઠેલો[1] નવ સાંભળ્યો,[2] બનાવ તૂં દેખાડતૂં;
બહુ ભભક ભેર જાણે ખરો,[3] વાળી આડો[4] આંક તૂં!—૪.
ઘડિમાં આણે મોત, ઘડિકમાં માર મરાવે;
થર થર ધ્રુજિ ન જ્હાય, ત્રાસ ભય એવાં લાવે;
ઘડિમાં કરિદે રાય, ઘડિકમાં રંક બનાવે;
વાંઢાને[5] રુડિ નાર, મિનિટ[6] સારૂ પરણાવે!
વળિ વ્હાલાં જે સ્વર્ગે વસે, સંયોગે[7] તૂં મેળવે;
શું નજરબંધિનો[8] ખેલ એ,—ઝટ ફરિ મન તૂં દૂખવે[9]?!—૫.

---

૧–૨.—આગળ કોઈ દિવશે અનુભવમાં ન આવેલો એવો—જોયલો પણ નહીં અને સાંભળેલો પણ નહીં એવો.—(એક વખતે મેં સ્વપ્નને વિષે એક શિંગડાંવાળી તથા મૂછાળી સ્ત્રી જોયલી!)

૩–૪.—તે વેળા તે બનાવ એવો તો સાક્ષાત—પ્રત્યક્ષ—આબેહૂબ જાણે અનુભવમાં આવતો હોય તેવો ખરેખરો ભાસમાન થતો જણાય, કે તેથી કરીને પછી ઘણીક વખત તોબા પોકારવી પડે!

૫–૬.—સુખ તથા દુખનો વખત—એ વિષે આ પુસ્તકમાં (પાને ૨૩૪મે) જે એક કવિત્ત છે તેની ત્રીજી કડીમાં જે કહેલુંછે કે—જાણી જોઈ નથી કોઈ દુખ માગી લેતું સપનાંમાં લાગ્યું સારૂં ને કટાણું મ્હોડું જાગતે—તે આનું નામ!—એમાં કહેલી વાત આ ઠેકાણે લાગુ પડેછે.—તે બિચારા વાંઢાને એ સ્વપ્ન એકજ મિનિટ પરણ્યાનો લ્હાવો લેવા દઈને તરત તેને પાછો રાંડેલો બનાવી દેછે, ત્યારે તે બાપડાને પછી એમ થાયછે કે—અરેરે આવું મિઠું સ્વપ્ન જરા વધારે વાર રહ્યું હોત—જરા પણ વધારે વખત ચોભ્યું હોત તો કેવું સારૂં?! અરેરે હું વળી અક્કરમીની પેઠે જાગી શાને ઉઠ્યો?!—જાગી ઉઠવાની એવી શી ઉતાવળ વહી જાતી હુતી?!

૭.—તેને પાછાં સજીવન કરીને, તેઓનો સંયોગ કરાવીને, તું હમને ઘણે વરસે પાછાં એકઠાં મેળવેછે; તે વેળા પછી હમે કંઈ કંઈ વાતો પરસ્પર પુછિયે છૈયે,—વચમાં આટલાં બધાં વરસ સુધીમાં કોઈએ કોઈની કોઈ દિવશ ખબર સરખી પણ ન લીધી—એમ કહી કહીને પરસ્પર ઠપકા દઈયે છૈયે—અને સુખ દુખની અનેક વાતો કરીયે છૈયે!

૮–૯.—એ પ્રમાણે ઘણે ઘણે વરસે જેમ તેમ કરીને ચાર વ્હાલાં ભેગાં થઈને હાસ્યવિનોદ કરતાં લગાર સુખસાતા વાળીને બેઠલાં હો-

ઘડિમાં પોકપોક, ધ્રૂસ્કાં મૂકિ રડાવે ;
ધબ ધબ છાતી થાય, ક્રૂરમી ચીસ પડાવે ;
ઘડિમાં અતિશય હર્ષ, રંગની રેલ મચાવે ;
ઘડિમાં આણે ક્રોધ, નવે[1] રસ સુખ દરસાવે ;
રુડિ વિજય કહે સપનાં તું તો, બુધ્ધિ ઈશ્વરની દાખવે ;
ઓ સ્વપ્ન તુજ અદ્ભુત ગુણો, છઉં અસમર્થ હું ભાખવે !–૬.

---

## નિદ્રા પ્રત્યે ભાષણ.

### ( દોહરા. )

ગંભિર આ શી તુજ ગુફા, ગહન[2] અનાદિ[3] વિકાસ[4];
આજ અલૌકિક ઊપન્યો, આત્મજ્ઞાન-પ્રકાશ.–૧.
મૂળ[5] સ્થીતિ તૂં માહરી, સ્વસ્થ[6] સ્વરૂપ સ્વધામ;
નિદ્રા ત્હારૂં નામ છે, સુખદાયક આરામ.–૨
રહી પરોક્ષે દાખવે, આત્મજ્ઞાનમાં મુક્તિ;

---

દઈયે છઈયે–તે પણ ત્હારાથી ખમાતું નથી, એવું તું અદેખું જણાયછે,–કેમકે, એવામાં અધવચ રંગમાં ભંગ કરી નાંખીને, કાં તો ત્હેને પાછાં હમારી પાસેથી ઉંચકી લઈ જઈ–ઉડાવી દઈને–કોઈ ઠેકાણે સંતાડી દેછે, કે કાં તો હમને ઓચિંતાં ઝબકાવીને જગાડી દેછે! હવે એ શું નજરબંધી, કે જાદુમંતર, કે એનું નામ કેહેવાય શું ? !

૧.–ઉપર ત્રીજી કડીમાં જે અદ્ભુત, શૃંગાર, અને ભયાનક–એ ત્રણ રસ કહેલાછે તે તો મુખ્ય છેજ, પરંતુ એ શિવાયના બીજા જે છ રસ રહ્યા તેનો પણ પ્રસંગે પ્રસંગે અનુભવ થાયછે; અને એવી રીતે નવે રસ પ્રસંગોપાત સ્વપ્નને વિષે જોવામાં–અનુભવવામાં આવેછે !

૨–૩–૪.–સમજવો અધરો–ઊંડો એવો, અનાદિ–આદિ–આરંભ–શરૂઆત વગરનો, ખુલ્લાં–પ્હોળાં મ્હોડાંનો જે શૂન્ય ગૃહની અંદરનો પોલાણ ભાગ–જેમાં જેટલું જેટલું અને જે જે આવે તેટલું તેટલું તે તે સમાવુંજ જાય એવો જે અથાગ ઊંડો, અને વળી જે પોલાણમાંથી ઘોર બોલાવંતી ઘોરનો ધ્વનિ નિરંતર, અને વિશેષે કરીને રાત્રિને વિષે, ઉઠી રેહેતો સંભળાયછે,–એવો જે અગાધ–ભવ્ય ખાડો–ગુફા તે.

૫.–જ્ઞાનનો અભાવ–પણ અજ્ઞાન નહીં, તેમ જ્ઞાને નહીં.–જ્ઞાન સહિત જે જાગૃદવસ્થા તે તુરીયા.

૬.–શરીર–મન સંબંધી નિરાંતની સ્થિતિમાં રેહેવું.

કોશ તૂજ આનંદમય, નિજ આનંદિ સુષુપ્તિ.—૩[1].
લેપન નહિં કો માતતૂં, સાક્ષિ[2] સ્વરૂપ સુહાઉં;
જ્યાંલગિ ત્હારી સાથ દેહ, પરમ મુક્તિપદ પાઉં!—૪.
અવર અવસ્થા વિકૃતી, મૂળ પ્રકૃતી તૂજ;
નિદ્રા તૂં મુજ આરસી, ભય મૃત્યૂનૂં શૂંજ?!—૫[3].
ચંચળતા મ્હારી છતાં, અંજન ત્હારૂં અનૂપ;
અંજાતાં ધુંધળું નયન, ચૈતન "થઈ", રહું ચૂપ!!—૬[4].

---

૧.—તું ગુપ્તપણે મભમમાં—મુઠ્ઠીમાં વાત રાખીને પરભારી રીતે હમને એમ બતાવેછે કે આત્મજ્ઞાનમાં મુક્તિ રહેલીછે—એટલે આત્મજ્ઞાન જો પ્રાપ્ત થાય તો પછી ચૈતન્ય વસ્તુની સદૈવ મુક્તિજ છે; વળી દેહને વિષે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય,—એવા જે પંચકોશ છે તેમાંનો છેલ્લો જે આનંદમય કોશ—એટલે આનંદનો ભંડાર—તે તેં ત્હારે પોતાને સ્વાધીન કરી લીધેલોછે—અરે તું સુષુપ્તિ એટલે નિદ્રા, નિજ આનંદી—એટલે પોતાનેજ વિષે નિરંતર આનંદી—મગ્ન રેહેનારી એવી છે! ૨.—અંતરજામીપણે સાક્ષીભૂત આત્મસ્વરૂપ તે વેળા નિજાનંદને વિષે શોભી રહેછે.

૩.—જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા, અને ઉન્મની—એવી જીવાત્માની જે પાંચ અવસ્થા છે, તેમાં સુષુપ્તિ—નિદ્રા જે વચલી અવસ્થા તે મૂળ પ્રકૃતિ રૂપ છે—અને આગલી પાછલી બીજી અવસ્થાઓ વિકૃતિ રૂપ છે (એટલે, જેમ દૂધ એ મૂળ પ્રકૃતિ રૂપ પદાર્થ છે—અને દહીં, છાસ, માખણ, ઘી—એ દૂધના વિકૃતિ રૂપ પદાર્થો છે તેમ). અરે નિદ્રા, અંતરજામીપણે સાક્ષીભૂત આત્મસ્વરૂપ એકાગ્રતાથી જોઈ રહી નિજાનંદ લેવાને માટે તું જીવાત્માની આરસી છે. હવે જ્યાંલગી એ ચૈતન્ય એવી રીતે સુષુપ્ત્યાવસ્થામાં રહેછે, ત્યાંલગી તેને દેહનું ભાન નથી હોતું, અને એ અવસ્થા કેટલીક વાર વળી અર્ધ મૃત્યુની અવસ્થા સરખી પણ કેહેવાયછે, તો પછી પૂર્ણ મૃત્યુની અવસ્થાનો ભય શો છે?—દેહ નાશ પામે તો તેથી કરીને, એ સુષુપ્ત્યાવસ્થાના આનંદમય કોશમાં—એટલે ચૈતન્યના નિજાનંદના અખુટ ભંડારમાં—શો દેહ વગર શી ખોટ આવવાની છે?!

૪.—ચૈતન્ય વસ્તુ ઘણી ચંચળ—ચાલાક—ચપળ છે, તેમ છતાં નિદ્રાનાં અંજને કરીને આંખમાં એક પ્રકારનું ઘેન—લ્હેર—ખુમારી આવીને એ આંખ મિચાઈ જાયછે, અને પછી જે ચૈતન્ય સ્વરૂપ આત્મા તે એવી, રીતે ચૂપ—મૂગો—શાંત—શરીર તથા મન સંબંધી નિરાંતની સ્થિતિમાં—સ્વસ્થ થઈ રહેછે!

બગાસું જાસુસ આવિને, કહે તુજ સ્વારી[1]-કહેણું[2];
તુર્ત આવિ તૂં વાસતી, કમાડ બંને નેણ!-૭.
પિઠપર લઇને પલકમાં, સ્વસ્થાને લઇ જાય;
મુકાવિ ત્યાંની વાત ત્યાં[3], આવે જાગૃત માંહ્ય!-૮.
શાંતી દાતા સર્વદા, આવરદાની અર્ધ[4];
તૂં વણ મ્હારી હોત સ્થિતિ, દર્દ વિષે અતિ ગર્દ[5].-૯.
વસેછ ચિંતા સોક જ્યાં, કરતાં કોટિ ઉપાય;
વંકઇ તૂં આવે ન ત્યાં, મન ત્હારૂં ન મનાય!-૧૦.
વૃદ્ધ, રોગિ, અપરાધિ ને, અપવાસિનિ ફરિયાદ;
ધરે ન તૂં બહુ કાનપર, લેતી જ્યવલે દાદ!-૧૧.

---

૧-૨.-"હવે હમણાં મહારાણીજી જે નિદ્રા સે પોતે પધારવાની તૈયારીમાં છે-તેટલામાટે ચૂપ રહો-બીજી તમામ ખડખડ ભડભડ એકદમ બંધ કરી દો-મટાવી દો-આટોપી-સંકેલી લો-રાણી સાહેબનો એ પ્રમાણે હુકમ છે!"-એવી રીતનો સંદેશો-વરદી.

૩.-આત્માને તે ઠેકાણે પોતાના મૂળ પિતા પરમાત્માની સાથે કેવી રીતે પ્રેમનું આલિંગન થયલું, અને પછી આત્મા તેની સાથે એકતાંરો બની જઇને એ પિતા પુત્ર કેવી રીતે એકરૂપ બની ગયલા-એ વિગેરે તે ઠેકાણે જે જે વાતોનો અનુભવ થયલો તે. તે તમામ વાતની, એ આત્મા જ્યારે પાછો જાગૃદવસ્થામાં આવેછે ત્યારે તેને, વિસ્મૃતિ થઇ જાયછે-એનું કારણ એવું કે-જેમ ફ્રિમેસન ધર્મવાળા પોતાના ધર્મની ગુહ્ય વાત-ગુપ્ત ભેદ-મુખ્ય પ્રતિજ્ઞા આપીને કોઇને કદીપણ ખુલ્લી કરવા દેતા નથી, અને એ ધર્મનાં મનુષ્ય બીજા ધર્મનાં મનુષ્યની આગળ પોતાના ધર્મની ગુપ્ત વાત જેમ પ્રાણાંતે પણ કદી નથીજ બોલતાં, અને પોતાની પ્રતિજ્ઞા નિરંતર પાળેજ છે;-તેમ એ નિદ્રા જે છે તે એવી કળાકુશળ છે, કે તે એ આત્મા જાગૃદવસ્થામાં આવે તે પહેલાં એ આત્માને વિસ્મૃતિના કુંડમાં એક એવી તો ડુબકી ખવડાવેછે, કે એ આત્મા જાગૃદવસ્થામાં પાછો આવેછે ત્યારે, પોતેજ પોતાની વાત વિસરી ગયલો હોયછે, તો પછી તે બીજાને તેમાંનું શું કહી શકે?! ૪.-જાણે સરાસરી ૧૦૦ વરસનું આયુષ્ય ગણીયે તો ૫૦ વરસ ઉંઘનાં.

૫.-આ સંસારના આધિ, વ્યાધિ, અને ઉપાધિએ કરીને આત્માની સ્થિતિ, એ નિદ્રા જો ન હોત તો, દુઃખમાં ગરકાવ બની જાત; પરંતુ નિદ્રાએ કરીને, ગમે તેટલું ને ગમે તેવું દુઃખ હોય તોપણ, એ જીવાત્માનાં સુખ દુખનું ત્રાજવું સમતોલ થઇ રહેછે!

કુંભકર્ણ કઇ ઘોરતા, બકે સ્વપ્નની માંહ્ય;
હિંડતા,[1] કરતા કર્મ[2] કઇ; કળા ત્હારિ ન કળાય !—૧૨.
પ્રાણિ માત્ર વશ ત્હારે, સુંઘાડતી તૂં ચૂર્ણ;
જાગૃતની[3] જે ખોટ[4] તે, તૂં કરતી પરિપૂર્ણ.—૧૩.
ક્ષુધા તૃષા પીડા નહિ જ્યાં, જ્યાં ન રંક કે રાય;
સમાન[5] સહુ ત્હારે વિષે, જેમ પ્રલયની[6] માંહ્ય !—૧૪.
નિદ્રા તજ પ્રતાપથી, થયોછ સાક્ષાત્કાર[7];
વિજયવાણિ રહિ મૌન અહિં, શૂન્ય હવો સંસાર !—૧૫.

---

## જીવ પ્રત્યે નિવૃત્તિ—નિવેદન.

### ( રાગ મ્હાડ. )

( "છલકારીના ઢોલા હાલો વ્હેલા ચાલો મોરા રાજ."—એ રાહ.)

મેરે પ્યારે જિવરા, મૈં હૂં તેરી, પોકારે[8] બેદ પુરાન;
પોકારે બેદ પુરાન રે, તું તો મેરો હૈં જીવન પ્રાન.—મેરે પ્યારે૦—ટેક.
બેદ પુરાનકો ભેદ પાયો તબ, આયો આતમગ્યાન;
અંતરપટકો ભેદ ખુલ્યો તબ, આખર એક નિદાન રે.—તું તો મેરો૦—૧.
શાંતિ મૈં હૂં તેરી કાંતી,[9] નિવૃત્તિ મોહે પ્રમાન;
છોડદે ઔર પ્રવૃત્તી ભ્રાંતી, આપ સ્વરૂપ પિછાન રે.—તું તો મેરો હૈં૦—૨.
મૈં હું પ્રકૃતિ[10] ખેલત તોસૂં[11], તૂં હૈં પુરુષ પુરાન;
મૈં ઇચ્છા હૂં મૂલ તેહારી, પ્રવૃતિ[12] બિકૃતિ[13] જાન રે.—તું તો મેરો હૈં૦—૩.

---

૧—૨.—કેટલાંએક માણસો હરેછે—ફરેછે—ચાલેછે, અને જાગૃદવસ્થાનાં જેવાં ઊંઘમાં રહીને કામો કરેછે !

૩—૪.—જાગૃદવસ્થામાં શરીરના અવયવોનો વ્યાપાર ધમધોકારે ચાલી રહેવાથી જે ઘસારો—ક્ષીણતા થયલાં હોય તે.

૫—૬.—જેમ મહાપ્રલયને વિષે સુવર્ણ, જવાહીર, અને કાદવ—પત્થર, એ સહુ સરખી કિંમતનું થઇ જાયછે, તેમ નિદ્રાને વિષે રાજા—રંક—ન્હાનાં—મ્હોટાં—એ સહુ સમાન બની જાયછે !

૭.—ચૈતન્ય પ્રભુનું જે ખરેખરૂં—સત્ય—પ્રત્યક્ષ દર્શન તે.

૮.—જીવને સુખ આપનારી નિવૃત્તિજ છે—પ્રવૃત્તિ નથી,—એ પ્રમાણે વેદ પુરાણ પોકારીને કહેછે. ૯.—શાંતિ—નિવૃત્તિ—સમાધાનિ—એ જાણે કે જીવાત્માની કાંતિ—શોભા—ખુબસુરતી—આરોગ્યતા છે.

૧૦.—શાંતિ—નિવૃત્તિ—સમાધાનિ—એ જીવાત્માની મૂળ પ્રકૃતિ રૂપ છે.

૧૧.—ત્હારી સાથે. ૧૨—૧૩.—પ્રવૃત્તિ—ભ્રાંતિ એ વિકૃતિ રૂપ છે

છાયા તેરી સો હૈ કાયા, માયા કછુ ન આન;[1]
અખંડ હૈં તૂ ચેતનસાગર, સબ કુછ તેહરી માન રે.–તું તો મેરો હૈં૦–૪.
ખેલનહારો આપ તુંહી હૈં, તેરે હાથ સુકાન;
મેંથી[2] ખિલોના[3]–ખેલક બિચમેં, ભ્રમ ડારયો અજ્ઞાન રે.–તું તો મે૦–૫.
પ્રકૃત્તિ બેરન સોકલડીને, પઢાયો દેહાભિમાન;
દારુન દુઃખકિ જાલમેં ડારયો, દેખલે સારિ જહાન[4] રે.–તું તો મે૦–૬.
સુખકી આસ બતાકે તોકૂ, ભૂલાયો અપનો ભાન;
માનત ક્યોં ન તું મેરે પ્યારે, ક્યોં તું ભયો ગુલતાન રે?!–તું તો મે૦–૭.
આતમજ્ઞાન બિનાં નહિ શાંતી, સુખ નહિ શાંતિ સમાન;
બેરન દુષ્ટને કીનો અંજન, ભ્રષ્ટ ભઈ તેરી સાન રે.–તું તો મેરો હૈં૦–૮.
મત ધર મેરે પ્યારે જિયરા, કહેનો ઉનકા કાન;
છોડ રટન[5] અબ આ તૂ અપને, મૂલ વતન મકાન રે.–તું તો મે૦–૯.
સમાધાનિ મેં હૂં પટરાની, શિયાને બિજય સુજાન;
આ તૂ અપન પિયેંગે નિરંતર, બ્રહ્મ–સુધારસ–પાન રે!–તું૦–૧૦.

---

## છેલ્લું બોલવું.*

### ( ગરબી. )

( "આ શું જોઆે રે આંખ તૂં"—એ રાહ. )

છેલ્લૂં છેલ્લું આ બોલવૂં, બહુ[7] બોલી ક્યમ આ સૂંમ[8]?
આજે બલિહારી ઠાવકી, શું થઈ રેહેશે કંઈ ગૂમ?–છેલ્લું છેલ્લૂં આ૦–ટેક.

---

૧–બીજી. ૨–૩.–પ્રથમ ત્હારે ખેલવાનું રમકડું હુંજ હતી–તું પુરૂષ અને હું પ્રકૃતિ; તેમાં વચ્ચે પ્રકૃત્તિ સો એક અજ્ઞાનનો પથરો નાખીને એવી રીતે ભરમ–ભ્રાંતિ ઉપજાવી, એટલે તેથી કરીને એ ચૈતન્ય રૂપી તળાવનું પાણી જે સ્થિર હતું તે તમામ ડોહોળાઈ ગયું!
૪–દુનિયાં. ૫.–રખડપટ્ટી. ૬.–પીશું.

* એ વિષયનો ભાવાર્થ એવો છે કે ઉલટાવેલાં લઘુવિરામચિન્હમાં લખેલા શબ્દો આ વિજયવાણીનો જે જીવાત્મા તેના છેલ્લા બોલેલા બોલ છે, અને એ શિવાયનું જે વિકલ્પ તથા પ્રશ્ન રૂપે આત્મભાષણ તે જાણે કવિ પરોક્ષે રહીને કોઈ એક જ્ઞાહિત પુરૂષની પેઠે પુછીને પોતાના જીવાત્માની પાસે એ છેલ્લા બોલ કેહેવડાવેછે, અને પછી કવિ તે, વિષે સ્હેજ પોતાનો જે વિકલ્પાત્મક વિચાર અને અભિપ્રાય તે જણાવીને એ વિષય પુરો કરેછે.

૭–૮.–આ વિજયવાણીનાં પુસ્તકમાં આટલું બધું સામટું બોલીને

શું નહિ વદાએ ખાઈ ગમને? નહિ નિકળે ઉભરા બ્હાર ?[1]
યદિ[2] આ જાણુ મુકેલી જોમિએ, ડોલીલે[3] મ[4] ચુકિશ યાર.—છેલ્લું૦—૧.
'શું[5] વદું, વધ્યા[6] વણ વધુ[7] સમજાય રે,—બોલ્યો જિવ છેલ્લૂં એમ;—
'જ્ઞાન વિમાન[8] ઉંચાં ઉડતું આયરે, ન સુણાય[9] ઉંચાં વદું કેમ'[10]?—૨.
વિશ્વ મુકી આ ઊંચાં[11] વાયુમાં, હશે જિવ[12] શા થશે વિચાર[13];
ધન ધન વિમાન[14] ગતિ દઢ[15] જ્ઞાનની, ભવ મુકયો પેલે[16] પાર!—છે૦—૩.

---

હવે આજે—આ વખતે આમ કેમ મુનિવ્રત ધારણ કર્યુંછે ?!

૧.—એવી રીતે અણબોલ્યાં રેહેવાનું કારણ જો કંઇ આધિ એટલે મનનાં દરદનો ઉભરો હોય તો જરા ખામોશી ખાઇને તે ઉભરો શું બ્હાર નહીં કહડાય ?

૨.—લગ્ન પ્રસંગે કાળ માપવાને સારૂ, તળિયે ઝીણાં કાણાં વાળો પાણીમાં તરતો મુકવામાં આવતો વાડકો જે ૧ ઘડી સુધીમાં બરોબર પૂરેપૂરો ભરાઇ રહીને પછી તરત ડુબી જાયછે તે. અથવા, એનો બીજો અર્થ એવો કે—આ અનુકુળ પ્રસંગ—ચોઘડિયું.

૩.—મ્હુરત જોતા ન રહી એકદમ ઝડપથી લઇલે—એ અનુકુળ પ્રસંગને ઉપયોગમાં લઇલે. ૪.—એ તક જવા ન દે—ખોઈ મા નાખ.

૫-૬-૭.—"હજી ત્હારે મ્હારી પાસે બોલાવવાનું બાકી શું રહ્યુંછ ?—મેં ત્હને આ વિજયવાણીનાં પુસ્તકમાં થોડાંમાં ઘણું કરીને કહી દીધેલુંજ છે—કહેવતછે કે 'ન બોલ્યામાં નવ ગુણ'—તેમજ વળી બીજી કહેવત એવી છે કે 'અતિ સર્વત્ર વર્જયેત'—તેટલામાટે અતિશય બોલવામાં મઝા નહીં—'રંગનાં ટુચકા હોય—કુંડાં ન ભરાય'.—ને એમ છતાં વળી વગર બોલે વધારે લક્ષપૂર્વક રીતે જોતાં જેમ છે તેમ સઘળું વધારે સુલભ રીતે દેખાયછે, અને જે ખરેખરૂં કુદરતી સ્વરૂપ તે આપોઆપ સમજાઇ આવેછે, અને આવશેજ !"

૮-૯-૧૦.—"એમ છતાં બોલાય તો ખરૂં, પણ હવે તો જ્ઞાન રૂપી વિમાન ઊંચું ઉડેછે, તેથી કરીને ઊંચાં રહીને જે બોલવામાં આવે તે સંભળાય નહીં, અને પુરેપુરૂં સમજાય પણ નહીં, ત્યારે એ ઠેકાણે બોલવાનું શું પ્રયોજન ?" ૧૧.—અંતરિક્ષ—અદ્ધર—એક જુદાજ પ્રકારના તરંગના ઘરના વાયુના પ્રદેશમાં.

૧૨-૧૩.—એવે ઠેકાણે ચૈતન્ય આત્મા આ સ્થૂળ દેહથી અલગ રહીને કેવી સ્થિતિમાં હશે, અને તેને તે સ્થિતિમાં કેવા કેવા પ્રકારના વિચારો ઉત્પન થતા હશે ?! ૧૪-૧૫-૧૬.—આહા, સ્વતઃસિદ્ધ જે જ્ઞાન અને એવાં જ્ઞાન રૂપી જે વિમાન તેના વેગની શી વાત !—એ વિમાન એવી રીતે જોતાં જોતાંમાં આ ભવસાગરને પેલે પાર ઉતરી ગયું!

શાંતિ ગભિરતા શી ધામમાં, વાયુરૂપ શું મેદાન;
નિશ્ચય નાવ વિજય વહ્યું સિંધુ-વા, ન અથડ્યાં જ્ઞાનાજ્ઞાન !-છેલ્લું.-૪[1].

---

## સમાપ્તિ.

### (કવિત્ત.)*

આહા કેવો વિજય મેં જોયો એક ખંગ[2] આજે,
વિજય વિજય વાણી[3] આકાશે વદાઈ ગઈ;

---

૧.-આહા, હવે આ સ્વધામને વિષે કેવી અલૌકિક શાંતિ અને કેવું ભવ્યપણું ભાસેછે ! અને આ તરંગી વાયુનો કેવો મ્હોટો વિશાળ પ્રદેશ ચોકરદમ સર્વત્ર પ્રસરી રહેલોછે-એ વિનાં અન્ય વસ્તુ આ સ્થળે કંઈ ભાસતીજ નથી-હવે એ તર્કના વાયુનો જે સિંધુ તેને વિષે જ્ઞાનના સંકલ્પ રૂપી નૌકા નિર્ભયપણે તથા યથેચ્છ રીતે-સ્વતંત્રપણે અહિં તહિં નિરંતર ખેલતી રહેશે-અને જ્ઞાન તથા અજ્ઞાનના મિશ્રિત-ભેળસેળ થઈ ગયલા-એવા ખડકા જે ભવસાગરને વિષે નડેછે-નડતા હતા-તેવા હવે અહિંયાં કોઈ પણ ઠેકાણે કદી પણ નડવાના નથીજ-કેમકે, એવા ખડકા આ સિંધુને વિષે સમુળગા છેજ નહીં !

*એ કવિત્તનો વિષય એવો છે કે જેમ કોઈ એક નાટકનો ખેલ જોવામાં આવ્યો હોય તેમાંનાં તરેહ તરેહનાં વેશ, પોશાક, રૂપ, રંગ, અલંકાર, હાવભાવ, નૃત્ય, ગાયન, સંભાષણ, વિગેરે તમામ બાબતોનાં ચિત્ર અને આભાસ જાણે મનચક્ષુની આગળ નિરંતર ભાસમાન થઈ રહેલાં હોય-એવા પ્રકારના નાટકના ખેલના દેખાવનું માત્ર સંક્ષેપમાં ઉપલક ઉપલક રીતનું કોઈ મિત્રની આગળ વર્ણન કરી બતાવવામાં આવતું હોય, તેમ એ કવિત્તમાં કવિ એ ઠેકાણે સૂત્રધારના હોદ્દાનું કામ પોતાને માથે લઈને, આ વિજયવાણીનાં પુસ્તક રૂપી નાટકના ખેલના સારાંશ-સત્વ-મુદ્દા-વ્યંગ-છુપા ભેદ રૂપે છેલ્લી વારે એ 'નાટકની રંગભૂમિ ઉપરના પડદાની પાછળ જ્ઞાનનાં આકાશને વિષે એક અલૌકિક-ચમત્કારિક-ગુપ્ત ભેદ અને ગુહ્યાર્થ સહિત જે દેખાવ જોવામાં આવેછે, તે દેખાવનું તમામ શ્રોતાજનોની સનમુખ પડદાની આગળ આવીને કવિ સંક્ષેપમાં વર્ણન કરી સંભળાવીને આ વિજયવાણીનાં પુસ્તક રૂપી નાટકના ખેલની એવી રીતે છેલ્લી વારે સમાપ્તિ કરેછે.-હવે એ કવિત્ત માંહેલા કઠિણ શબ્દાર્થ તથા વાક્યાર્થ આ પ્રમાણે છેઃ—

૨.-તર્કની સાથે યુક્તિ સહિત અને એમ છતાં વળી સ્વાભાવિક-કુદરતી એવી જે કંઈ તાર્કિક અને માર્મિક રચના તે.

૩.-જેમ ગેબી અવાજ રૂપે, આકાશવાણી થતી સંભળાતી હોય તેમ

વિદ્યુતને ચમકારે ચમકિ અજ્ઞાન ન્હાઠું[1]
દિઠિ ઘનઘોર એવી ઘટા[2] નભે છાંઇ રહિ;
શાંતિ થતાં જોયું સહજ, ખેલ[3] તો હસવું ને રોવું,
અજ્ઞથી ન ગગડાટ લડાઇ[4] કળાઇ કંઇ;

---

જ્ઞાનનાં આકાશને વિષે વિજયવાણીનો સ્વર સંભળાયો તેના ધ્વનીનો ઘોષ હજી ભણકારા રૂપે એ જ્ઞાન આકાશને વિષે ચોકરદમ ફેલાઇ રહીને ઘુમી રહેલોછે! ૧.—નીતિ–ધર્મના ઉપદેશકારક અને સુબોધ-કારક જ્ઞાનની વિજળીના ચમકારાથી, અથવા શિક્ષા–નસિહતના ચમ-ચમતા ચાબખા રૂપી વિજળીના ચમકારાથી, અજ્ઞાન જે હતું તે હવે છીંક લઇને–ફાળ મારીને–ન્હાસી–ભાગી ગયલુંછે!

૨.—એવે–એવામાં જ્ઞાનનાં આકાશને વિષે સહજાનંદ–નિજાનંદનો વરસાદ અંધરાઇ આવવાથી ઘેરા રંગનો રમણીય દેખાવ છવાઇ રહીને જ્ઞાનાનંદની ઘનઘોર ઘટા થઇ રહેલી ભાસમાન થઇ!

૩–૪.—પ્રથમ તો આ અજ્ઞાન ભરેલું એવું જે મન તે ઘડિકમાં એ આકાશને વિષે નાનાપ્રકારના ઉડીને આંખે વળગે એવા કાલા–કાલ-લા–નાજુક–કુંમળા–ખુબશુરત–અને ચમકતા રંગો જોઇને અતિશય હર્ષ પામીને પ્રસંન થઇ જઇ સારીપેઠે હસવા લાગ્યું. અને પાછું ઘડિકમાં વળી એ આકાશને વિષે વિજળીના ઝબકારા થઇને ઘનગર્જનાના ગગ-ડાટા તથા કડાકા અને ભડાકા જોઇ સાંભળીને અતિશય ભયભિત થઇ જઇને ધાસ્તીથી ચોંકી ચોંકીને હેબક ખાઇ જઇ છાતીફાટ રડવા લાગ્યું, અને એ જે એવી રીતે સદ્ગુણ દુર્ગુણોની તથા જ્ઞાન અજ્ઞાનની લડાં-ઇના કડાકા ભડાકા થયલા, તે વાત તે વખતે પોતાનાં અજ્ઞાનને લીધે એ મનના સમજવામાં કંઇ પણ આવી શકેલી નહીં, પરંતુ હવે તો ઉપર કહ્યા પ્રમાણે સુબોધકારક જ્ઞાનની વિજળીના તથા નસિહતના ચમચમ-તા ચાબખા રૂપી વિજળીના ચમકારાથી ચોંકીને અજ્ઞાન ન્હાસી–ભાગી ગયલુંછે, અને જ્ઞાનાનંદના ઘરનો સહજાનંદ તથા નિજાનંદનો વરસાદ જે અંધરાઇ રહેલો તે હવે આવ્યોછે,–તેથી કરીને સર્વત્ર થંડક થંડક અને શાંતિ શાંતિ થઇ રહેલીછે–એટલે એ બધો તમામ નાટક રૂપ જે ખેલ તે એ મનના સમજવામાં હવે આપોઆપ સહજ સ્વભાવે આવી ગયો હોય એમ ભાસેછે–અને એ ઠેકાણે કવિ આશા રાખેછે કે સર્વ શ્રોતાજનો-નાં મનમાં પણ એ પ્રમાણે એ તમામ નાટકના ખેલનો સારાંશ–મુદ્દો–સત્વ–અને વ્યંગચમત્કૃતિભરેલો જે છુપો ભેદ તે હવે પૂરેપૂરો ખુલા-સાથી સમજાયો હશે

વસ્તૂ-સિંધુમાં[1] વિજય વમળો આ રહેજે સમ્યું,
આપોઆપ ભ્રાંતિ ઉપજિ, નેતે સમાઇ[2] જઇ !–૧.

---

૧–૨.– કવિ કહેછે કે ચૈતન્યબ્રહ્મ રૂપી જે મ્હોટો સભર અને વિસ્તીર્ણ મહાસાગર તેને વિષે આ વિજયવાણી રૂપી જે એક ભ્રાંતિના વમળ રૂપ પરપોટો–તરંગ તે આપોઆપ સહજ સ્વભાવે પોતાની મેળે પોતાનામાંથી ઉત્પંન થઇને પાછો પોતાને વિષેજ એવી રીતે સમાઈ ગયોછે ! હવે સર્વત્ર નિરંતર એ પ્રમાણે શાંતિ શાંતિ વ્યાપી રહેલીછે ! અને તેમજ વળી સર્વ શ્રોતાજનોનાં મનને વિષે પણ શાંતિ થઇ રહો–એવો વિજય કવિનો છેલ્લી વારે વિજયવાણીની સમાપ્તિ વેળા સર્વેને આશીર્વાદ છે–તથાસ્તુ !



'જ્ઞાન વિમાન ઉંચાં ઉડયું જાય રે, ન સુણાય ઉંચાં વદું કેમ ?!'—છેલ્લું ચિત્ર (બલુન)............................ ( પાને ૩૫૪ મે જુઓ. )